જવાની અણી ઉપર છે એવા રઘવાયા માણસને ઘડીક ઊભા રહીને થાક ખાવાની ખાસ જરૂર જણાય છે ! થોડીવાર જ જો આપણે થંભીને આપણી જાત સાથે વાત કરી શકીએ તો અંદર જ રહેલો રત્નનો ખજાનો (આનંદ) એ આપણને મળી શકે... અને ભીતરથી જ આત્મા કહી ઊઠશે કે... "My Propose in life is that I have no poropse' !

દોસ્તો ! આ જ ફીલિંગમાં કન્ટીન્યૂટી જાળવીએ તો આપણાં અંતરનાં દ્વારને ઉઘાડવા માટે દસ્તક દઈ રહ્યું છે. આપણું બીજું પુસ્તક..!

જી હા... સ્કોટલેન્ડનાં લેખિકા સુશ્રી એઈલીન કેડીનું પુસ્તક : 'Opening Doors Within' કે જેનો ગુજરાતી ભાવાનુવાદ કર્યો છે, આપણા જાણીતા લેખિકા સુશ્રી કુન્દનિકા કાપડિયાએ... (જે પોતાના નામ આગળ-ઈશા - લગાડે છે.) ૧૯૫૩માં લેખિકાને ખુદને અંતરમાંથી ઝીણા-ઝીણા અવાજથી આ બધા સંદેશાઓ સંભળાયા હતા ! અને જાણે કે ખુદ ઈશ્વર જ આ વાતો કહીને પોતાની નિરાશા, હતાશા, ઉદાસી અને દુઃખને દૂર કરવામાં એક મિત્રની જેમ જ મદદરૂપ બનતા હોય એવી પવિત્ર ભાવના સાથે બહેન એઈલીન કેડીએ વિગતવાર એ બધા જ સંદેશોને તા. ૧ જાન્યુઆરીથી લઈને ૩૧મી ડિસેમ્બર સુધી એની ચીવટથી નોંધ કરેલી છે એટલે આ પુસ્તકમાં નાનકડા પાનામાં તારીખ પ્રમાણેની નાની-નાની નોંધ કરેલી છે. આ એ પ્રકારનું લખાણ છે જે દરેક વ્યક્તિને એમ જ થાય કે આ તો ઈશ્વરે મને જ કહેલી વાત છે. 'ઉઘડતા દ્વાર અંતરનાં' પુસ્તકમાં લેખિકાએ જે સંદેશાઓ આપ્યા છે એમાં સતત જીવન પ્રત્યેનું હકારાત્મક વલણ જ રજૂ થાય છે. જીવનને ગમે તેવી સ્થિતિ વચ્ચે પણ અર્થપૂર્ણ અને આનંદથી ભરપૂર કરી દેવાની એક અગમ્ય તાકાત અને શક્તિની વાત પાને-પાને દીવાની જેમ પ્રકાશ પાથરે છે. જીવનની અત્યંત મહત્ત્વની બાબતો પ્રેમ, આનંદ, શાંતિ, એકતા, મૈત્રી, કુમાશ, દયા, માયા, કૃતજ્ઞતા આ બધી છે ! બાકીનું બધું જ પ્રદૂષણ છે મનની ઈર્ષા, ક્રોધ, નિરાશા, ઉદાસી આ બધું સાફ થાય ત્યારે મન કેવળ આનંદનું જ રૂપ બની રહે છે ! અને 'જીવન એક મિત્ર જેટલું જ વ્હાલું બની રહે છે !'

**જીવનની અત્યંત મહત્ત્વની બાબતો પ્રેમ, આનંદ, શાંતિ, એકતા, મૈત્રી, કુમાશ, દયા, માયા, કૃતજ્ઞતા આ બધી છે ! બાકીનું બધું જ પ્રદૂષણ છે મનની ઈર્ષા, ક્રોધ, નિરાશા, ઉદાસી આ બધું સાફ થાય ત્યારે મન કેવળ આનંદનું જ રૂપ બની રહે છે !**

વાંચવાની આળસ હોય એવા મિત્રને ગમે એવી વાત એ છે કે, આખીય ડાયરીમાંથી ગમે તે એક પાનું ઉઘાડીને વાંચશો તો પણ કંઈક તાજગીથી સભર મળશે જ.

'મન આપનું છે, આપની મરજીની જ વાત છે ! વાંચવું કે ન વાંચવું કંઈ પણ, આપની મરજીની વાત છે !'

દોસ્તો ! હું તો માત્ર આંગળી ચીંધી દઉં છું... કે આ વાંચવાલાયક પુસ્તક છે... ખરું ને ? ઘણી વખત સો જણાને આંગળી ચીંધી હોય તો એમાંથી એક જણ એ દિશામાં જાય પણ ખરું...

અચ્છા 'Now come to the point...' ...આપણું ત્રીજું પુસ્તક છે... જગવિખ્યાત લેખક - ચિંતક સિરિયા દેશનાં વતની અને કલમ દ્વારા દરેક વાચકના દિલમાં વસનારા ખલિલ જિબ્રાનનું... 'The Prophet' જેનો ગુજરાતીમાં ભાવાનુવાદ કર્યો છે. કિશોરલાલ મશરૂવાળાએ... આ પુસ્તકનું ગુજરાતીમાં નામ રખાયું છે... 'વિદાય વેળાએ.'

મિત્રો ! રવીન્દ્રનાથની 'ગીતાંજલી'ને જ્યારે નોબેલ પ્રાઈઝ મળ્યું ત્યારે એક વિવાદ ઉઠેલો કે ખલીલ જિબ્રાનના પુસ્તક 'પ્રોફેટ' ને કેમ નહીં ?... આટલી હદની લોકપ્રિયતા મેળવનાર આ પુસ્તકમાં લેખકે જિવાતી જિંદગીની એ તમામે - તમામ બાબતો વિશે લખ્યુ છે જે દરેકેદરેક માણસના જીવનને એક જ સરખી રીતે લાગુ પડતી જ હોય ! અત્યંત સરળ અને આકર્ષક રીતે શૈલીથી પ્રેમ - લગ્ન - બાળકો - શ્રમ - વેપાર - ગુનો - સજા - શિક્ષણ - મિત્રતા - ભલાઈ - બૂરાઈ - સુંદરતા - મજા - આનંદ - ધર્મ - દુઃખ - કાયદો - બુદ્ધિ - લાગણી - ધન - હર્ષ - શોક - વૃદ્ધ લોકો - ઘર - ભિક્ષુજન - કાળ - મૃત્યુ, જીવન અને વિદાય...!!! આ બધી જ બાબતો ઉપર એણે લખ્યું છે. લેખકે આ વિચારો પોતાની ૧૯ વર્ષની ઉંમરે લખીને પોતાની માતાને બતાવ્યા ત્યારે લખાણથી પ્રભાવિત થયા વગર દીકરાને કહ્યું કે, 'બેટા' ! હજુ આ વિચારો કાચા છે, એને પાકવા દે ! - અને જિબ્રાને એ લખાણ અભેરાઈ પર ચડાવ્યું ! પછી વરસોનાં વરસો બાદ એમાં ફેરફારો કરીને એને પ્રકાશિત કર્યું.

દોસ્તો ! આજે પણ જિબ્રાનના પ્રેમ વિશેના વિચારો કેટલા બધા વાસ્તવિક લાગે છે એ જુઓ ! એ લખે છે કે... 'પ્રેમ એ તો પડખામાં સૂતેલી તલવાર છે જે મનની અંદર સૂતેલાં સપનાંને ઊભે-ઊભાં વેતરી નાખે છે. પ્રેમ સિંહાસનેય બેસાડે છે - તો એ જ પ્રેમ શૂળીએ પણ ચડાવે

છે ! ઊંચે તડકામાં ગેલ કરતી કૂણી પત્તિયો પણ પ્રેમ છે અને છેક જમીનમાં ખૂંપેલાં મૂળિયામાંથી ઇચ્છાનાં વૃક્ષને કાપી નાખનાર તત્ત્વ પણ પ્રેમ જ છે. પ્રેમમાં શ્રદ્ધા રાખવી હોય તો તમારે મેંદાના લોટની જેમ મસળાઈ જવા માટે તૈયાર રહેવું પડે છે. પ્રેમ તમને એવી ભેટ આપશે જે તમને હસાવશે પણ પૂરેપૂરા નહીં અને રડાવશે, તોય પૂરેપરા નહીં. પરંતુ... એ વેદના જગતનાં બધા જ દુઃખથી, સુખથી વધુ વ્હાલી લાગે એવી હોય છે. બધું જ ગુમાવી દેવાની તૈયારી માંગે છે પ્રેમ...'

મિત્ર ! પ્રેમની તો દરેક દિલ દીઠ નોખી - નોખી જ વ્યાખ્યા રહેવાની ! મોટેરાને મન પ્રેમની વ્યાખ્યા હોય એ જ ભૂલકાં - નાનકડાં બાળકોને મન ન પણ હોય... અને આ બાળકોને મન જે પ્રેમ છે, એની તો દુનિયા જ નિરાળી છે ને આપણું હવે પછીનું પુસ્તક પણ એ જ મતલબનું છે.

જી... હા... ઊગતા સૂરજની ભૂમિ એવા જાપાનનાં જ વિખ્યાત ટી.વી. કલાકાર, એવા લેખિકા તેત્સુકો, કુરોયાનાં શાળાનાં સ્મરણોનાં રંગીન - ટચૂકડા પ્રસંગોની બિછાત લઈને સમગ્ર જાપાન અને વિશ્વમાં 'To Tochan' !!! નેશનલ બૂક ટ્રસ્ટ દ્વારા ગુજરાતીમાં અનુવાદિત થયેલું આ પુસ્તક આપણા સુધી પહોંચ્યું છે રમણ સોની દ્વારા...

આજે સમગ્ર જગ્યાએ શિક્ષણની ઘોર ખોદાઈ ગઈ છે એવા વખતે સર્જનાત્મક શિક્ષણ દ્વારા બાળકોનો સર્વાંગી વિકાસ કરવાના વિનમ્ર - નવતર પ્રયાસ રૂપે આ પુસ્તક ખરેખર તો દરેક શિક્ષક, દરેક વાલીએ વાંચવું અને વિચારવું જ રહ્યું !

'તોતોચાન' - એટલે કે ખુદ લેખિકા પહેલા ધોરણની વિદ્યાર્થીની તરીકે શાળાને, શિક્ષકોને, વાતાવરણને, મિત્રોને, પ્રાણીઓને, પ્રવાસને, સંગીતને, ખેતરને, નૃત્યને... કઈ દૃષ્ટિથી જુએ છે ! એ બાળસહજ કુતૂહલ - જિજ્ઞાસા - નિખાલસતા - નિર્દોષતાને એકદમ ટૂંકા - ટૂંકા પ્રસંગોમાં લેખિકાએ વર્ણવી છે. સુંદર મજાનાં રેખાંકનો - ચિત્રો દ્વારા આ પુસ્તકને એકદમ જીવંત અને નયનરમ્ય બનાવે છે.

આ પુસ્તકની વિશેષતાએ છે કે... લેખિકા એટલી બધી સંવેદનશીલ અને લાગણીશીલ છે કે... પોતાના કલાસમાં ભણતાં બધા જ મિત્રનો એણે આટલી મોટી ઉંમર પછી પણ સંપર્ક કરીને આ જ પુસ્તકને અંતે એ બધાંય મિત્રને યાદ કરીને એ બધાં અત્યારે શું છે... ! એમની જિંદગી કેવી ચાલે છે ? એ બધું જ બયાન કર્યું છે !

આજે જ્યારે દરેક મા-બાપને એવું ભૂત સવાર થઈ ગયું છે કે, પોતાનું બાળક આમ બને - કે તેમ બને, આ ક્ષેત્રમાં ટોચ ઉપર પહોંચવું જ જોઈએ ! IAS બનીને એણે તો કરીને દેખાડવું જ જોશે... ! આ ડૉક્ટર તો બનશે જ ! આ પ્રોફેસર તો બનશે જ, એને બનવું જ પડશે ! આ બધી જ જીદ-સપનાઓએ બાળકનાં કુમળા મનમાં લાદી દઈને જેમ અપેક્ષાઓ પૂરી કરાવડાવવા મચી પડ્યા છે, એ લોકોને લેખિકાએ લાલબત્તી ધરી છે..

તોતોચાનની બાળસહજ હરકતો, તોફાનો, જિજ્ઞાસા, કૃત્યો, કુતૂહલ... આ બધું જ એટલું બધું રસપ્રદ રીતે લખ્યું છે કે, આપણામાં એક 'તોતોચાન' નામની બાળકી કૂદાકૂદ કરવા લાગે છે ! એટલી બધી મુક્ત રીતે તોતોચાન પોતાના વિચારો રજૂ કરે છે... કે સંભાળનારા દંગ રહી જાય. રેલવેનાં ડબ્બામા બાળકોને ખુલ્લું વાતાવરણ પૂરું પાડનારાં આચાર્ય કોબાયાશીની 'તોમોએસ્કૂલ'નું એક રમણીય ચિત્ર વાચકનાં મનમાં જ ઊભું થઈ જાય છે. આ આચાર્ય દરેક બાળકના ઘડતરમાં એટલો બધો રસ લ્યે છે કે... દરેક બાળક મોટું થયા પછી પણ એનાં પ્રેમને - હૂંફને ભૂલી નથી શક્યા. આપણામાં રહેલા એક નિર્દોષ અને નિર્દંભ બાળકને જગાડવા માટે પણ આ પુસ્તક વાંચવું જ રહ્યું. લેખિકા આ બૂક લખ્યા પછી 'UNICEF'

**'તોતોચાન' - એટલે કે ખુદ લેખિકા પહેલા ધોરણની વિદ્યાર્થીની તરીકે શાળાને, શિક્ષકોને, વાતાવરણને, મિત્રોને, પ્રાણીઓને, પ્રવાસને, સંગીતને, ખેતરને, નૃત્યને... કઈ દૃષ્ટિથી જુએ છે !**



(આંતરરાષ્ટ્રીય સંસ્થા)નાં સદભાવના - દૂત નિમાયાં...! આ કેવી ઉપલબ્ધિની વાત !

આ વિચારયાત્રાના અંતિમ પડાવ તરીકે આપણું પુસ્તક છે... 'દ્રૌપદી'... સાહિત્યનું સર્વશ્રેષ્ઠ સન્માન એવા જ્ઞાનપીઠ એવોર્ડથી સન્માનિત થયેલા આ પુસ્તકનાં લેખિકા છે ઉડિયા ભાષાનાં પ્રસિદ્ધિ પ્રાપ્ત... એવા સુશ્રી પ્રતિભા રાય... ! અને ઓરિસ્સાની આ રચનાને ગુજરાતીમાં અનુવાદિત કરી છે... સુશ્રી જયા મહેતાએ...

પ્રાચીન ભારતની, મહાભારત (મહાકાવ્ય)ની પ્રતિભાશાળી, માનુનિ અને જાજ્વલ્યમાન નારી એવી દ્રૌપદીના જીવનની જેટલી વાતો આપણે જાણીએ છીએ એથી વિશેષ નથી જાણતાં એવી વાતો, દ્રૌપદીએ વેઠેલી વેદનાઓ, પાંચ-પાંચ સમર્થ પતિઓ હોવા છતાં એનું મન એક મિત્રની ઝંખના માટે કેટલું ઝૂરતું બતાવ્યું છે - એ એનું એકલવાયાપણું, સમ્રાજ્ઞી થયા પછી શીલનું નિલામ થવાની ક્ષણોમાં અંતરથી બળી જતું એનું આત્મગૌરવ, એક સાદી જિંદગીનું સપનું જોતી નવયૌવનાની હારેની સંજોગોની ચોપાટ પર જે પાસા ફેંકાય છે એ દ્રૌપદીને વેરવિખેર જીવન જીવવાની ફરજ પાડે છે. આ બધાની વચ્ચે પણ દ્રૌપદી કટ્ટર અને અખંડ રહીને જીવી જાય છે ! યજ્ઞમાંથી ઉત્પન થયેલી 'યાજ્ઞસેની'નું જીવન પણ એક ઝળહળતી - બળતી જ્યોત જેવું જ રહે છે. એનું સ્વમાન, આત્મભાન અને અટલ ખુમારીવાળું વ્યક્તિત્વ વાંચકને નવું બળ, નવી પ્રેરણા અને નવી હિંમતથી જીવનને જીવવાની દિશા પૂરી પાડે છે. વિધિની કેવી તો વિચિત્ર વિડંબના કહેવાય કે... યજ્ઞકુંડની જવાળામાંથી જન્મેલી યાજ્ઞસેની (દ્રૌપદી) જીવનભર બળતી - દાઝતી - દઝાડતી રહી અને એના જીવનનો અંત આવ્યો હિમગીરીની બર્ફીલી અને ટાઢીબોળ પર્વતમાળામાં...!

**સ્ત્રી જ્યારે એક સ્ત્રીના જીવનની મૂલવણી કરે છે, ત્યારે એ અત્યંત સૂક્ષ્મ અને ઝીણામાં ઝીણી બાબતોને નોંધે છે... આખરે તો નારી શું ઝંખે છે. ઉમ્રભર ! પૈસો, પદ, પ્રતિષ્ઠા પરિવાર..!!!**

નારીના મનમાં ઊંડાણને, નારીની અણકહેલી પીડાને એક મિત્ર તરીકે શ્રી ક્રિષ્નની મિત્રતા, દ્રૌપદીના જીવનના તડકાથી છાયેલા જીવનમાં એક છાંયડીનું કામ કરે છે. દ્રૌપદીના મનનો બળાપો, એનો વલોપાત, એ બધું જ એ સમજે છે. અને તે છતાં કશું જ કરી શકતા નથી...! મહાભારતનું આ એક ચિરંજીવ પાત્ર છે... દ્રૌપદી... અને એની અંતરમનની ઘટનાને પ્રતિભારાયની કલમે એક સ્ત્રીના હૃદયથી સમજવાનો અને સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. એ પ્રયત્ન સફળતમ રહ્યો પણ ખરો !

એક સ્ત્રી જ્યારે એક સ્ત્રીના જીવનની મૂલવણી કરે છે, ત્યારે એ અત્યંત સૂક્ષ્મ અને ઝીણામાં ઝીણી બાબતોને નોંધે છે... આખરે તો નારી શું ઝંખે છે. ઉમ્રભર ! પૈસો, પદ, પ્રતિષ્ઠા પરિવાર..!!! આ બધું જ એના કદમોમાં ધરી દીધા પછી પણ એનું મન જો ધરાય નહીં તો એના મનની ભાષાને વાંચનાર કોઈ તેને મળ્યું નથી એમ જ માનવું રહ્યું ! પતિ-ભાઈ-બહેન-મા આ બધા જ સંબંધોથી ઉપરનો એક સંબંધ સ્ત્રી ઝંખે છે... એ છે મૈત્રીનો સંબંધ ! દ્રૌપદીના મનની આ બધી જ વાતોનો પરિચય એમાંથી મળી રહે છે...! દ્રૌપદી ઝંખે છે... હરદમ એના મનની ખુશી-ઉદાસી - દુઃખ - ખાલીપો - આનંદ - હરખને ક્ષણેક્ષણે કોઈ જ પરદા વગર જેની સામે રજૂ કરી શકે, વહેંચી શકે એવો મિત્ર !

તો... મિત્રો... આ હતી ગમતીલાં પુસ્તકોની થોડી ઝલક ! હવે વાર શેની લગાડો છો...? આળસ ત્યજીને... શરૂ કરો એમાંથી કોઈ એક પુસ્તક વાંચવાનું...! જેનાં પાને-પાને પ્રકાશ પથરાયેલો દેખાશે...!!! આપણી પરંપરા રહી છે કે... દિવાળીનાં પર્વમાં ઘરનાં ગોખ - આંગણનું અને દીવાલો પર દીવડા પ્રકટાવીને સર્વત્ર પ્રકાશ પાથરીએ છીએ... આ જ રીતથી અહીં પણ પાંચ પુસ્તકોની વાતને શબ્દોથી પેટાવી છે એના થકી અંતરમનના આંગણમાં પ્રકાશ ફેલાય તો આ લખવું સાર્થક ગણાશે. અંતમાં માઈકલ મોન્ટેઈનનું પેલું વાક્ય યાદ છે ને...? પુસ્તકોને હું એટલા માટે પ્રેમ કરું છું કે એ મને આળસમાંથી મુક્ત કરે છે, ખોટા મિત્રના સાથમાંથી છૂટકારો અપાવે છે, મારી ઉદાસીની ધારને બુઠ્ઠી બનાવે અને મને મૂંગો -મૂંગો સથવારો આપે છે !

*'નીતિ', સાંઈ મંદિર પાસે,*
*ઝાંઝરડ રોડ, જૂનાગઢ.*
*મો. ૯૯૨૫૦૧૭૫૮૪*



# ગુજરાતી લોકગીતોમાં ગુંજતો જીવનબોધ

*- નીલેશ પંડ્યા*

● આપણાં લોકગીતો માનાં દૂધ જેવાં સત્ત્વશીલ છે એટલે એમાંથી પેકેજ્ડ મિલ્કની ફ્લેવરની અપેક્ષા નહી રાખી શકાય;એ માટીની મહેક પ્રસરાવે છે,પરફ્યુમની માદકતા નહી...

●ગુજરાતી લોકગીતોમાં ઘુંટાયેલો બોધ ગઈકાલે ઉપકારક હતો,આજે છે ને આવતી કાલેય રહેશે

ગુજરાત કંઈ કેટલીય વાતે નસીબવંતું છે એમ લોકસંગીત બાબતે પણ... આપણી પાસે હજારો લોકગીતો છે;ભલે મુદ્રિત અવસ્થામાં ઓછાં છે, હજુ કંઠોપકંઠ વહેણ પણ એટલા જ જોરથી ધસમસી રહ્યું છે. ભાગીરથીના પ્રવાહની જેમ આ 'લોકગંગા' પણ અડચણની શિલાઓ વચ્ચેથી પોતાનો માર્ગ કાઢીને અનુકૂળતાનાં મેદાન પર વહી નીકળી છે. સમયાંતરે એને 'નીલકંઠ' મળતા રહ્યા એટલે એનું મહાત્મ્ય સતત વધતું જ રહ્યું છે.

**ગુજરાત કંઈ કેટલીય વાતે નસીબવંતું છે એમ લોકસંગીત બાબતે પણ... આપણી પાસે હજારો લોકગીતો છે;ભલે મુદ્રિત અવસ્થામાં ઓછાં છે,હજુ કંઠોપકંઠ વહેણ પણ એટલા જ જોરથી ધસમસી રહ્યું છે**

નિરાશાવાદીઓ એવું માનતા હતા કે વિજ્ઞાન-ટેકનોલોજીના વિકાસ સાથે અર્વાચીનતાની ત્સુનામી આવશે ને એમાં પ્રાચીનતા તણાઈ જશે પણ થયું એથી ઊલટું,આજે રોક, પોપ, રેપ, જાઝ, ફ્યુઝન મ્યુઝિકના જમાનામાં ગુજરાતી લોકસંગીતની બોલબાલા છે જ. હવે બોલીવૂડની ફિલ્મોને આપણાં લોકગીતો, લોકઢાળનાં ગીતોની ગરજ પડી છે એ ઓછું છે? કોલેજો, યુનિવર્સિટીઓ પોતાના યુવા વિદ્યાર્થીઓ માટે તગડો ખર્ચ કરીને લોકસંગીતના કાર્યક્રમો યોજે છે એ નાની વાત છે?



આમ થવું સ્વાભાવિક છે કેમ કે લોકસંગીતમાંથી માટીની મહેક આવતી હોય છે, પરફ્યુમની માદકતાના શોખીનોનેય ભીની માટીની ખુશ્બૂ ગમે જ. ગુજરાતી લોકગીતો માતાનાં દૂધ જેવાં સત્ત્વશીલ છે; એમાં પેકેજ્ડ મિલ્ક જેવી ફ્લેવર ન આવે તોય માના દૂધ સાથે અન્ય કોઈ 'ક્ષીર'ની તુલના કેમ થઈ શકે? આપણાં લોકગીતો સીધાં સાદાં છે એટલે જ રાજવી ઠાઠ ભોગવે છે; સાદગી જ એનો વૈભવ છે!

અહી વાત માંડવી છે લોકગીતોમાં ઘુંટાયેલા જીવન બોધની. લોકગીતો માત્ર મનોરંજન માટે જ રચાયાં છે એવો આપણને ખ્યાલ છે જે ખોટો છે. લોકગાણાં લોકરંજક છે ને લોકશિક્ષક પણ. એ 'સ્યુગરકોટેડ પિલ્સ' જેમ મમળાવવાં ગમે, મીઠાં લાગે પરંતુ ઇંગિત સંદેશા દ્વારા ઉપદેશક, મોટીવેશનલ ગુરુની ભૂમિકા ભજવી જાણે છે. ગુજરાતનાં કેટલાંય લોકગીતો 'પ્રાર્થના' જેટલાં અસરકારક છે.

*મારગ મેલીને પરમારગે નો જાયેં વાલા !*
*ઊભાં ગડગોથડાં ખાયેં પરાણિયા !*
*દીઠડે મારગ જાયેં...*
*ઊંડાઊંડા જળની આળ્યું નો કરીએ વાલા !*
*કાંઠે બેસીને નાયેં રે પરાણિયા !*
*દીઠડે મારગ જાયેં...*
*પર રે અસતરીની આળ્યું નો કરીએ વાલા !*
*આળ્યું કરીએ તો ગાળ્યું ખાયેં પરાણિયા !*
*દીઠડે મારગ જાયેં...*
*ઊંચાં ઊંચાં ઝાડની આળ્યું નો કરીએ વાલા !*
*નીચાં પડ્યાં ફળ ખાયેં પરાણિયા !*
*દીઠડે મારગ જાયેં...*

આ ગીતનો અર્થ કરવાની જરૂર છે? નથી જ, પોતાના જીવને, પ્રાણિયાને વ્યક્તિ પોતે જ સમજી જવા વીનવે છે. કેવો સરસ બોધ !

લોકગીત મોટેભાગે સકારાત્મક સંદેશો આપે છે. એ જીવનદીપમાં શગ સંકોરીને દીવેલ પૂરવાનું કામ કરે છે, નહિ કે દીવડો બુઝાવવાનું. 'દાદા હો દીકરી, વાગડમાં ના

દેજો રે સૈ' અતિ પ્રચલિત લોકગીત છે.સાસરિયામાં ત્રસ્ત એક પરીણિતા પોતાના પિતાને ખબર મોકલે છે કે હું અહી ભયાનક દુઃખ ભોગવું છું,મારી પાસે આત્મહત્યા જ એકમાત્ર ઉપાય છે.

*ઊડતા પંખીડા ! મારો સંદેશો લઈ જાજો રે સૈ,*
*દાદાજીને કે'જો કે દીકરી કૂવે પડે રે*
*દાદા હો દીકરી...*

આ ગીતનો અહી ધી એન્ડ કરી શકાયો હોત પણ લોકરચનાકાર બહુ શાણો હોય છે, જો અહી લોકગીત પૂરું થાય તો સમાજમાં નકારાત્મક સંદેશો જાય કે જે વહુવારુ બહુ દુઃખી હોય એણે આપઘાતનો વિચાર કરવો કે એ વિચારને અમલમાં મૂકવો ! લોકગીત આવું ક્યારેય ન શીખવે એટલે એ પરિણીતાને એના પિતા જવાબ મોકલે છે એટલે કે લોકગીત દ્વારા હકારાત્મક વાત વહેતી થાય એ માટે એક અંતરો વધાર્યો ને એ આ મુજબ છે :

**ગાય આપણે માટે પૂજનીય છે પણ હવે ન્યૂ ઈન્ડિયાએ ગાયનું આર્થિક અને આયુર્વેદિક મૂલ્ય પણ આંક્યું છે. 'પંચગવ્ય' એટલે કે ગાયનું દૂધ,દહીં,ઘી,ગૌમૂત્ર અને ગોબર દ્વારા સારવારનો, શરીરશુદ્ધિનો હવે ક્રેઝ છે**

*કૂવે ના પડજો દીકરી,અફીણિયાં ના ખાજો રે સૈ,*
*અજવાળી આઠમનાં આણાં આવશે રે*
*દાદા હો દીકરી...*

ઘણા લોકો એવી દલીલ પણ કરતા રહે છે કે લોકગીતો તો હવે આઉટ ઓફ ડેટ છે, હવે એ આપણે માટે શા ખપનાં? આજના ઈન્ટરનેટ યુગમાં જૂના જમાનાનાં ગીતોનો બોધ કામ લાગે?

*શ્રાવણ મહિને વાલો સંદેશા મોકલે ને*
*ઝરમર વરસે રે ઝીણા મેહ,હરિ સંગ*
*હરિ સંગ હેત રે ઘણેરાં નંદલાલ...*

ગુજરાતી ભાષાનું બહુ મધુરું, પ્રચલિત અને મનભાવન ઢાળનું આ લોકગીત રાધા-કાન વચ્ચેના સંવાદરૂપે સર્જાયું છે. અહી ગીતના બે અંતરાનો ઉલ્લેખ કરવો છે. પ્રથમ અંતરામાં રાધાજી કૃષ્ણને કહે છે કે,

*આવો કરસનજી આવોને કાનજી*
*કાનજી તારા ઢોલિયા ઢળાવું,હરિ સંગ*
*હરિ સંગ હેત રે ઘણેરાં નંદલાલ...*
*નામ ન જાણું તારું ઠામ ન જાણું*
*હું તો કેમ કરી આવું તારી પાસ,હરિ સંગ*
*હરિ સંગ હેત રે ઘણેરાં નંદલાલ...*

બરસાને કી છોરી રાધિકાએ કૃષ્ણને કહ્યું કે તમે મારે ઘેર આવો,તમારી આગતા સ્વાગતા માટે તત્પર છું પણ કાનુડાનો જવાબ જોયો? ચોખ્ખું જ કહી દીધું કે હું તારું નામ નથી જાણતો, તારું ઠામ-ઠેકાણું નથી જાણતો એટલે કે તું મારે માટે અજાણી છે, હું તારે ઘેર કેમ આવું?

વર્ષોથી આ લોકગીત ગાઈએ-સાંભળીએ છીએ પણ એનો અર્થ આજે કરીએ તો સ્પષ્ટ જ છે કે ફેસબૂકમાં અજાણી વ્યક્તિની ફ્રેન્ડ રીક્વેસ્ટ ન સ્વીકારવી ! ગીત ભલેને પ્રાચીન રહ્યું, સંદેશો અર્વાચીન કાળમાં ઉપયોગી છે ને?

પુરુષોની એક જમાત પહેલેથી જ વનિતાઓને વહાલના નામે છેતરપીંડીનું વિષ પિવડાવી દેવામાં માહિર રહી છે. આ ગોરખધંધા પહેલેથી ચાલ્યા આવે છે. અગાઉ એવી લાલચ અપાતી કે હું તમને અલંકારો લઈ દઈશ, કપડાં ખરીદી આપીશ; હવે લાલચનું સ્વરૂપ સમય સાથે બદલાયું — અભણ સ્ત્રીઓને લોન, સબસિડી, સહાયની લાલસા અપાય છે, શિક્ષિતને નોકરીની, સાહિત્ય-કળા ક્ષેત્રની માનુનીઓને સ્ટેજ આપીને વિખ્યાત કરી દેવાની ! ભામિનીઓને ભાન થાય ત્યાં તો બહુ મોડું થઈ ગયું હોય છે. કેટલાક લોકગીતો એવાં છે જે દરેક યુગની સ્ત્રીઓને સાવચેત કરે છે, જેમકે-

*હાલી હાલીને મારા પાવલિયા તરવાણા જો*
*તોયે રે ના આવ્યો તારો દેશ રે*
*વણજારા વાલમ છેતરીને લાવ્યો જો...*
*આઘેરાં હાલો તો તમને ચૂંદડિયું લઈ આલું જો*
*તારી ચૂંદડિયુંની ઓઢનારી હું નૈ રે*
*વણજારા વાલમ છેતરીને લાવ્યો જો...*

આપણા દેશમાં ગાયનું આધ્યાત્મિક મૂલ્ય ઘણું છે.ગાયના દેહમાં તેત્રીસ કરોડ દેવોનો વાસ છે એવી



આપની માન્યતા છે; ગાય આપણે માટે પૂજનીય છે પણ હવે ન્યૂ ઈન્ડિયાએ ગાયનું આર્થિક અને આયુર્વેદિક મૂલ્ય પણ આંક્યું છે. 'પંચગવ્ય' એટલે કે ગાયનું દૂધ, દહીં, ઘી, ગૌમૂત્ર અને ગોબર દ્વારા સારવારનો, શરીરશુદ્ધિનો હવે ક્રેઝ છે. આજના યુગમાં ગાય પાળવી થોડી મુશ્કેલ છે, ખાસ તો શહેરોમાં લોકો ફ્લેટ્સ કે નાનાં ટેનામેન્ટસમાં વસે છે ત્યાં ગાયને ક્યાં બાંધવી? જો કે ગુજરાત સરકાર કાઉ હોસ્ટેલ્સ મુદ્દે ખૂબ જ ગંભીર છે એટલે આવતા દિવસોમાં શહેરીજનો પણ ગૌપાલક બની શકશે.

*ગૌપલાનને પ્રમોટ કરતું આ લોકગીત જુઓ-*
*મારા વાડામાં વાલોળિયા ત્યાં બાંધી કવલી ગાય રે*
*ખડ ખાય ને પાણી પીએ એનાં દૂધ કચોળે જાય રે.*
*કોણે તે ખીલા ખોડિયા ને કોણે બાંધી ગાય રે,*
*રામે તે ખીલા ખોડિયા ને સીતાએ બાંધી ગાય રે.*
*કોણે તે વાછરું છોડિયા ને કોણે દોહી ગાય રે,*
*રામે તે વાછરું છોડિયા ને સીતાએ દોહી ગાય રે.*

ગાય પાળવી હોય તો પુરુષ અને સ્ત્રી-બંનેને સરખી નિભાવ જવાબદારી ઉપાડવી પડે, માત્ર સ્ત્રીઓ જ મથામણ કરે એ ન ચાલે. ભગવાન રામચંદ્રજીનાં લગ્ન થયાં ત્યારે જનક રાજાએ પુત્રી સીતાને કેટલીય ગાયો દાનમાં આપી હતી એવી કથા છે. લોકગીત એમ કહે છે કે સીતાની સાથોસાથ રામ પણ ગાય સંબંધી શ્રમયજ્ઞમાં સામેલ થતા. રામ ખીલા ખોડે, વાછરું છોડે-એમ અડધોઅડધ જવાબદારી નિભાવે છે,લોકગીત દ્વારા મળતો સંદેશો સાફ છે...

ગુજરાતી લોકગીતોએ જરૂર પડ્યે રૂઢિઓ સામે બંડ પોકારવાનું કામ પણ સુપેરે નિભાવ્યું છે.એક સમયે ઘર કરી ગયેલા અને આજેય સંપૂર્ણ નષ્ટ ન થયેલા બાળલગ્નના કુરિવાજ સામે કેટલીક નાયિકાઓ મેદાને પડી અને તેમણે મર્યાદામાં રહીને તેનો આગવી ઢબે વિરોધ કર્યો,આ રીતે-

*મારા સસરો તે લાવ્યા ઢોલિયો,પિયુ નાના છે,*
*સાસુડી રે લાવી સેજ ,ભમર પિયુ નાના છે.*
*મારા જેઠ તે લાવ્યા દીવડો પિયુ નાના છે,*
*જેઠાણી રે સીંચે તેલ,ભમર પિયુ નાના છે.*
*મારો દેર તે લાવ્યા ફૂલડાં પિયુ નાના છે,*
*દેરાણી રે ગૂંથે હાર,ભમર પિયુ નાના છે.*
*સસરા રે લ્યો તમારો ઢોલિયો પિયુ નાના છે,*
*સાસુજી લ્યો તમારી સેજ,ભમર પિયુ નાના છે.*
*જેઠ રે લ્યો તમારો દીવડો પિયુ નાના છે,*
*જેઠાણી રે લ્યો તમારું તેલ,ભમર પિયુ નાના છે.*
*દેર રે લ્યો તમારાં ફૂલડાં પિયુ નાના છે,*
*દેરાણી રે લ્યો તમારો હાર,ભમર પિયુ નાના છે.*

જુઓ, કેવો સરસ કડવાશ વિનાનો વિરોધ ! શૃંગારરાત્રિ માટે જરૂરી તમામ ચીજોનો નવપરિણીતાએ અસ્વીકાર કર્યો કેમકે પિયુ નાના હોય પછી ક્યાં એ વસ્તુઓની જરૂર જ પડવાની હોય? નાયિકાના અસ્વીકારમાં વર્ષો પુરાણા કુરિવાજ સામેનો આડકતરો બંડ પડઘાઈ રહ્યો છે.

આવાં અન્ય ગીતો પણ છે જેમકે-

*રામ જોવા હાલી રે જીવણ જોવા હાલી*
*મારી ઓછી ઉંમરમાં સસરો આણે આવ્યા*
*મારી ઓછી ઉંમરમાં સસરા ભેળી નૈ જાઉં*
*મારી સાસુડી છે ભૂંડી મને દળણું મેલે સૂંડી*
*મારી ઓછી ઉંમરમાં...*
*પાંદડું ઊડી ઊડી જાય રે પરદેશી લાલ પાંદડું*
*પાંદડાની માયા બહુ લાગી પરદેશી લાલ પાંદડું*
*માડી મારો સસરો આણે આવ્યા,*
*માડી હું તો સસરા ભેળી નૈ જાઉં*
*સાસુડી મેણાં બોલે,*
*પરદેશી લાલ પાંદડું...*

આમ, લગ્ન પછી નાયિકાઓ પિયરમાં છે,એને આણું તેડવા સસરા,જેઠ,દિયર વગેરે સમયાંતરે આવતા રહે છે પણ એ જુદાં જુદાં બહાનાં બતાવી ને સાસરે જવાનું ટાળે છે, અંતે પતિ તેડવા આવે ત્યારે જાય છે, એટલા માટે કે ત્યાં તો એ પુખ્ત થઈ ગઈ હોય છે !

આમ,પાષણયુગનાં મનાતાં ગુજરાતી લોકગીતો એ યુગમાં તો ઉપકારક હતાં જ,આજના ફોર-જી,ફાઈવ-જી યુગમાંય પ્રસ્તુત છે અને આવતીકાલના રોબોટયુગમાં પણ ઉપકૃત સાબિત થશે.

*'વાણી', ૧-નટરાજનગર,યુનિવર્સિટી રોડ*
*રાજકોટ-(૩૬૦૦૦૫)*
*મો.નં.-૯૪૨૬૪૮૧૩૮૭*



# માણસને હંમેશાં દોડાવતી રહી છે ઘડિયાળ

*- માવજી મહેશ્વરી*

*મારું ઘર હોત જો ટાવરનું ઘડિયાળ (તો)*
*વાળત વિત્યો કાળ, એના ઊંધા કાંટા ફેરવી.*

આ પંક્તિઓ ગુજરાતના નામી કવિ રમેશ પારેખની છે. કવિ સમયના કાંટા ઊંધા ફેરવવાની વાત કરે છે. કવિને વિતેલો સમય પાછો મેળવવો છે. કવિએ જેની વાત કરી છે તે સમય ખરેખર છે શું ? એ પસાર થાય છે ખરો ? સમયનું મૂલ્ય સોના કરતાં પણ વધુ છે, એવું ચિંતકો કહે છે. પણ સોનું આપતાં સમય મળી શકે ખરો ? તો સમય શું છે, એ કઈ રીતે પસાર થાય છે ? આપણને સમય પસાર થયાની અનુભૂતિ થાય છે ખરી ? આ બધા પ્રશ્નો ખૂબ જટિલ છે. માણસની વધતી ઉંમર સાથે બદલાતા સંદર્ભો અને મૂલ્યોનો પ્રશ્ન છે. ત્યારે થાય કે સમય ખરેખર છે ખરો ? જોકે આ સવાલોના જવાબ મેળવવા અઘરા છે. તે છતાં એક એવી ચીજ છે, જે દરેક સમજુ અને જાગૃત મનુષ્યને ટકોરા મારીને કહે છે કે સમય પસાર થઈ રહ્યો છે. અને તે ચીજ છે, ઘડિયાળ !

**જગતની સંસ્કૃતિઓનો અભ્યાસ કરનારાઓને જાણવા મળ્યું છે કે પચીસથી ત્રીસ હજાર વર્ષ પહેલાં માનવ સમય જાણવા ચંદ્રનો આશરો લેતો હતો. સૂર્ય અને ચંદ્ર એ જગતનાં પ્રત્યક્ષ અને અનુભૂતિજન્ય ઘડિયાળ છે**

થોડા પાછળ જઈએ. ત્રણસો ચારસો વર્ષ પાછળ. એ સમયના લોકોની માનસિકતા અને આજની માનસિકતા વચ્ચે જો કોઈ ફરક હોય તો તે સમય માપન માટેનો છે. સમય કંઈક છે કે સમયને ટુકડામાં વહેંચીને જોવાની જાગૃતતા ખરેખર વાસ્તવિક રીતે ઔદ્યોગિક ક્રાંતિ પછી આવી. એનો અર્થ એવો થતો નથી કે તે પહેલાં સમયની કોઈને કિંમત ન હતી. પણ તે છતાં એ હકીકત નકારી ન શકાય કે તે વખતે સમયની ચિંતા ખાસ કરીને જ્યોતિષીઓ, કર્મકાંડીઓ, ખગોળશાસ્ત્રીઓ કે પ્રવાસીઓ વિશેષ કરતા. આ હકીકતને આજના સમયમાં સ્વીકારવી જરા અઘરી લાગે. કારણ કે આપણે જે યુગમાં જીવીએ છીએ તે યુગ ઘડિયાળના કાંટે જ માત્ર નહીં, પણ સેકન્ડ કાંટા પર ચાલે છે. આજના જગતની વ્યવસ્થાઓ દિવસ કે કલાક પર નહીં પણ સેકંડ પર ગોઠવાયેલી છે. એટલે સમયનો સૌથી અગત્યનો એકમ હોય તો તે સેકન્ડ છે. પરંતુ સેકંડ એટલે શું ? કેસીયમ ૧૩૩ નામના પદાર્થના રેડિયોથર્મી ગાળાને એક સેકંડ કહેવાય છે. (નવ અબજ ઓગણીસ કરોડ છવીસ લાખ એકત્રીસ હજાર સાતસો સીતેર) ! માથું ખંજવાળવું પડે તો ઊંડા ઊતરવાની જરૂર નથી. જગતની બધી હકીકતો બધાને સમજાય તે જરૂરી નથી. અહીં એ ચોખવટ પણ થવી જરૂરી છે કે આપણે એમ માનતા હોઈએ કે સમયનું લઘુતમ એકમ સેકંડ છે. તો એ હકીકત ખરી નથી. સેકંડથી પણ નાનાં માપ છે. જેને મીલીસેકંડ, માઈક્રો સેકંડ, અને નેનો સેકંડ કહેવાય છે.

સમયને આપણે એક પરિમાણ ગણીએ છીએ. જેમ કે વજન, અંતર કદ વગેરે. પણ અન્ય પરિમાણો ઈન્દ્રિયગત છે. તેમને સ્થૂળ વસ્તુઓથી જાણી કે સમજી શકાય છે. પણ સમય ઈન્દ્રિયગત નથી. સમયને જોઈ કે સ્પર્શી શકાતો નથી. સમય ઈન્દ્રિયગત ન હોવાને કારણે આજની તારીખ પણ જગતના વિજ્ઞાનિકો કે ચિંતકો નક્કી નથી કરી શક્યા કે સમય નામનો કોઈ પદાર્થ કે ચીજ વાસ્તવમાં છે કે નહીં. તેમ છતાં આ લેખનો મૂળ વિષય છે તે સમયનું મૂલ્ય જરાય ઘટતું નથી.

જગતના આદિ મનુષ્યને સમયની અનુભૂતિ સૂર્ય અથવા ચંદ્ર દ્વારા થઈ હશે. સૂર્યનું દરરોજ ઊગવું, આથમવું, ચંદ્રનું વધઘટ થવું. આ ઘટનાઓએ આદિ મનુષ્યને કશુંક પસાર થઈ રહ્યું છે તેવું માનવા પ્રેર્યો હશે. જગતની સંસ્કૃતિઓનો અભ્યાસ કરનારાઓને જાણવા મળ્યું છે કે પચીસથી ત્રીસ હજાર વર્ષ પહેલાં માનવ સમય જાણવા ચંદ્રનો આશરો લેતો હતો. સૂર્ય અને ચંદ્ર એ જગતનાં પ્રત્યક્ષ અને અનુભૂતિજન્ય ઘડિયાળ છે. પરંતુ સૂર્ય અને ચંદ્ર બેય મળીને વધુમાં વધુ ૨૪ કલાક, એટલે કે એક દિવસનો સમય જાણવા માટે ઉપયોગી છે. ૨૪ કલાક કરતાં વધુ સમય જાણવા માટે પંચાંગની જરૂર પડે છે. અને ૨૪ કલાક્થી ઓછો સમય જાણવા માટે ઘડિયાળની જરૂર પડે છે. ઈ.સ. પૂર્વે ૪૫માં રોમન સમ્રાટ જૂલિયસ સીઝરે સૂર્યગતિ આધારિત જૂલીયન પંચાંગ અમલમાં મૂક્યું. પણ એ પંચાંગમાં ઘણી ક્ષતિઓ હતી. આ ક્ષતિઓ પૉપ ગ્રોગરી ૧૩માંએ ઈ.સ. ૧૫૮૨માં દૂર કરી અને તેણે ગ્રેગેરિયન પંચાંગ અમલમાં મૂક્યું. આ પંચાંગને આપણે અંગ્રેજી પંચાંગ તરીકે ઓળખીએ છીએ. વર્તમાન જગત મોટાભાગે આ પંચાંગને અનુસરે છે.

દિવસો, પખવાડિયાં, મહિના, કે વર્ષો માપવાની સરખામણીમાં કલાકો માપવા તે સમયે અઘરા હતા. ૨૪

કલાકનું વિભાજન કરવા માટે એવી ટેકનિકની જરુર હતી, જે સમયને લઘુતમ ભાગમાં વહેંચી શકે. અને એ અર્થમાં ઘડિયાળની ટેકનિકને પ્રાચીન ટેકનિક ગણી શકાય. સમય માપક યંત્રોના અભ્યાસને અંગ્રેજીમાં હેરોલોજી કહેવાય છે. અને આ વિદ્યાના વિકાસમાં ખગોળશાસ્ત્રીઓનો વિશેષ ફાળો છે. કારણ કે આજે પણ ખગોળશાસ્ત્રનો મુખ્ય આધાર સમયની ગણતરી પર છે.

આપણે મોટાભાગે એવું વિચારીએ છીએ કે જગતનું પ્રથમ ઘડિયાળ એ રેતઘડી હશે. પણ હકીકત એ છે કે, જગતનાં પ્રથમ સમયમાપક યંત્રો જળઆધારિત હતાં. એટલે જળઘડી એ વિશ્વનું પહેલું ઘડિયાળ હતું. પૃથ્વીનાં ગરુત્વાકર્ષણ બળને કારણે પાણીના નીચે તરફ વહેવાના નિયમ પર રચાયેલાં આ જળ ઘડિયાળો પ્રાચીન ભારત, ચીન તેમજ ઈજીપ્તમાં વપરાતા. આવું ચોક્કસ સમય દર્શાવતું ઘડિયાળ ઈજીપ્તના ફેરો એમેન હોટેપની કબરમાંથી મળી આવ્યું છે. સમયમાપક યંત્રો બનાવવાનું કૌશલ આરબ ઈજનેરો વિશેષ રૂપે ધરાવતા હતા. લગભગ મધ્યયુગ સુધી આરબ ઈજનેરો જળ આધારિત ઘડિયાળ બનાવતા હતા. રેતઘડીનો વિશેષ ઉપયોગ દરિયાખેડૂઓ કરતા. ઈ.સ. ૧૫૨૨ની સાલમાં દરિયામાર્ગે પૃથ્વીની પ્રદક્ષિણા કરનાર ફર્ડિનાંડ મેગલેને આવી રેતઘડીનો ઉપયોગ પોતાના જહાજમાં કર્યો હોવાનું નોંધાયેલું છે.

**સમયમાપક યંત્રોનો બહોળો ઉપયોગ ધર્મસ્થાનોમાં થતો હોવાના પ્રમાણો મળે છે. ધર્મસ્થાનોમાં જળઘડિયાળો ઉપરાંત ચોક્ક્સ માપના આંકા પાડેલી મીણબતીઓ, અગરબતીઓનો ઉપયોગ વિધિ વિધાનોનો સમય જાણવા થતો.**

પ્રાચીન સમયમાં વિવિધ પ્રકારનાં સમયમાપક યંત્રોનો બહોળો ઉપયોગ ધર્મસ્થાનોમાં થતો હોવાના પ્રમાણો મળે છે. ધર્મસ્થાનોમાં જળઘડિયાળો ઉપરાંત ચોક્ક્સ માપના આંકા પાડેલી મીણબતીઓ, અગરબતીઓનો ઉપયોગ વિધિ વિધાનોનો સમય જાણવા થતો. તેમ છતાં જગતનાં અનેક ચર્ચમાં 'બેલફ્રી' ( ઘંટ બાંધેલું ટાવર) જોવા મળે છે. બેલફ્રીમાં બંધાયેલો ઘંટ ચોક્ક્સ સમયના અંતરે વગાડીને લોકોને સમયની જણકારી અપાતી.

અંગ્રેજી ભાષામાં ઘડિયાળ માટે બે શબ્દોનો ઉપયોગ થાય છે. ક્લૉક (clock) અને વૉચ (watch). શરીર પર ધારણ કરી શકાય તેવા ઘડિયાળને વૉચ કહેવાય. જ્યારે શરીર પર ધારણ ન કરી શકાય તેવા ઘડિયાળને ક્લૉક કહેવાય. વાસ્તવમાં ક્લૉક શબ્દનો અર્થ ઘંટ થાય છે. સમય નિદર્શન માટે સમયાંતરે ઘંટ વગાડવાની પ્રથા પ્રાચીન છે. લગભગ સંસ્કૃતિઓએ ઘંટ અને સમયને જોડ્યા છે. આજના એટમિક યુગમાં પણ દુનિયાનાં જહાજો, રેલવે સ્ટેશનો, શાળાઓ અને ચર્ચમાં લટકતા ઘંટ સમયનું પ્રતિનિધિત્વ કરે છે.

સૂર્યના પ્રકાશને આધારે સમય માપનનું ચલણ મોટાભાગે દરેક ઠેકાણે હતું. પણ આ વ્યવસ્થા અધૂરી હતી. રાતના સમયે કે વાદળછાયા દિવસે આ પદ્ધતિ નકામી બની જતી. રાતના સમયે તારા કે નક્ષત્રોને આધારે સમયનો અંદાજ બંધાતો. પણ રીતો અપૂરતી હતી. સમય માપનની ચોક્ક્સ અને સચોટ રીતની જરૂર હતી દરિયાખેડૂઓને. મધદરિયે સમયની જણકારી એ જીવન મરણ જેવી બાબત હતી. વહાણવટાએ જગતને અનેક ઉપકરણોની ભેટ આપી છે, ઘડિયાળ એમાનું એક યંત્ર છે. પૃથ્વીના ગોળા પર અક્ષાંશ અને રેખાંશ તરીકે ઓળખાતી કાલ્પનિક રેખાઓ દોરેલી હોય છે. તે મૂળે સાગરખેડૂઓ માટે સમય અને સ્થળ જાણવાની વ્યવસ્થા છે. જેમાં અક્ષાંશ સ્થળ બતાવે છે, જ્યારે રેખાંશ સમય બતાવે છે.

એક દિવસના ૨૪ કલાકને વિભાજિત કરતા ઘડિયાળનો ખરો વિકાસ ૧૭ મી સદીમાં લોલકની શોધ પછી થયો. એ સમયે જે ઘડિયાળો બનતી તે ક્લૉક પ્રકારની હતી. ૧૭મી સદી સુધી વૉચની શોધ એક પડકાર જ હતો. પણ સ્પ્રીંગની શોધ થતાં જ નાનાં ઘડિયાળ બનાવવાનો જાણે રસ્તો ખૂલી ગયો. લોલક મૂળે ગેલિલિયોની શોધ હતી. લોલક અને સ્પ્રીંગના વિકાસે ઘડિયાળના વિકાસને સરળ બનાવ્યો. ક્રિસ્પીન હ્યુજન નામના વિજ્ઞાનિકે એક સેકંડ જેટલા સમયને માપવા માટે લોલકના ૯૯.૩૮ સે.મી. અથવા ૩૯.૧૮ ઈંચના અંતરનું ગાણીતિક સૂત્ર આપ્યું. આ વિજ્ઞાનિકે જગતનું પ્રથમ લોલકવાળું ઘડિયાળ બનાવ્યું. આ ઘડિયાળમાંજ થોડા સુધારા કરી, અંગ્રેજ ઈજનેર વિલિયમ ક્લીમે ઘડિયાળની નવી આવૃત્તિ તૈયાર કરી. તે પછી ઝડપભેર કલાક, મિનિટ અને સેકન્ડ કાટાંવાળા ઘડિયાળ બનવાં લાગ્યાં. પણ સૌથી મોટી તકલીફ એ હતી કે જેમને ઘડિયાળની ખાસ જરૂર હતી એવા સાગરખેડૂઓને આ ઘડિયાળો કામ આવતી ન હતી. સાગરના ઉછળતાં મોજાં પર સફર કરતાં જહાજમાં રાખેલી એ ઘડિયાળોનાં લોલક ફંગોળાઈ જતાં. આ સમસ્યા એટલી જટિલ બની ગઈ કે ૧૭મી સદીમાં ગ્રેટ બ્રિટન સરકારે દરિયાઈ જહાજમાં ઉપયોગમાં લઈ શકાય તેવી ઘડિયાળની શોધ કરનારને આજના અંદાજે બે લાખ ભારતીય રૂપિયા જેટલી રકમનું ઇનામ જાહેર કર્યુ. આ ઈનામ પ્રાપ્ત કરનાર હતા જહોન હેરીસન. જહોન હેરીસને જગતનું પહેલું

લોલક વગરનું ઘડિયાળ ૧૭૬૧માં દુનિયા સમક્ષ મૂક્યું. એ ઘડિયાળનુ નામ હતું H-5 જોકે હેરીસને ઘડિયાળની શોધ પાછળ પોતાનું જીવન ખર્ચી નાખ્યું હતું.

તે પછી ઘડિયાળ ક્લૉકમાંથી વૉચ બન્યાં. શરૂઆતના ઘડિયાળ પોકેટ વૉચ હતાં. કાંડા પર બાંધી શકાય તેવું પહેલું ઘડિયાળ સેન્ડોઝ હતું. ઈ.સ. ૧૮૫૦ની સાલમાં સ્થપાયેલી વૉલ્થેમ કંપની જગતની પહેલી કાંડા ઘડિયાળ બનાવનાર કંપની હતી. આ કંપનીએ ચાવીવાળા યાંત્રિક ઘડિયાળમાં પણ સુધારા કરી રોજ ચાવી ન ભરવી પડે તેવા ઑટોમેટેડ ઘડિયાળ બનાવ્યાં. એ ઘડિયાળો યાંત્રિક (મિકેનિકલ) જ હતી. ૧૯મી સદીના અંત સુધીમાં ઈલેક્ટ્રોનિક ઘડિયાળો સમયમાપનના ચોક્ક્સ પરિણામ આપવા સક્ષમ બની ચૂકી હતી. ઈલેક્ટ્રોનિક ક્વાટ્ર્ઝ ઘડિયાળનું પહેલું મોડેલ સીક્કો ૩૫-જીઊ એસ્ટ્રોન હતું. જે ૧૯૬૯માં બજારમાં મુકાયું હતું. આજે પણ સીક્કો ૫ મોડેલ, ઘડિયાળ શોખીનોમાં પ્રિય છે.

ઘડિયાળની શોધ મૂળે સમય જાણવા માટે થઈ હતી. પણ સમયાંતરે ઘડિયાળે ફેશનનું સ્વરૂપેય લીધું હતું. એટલું જ નહીં, ભારતમાં તો એને ઘરેણાંની નજરે જોવાતું. ઘડિયાળની બનાવટમાં સોનું અને ઝવેરાત ઉમેરાતાં ઘડિયાળ સમય જાણવાનું યંત્ર ન રહેતાં, અમીરીનું પ્રતીક પણ ગણાવા લાગ્યું. આવા ઘડિયાળ સાથે આચાર્ય રજનીશ ( રજનીશચંદ્ર મોહન)નું નામ ચર્ચાયેલું હતું.

આજની પેઢીને કદાચ આશ્ચર્ય થશે, પણ એક સમય એવો હતો કે જ્યારે ઘડિયાળધારક સવારે ઊઠી ને ઘડિયાળને ચાવી ભરતો. એટલું જ નહીં, ભીંત પર લટકતી લોલકવાળી ઘડિયાળને કે, ટેબલ પર ટક ટક કરતી ટાઈમપીસને પણ ચાવી ભરવી પડતી. ઘડિયાળને ચાવી ભરવી એ પણ રોજનું અગત્યનું કામ ગણાતું. તો ચાવીવાળા ઘડિયાળોના સમયમાં ઑટોમેટેડ ઘડિયાળ (જેમા કાંડાના હલનચલનથી આપોઆપ ચાવી ભરાતી) પહેરવી એ પણ એક મોભો ગણાતો. ૧૯૭૦ પછીના ગાળામાં ગલ્ફ કન્ટ્રીઝમાં રોજગારી માટે જતા ભારતીયો કાંડા ઘડિયાળની ખરીદી અવશ્ય કરતા. ખોટા હીરાવાળી, વિવિધ રંગોના કેશ ધરાવતી OMEX કંપનીની ઘડિયાળ ૧૯૮૦ની આસપાસ પશ્ચિમ ભારતમાં ખાસ કરીને કચ્છમાં વિશેષ પ્રચલિત હતી. એ વખતે ઘડિયાળ માટે વોટરપ્રૂફ શબ્દનોય મોભો હતો. સામાન્ય ઘડિયાળમાં પાણી જતા, તે બંધ પડી જતી.



આજે ઘડિયાળ પહેરવાની જરૂર ખાસ કોઈને પડતી નથી. મોટાભાગનાં ઈલેક્ટ્રોનિક ઉપકરણોમાં ઘડિયાળ હોય જ છે. સેલફોનથી માંડીને લેપટોપ સહિતનાં સાધનોમાં સમય જાણવાની વ્યવસ્થા હોય છે. તેમાંય હવે વીસ રૂપિયા જેવી મામૂલી રકમમાં કાડાં ઘડિયાળ મળી રહે છે. નકલખોરીએ અસલી બજારને ઝાંખું પાડી દીધું છે. ત્યારે દિવસે દિવસે કાંડા ઘડિયાળનો પ્રભાવ ઘટતો જાય છે. આજે સમયમાપનના સાધનોએ મનુષ્યને ચારેકોરથી ઘેરી લીધો છે. ઘડિયાળને કાંટે દોડતા માણસને ઘડિયાળે જ થકવી દીધો છે. તોય પેલી ઘડિયાળ થાકતી નથી. એ મનુષ્યને ઊભો કરી ફરી દોડાવે છે. કારણ કે ઘડિયાળની શોધ પાછળ માનવજાતે જેટલા સમયનો ભોગ આપ્યો છે, તેટલો સમય બીજા યંત્રો પાછળ નથી આપવો પડ્યો નથી. ચાલો, લેખ વાંચી લીધો ? ઘડિયાળ જુઓ, તમે કોઈને મળવાનો સમય તો નથી આપ્યો ને ?

સામાન્ય વ્યવહારમાં ન વપરાતા સમયનાં માપ

| | |
|---|---|
| નેનો સેકન્ડ | ૦. ૦૦૦ ૦૦૦ ૦૦૧ સેકન્ડ |
| માઈક્રો સેકન્ડ | ૦. ૦૦૦ ૦૦૧ |
| મિલિ સેકન્ડ | ૦. ૦૦૧ |
| ઓલમ્પિયાડ | ૪ વર્ષ |
| લસ્ટ્રમ | ૫ વર્ષ |
| ઈન્ડીકેશન | ૧૫ વર્ષ |
| સ્કોર | ૨૦ વર્ષ |
| પેઢી | ૨૫ વર્ષ |
| મિલેનિયમ | ૧૦૦૦ વર્ષ |

*૧૯૯/૬ મહાદેવનગર,*
*અંજાર-કચ્છ-૩૭૦૧૧૦*
*મો. ૯૮૨૫૭૨૫૫૯૬*

# ચિંતા નહીં ચિંતન...

*-ડૉ. અશોક નારાયણ*

**ચિં**તા ?

શાની ચિંતા ?

પહેલાં તો એ બતાવો ચિંતા કોને છે ?

આપને ? સારું તો એ બતાવો આપ આપને શું માનો છો?

શરીર, બુદ્ધિ, મન, અહંકાર...? (વાસ્તવમાં આ શરીર જ છે જેને ગીતામાં ક્ષેત્ર કહેવામાં આવેલ છે.

તો પછી આપનો અંત એક દિવસ નિશ્ચિત જ છે. આપ એક યંત્ર છો અને દરેક યંત્રની એક સમયમર્યાદા, સમયગાળો નક્કી જ હોય છે..

દરેક પ્રાણી એક દિવસ ચોક્કસ નિષ્પ્રાણ થઈ જશે.. આજ દિન સુધી આ બાબતમાં કોઈ અપવાદ થયેલ નથી.. ન થશે કે ન થઈ શકે છે...

પછી ચિંતા શાની ?

જ્યાં સુધી આપ છો ત્યાં સુધી પ્રયત્ન કરતા રહો.

પ્રયત્ન સાનુકૂળ રહેશે કે કેમ, કંઈ કહી શકાય નહિ. તેનો કોઈ ભરોસો નહિ... કેમ કે પ્રયત્નો કેટલા પણ સબળ કેમ ન હોય, વાતાવરણ પરિણામને અનિશ્ચિત બનાવી દે છે.

ક્યારેક સુખ, ક્યારેક દુઃખ... ક્યારેક મન તો ક્યારેક અપમાન, ક્યારેક લાભ તો ક્યારેક હાનિ...

પણ આ બધું અનિત્ય... હંમેશ કશું જ રહેવાનું નથી..

પછી ચિંતા શાની છે ?

શું કહ્યું ? આપ શરીર નહિ જીવાત્મા છો ?

પછી ચિંતા શાની ? આપનો તો ના જન્મ છે ના મૃત્યુ... આપ તો ફક્ત કપડાં જ બદલો છો.. જેને લોકો શરીર કહે છે.

હા, આપનાં કર્મોનું પરિણામ જરૂર હોય છે. સારાં કર્મોનું સારું ને બૂરાં કર્મોનું બૂરું...

જે થઈ ગયું તે થઈ ગયું. એનું હવે શાનું વિચારવાનું ? એનાં સારાં નરસાં પરિણામો તો ભોગવ્યે જ છૂટકો...



પણ એ બધું નાશવંત છે..

પછી શું ચિંતા છે ?

વર્તમાન અને ભવિષ્યમાં એવાં કર્મો કરવાં જે સારાં પરિણામ આપે... અને ચિંતામુક્ત રાખે..

સારું, આપ ના શરીર છો ના જીવાત્મા ?

તો પછી આપ શું છો ? સારું તો એ જે ગીતામાં ભગવાન ક્ષેત્રમાં બધું મને જ જ્ઞાન છે..

તો પછી ચિંતા કોને છે ?

આપને તો થતી જ રહેવાની...

આપ તમે એક જ છો આપના સિવાય બીજું કોઈ છે નહિ.. પછી ચિંતા કોની અને શા માટે ?

જો શરીર કે જીવાત્મા ને ચિંતા હોય તો આપને તેનાથી શું ફર્ક પડવાનો છે?

હવે એવું ના કહેતા કે મારી હમણાં એવી પરિસ્થિતિ ક્યાં?

સંશય ના કરતા..

કોની સ્થિતિ ? શરીર કે પછી જીવાત્માની ?

એમની જે પરિસ્થિતિ છે તે રહેવા જ દો...

એ પરિસ્થિતિ આપની તો છે નહિ..

તો પછી ચિંતા શી વાતની છે ?

શું કહ્યું ? આપ આપની જ સ્થિતિની વાત કરી રહ્યા છો ?

આ ન થઈ શકે ? કોઈ પણ સ્થિતિ આપની નથી અને બધી જ સ્થિતિઓ આપની જ છે..

બધી સ્થિતિ આપની પણ છે પણ આપની જ નહિ..

આ રીતે જોઈએ તો આપ જીવાત્મા પણ છો ને જીવાત્મા જ નહિ...

આપ શરીર પણ છો પણ શરીર જ નહિ.

આપ ચેતન પણ છો ને ચેતન જ નહિ..

આપ જડ પણ છો ને જડ જ નહિ...

આપ સઘળું બધું જ છો પણ કશું જ નથી..

આપ એક જ છો આપના સિવાય કોઈ બીજું નથી...

આપ જે છો તે છો..

આ બાબતમાં કદાપિ સંશય ના કરશો.

સંશય કરશો તો વાત બગડી સમજો..

પછી આપ માયાની ઝપટથી ઊગરી નહિ શકો...

---

*પ્લોટ નં. ૮૫૨, સેક્ટર-૮*
*ગાંધીનગર.*

# નવલિકા સંપુટ

મોહમ્મદ માંકડ
ડૉ. દિનકર જોશી
વર્ષા અડાલજા
રજનીકુમાર પંડ્યા
મોહનલાલ પટેલ
કેશુભાઈ દેસાઈ
ડૉ. ચંદ્રકાન્ત મહેતા
ઉત્પલ ભાયાણી
રમેશ ર. દવે
રાઘવજી માધડ
નસીર ઈસમાઈલી 'ઝુબિન'
સુમંત રાવલ
રમેશ ત્રિવેદી
ભી. ન. વણકર

નીતિન ત્રિવેદી
નટવર પટેલ
દશરથ પરમાર
અલતાફ પટેલ
અતુલકુમાર વ્યાસ
નીલમ દોશી
નટવર ગોહેલ
અવિનાશ પરીખ
ડૉ. સુરમ્યા જોષી
પ્રવીણ ગઢવી
ડૉ. સ્વાતી નાયક
દર્શના ભગલાણી
પિનાકિન દવે
પ્રફુલ્લ કાનાબાર
સંજય થોરાત
અઝીઝ ટંકારવી

# વાંદરાનું લોહી

*- મોહમ્મદ માંકડ*

**એ**ક સુગરી હતી. સ્વભાવે તે બહુ પરોપકારી હતી. વરસાદની ઝાપટમાં પલળતા વાંદરાને તેણે કહ્યું, ''આ કરતાં પહેલેથી સમજીને તેં મારી જેમ ઘર બનાવી રાખ્યું હોત તો આવી રીતે પલળવાનો વારો ન આવત.'' બોધ આપવામાં તે ખૂબ જ બાહોશ હતી. વાંદરાને એટલો બધો બોધ એણે આપ્યો કે, વાંદરાનું લોહી ગરમ થઈ ગયું, અને કૂદકો મારીને એણે સુગરીનો માળો વીંખી નાખ્યો.

★★★

સુગરીના માળા જેવું સુઘડ મકાન હતું. વિનાયકરાયે પોતે એનો નકશો બનાવ્યો હતો. હવે તો નિવૃત્ત થવાની ઉંમરે પહોંચ્યા હતા, અને પોતાની દેખરેખ નીચે એ તૈયાર કરાવ્યું હતું. વિનાયકરાય એન્જિનિયર હતા. ગુજરાતમાં જ્યારે બહુ ઓછા એન્જિનિયરો હતા ત્યારે એ એન્જિનિયર બન્યા હતા. આ મકાન તો એમણે વર્ષો પહેલાં બનાવ્યું હતું. અને પછી દરેક વર્ષે એમાં એ પોતાની આવડત અને ચાલાકી સંઘરતા રહ્યા હતા. આવડત બહુ મોટી ચીજ છે. આવડત વિનાનું બધું નકામું. વિનાયકરાય બહુ આવડતવાળા એન્જિનિયર હતા. પોતાના દીકરા શિરીષને પણ એ એન્જિનિયર બનાવવા ઈચ્છતા હતા. ફક્ત એક રાતની વાર છે, કાલે જ પરિણામ જાહેર થવાનું છે, કાલે શિરીષ બી.ઈ. સિવિલ થઈ જશે. પણ વિનાયકરાયને એટલાથી સંતોષ નથી. હવેના જમાનામાં માત્ર બી.ઈ. થવાથી માણસ પૂરેપૂરો સુખી થઈ શકતો નથી. શિરીષને પરદેશ મોકલવાની એમને ઈચ્છા છે.

''તને શું લાગે છે ?'' વિનાયકરાય શિરીષને પૂછતા હતા.

પિતાનો પ્રશ્ન સાંભળીને શિરીષ સહેજ સળવળ્યો. વિનાયકરાયના શબ્દો એણે સાંભળ્યા નહોતા, માત્ર અવાજ સાંભળ્યો હતો.

''તને પોતાને શું લાગે છે ? ક્લાસ આવશે ને ?'' વિનાયકરાયે ફરીથી પૂછ્યું.

''ક્લાસ ને ? હા, હા. ક્લાસ આવશે. મને તો લાગે છે.'' શિરીષે કહ્યું. એ કંઈક જુદા જ વિચારમાં હતો. પાછળ પડેલ ભિખારીને માણસ પૈસો આપી દે એમ એણે બોલી નાખ્યું. એની આસપાસ ભારે અને બંધિયાર ઓરડો હતો. સામે શિરીષની બા ભારતી બેઠી હતી. એની બાજુમાં બેઠી હતી ટીની - શિરીષની બહેન સુધા-લેસન કરતી હતી. શિરીષે બા સામે જોયું. બા સોફામાં બેઠી હતી. સોફામાં જાણે જકડાઈને બેઠી હતી. આ નવો સોફા પાંજરા જેવો હતો. શિરીષ પોતે પણ એવી જ રીતે જાણે સોફામાં પુરાઈ ગયો હતો. એણે હાથા ઉપર હાથ ફેરવી જોયો. સોફાનો હાથો સુંવાળો હતો - પાંજરાના સળિયા જેવો.

''પરિણામ કાલે છે ને ?'' ટીની બોલી, ''મને શું લઈ દેશો ?''

''તને ?'' શિરીષને પાછું બોલવું પડ્યું., ''તને - તું કહે તે.'' પછી એકદમ પૂછી લીધું. ''તું અત્યારે શું કરે છે ? લેસન ?''

''હું સંસ્કૃતની પરીક્ષા આપવાની છું.'' ટીની હસી, એના દાંત સુંદર હતા. હોઠ તો ખૂબ સુંદર હતા.

વિનાયકરાય સંતોષથી મલક્યા.

''તું શું વાંચે છે ?'' વિનાયકરાયે પત્નીને પૂછ્યું. ''અત્યારે શા માટે આંખો બગાડે છે ?'' એમને લાગ્યું કે, અત્યારે તો માત્ર કિલ્લોલ કરવો જોઈએ. થોડી સારી સારી વાતો કરવી જોઈએ. રાતનો સમય, સુખી લોકોએ એમ જ વિતાવવો જોઈએ. ''મેં તો શિરીષ માટે અમેરિકાનું લગભગ નક્કી જ કરી નાખ્યું છે.'' એમણે પત્નીને કહ્યું, ''સ્કોલશીપ મળે તો પણ અને ન મળે તો પણ.''

''હા.''... ભારતી બોલી. પણ આગળ વધતાં એ અટકી ગઈ. સ્કોલરશીપ ન મળે તો આપણે શી જરૂર છે એવી સ્કોલરશીપની ? આપણે ક્યાં પૈસાનો વાંધો છે ?... એને કહેવું હતું. પણ તરત જ એને થયું કે, એ બધું વિચારવાનો ભાર પતિ ઉપર હતો.

ટીનીએ હસીને પૂછ્યું, ''ભાઈ અમેરિકા કેટલું રોકાશે, પપ્પા ?''

''તું એ ફિકર શા માટે કરે છે ?... તને પણ અમેરિકા મોકલીશ. ચિંતા ન કરીશ.'' વિનાયકરાય વગર કારણે ખડખડાટ હસ્યા. ટીની વગર કારણે શરમાઈ ગઈ. પપ્પા પણ ખરા છે ! હા, પણ અહીં ક્યાં પૈસાનો પ્રશ્ન છે ? પપ્પા તો એમ જ કહે છે કે તમે ભણીગણીને હોંશિયાર થાઓ, આગળ વધો.

થોડી વાર કોઈ કાંઈ બોલ્યું નહીં.

શિરીષ ફરીથી સળવળ્યો. સોફામાં હાલીચાલી શકાય એવું તો હતું. પણ શિરીષને ગમતું નહોતું. એના માથા ઉપર ઘેરા અવાજથી પંખો ફરી રહ્યો હતો - યાંત્રિક છરા જેવો લાગતો હતો. શિરીષ થોડી વાર સીલિંગ - ફેન સામે જોઈ રહ્યો.

વાતાવરણ થોડું ''ડલ'' થઈ ગયું. વાતાવરણને ચોંટિયો ભરતા હોય એમ વિનાયકરાય બોલ્યા, ''તેં કૌશિકને તાર કરવાનું તો કહ્યું છે ને ?''

''તાર કરવાનું - હા, હા, કાકાને પણ કહ્યું છે ને... પણ ત્યાં જ રીઝલ્ટ બહુ મોડું મળે છે. તાર - કદાચ સવારે જ આપણને મળશે.''

''એ તો ઠીક, પણ તને કેમ લાગે છે ? ક્લાસ...''

શિરીષ પિતા સામે જોઈ રહ્યો. થોડી અકળામણ એને



થઈ આવી. ''પેપર્સ બહુ સારાં ગયાં છે,'' એણે કહ્યું. એ વાતો એને ગમતી નહોતી. કંટાળો આવતો હતો.

વિનાયકરાય બગાસું ખાઈને બોલ્યા, ''ચાલો ત્યારે, હું તો હવે સૂઈ જાઉં છું. અને જો તારે અમેરિકા માટે તૈયારી રાખવાની જ છે. તું સારી રીતે પાસ થા અને સ્કોલરશીપ મળે તો ખૂબ જ સરસ પણ કદાચ એમ ન બને તો પણ... જોકે આમ તો મેં બધી તૈયારી કરી જ રાખી છે.. હા, પછી તેં પેલાં ફોર્મ્સ મોકલી દીધાં ને ? પહેલી તારીખે જ પોસ્ટ કરી દીધાં, એમ ને ? બસ એ સરસ કામ કર્યું.''

વિનાયકરાયે ફરી એક બગાસું ખાધું - મોં આડો હાથ રાખીને. ઓરડાની દીવાલો પર નજર કરી. ભારતી સામે, શિરીષ સામે, ટીની સામે નજર કરી, ''સરસ લો,'' કોણ જાણે કેમ એ બોલી ગયા.

પોતાના રૂમમાં જતાં જતાં સહેજ થોભીને વળી એમણે કહ્યું (ટીનીને), ''તું સંસ્કૃતમાં આગળ વધીશ તો તને કેમ્બ્રિજ મોકલીશ - જર્મની મોકલીશ - સંસ્કૃતની ડિગ્રી માટે.'' પછી ધીમેથી હસીને ઉમેર્યું, ''હા પણ સંસ્કૃત... પૈસા નહીં મળે એમાંથી, હો.''

શિરીષ સામે જોઈને વળી એમણે હસી લીધું. કાલે શિરીષ બી.ઈ. સિવિલ હશે. પછી.. અમેરિકા જશે. ભારતીને અને એમને એક બાબતમાં મતભેદ થઈ ગયો હતો. ભારતી કહેતી કે, શિરીષ પરદેશ જાય એ પહેલાં એનું વેવિશાળ કરી જ નાખવું જોઈએ - પરદેશનો મામલો !... વિનાયકરાયને હસવું આવતું. અમેરિકન છોકરીઓ એટલી બધી રૂપાળી નથી હોતી. નજીક જઈને જોઈએ ત્યારે એ ગોરી જ લાગે છે - રૂપાળી નથી હોતી. નજીક જઈને જોઈએ ત્યારે એ ગોરી જ લાગે છે - રૂપાળી નહીં. ઠીક છે. સ્ત્રીઓના ખ્યાલો.... ના, પણ વેવિશાળની એવી ઉતાવળ કરવી નકામી. પછી કદાચ મુશ્કેલી ઊભી થાય. જોકે, હજી એમણે કાંઈ નક્કી કર્યું નહોતું. ભારતીએ તો કન્યા પણ નક્કી કરી રાખી હતી.

શિરીષ સામે વિનાયકરાયે ફરીથી જોયું. શિરીષ સારો

છોકરો હતો. બહુ બોલતો નહીં. કહ્યાગરો હતો. હવે તો બેચાર વર્ષમાં એ પણ પૈસા બનાવવા માંડશે. ખૂબ સરસ. ખૂબ જ સરસ હતું. વિનાયકરાય હસીને ચાલ્યા ગયા.

''તારે દૂધ પીવું છે, ભાઈ ?'' ભારતીએ શિરીષને પૂછ્યું...

''મારે ? ના.''

''હવે તું સૂઈ જા ને.''

''હા ચાલો,'' શિરીષ ઊભો થયો. હવે સૂઈ જવું જોઈએ. પિતા એમના રૂમમાં ચાલ્યા ગયા હતા. છેલ્લા અંકનો પડદો પડી ગયો હતો. હવે ઊઠવું જોઈએ અને જઈને સૂઈ જવું જોઈએ.

''તું પણ હવે સૂઈ જા.'' ભારતીએ ટીનીને કહ્યું.

''લે, આ બંધ. આપણે શી ચિંતા છે ?''

શિરીષ હસ્યો. ટીની સાચું કહેતી હતી. પિતાના રાજમાં કોઈને કશી ચિંતા જ નહોતી.

★★★

શિરીષને શી ચિંતા હતી ? પણ ઊંઘ આવતી નહોતી. ઘણું બધું સુખ હતું - ભાર લાગે એટલું બધું. શિરીષ કાલે બી.ઈ. સિવિલ થઈને સુખમાં વધારો કરવાનો હતો.

બગાસું ખાઈને શિરીષે પોતાના રૂમમાં નજર કરી. રોજ રોજ જાણે એ રૂમ સાંકડો થતો જતો હતો. શિરીષ નાનો હતો ત્યારે રૂમ બહુ મોટો લાગતો હતો. હવે દીવાલો જાણે સંકોડાતી જતી હતી. શિરીષમાં વિચારો હમણાં જાણે ફરી ગયા હતા. બહુ તોફાની વિચારો હમણાં એને આવતા હતા.

રૂમ સરસ રીતે શણગારેલો હતો. ના, બધું ચપોચપ ગોઠવેલું હતું. સુંદર મકાન હતું. હા, બહારથી ખૂબ સુંદર લાગતું હતું. અંદરથી માત્ર દીવાલો જ દેખાતી હતી - માણસે પોતાની આજુબાજુ ચણેલી દીવાલો. અને એ દીવાલો વચ્ચે બધું ચપોચપ ગોઠવેલું હતું. શિરીષ પોતે પણ એ બધી વસ્તુઓ સાથે જાણે ગોઠવાઈ ગયો હતો.

હવે શિરીષ પણ આવાં મકાનો બાંધવાનો હતો - આ કરતાં પણ કદાચ મોટાં, ઊંચી લાંબી મોટી દીવાલોવાળાં.

એની બા કહેતી કે, વહુ લાવવી છે - ઘરમાં શોભે એવી. એક છોકરી પણ એણે તો નક્કી કરી રાખી હતી. શિરીષને પણ એ ગમતી હતી. નીલા ! દેખાવડી છોકરી હતી. ભૂરા ભૂરા આકાશ જેવી કુમાશદાર હતી. શિરીષ એન્જિનિયર બનશે. નીલાને પરણશે. નીલા શિરીષની પત્ની બનીને આવશે. છોકરી સુંદર છે. પછી સ્ત્રી બની જશે. પાઉડર લગાવશે. કાજળ આંજશે. વાળ ઝુલાવીને હસી પડશે. રોજ રોજ એવું બન્યા કરશે. પછી રંગ ઓછો થતો જશે. રંગ ઊડી જશે ને ઝંખના વધી જશે. પછી એમને બાળકો થશે, એક છોકરો, એક છોકરી. ના, બે છોકરા... કદાચ, ત્રણ પણ થાય. બહુ છોકરાં ન હોવાં જોઈએ. થોડાં છોકરાં હોય તો એમને સારી રીતે ઉછેરી શકાય - સારી કેળવણી આપી શકાય... શિરીષ અને નીલા પછી, છોકરાંઓને ઉછેરવા લાગશે. એમને કેળવણી આપવી પડશે... પૈસા કમાવા પડશે. શિરીષ સડેલા પૈસા કમાશે - ખૂબ કમાશે, એના પિતા જેમ, સરસ બંગલો બાંધશે... એમાંથી એ સડેલા પૈસાની વાસ આવ્યા કરશે...

પણ પછી એવી વાસ નહીં આવે. શિરીષ ટેવાઈ જશે. એક આદત પડી જશે - જિંદગી જીવવાની એક મુડદાલ આદત. એક ગોળાકારમાં જિંદગી ધીમે ધીમે ચાલ્યા કરશે - ઘાણીનો બળદ ચાલતો હોય એ રીતે. રોજ એક સવાર ઊગશે. દોડાદોડી કરવાની રહેશે. હસી હસીને પૈસા એકઠા કરવાના રહેશે. સાંજ



પડી જશે. રાત આવી જશે. રોજ રાત પડશે - માણસને કાંઈક કહેવા માટે, પણ માણસ થાકથી બહેરો થઈને સૂઈ જશે, ઘરમાં નવું ફર્નિચર આવ્યા કરશે, રેડિયો, રેડિયોગ્રામ. રેફ્રિજરેટર... ઘણું આવશે - અને માણસ એ નવી, તાજી, રંગીન વસ્તુઓ નીચે દબાઈ જશે - દટાઈ જશે.

શિરીષને અકળામણ થઈ આવી. ઓરડાની દીવાલો પોતાના ઉપર ધસી આવતી હોય એમ એને લાગ્યું. એક મોટી કબરમાં એ જાણે દટાઈ ગયો હતો. માણસ કબરમાં જીવતો થાય તો.. શિરીષને છાતી ઉપર ભાર લાગ્યો. ઊઠીને એ બારી પાસે જઈ પહોંચ્યો. કૂદીને બહાર નીકળી જવાનું એને મન થઈ ગયું.

★★★

વિનાયકરાય તે દિવસે વહેલા ઊઠ્યા : સાત કોઈ રીતે વાગતા નહોતા. ઉનાળામાં સાત બહુ મોડા વાગે છે. અમસ્તા તો વિનાયકરાય ઊઠે તે પહેલાં જ સાત વાગી ગયા હોય છે, પણ આજ એમને સાત વાગવા માટે રાહ જોવી પડી. સાત વાગ્યા. પછી ધીમે ધીમે સવા સાત થયા. સમયની દરેક પળને એ ગણી શકતા હતા. સાડા સાત થયા.

બહારથી કોઈએ બૂમ મારી, સાહેબ...

વિનાયકરાય જાણી ગયા. ઉતાવળે જઈને એમણે જોયું. તારવાળો સલામ કરીને ઊભો હતો. વિનાયકરાયે હસીને તાર લીધો. સીધા એ અંદર દોડી ગયા.

"ભારતી... કહું છું... ભારતી... શિરીષ પાસ થઈ ગયો - ફર્સ્ટ ક્લાસ !"

ભારતી હસી ઊઠી.

"આજે છાપાં કેમ નથી આવ્યાં ?" વિનાયકરાયે ઉતાવળે કહ્યું, "શિરીષ હજી સૂતો છે..."

"છાપાં તો અગિયાર વાગે આવે છે."

"હા, હા, પણ શિરીષને જગાડને... લે હું જ... લે જગાડું."

શિરીષના રૂમમાં વિનાયકરાય પહોંચ્યા. રૂમ ખાલી હતો. એમને નવાઈ લાગી અરે શિરીષ તો...

એક ચિઠ્ઠી હતી ટેબલ ઉપર. હવામાં ફરફરતી હતી. તરફડતી હતી - દબાએલા માણસ જેમ; અને એની ઉપર મોટું રૂપાળું પેપર-વેઈટ પડ્યું હતું.

વિનાયકરાયના હાથ ધ્રૂજતા હતા. શિરીષની એ ચિઠ્ઠી હતી : પિતાજી, આ ઘરેડબંધ, બંધિયાર સુખથી અકળાઈને ચાલ્યો જાઉં છું. મારી વ્યર્થ શોધ કરશો નહીં. વિનાયકરાયના હોઠ ધ્રૂજતા હતા.

★★★

સુગરીની વાતથી વાંદરાને થોડું ડહાપણ આવ્યું હતું. બીજે વર્ષે એણે પોતાના માટે એક ઘર બનાવ્યું. પવન અને ગડગડાટ સાથે વરસાદ આવી પહોંચ્યો. વાંદરાને ઘરમાં ચેન ન પડ્યું. બહાર જઈને એ વરસાદમાં પલળવા લાગ્યો ધ્રૂજતો ધ્રૂજતો, સંકોડાતો, આંખો મટમટાવતો એ ભીંજાતો રહ્યો. સુગરી હતી નહીં. સુગરીનો માળો પણ હતો નહીં. કૂદકો મારીને વાંદરાએ પોતાનું ઘર વીંખી નાખ્યું. એ વાંદરાના વંશજો હજી પણ ઘર બનાવે છે, પણ પછી એ વીંખી નાખવાનું એમને મન થઈ આવે છે, એમનું લોહી હજી ઠંડું પડ્યું નથી.

*૧૫૩-બી, સેક્ટર-૨૦,*
*રાજભવન સામે,*
*ગાંધીનગર-૩૮૨૦૨૦.*



# દર્શન

*- ડૉ. દિનકર જોશી*

રિટાયર્ડ થયા એટલે ઘડિયાળના કાંટા સાથેનો સંબંધ પૂરો થયો અથવા ઓછો થયો એવું ઓઝા સાહેબ માટે નહોતું. ચાળીસ વરસની સરકારી નોકરી દરમિયાન પહેલા દશ વરસ પછી તરત જ ઓઝા સાહેબ થઈ ગયા હતા. બીજા દશ વરસ પછી મોટા સાહેબ થઈ ગયા હતા અને છેલ્લા દસ વરસ તો ટોચના સાહેબ થઈ ગયા હતા. આમેય ઓઝા સાહેબ સમયના આગ્રહી તો પહેલેથી હતા. ટોચના સાહેબ તરીકે તો એમનો આ આગ્રહ જબરદસ્ત થઈ ગયો હતો.

જોકે રિટાયર્ડ થયા પછી કાર્યક્રમ બદલાયો હતો. સવારે છ વાગે પલંગ છોડી દેવો એમાં મીનમેખ નહીં. રવિવાર કે રજાનો દિવસ હોય એટલે કલાક અર્ધો કલાક વધારે ઊંઘી લેવું એવી આદત એમને મુદ્દલ ગમતી નહીં. નિવૃત્ત થયા પછી ઊઠતાવેંત પથારીમાં જ થોડીક મિનિટો ભગવદ સ્મરણ કરે. પછી બ્રશ પતાવીને તરત જ અગાશીમાં પહોંચી જાય. ફરવાનું પૂરું થાય એટલે સ્નાનાદિ પતાવે, તાજાં આવેલાં અખબારો ઉપર નજર ફેરવે. પૂજાપાઠ પણ કરે. આમાં યોગાસનો પણ આવી જાય અને એ પછી સવારનો નાસ્તો. આટલું થતાં થતાં નવ વાગી ગયા હોય, એટલે સુષમાબહેન પતિને ઘણીવાર કહેતા - "ઠાકોરજીના શણગારનાં દર્શન બહુ સરસ થાય છે. તમે મારી સાથે ચાલો. આપણે ચિંટુને સ્કૂલે મૂકતા આવીએ અને દર્શન કરતા આવીએ."

પણ મંદિરે જઈને ઠાકોરજીનાં દર્શન કરવાની વાત ઓઝા સાહેબને મુદ્દલ ગળે ઊતરતી નહીં. ઓઝા સાહેબ નાસ્તિક હતા એવું તો મુદ્દલ નહોતું પણ દર્શનના બહાને ભીડ કરતા ભિખારી ભક્તો એમને મુદ્દલ ગમતા નહીં. રોજ સવારે ઊઠીને દર્શનના બહાને મંદિરે જતા અને પછી પોતાનું ભિક્ષાપાત્ર ભગવાન સામે ધરતા દર્શનાર્થીઓ ઓઝા સાહેબને ગમતા નહીં. સુષમાબહેનની વાત ઓઝા સાહેબ કાને ધરતા નહીં.

ચિંટુની સ્કૂલ ઘરથી પગપાળા ચાલતા માંડ પાંચ સાત મિનિટના અંતરે હતી. મંદિર પણ નજીક જ હતું. સવારે ઓઝાસાહેબના પુત્ર અને પુત્રવધૂ કામે જતાં રહેતાં. ઓઝાસાહેબ ધારે તો પોતાની ગાડી સેલ્ફ ડ્રાઈવ કરીને ચિંટુને સ્કૂલે મૂકી આવે પણ એ કામ એમણે સ્વીકાર્યું જ નહોતું. સુષમાબહેનને એમાં ખાસ વાંધો પણ નહોતો. દર્શન કરવા જવાની તો આમેય એમને ટેવ હતી. આ ટેવ એમને ગમતી પણ ખરી.

પણ એક દિવસ આ સાઈકલનું પૈડું અટકી ગયું. સુષમાબહેન રાત્રે બાથરૂમમાં જવા ઊઠ્યાં ત્યારે પગ સરકી ગયો. સવાર સુધીમાં તો પગ ઉપર સોજો પણ આવી ગયો. દુખાવો પણ વધી ગયો. ચિંટુને શાળાએ મૂકવા જવાનું અઘરું થઈ ગયું. પુત્ર અને પુત્રવધૂ તો ડૉક્ટર પાસે જવાનું કહીને જતાં રહ્યાં હતાં. હવે ચિંટુને શાળાએ લઈ જવાનું કામ ઓઝા સાહેબને માથે આવી પડ્યું હતું. ઓઝા સાહેબ ભલે સાહેબ હતા પણ જરૂર પડ્યે નાના મોટા ઘરકામમાં સહુને ઉપયોગી થવાનું પણ એમને ગમતું. 'મને બધાં કામ આવડે છે'. એવો કંઈક અહંકાર પણ ખરો.

તે દિવસે ચિંટુને આંગળીએ વળગાડીને ઓઝા સાહેબ સ્કૂલે લઈ ગયા. ધાર્યું હોત તો પોતે ગાડી ચલાવીને લઈ ગયા હોત પણ એમણે ચાલીને જવાનું જ પસંદ કર્યું. ચિંટુ સાથે વહાલપૂર્વક થોડીક મજાકમશ્કરી કરતા શાળાએ પહોંચ્યા. ચિંટુનું દફ્તર પોતાના ખભા ઉપર રાખતા ઓઝા સાહેબને રોમાંચ પણ થયેલો. પોતે જાણે પચાસ વરસ નાના થઈ ગયા હોય એવી લાગણી પણ અનુભવી.

શાળાના કંપાઉન્ડનો દરવાજો દેખાયો અને એ સાથે જ બાળકોને શાળાએ લઈને આવતા વડીલો પણ દેખાયા. ઓઝા સાહેબને મજા આવી ગઈ. નાનાં નાનાં ભૂલકાંઓને યુનિફોર્મમાં વીંટળાઈને કિલકિલ કરતા જોવાની ક્ષણ એમને ગમી પણ ખરી.

'ચિંટુ.' જમણી તરફથી એક બાળકે દોડીને ચિંટુનો હાથ પકડ્યો. ઓઝા સાહેબે એ તરફ જોયું. ગરવી ગરાસણી કહી શકાય એવી એક જાજરમાન પ્રૌઢાનો હાથ છોડાવીને આ બાળકે ચિંટુનો હાથ પકડ્યો હતો. પેલી સ્ત્રી પણ ચિંટુ સામે જોઈને થોડુંક હસી અને પછી બોલી "કેમ બેટા, તારાં દાદીમા નથી આવ્યાં ?"

"દાદીમાનો પગ દુખે છે. આજે દાદા આવ્યા છે." ચિંટુએ દાદા સામે જોઈને જમણા હાથની તર્જની લંબાવી.

"જયશ્રી કૃષ્ણ ભાઈ !" પેલી ગરવી ગરાસણીએ મીઠાશથી કહ્યું.

ઓઝા સાહેબ માટે વળતા જય શ્રીકૃષ્ણ બોલવાની ટેવ તો ઘણા વખતથી છૂટી ગઈ હતી. હોઠે ગુડ મોર્નિંગ શબ્દ આવ્યો તો ખરો. આ વળતો વિવેક ઉચિત ન કહેવાય એવું લાગતા ઓઝા સાહેબે જય શ્રીકૃષ્ણ કર્યા. વાત પૂરી થઈ ગઈ હવે શું કરવાનું હોય ? બાળકો તો શાળામાં જતાં રહ્યાં હતાં.

"શું થયું છે મારી બહેનને ?" પેલી ગરાસણીએ પૂછ્યું. ઓઝા સાહેબ સમજી ગયા. રોજ અહીં ચિંટુની જેમ જ આ પ્રૌઢા પણ પોતાના પૌત્રને મૂકવા આવતી હોવી જોઈએ. આ આવતા જતાના સહીપણાનો સંબંધ હોવો જોઈએ.

"ખાસ કંઈ નથી. પગમાં ઘૂંટી પાસે સહેજ સોજો આવી ગયો છે."

"ધ્યાન રાખજો ભાઈ, ડૉક્ટરને દેખાડી દેજો." વાત અહીં પણ પૂરી થઈ ગઈ. હવે શું ? વિવેકનું ક્ષેત્ર તો પૂરું થઈ ગયું.

"સારું ત્યારે જય શ્રીકૃષ્ણ ભાઈ !" ગરાસણીએ કહ્યું,

"મારે તો સામે મંદિરમાં શણગારનાં દર્શન માટે જવું છે. મોડું થશે તો ટેરો આવી જશે. આવજો." એમ કહીને એણે પીઠ ફેરવી લીધી અને ઉતાવળે ઉતાવળે ચાલવા માંડી.

તત્પૂરતી તો એ વાત પૂરી થઈ ગઈ પણ દિવસ દરમિયાન સુષમાબહેનને ડૉક્ટર પાસે લઈ ગયા ત્યારે વાત મોટી થઈ ગઈ. સુષમાબહેનના પગે પાટો આવ્યો. પથારીમાં આરામ કરવાની ફરજ પડી અને થોડાક દિવસ હરવા ફરવા ઉપર પણ પ્રતિબંધ લદાઈ ગયો.

બીજે દિવસે ચિંટુને સ્કૂલે લઈ જવાની જવાબદારી અદા કર્યા વિના ઓઝા સાહેબ માટે બીજો કોઈ વિકલ્પ નહોતો. કોણ જાણે કેમ અત્યાર સુધી જે ગરાસણી મુદ્દલ યાદ આવી નહોતી એ ચિંટુ તૈયાર થયો ત્યારે ઓઝાસાહેબના મનમાં ઝબકી ગઈ. શાળાએ પહોંચ્યા ત્યારે એમણે નજર પણ ફેરવી. અને આ નજરયાત્રા બીજી જ ક્ષણે સફળ પણ થઈ.

'જય શ્રીકૃષ્ણભાઈ !' પેલા ગરસાણી બહેન પગથિયાં પાસે જ ઊભાં હતાં. "મારાં બહેનના પગનું કંઈ નિદાન થયું ?"

"પગે પાટો આવ્યો છે સોજો ઊતર્યો નથી. કદાચ આછી - પાતળી તિરાડ પણ પડી હોય."

"તો તો ભારે થઈ કહેવાય." ગરાસણી બહેને સમભાવપૂર્વક કહ્યું. અને પછી પગથિયાં તરફ જોયું. બાળકો શાળામાં દાખલ થઈ ગયાં હતાં. "એવું હશે તો હમણાં તમારે મારાં બહેનની આ ફરજ બજાવવી પડશે."

"હા, એક માત્ર ઠાકોરજીનાં દર્શન સિવાય." ઓઝા સાહેબે હસીને કહ્યું.

"મારાં બહેન તો મારી સાથે રોજ ઠાકોરજીની ઝાંખી કરવા આવે છે. થોડા દિવસ તમે પણ આવો." ગરાસણીએ વિવેક અને મીઠાશ બંનેની કોકટેલ બનાવીને પ્યાલી ધરી.

ઓઝા સાહેબને થયું આમેય હવે અત્યારે બીજું કંઈ ખાસ કામ તો છે જ નહીં, સુષમા શણગારનાં આ દર્શન પછી રોજ પાનનું બીડું લઈ આવતી. ઓઝા સાહેબ જાણતા હતા કે પ્રસાદના પાનનું બીડું સુષમાને ગમતું હતું. પોતે જો આજે દર્શન કરીને ઘરે પાનનું બીડું લઈ જશે તો સુષમા રાજી થશે. સુષમા રાજી થશે અને -

"આમ તો હું દર્શન કરવા જતો નથી." ઓઝા સાહેબને અંદરથી કોઈકે રોક્યા પણ બહારથી કોઈકે એમના મોઢામાં શબ્દો પણ મૂક્યા. "ચાલો, આજે દર્શન કરી લઈએ. સુષમાને પાનનું બીડું ગમે છે."

શણગારનાં દર્શન સરસ થયાં. ઓઝાસાહેબે પાનનું બીડું સુષમા સમક્ષ ધર્યું ત્યારે સુષમાબહેન રાજી રાજી થઈ ગયાં. "વાહ, તમે બહુ સરસ કામ કર્યું. ઠાકોરજીનાં દર્શન કરી આવ્યા."

"હા, થયું કે તારા માટે પાનનું બીડું લઈ જાઉં."

ઓઝા સાહેબ મંદિરે દર્શન કરવા પણ ગયા એથી સુષમાબહેનની પ્રસન્નતા બેવડાઈ ગઈ. પગનું દર્દ પણ ભૂલી ગયાં. બોલ્યાં - "મંદિરે જવાનો વિચાર જેણે તમને સૂઝાડ્યો એનું ભગવાન ભલું કરે."

ત્રીજો દિવસ... ચોથો દિવસ... પાંચમો દિવસ... હવે ઓઝા સાહેબ રોજ દર્શન કરવા જાય છે. રોજ પાનનું બીડું સુષમાબહેનને આપે છે. સુષમાબહેન રોજ રાજી થાય છે. આ રાજીપો પતિ સમક્ષ વ્યક્ત પણ કરે છે.

"સારું થયું પગનું આ દર્દ આવ્યું. એના કારણે તમે મંદિરે જતાં થયા !"

"ઓઝા સાહેબ.' આઠ દશ દિવસ પછી ગરાસણીએ હસીને કહ્યું. 'અમારા મંડળના કાર્યક્રમમાં તમે આવશો ? મને ગમશે."

"શાનો કાર્યક્રમ છે બહેન ?" ઓઝા સાહેબે પૂછ્યું.

"અમારું મહિલા મંડળ દર વરસે એક જાહેર કાર્યક્રમ કરે છે. સુષમાબહેનથી તો આવી શકાય એમ નથી પણ તમે જો આવો તો પણ મને ગમશે."

"મને પણ આવા સાંસ્કૃતિક કાર્યક્રમોમાં રસ છે જ." ઓઝા સાહેબે હસીને અધકચરી સહમતિ આપી દીધી.

ગરાસણી બહેને આ અધકચરી સહમતિને પોતાની જીત માની હોય કે કેમ પણ બીજે દિવસે ઓઝા સાહેબને આ કાર્યક્રમનો સત્તાવાર પત્ર હાથોહાથ આપ્યો. કાર્યક્રમને તો હજુ પંદર વીસ દિવસની વાર હતી. અને એ સમયગાળામાં સુષમાબહેનના પગે સારું થઈ જાય એવો સંભવ પણ હતો પણ એ વાત કોઈને યાદ આવી નહીં.

ગરાસણી બહેન મહિલા મંડળનાં પ્રમુખ હતાં. આ વખતના કાર્યક્રમમાં મુખ્ય અતિથિ તરીકે એમણે ઓઝા સાહેબનું નામ સૂચવ્યું ત્યારે કારોબારીની બેઠકમાં આ ઓઝા સાહેબ કોણ છે એવી પૂછપરછ પણ થઈ. ગરાસણી બહેને ઓઝા સાહેબનો એવો સરસ પરિચય આપ્યો કે સહુએ એમનો પ્રસ્તાવ તરત સ્વીકારી લીધો.

સુષમાબહેનને પગે હજુ સારું નથી થયું. સારવાર ચાલુ જ છે. ઓઝા સાહેબ રોજ ચિંટુને મૂકવા જાય છે. ગરાસણી બહેન પણ એમના પૌત્રને મૂકવા રોજ શાળાએ આવે છે. ક્યારેક વહેલું - મોડું થઈ જાય તો પગથિયાં પાસે ઊભાં રહીને ચારેય બાજુ નજર ફેરવે છે. ઓઝા સાહેબ ક્યારેય મોડા નથી પડતા એટલે એમને નજર ફેરવવી પડતી નથી પણ એમનાય હોઠ મલકે છે તો ખરાં.

સામેના મંદિરમાં રહેલા ઠાકોરજી ટેરો આવ્યા પહેલાં આ બધું જોઈ લે છે. દર્શનાર્થીઓ નજીક આવીને પાનનાં બીડાં મેળવી લે છે. અને પછી પરસ્પરને 'જય શ્રીકૃષ્ણ' કહીને છૂટાં પડે છે.

બીજે દિવસે દર્શન કરવાની અપેક્ષા સાથે.



*૧૦૨-એ, પાર્ક એવન્યુ, દહાણુકર વાડી,*
*એમ. જી. રોડ, કાંદિવલી (પ.),*
*મુંબઈ-૪૦૦૦૬૭. મો. ૯૯૬૯૫૧૬૭૪૫*

# સિંહાસન

*- વર્ષા અડાલજા*

**આ**ખરે રાજવી ઠાઠમાઠવાળી લાલ ખુરશી ઘરમાં આવી જ ગઈ.

પાછળ સરસ ડિઝાઈનની પીઠિકા. એના પાયામાં સિંહના પંજા. લાલ મખમલની ગાદી અને સોનેરી ચળકાટથી ઝગમગતી જાણે અદલ કોઈ સમ્રાટનું સિંહાસન !

મામાસાહેબ તો ખુશખુશાલ. આવી જ ખુરશીની ઈચ્છા હતી. એમની ઈચ્છા તે આદેશ. શોધખોળ કરતાં કોઈ શો રૂમમાંય ન મળી. ઓનલાઈન પર પણ નહીં. હવે તો આધુનિક ક્લાસિક ડિઝાઈનનું જ ફર્નિચર મળે. ઘરમાંથી કોઈને સૂઝ્યું, લગ્ન અને રિસેપ્શનનું ફર્નિચર બનાવતાં હોય એમને મળો, અને ખાસ ઓર્ડરથી તૈયાર કરાવેલી ખુરશી મહિનામાં તો મળી પણ ગઈ.

ઘરમાં મિટિંગ મળી - કમિટી પર બા-સાહેબ ચેરમેન, સભ્યોમાં પુત્રી રંજન, પુત્ર વિશાલ, ભત્રીજો રાકેશ, ભાણેજ શંકર બાકી ઘરમાં આવન-જાવન કરતાં જી સાહેબ કરતા યસમેન, નોકરો, ડ્રાયવર વ. વ.

જૂના વખતનું ઘર જૂનું પણ હવે તો આલિશાન બે માળનો દસ બેડરૂમનો બંગલો. પહેલેથી જ પરંપરા કે મામાસાહેબ ડ્રોઈંગ રૂમમાં સોફા પર બેસે. સવારે નવેક વાગ્યાથી કોઈને કોઈ આવવા લાગે, કોઈને મિલકતનો ઝઘડો, કોઈને પોતાના દીકરાને હિંદી ફિલ્મમાં એન્ટ્રી અપાવવાના કોડ, કહેવાતું મોટું માણસ પોલીસનાં ચક્કરમાં. મામાસાહેબ ધ્યાનથી સાંભળે એ સમયે ફોન એટલે કાળા ડબલાનું રાજ્ય. ચક્કરડાં ઘૂમાવે. મામાસાહેબનો ફોન જાય, સંદેશો જાય કે કામ થયું જ સમજો, એમાં મીનમેખ નહીં. આ તો સમાજસેવા જ ને ! કોઈ પાસેથી કશું લેવાનું નહીં પણ અદૃશ્ય હાથો કિલ્લા જેવો બંગલો ચણતા ગયા. અન્ડરગ્રાઉન્ડ પાર્કિંગ એમાં ચાર પાંચ કાર, સ્કૂટર અને જીપ પણ ખરી. સેન્ટ્રલી એરકન્ડીશન્ડ અને લીફ્ટ પણ ખરી. મામાસાહેબને ગોઠણની તકલીફ ખરીને !

મામાસાહેબનું જબરું ફેન ફોલોઈંગ. એમનો જન્મદિવસ હોય તો જન્મદિવસની શુભેચ્છાનાં મોટાં હોર્ડિંગ શહેરમાં લાગી જ જાય.

જો કે મામાસાહેબ બહુ સાદા અને સરળ માણસ. વ્યક્તિત્વ જ એવું. કાયમ સફેદ વસ્ત્રો અને ખભે શાલ. સોનેરી ફ્રેમનાં ચશ્માં અને ગળામાં રૂદ્રાક્ષની માળામાં મહાદેવ બિરાજે. જય ભોલેનાથ કહી, હાથ ઊંચો કરે ત્યારે ચહેરા પર ઘણાને દિવ્યતાનાં દર્શન થાય. વચ્ચે તો એવી વાત ચાલેલી કે મામાસાહેબને મહાદેવે સપનામાં સ્વયં દર્શન આપી આશીર્વાદ આપ્યાં છે, લોકોનું કલ્યાણ કર. બસ, ત્યારથી મામાસાહેબની જીભ જે બોલે તે થાય જ.

મામાસાહેબનું સામ્રાજ્ય વિસ્તરતું ગયું અને પાયા મજબૂત થતા ગયા તેમ એમનાં પત્ની બા સાહેબને વિચાર આવ્યો. પતિની આટલી પ્રતિષ્ઠા, એમના એક બોલે હજારો લોકો રેલીમાં ભેગાં થાય. ઘણાનાં ઘરોમાં એની તસ્વીર હોય અને એ સોફામાં બેસી દરબાર ભરે ? બસ, ત્યારથી એવી ખુરશીની શોધ ચાલી અને એ ઘરમાં આવી પણ ગઈ. જો કે મામાસાહેબે નમ્રતાપૂર્વક ના પાડેલી, બાઈ, આવો દેખાડો ન શોભે, આપણે પ્રજાના સેવક પણ પછી પત્નીની ઈચ્છા પાસે તરત નરમ પણ પડી ગયા. અને એટલે આમ આ સિંહાસન ઘરમાં આવ્યું.

ઘરમાં મિટિંગ મળી, ક્યાં કેમ મૂકવું ! એની પાછલી દીવાલ પર કૈલાસમાં બિરાજેલ મહાદેવ કે પછી છલાંગ મારતાં વાઘનું પેઈન્ટિંગ મૂકવું ? સિંહાસનની સામે લાલ રંગનો ગાલીચો પાથરવો ? લાઈટિંગ કેવી કરવી ? કયા ખૂણામાં ટેબલ રાખવું, જ્યાં પાણીની બોટલ અને ચહા કૉફીની વ્યવસ્થા હોય ?

મિટિંગમાં પહેલે જ ધડાકે વિશાલે નનૈયો ભણ્યો.

"બા સાહેબ ! આવું બધું કરવાની શી જરૂર છે ? લોકો આને પબ્લિસીટી સ્ટંટ જ ગણશે."

રંજન ચિડાઈ,

"વિશુ સાહેબ, માટે કોઈ એવું ધારે જ નહીં, તને જ વાંધો છે મામા સાહેબનાં કામ માટે - આઈ મીન સેવા માટે."

"હા છે. તો ? મને પહેલથી જ વાંધો છે. આ સેવા નથી. લોકો ખોટા કામ કરાવવા આવે, પગે પડે તોય સાહેબનાં મોબાઈલમાં રીંગટોન ગુંજે છે."

"વિશુ !" બા સાહેબે દાંત ભીંસીને ડોળા તતડાવ્યા.

"પ્લીઝ, આજે મને કહેવા દો. આ બધા સત્તાના ખેલ છે. ક્યાં અને કોના પૈસાથી આ ઘર બંધાયું ? આનું અધધ મેઈન્ટેન્સ કોણ ચૂકવે છે ? કેમ ઈન્કમટેક્સની રેઈડ નથી પડી ? કોઈ પાસે છે જવાબ ?"

ઘડીભર સન્નાટો.

"અને બા સાહેબ, સૉરી તમને મમ્મી કહેવાનું તો ક્યારનું છૂટી ગયું છે, તમારા ગળામાં આ વજનદાર સોનાનો હાર થોડા વખતથી જોઉં છું, કયા જ્વેલરને ત્યાંથી લીધો ?"

બા સાહેબે ઝટપટ છેડો ઢાંકી દીધો,

"તું હજી નાનો છે. કોલેજમાં ભણે છે, તમે શું ખબર પડે, સંસાર કેમ ચાલે છે ?"

રાકેશ, શંકર રંજન નારાજ થઈ ગયા. આ શું વિશાલ? તું જ આવા ભયાનક આરોપો મા-બાપ પર લગાવશે ? આ વિરોધપક્ષની ચાલ તો નથી ને !

વિશાલ ખડખડાટ હસી પડ્યો.

"વિરોધપક્ષની ચાલ રાઈટ ! તો એનો અર્થ એ કે મામા સાહેબના દરબારમાં વિરોધીઓ છે એટલું તો તમે કબૂલ કરો છો ને ?"

બા સાહેબે મક્કમતાથી કહ્યું,

"કહ્યું ને તને, આ બધું સમજવા માટે તું નાનો છે ! તેં દુનિયાદારી જોઈ નથી."

વિશાલ મા પાસે આવ્યો, સ્નેહથી હાથ પકડ્યો.

"મા ! જેટલી દુનિયાદારી જોઈ, એમાં તારો સંસાર, એનો વ્યવહાર મેં જોઈ લીધો છે. રંજન તો ત્યારે નાની હતી તોય યાદ હશે એને કદાચ. બાબા... મામા સાહેબ મિલમાં. ઘણીવાર તો બબ્બે પાળીમાં કામ કરતા. તમે શ્રીમંત ઘરોમાં રસોઈ કરવા જતાં અને કોઈ વાર મીઠાઈના ટુકડા અમારે માટે લાવતાં. અમને ભણાવવા, ઉછેરવા તમે ઘણો સંઘર્ષ કર્યો છે."

બા સાહેબ ભીના અવાજે બોલ્યાં,

"એ બધો ભૂતકાળ હતો બેટા અને ભૂતકાળનાં શબ દફનાવી દેવામાં જ ડહાપણ છે."

"મા ! તું આમ કહેશે ? તારા દાદા તો સ્વાતંત્ર્ય સંગ્રામમાં જેલમાં ગયા હતા ને ? તારે મામા સાહેબને સાચી સલાહ આપવી જોઈએ."

"ઈનફ વિશુ"

રંજન ગુસ્સામાં ઊભી થઈ ગઈ. વિશાલે શાંતિથી કહ્યું,

"ઈનફ ? પૂરી થઈ ગઈ આપણી વાત. ભલે એય રાકેશ શંકર તમારે કંઈ કહેવું નથી ? કે પછી હમણાં જ નવાં સ્કૂટર મળ્યાં છે એટલે... ઓકે... બાસાહેબ હું આ કમિટીમાંથી રાજીનામું આપું છું."

અને વિશાલ તરત ત્યાંથી નીકળી ગયો. બાસાહેબ આંખે સાડલાનો છેડો દાબતાં રડી પડ્યાં.

"શું બા સાહેબ તમે પણ ! થોડા વખતમાં એની અક્કલ ઠેકાણે આવી જશે. આ છેલ્લું વરસ છે, પછી અમેરિકા જ માસ્ટર્સ કરવા મોકલી દેજો એટલે શૂળીનું વિઘ્ન સોયથી જશે."

રાકેશે તાળી પાડી,

"બ્રિલિયન્ટ આઈડિયા દીદી. સાચું કહું, મામા સાહેબનાં ખરા વારસદાર તમે છો."

રંજન પોરસાઈ.

"ઓક્કે ! જુઓ મામા સાહેબને આ વાતની ખબર ન પડવી જોઈએ. અને બા સાહેબ, તમે રડવાનું બંધ કરશો ? ચાલો, મામા સાહેબ હમણાં પૂજામાંથી બહાર આવશે ત્યાં સુધીમાં બધી ગોઠવણ કરી લઈએ."

ખુરશી યથાસ્થાને ગોઠવાઈ ગઈ. લાલ કાર્પેટનો ઓર્ડર અપાઈ ગયો. મામા સાહેબની બેઠક પાછળ વિકરાળ વાઘનાં પેઈન્ટિંગની વ્યવસ્થા પણ થઈ ગઈ. રંજને, મામા સાહેબના બોડીગાડર્સના યુનિફોર્મની ડિઝાઈન બદલવા શહેરના પ્રખ્યાત ફેશન ડિઝાઈનર સાથે મિટિંગ કરી. મામા સાહેબને કપાળે તિલકનો સૂઝાવ એમના એક કાર્યકર્તાએ કરતાં એ તરત વધાવી લેવામાં આવ્યો.

મામા સાહેબને આ બધા ફેરફારો બહુ ગમ્યા તો નહીં પણ પરિવારને નારાજ ન કરવા માટે એ તૈયાર થઈ ગયા. બા સાહેબે જ્યારે મામા સાહેબને ભાલે તિલક કર્યું કે રંજનની સૂચનાથી એક કાર્યકર્તાએ ફોટો પાડી તરત ફેસબુક પર મૂકી દીધો. પી. આર. કંપની સાથે થયેલા એગ્રીમેન્ટ મુજબ ફટાફટ લાઈક્સ મળવા લાગી. વિશાલે વ્યંગમાં પૂછેલુય ખરું,

"પ્યારી બહેના, હવે ઘરે એક ગેટ ટુ ગેધર ગોઠવી નાંખ, જર્નાલિસ્ટોને આમંત્રણ આપવાનું ભૂલતી નહીં, એટલીસ્ટ તારા આ સિંહાસનનો સરસ ફોટો ન્યૂઝપેપર, ટીવી ચેનલ પર..."

રંજન ખુશ થઈ ગઈ,

"વાહ ! મસ્ત આઈડિયા છે."

રંજને અવસર શોધી કાઢ્યો.

મામા સાહેબ શક્તિના પરમ ઉપાસક છે, નવરાત્રિમાં મહાઆરતીનાં દર્શનાર્થે આમંત્રણો મોકલાયાં, ઘરમાં જોરશોરથી તૈયારીઓ શરૂ થઈ ગઈ. વિશાલ ચુપચાપ જોઈ રહેતો અને મોટે ભાગે ઘરની બહાર રહેતો.

એ દિવસ પણ આવી પહોંચ્યો. બંગલાને ફૂલો અને દીવા વડે એવો સુંદર સજાવ્યો હતો કે રસ્તે જતાં લોકોય ઘડીભર ઊભા રહી જતા. સહુને પ્રસાદ મળતો. રાતની ડીનર પાર્ટીમાં શહેરનાં નામાંકિત લોકો આવ્યા હતા. નહેરૂનગરની ઝૂંપડપટ્ટીના લોકોને ખાસ આમંત્રણ હતું. (થોડા દૂર બેસાડીને) તેમના ભોજનની ખાસ વ્યવસ્થા કરવામાં હતી અને બા સાહેબને હસ્તે બધી મહિલાઓને સાડીની ભેટ મળી એ વીડિયો વાઈરલ થઈ ગયો. ટી.વી. ચેનલ અને ન્યૂઝપેપરમાં મામાસહેબ પૂજા કરે છે, આરતી ઉતારે છે, સ્વહસ્તે ભોજન પીરસે છે એ દશ્યો, તસ્વીરો પ્રસિદ્ધ થયાં પણ રાતની ડીનર પાર્ટીની તસ્વીરો કાળજીપૂર્વક ડિલીટ થઈ ગઈ.

પણ મામા સાહેબનું રાજવી સિંહાસન, અને પાછળ ખૂનખાર વાઘ મામાસાહેબની આઈડેન્ટીટી બની ગઈ. મામાસાહેબ તેમનાં વસ્ત્રોમાં બેસતા અને આખો માહોલ પરિવર્તિત થઈ જતો. લાલ મખમલી સિંહાસન પર બેસતાં જાણે પશ્ચાદભૂ નો વાઘ જીવંત થઈ જતો, મામા સાહેબની આંખમાં ચમક આવી જતી, શરીર ટટ્ટાર થઈ જતું. મળવા આવનાર કદીક ચરણસ્પર્શ કરવા લાગતું, કોઈ પોતાના વસ્ત્રથી એમના પગ લૂછતાં. પછી પગમાં બેસી આપવીતી કહેતા. એને ખબર પણ ન પડે એમ એની તસવીર સાથે બધું રેકોર્ડ થઈ જતું. એના પરથી ફાઈલ તૈયાર થતી, એ ધ્યાનથી વાંચી, મામાસાહેબ એ સમસ્યા હલ કરતા.

સુદામાની જેમ એ વ્યક્તિને, પછી જ ખબર પડતી એનું કામ થઈ ગયું છે. એ જ વર્ષે તેમના કારના કાફલામાં લેટેસ્ટ મોડેલની બીએમડબલ્યુ ઉમેરાઈ અને સમગ્ર પરિવાર પરદેશના હોલિડે પર ગયો. બહુ કહેવા છતાં, પરીક્ષા છે કહી વિશાલ ન ગયો. જતાં જતાં રંજને વહાલથી કહેલું,

"ભાઈ, તને અહીં નથી ગમતું જાણું છું. બાબા તો સાચા અર્થમાં લોકસેવા કરે છે. અરે ભગવાનની જેમ પૂજાય છે પણ તારા મનમાં અજંપો છે. ભઈલા, મારી વાત માનીશ ?"

"આ ભાષા તારી છે કે બાબાની ? બાઈની ?"

"સો ટકા મારી. સુનો તો સહી ભૈયા."

"બોલ."

"તું ફોરેન યુનિવર્સિટીમાં એડમીશનની ટ્રાય કર. સ્કોલર છે, મળશે. પછી તું મુક્ત છે, ક્યારેક મળવા આવી જવાનું, તારી છુટ્ટી"

"અરે વાહ ! બ્રિલિયન્ટ આઈડિયા."

"થેંક્સ"

"અને તું રંજુ ? તું આ જ ગંદકીમાં કીડાની જેમ ખદબદશે ?"

"મારી વાત છોડ, આપણે બે જ તો છીએ. મા-બાપું ધ્યાન રાખવા કોઈ તો જોઈશેને ભાઈ !"

વિશાલે રંજનને વહાલ કર્યું.

"આઈ લવ તુ સિસ, મોર ધેન એવર." તું કેટલી સમજદાર થઈ ગઈ છે ?.

"એય ! તો અત્યાર સુધી શું હું મૂરખ હતી ! હું ય ઈકોનોમિક્સ અને ફાઈનાન્સ સાથે ટોપ પર છું ઓ કે !"

ભાઈ બહેનનાં મસ્તી તોફાન અને દોડાદોડીથી બંગલો ગુંજી ઊઠ્યો. બા સાહેબની આંખ છલકાઈ ગઈ. કેટલાં વર્ષોથી આવાં દૃશ્યો ભાગ્યે જોવા મળતાં હતાં !

અને એક દિવસ બધું અચાનક ઉલટસુલટ થઈ ગયું.

મામા સાહેબને રાત્રે ઊંઘમાં જ કાર્ડિયાક એરેસ્ટ આવ્યો અને ઘેરી નીંદમાં સરી ગયા. પેન્ટહાઉસમાં તેમનો અંગત, વિશાળ બેડરૂમ, એનાં દ્વાર ખૂલ્યાં જ નહીં. મોડી સવાર સુધીમાં તો ફફડાટ વ્યાપી ગયો. આજે હિંદી ફિલ્મના એક જાણીતા, પ્રોડ્યુસર - ડાયરેક્ટરની ખાનગી મિટિંગ હતી. કોઈને આપેલો સમય મામા સાહેબ કદી ચૂકતા નહીં. મામાસાહેબનો ખાસ માણસ હરિદાસ એમનો શ્વાસ અને પ્રાણ. બાસાહેબ પાસે આવ્યો.

"સાહેબ, મારો ફોન નથી લેતા, કીચનમાં ચાનો ઓર્ડર નથી આપ્યો, આપ મારી સાથે ચાલો."

બા સાહેબને લઈ એ ઉપર ગયો. દરવાજા ન જ ખૂલ્યા. દરવાજા ખોલાવ્યા ત્યારે મામા સાહબ ચિરનિદ્રામાં સૂતેલા હતા. શહેર સફાળું બેઠું થઈ ગયું. ટીવી. ચેનલ્સ, અખબાર મામા સાહેબને શ્રદ્ધાંજલિ આપી, તેમનાં લોકકલ્યાણનાં કાર્યો, દાનવીર પ્રતિભાની ઉજળી બાજુ રજૂ કરી. લાલ મખમલી સિંહાસન પર મામા સાહેબની તસ્વીર મૂકી બા સાહેબ નીચે બેઠાં. મૃતદેહનાં અંતિમ દર્શન પછી પણ લગાતાર લોકોની ભીડ જામતી રહી.

વિશાલ માતા અને રંજન પાસે બેઠો હતો પણ મનમાં અસહ્ય મુંઝવણ હતી. મામા સાહેબને પિતા તરીકે ચાહતો હતો ? બાળપણના ચાલીના વસવાટના સ્મરણોથી આનંદિત હતો કે દુઃખી ! આ વિશાળ સામ્રાજયમાં હવે એ ક્યાં હતો ? અનેક પ્રશ્નો ડંખતા હતા, એ જવા માટે ઊભો થયો. કોઈ કાર્યકર્તાએ ભીડમાંથી રસ્તો કરી આપ્યો કે તરત હરિદાસે એનો હાથ પકડ્યો અને પાછળ આઉટ હાઉસ તરફ એને લઈ ગયો. અત્યારે અહીં કોઈ નહોતું. બધા બંગલાનાં પ્રવેશદ્વાર, કમ્પાઉન્ડમાં હતા. વિશાલ હાથ છોડાવી ઊભો રહી ગયો.

"છે શું હરિદાસ ? મને અહીયાં ક્યાં..."

એણે કશો જવાબ ન આપ્યો અને આઉટહાઉસના અંદરના ઓરડાનું એક બારણું ખોલ્યું. વિશાલ નવાઈ પામી જોતો રહ્યો, હરિદાસ એનો, હાથ પકડી સીડી ચડવા માંડ્યો. નીચેનું બારણું બંધ થઈ ગયું. વિશાલ ગભરાઈ ગયો. આ ભેદભરમ જેવું બારણું સીડી હિંદી ફિલ્મના વિલનનાં ડેન જેવો આખો સેટઅપ... એણે હાથ ખેંચી લેવાનો પ્રયત્ન કર્યો એમ હરિદાસની મજબૂત પકડ થતી ગઈ. એક બીજું બારણું અને એ મામા સાહેબના બેડરૂમમાં હતો.

"વ્હોટ ઈઝ ધીસ હરિદાસ ? આ સીડી... અને મામા સાહેબના બેડરૂમમાં... મને કંઈ સમજાતું નથી. આ છૂપો રસ્તો છે ?" વ્હાય ? મને અહીં શું કામ લાવ્યો ?

"ચૂપ" હરિદાસનો કઠોર, રૂક્ષ અવાજ કાંટાની જેમ ભોંકાયો. લોહીનો ટશિયો ફૂટ્યો.

પોતાને ઝૂકીને વહાલથી બાબા કહેતો, હરિદાસ એ આ જ હરિદાસ ! ટટ્ટાર છાતી કાઢીને ઊભેલો, આંખોથી ડારતો.

"એ બધા પ્રશ્નોનાં જવાબનો સમય નથી. હું કહું તે ધ્યાનથી સાંભળ, અને હું કહું તેમ જ કરવાનું છે સમજ્યો !"

"એટલે ? મામા સાહેબ જતાં જ પોત પ્રકાશ્યું ? એમનાં જીવતાં તો જો એમનો ગુલામ !"

"હા, વિશાલબાબા, હું હજીયે મામા સાહેબનો ગુલામ... પાળેલો વફાદાર કૂતરો કહે, મને વાંધો નથી. ચાર વર્ષનો હતો, ફૂટપાથ પરથી ઊંચકી લાવેલા, બાઈસાહેબે કોળિયો ભરી ખવડાવ્યું. મામા સાહેબે જાનવરમાંથી માણસ બનાવ્યો. આ મામા સાહેબનું સામ્રાજ્ય, નામ ઠામની ભભક તું જુએ છે તે અમે બંનેએ ઊભી કરી છે, હવે એ સિંહાસન પર તારે બેસવાનું છે."

વિશાલને થયું હૃદય બંધ પડી જશે ! પૃથ્વી એની ધરી પર ઝડપથી ઘૂમી રહી છે કે પછી વિનાશક ધરતીકંપમાં બધું ધરાશયી થઈ રહ્યું છે...?

"શું... શું. બોલે છે તું ?"

એણે અદબ વાળી, શાંતિથી કહ્યું.

"જે તેં સાંભળ્યું...."

"ના, ક્યારેય નહીં હું, તો અહીંથી ભાગી છૂટવાનો હતો અને છું. મારું ન્યુઝીલેન્ડમાં એડમીશન..."

"કેન્સલ થઈ ગયું છે અને તારી પાસે પાસપોર્ટ પણ નથી."

"વ્હોટ ! હું... પણ એ કેમ બને ?"

"બધું બને. આ હરિદાસ ઇચ્છે તે બધું બની શકે. તારા માપનાં સફેદ વસ્ત્રો, અનેક શાલ બધું. તૈયાર છે."

"ના... ના... ના..." વિશાલે ચીસ પાડી.

હરિદાસે અવાજ વગરનું સ્મિત કર્યું.

"બાબા, આજથી, આ ક્ષણથી એક વાત ગાંઠે બાંધી લે. હું આપણા માટે વફાદાર કૂતરો છું, પણ જે સામે થાય એને માટે વિષધર છું. મામા સાહેબની હાક વાગતી હતી. એની પાછળ હું અને મારી વિશ્વાસુ ટીમ, મારા ખબરીઓ હતા અને હજી અડીખમ તારી પાછળ ઊભા રહેશું. બસ, તું કાલે સવારે નવ વાગ્યે તૈયાર થઈ જજે. મૌનીબાબા આવશે, તારે ભાલે તિલક કરશે અને તું મામા સાહેબની જગ્યાએ બેસશે. નો આરગ્યુમેન્ટ્સ."

વિશાલને જોરજોરથી રડી પડવાનું મન થયું. અજગરે ભરડો લીધો હોય એમ એ ભીંસાઈ રહ્યો હતો. શ્વાસ રૂંધાતો હતો.

હરિદાસ ખડખડાટ હસી પડ્યો,

"વિશાલ, તારા હાથમાં આખું સામ્રાજ્ય મૂકું છું અને તું વિચારે છે ? અરે તારી બહેન રંજન તો સ્મશાનમાં જ ઉત્સુક હતી, આ સત્તા - સંપત્તિ હાંસલ કરવા."

વિશાળ ચમકી ગયો.

"શું બકે છે તું ?"

"એણે તો મને ત્યારે જ કહ્યું કે થનાર થઈ ગયું, વિશાલને તો મેં પહેલેથી જ અહીંથી ચાલી જવાનું ભૂત ભરાવ્યું છે, તો હવે મને વારસ ઘોષિત કરી દે."

વિશાલને નિરાંત થઈ,

"બસ, તો હું છુટ્ટો હરિદાસ પ્લીઝ...."

"રંજન મારી સાથે અને બાઈ સાહેબ સામે પણ રમત રહી છે અને તારું લોહી ઉકળતું નથી ? મેં એ પણ વિચારી જોયું હતું."

"તો ?"

"એક તો એને સત્તાનો મદ અત્યારથી ચડી રહ્યો છે, પોતાને માટે બધું અંકે કરવું છે, એ બિલકુલ ન ચાલે. મામા સાહેબને ચોપડે સાત ખૂન બોલે છે..."

વિશાલ થથરી ગયો.

"...પણ સાથે એમણે ઘણાનું ભલુંય કર્યું છે. એમનાં ગયા પછી આ, પત્તાના મહેલની જેમ તૂટી પડે તે હું નહીં સાંખી લઉં. એમનું સમાધિસ્થળ બનાવીશું, ચેરીટી ફાઉન્ડેશન કરીશું... તું દેખતા જા વિશાલ. માણસ મરી ગયા પછી વધારે મોટો કરી શકાય છે."

"પણ રંજન..."

"એને ક્યારેય કોઈ નહીં સ્વીકારે. પણ તારામાં લોકસેવકનું મહોરું પહેરવાની ક્વોલિટી છે. તું સાચ્ચે જ થોડાં સારાં કામ કરીશ એની મને ખાત્રી છે, બાકીનું હું સંભાળી લઈશ. તો કાલે સવારે." નવ વાગ્યે. બધા માટે આશ્ચર્ય રહેવું જોઈએ. તારે કોઈને કંઈ કહેવાનું નથી. કોઈથી આ તારો બેડરૂમ અને ખાનગી ઓફિસ. ચલ નીચે.

"પણ મારી કોલેજ..."

હરિદાસ હરિદાસ બની ગયો. સ્નેહથી એને ખભે હાથ મૂક્યો.

"વિશુબાબા, તારે હવે સૌથી અઘરી પરીક્ષા આપવાની છે, એની તૈયારી કર."

હરિદાસની પાછળ પાછળ ઊતરી જઈ એ પિતાના રૂમમાં ચાલી ગયો. આખો દિવસ રાત ફફડાટમાં વીત્યાં. ભાગી જાય ? ક્યાં જાય ? એની પાછળ પાછળ પિતાનું નામ સાથે દોડતું આવશે ! એ બારી પાસે ઊભો રહી આકાશ તાકતો રહ્યો. એ કેદમાં હતો કે મુક્ત હતો ? એ ધારે તે કરી શકશે એ શું મુક્તિ હતી ? શું એની બહેન જ એનો અધિકાર છીનવી લેવા માગતી હતી ?

અધિકાર ?

પણ પિતાના વિસ્તૃત અને લોહીથી ખરડાયેલા સામ્રાજ્ય પર એનો શો અધિકાર કે આ સામ્રાજ્ય એનું જ હતું ! થાકી ગયો હોય એમ પથારીમાં પડી રહ્યો.

સવારે હરિદાસે બારણું ખખડાવ્યું. દરવાજા ખૂલ્યા. સફેદ કુર્તા પાયજામામાં વિશાલ બહાર નીકળ્યો. હરિદાસે નમ્રતાથી ઝૂકીને એના ખભા પર શાલ બરાબર ગોઠવી. હોલમાં એ પ્રવેશ્યો ત્યારે બંને તરફ કતારબંધ કાર્યકર્તાઓ હાથ જોડી ઊભા હતા, મૌનીબાબા પણ પધાર્યા હતા. છેક છેવાડે એણે રંજનને ઊભેલી જઈ, ફુંગરાતી - કતરાતી. વિશાલની ચાલ ટટ્ટાર થઈ, પગલાં દૃઢ. મારા જ વિરુદ્ધ રંજન રમત રમી શકે !

એ સિંહાસન પર આરૂઢ થયો. બાઈ સાહેબે મૌનીબાબાને કંકુ ફૂલની થાળી આપી, રાજી થતાં દુઃખણાં લીધાં. મૌનીબાબાએ તિલક કર્યું, આશીર્વચન કહ્યાં, વિશુબાબા પર ફૂલોનો વરસાદ વરસ્યો. પીઠ પાછળ છલાંગ મારતો ખૂનખાર વાઘ, સિંહાસનની લાલચટ્ટક સોનેરી ચમક, ફૂલવર્ષા, ફોટોગ્રાફર્સ અને વીડિયો શૂટિંગ... વિશાલ રોમાંચિત થઈ ગયો. સિંહાસનના માદક નશાનો છાક ચડવા માંડ્યો.

એણે સ્મિત કર્યું અને સહુનું અભિવાદન કરતાં એણે પ્રણામ કર્યાં.

*એ-૨, ગુલબહાર બેરેક રોડ,*
*મેટ્રો સિનેમા પાછળ, મુંબઈ-૪૦૦૦૨૦.*
*મો. ૯૮૩૦૭૬૬૭૩*





# એવોર્ડ મલેલ, ના મલેલ...

- *રજનીકુમાર પંડ્યા*

**'મા**રો પ્રોબ્લેમ એ છે પ્રોફેસર કે મને એવોર્ડ મલેલ છે.'

પ્રોફેસર આત્મારામે એ વખતે આ સવાલને ફક્ત કાનમાં જ પ્રવેશ આપ્યો કારણ કે, કાનમાં ફાટક બંધ કરવાની કોઈ ફેસિલિટી નથી હોતી. ઉઘાડા ઝાંપામાં કૂતરાં-બિલાડાંની જેમ ગમે તે ગંદી વસ્તુ બી કાનની અંદર પ્રવેશી જાય પણ કાનમાં પેસી ગયેલા મજકુર સવાલને દિમાગમાં પેસવા દેવા - ન દેવામાં પ્રોફેસરની મુનસફી ચાલતી હતી. એમણે આવા લઘરવઘર, ઊંચા ચટ્ટાપટ્ટાવાળા લેંઘા અને ઘૂંટણ સુધી લંબાતા પહેરણવાળા, અરધી હજામત થયેલા જેવા માથાવાળા આધેડ જણના વાક્યને દિમાગ સુધી અંદર આવવા જ ના દીધું. બાઈક પર કપડાંનો ડૂચો ફેરવતા રહ્યા.

'સાંભરો છો ?'

'મને કામનું હોય તો ડેફીનેટલી સાંભળું.'

'મેં શું કીધું ?'

'નથી સાંભળ્યું.'

'ફી ખિચ્ચામાં લઈને જ આવ્યો છું - સાંભળ્યું ?'

'એ સાંભળ્યું ! પ્રોફેસરે પગ વતી એના ભણી સ્ટૂલ ધકેલ્યું ને કહ્યું, 'નીચે બેસાય એવું નથી, એટલે ઉપર બેસવાનું કહ્યું, 'સોરી' ને વળી બાઈકના રિઅર-વ્યૂ મિરરને સાફ કરવા માંડ્યા.'

'મારી કોર નજર તો કરો' આવનારે કહ્યું, 'ફી ગૂંજે ઘાલીને આવ્યો છું. મફત સલાહ નથી લેવી. મને ખબર છે તમે સલાહ આપવાની ફીયું લ્યો છો !'

પ્રોફેસરે ડૂચ્ચાનો ઘા કર્યો એક ખૂણે ને પછી જૂની મોટરકારમાંથી છૂટ્ટી કરેલી એક ગાદીવાળી સીટ પર જગ્યા લીધી, કહ્યું, 'સાડા ત્રણ મિનિટ.'

'મતલબ ?'

'દસ સેકંડ કપાઈ ગઈ. ત્રણ મિનિટ વીસ સેકન્ડમાં વાત કરો.'

'મારું નામ વંદનીય છે.'

'મારા મા-બાપ સિવાય મેં કોઈનેય વંદનીય નથી માન્યા, નથી કહ્યા' પ્રોફેસરે ગિન્નાઈને કહ્યું.

'પણ મારા બાપે મને વંદનીય માનેલ. મારું નામ જ વંદનીય પાડેલ. પટેલ વંદનીય તુલસીદાસ એ પોત્યે નામે તુલસીદાસ હતા. સૌ એમને પગે લાગે એવા અભરખા રાખતા - એટલે મારું નામ આવું પાડે - બોલનાર ઓટોમેટિક એમને વંદન કરતો લાગે.'

'ઓકે... ઓકે...' પ્રોફેસરે કહ્યું, 'તો પછી નામમાં એકલું 'વંદનીય બોલજો,' ને 'પટેલ' કે 'તુલસીદાસ' એવું કાંઈ એમાં ઉમેરતા નહીં. મારાથી એમ વારે ઘડીએ માથું નહીં નમાવાય.'

'સારું', વંદનીય બોલ્યો ને સ્ટૂલમાંથી ખીલી ખૂંચતી હોય એમ અધૂડકો થઈ ગયો :

'સાંભરો, મારો સવાલ એ છે કે, મને ગુજરાત માટેનો બોક્સર મહંમદઅલી એવોર્ડ જાહેર થયેલ છે. પહેલાં તો હું મહંમદઅલી ઝીણા સમજેલ, કારણ કે, મૂર હું પાનેલીમાં જન્મેલ છું. પણ પછી એ લોકોએ બોક્સર મહંમદઅલી કહ્યું, ત્યારે ફોડ પડ્યો. આપણને નાનપણમાં જોનકાવસ, નાદિયાની ફિલ્મો જોયા પછી ટકાટકી.' એણે જીભથી ડચકારા બોલાવીને મારામારીનો અભિયન કર્યો : 'ટકાટકીનો શોખ વરગેલ એટલે આપણે આમેય લાયક ખરા-વરી આ વખતે પસંદગી સમિતિમાં આપણા વળના અને ગોળના અને રહીએ છીએ એ માળના ત્રણ જણા હતા. થોડાક બીજા છેડા બી અડાડેલ એટલે આપણને એવોર્ડ જાહેર થયો. એકાવન હજાર રોકડા ને પેલું શું કહેવાય. એક ત્રિકોણીયું સિલ્ડ, મતલબ સિલ્ડ ને, ઐશ્વર્યા સાથે વિસાલામાં સાંજનું વાળું, મતલબ ડિનર... આવું બધું એમાં છે. હવે પ્રોબ્લેમ એ થયેલ છે કે, આપણને આ એવોર્ડ મલેલ છે.'

'આપણને નહીં, તમને... એવોર્ડ 'મલેલ' છે. પણ એમાં પ્રોબ્લેમ ક્યાં આવ્યો ?'

'આવેલ છે, તો જ તમારી પાસે આવ્યો હોઉંને ?'

'એક મિનિટને સત્તર સેકન્ડ'

વંદનીય અકળાયો. પોતે તો નહોતી પહેરી પણ પ્રોફેસરનું કાંડું સીધું કહીને ઘડિયાળ જોઈ લીધી. બોલ્યા : 'મારો પ્રોબ્લેમ એ છે કે, આ એવોર્ડ મલ્યાનું જાહેર થયા કેડે મારી નોકરી પર જોખમ ઊભું થયેલ છે.'

'ઐશ્વર્યા તરફથી ? સલમાન કોરથી ?'

'ના'

'તો, અભિષેક કોરથી ?'

'ના, એમાં તો આયોજકોએ એવું નક્કી કરેલ કે એવો ભો લાગે તો ઐશ્વર્યાને બડલે બીજું બૈરું લાવીને મારી ભેળું વિસાલામાં જમાડવું. અરે, એવું લાવવું કે જેને ખિચડી કઢી રાંધતા બી આવડતું હોય. વિસાલાનો ખર્ચો બી નહીં.'

'તો તમારી નોકરી પર હવે જોખમ કોના તરફથી ?'

'અરે, મારા શેઠ તરફથી'

'ના હોય !'

'ના હોત તો તમારી પાસે શું લેવા ધોડ્યો આવત !'

પ્રોફેસર છૂટ્ટી પાડેલી કાર સીટ પરથી ઊભા થઈ ગયા. બોલ્યા, 'મનેય સમજાતું નથી તમારા શેઠે તો ઊલટાનું રાજી ના થવું જોઈએ ? કે એના એક વંદનીય કર્મચારીને ગુજરાતનો પ્રતિષ્ઠિત બોક્સર મહંમદઅલી એવોર્ડ... 'મલેલ' છે.'

'હું તો કહું છું પણ એ મારું કાંઈક સાંભરવા જ માંગતા નથી. બસ, ક્યે છે કે કાલથી નો આવતા એમ નહીં, પણ આજ બપોરથી જ નો આવતા. અરે આ વાત પર બરાબરની જામી ગઈ. શેઠના એંસી વરસના ડોહા જગજીવનબાપા વચ્ચ પડ્યા. ક્યે કે જગદીશ, એને ફાંસી મલી હોય તો એનો કાંક વાંક હશે એમ ગણાય. બાકી બચાડાને કોક દી કોક એવોર્ડ મલે એમાં એની શું ગનેગારી ? ને એમ છતાંય તારે એને બરખાસ (બરખાસ્ત) કરવો હોય તો પેલી તારીખથી કરજે, આમ સિત્તાવીસમીએ મ કર. તઈણ દી સાટુ કોઈના નિહાકા ના લે. જગદીશ માની ગ્યો. આમ તઈણ દી માટે મને અભેવચન મળ્યું. પણ તઈણ દી પછી તો નોકરીના ફાંફાંને ?'

'એકાવન હજાર મળશે ને ? વરસ દી કાઢી નાખજો.'

'અરે શેના એકાવન હજાર ??' વંદનીય ચિડાઈને બોલ્યો, 'એવોર્ડ આપનારાએ મારી હાર્યે જ બોલી કરી છે. આની કોર મને એકાવન હજારનો ચેક મલે ને આની કોર મારે સાડી પચા હજાર બોક્સર મહંમદઅલી એવોર્ડની પરવરતી (પ્રવૃત્તિ) વરસોવરસ ચાલુ રહે એટલા સાટું સંસ્થાને દાનમાં આપવા. ફોટા પડવવાનો ખરચ બી વરાડે પડતો એ વધીયાણ પાનસોમાંથી જ આપવાનો.' પછી વિચાર કરીને કહ્યું, 'એનો બી વાંધો નથી. આપણને તો એક એવોર્ડ આપણા નામ પર ચડે એટલે જ ભયો ભયો. સાલું એવોર્ડ વગરની તે કાંઈ જિંદગાની છે ? નાગા ફરીએ એનો વાંધો નહીં, પણ એવોર્ડ વગરના ના ફરાય.'

'અરે એવોર્ડ તો હવે પ્રાકૃતિક જરૂરત ગણાય છે. આટલી અમથી, નેચરલ નીડની વાત પણ તમારો શેઠ જગદીશ કેમ નથી સમજતો ?'

'અરે બધુંય સમજે છે !' વંદનીય ધૂંધવાઈને બોલ્યો, 'સાલાવ એ બાપ-દીકરો કાંઈ એવોર્ડ વગરના થોડા રહ્યા છે ?'

'એમ ?' પ્રોફેસરે આંખો વિસ્ફારિત કરી : 'એમને પણ એવોર્ડ મળ્યા છે ? શેના ? તમારા જેવાને નોકરીએ રાખવાના ?'

'ના રે...' વંદનીય સિકલ ઉપર ગળાકાપ સ્પર્ધાભાવ જન્મ્યો : 'એ બેય જણાને ગયા બે વરસોમાં આ રીતે જ, આ બોલીએ બોક્સર મહંમદઅલી એવોર્ડ મલેલ - અરે એની ખુશાલીમાં તો એ બેય જણએ મોટી મોટી પાર્ટીયું કરેલ. હવે મારી વખતે એ બેયને પેટમાં શું દુઃખે છે એ જ સમજાતું નથી. મને એવોર્ડ મલે એમાં મારો શું વાંક ? એમાં મારી નોકરી શું કરવા જાવી જોવે ?'

પ્રોફેસરના મનમાં વીજળીનો કડાકો થયો. એ ઊભા થયા. બાઈકનો રિઅર -વ્યૂમિરર ફરી લૂછવા માંડ્યા - લૂછતાં લૂછતાં પૂછ્યું : 'જગજીવન બાપાનો દીકરો જગદીશ પણ જગદીશને પોતાને કોઈ દીકરો બીકરો ખરો ?'

'છેને !' વંદનીય બોઘા ભાવે બોલ્યો, 'પંકેસીયો... દસમામાં બીજીવાર ગુલ્લી મારેલ... હજુ સત્તરનો જ છે.'

'ત્યારે તો વંદનીય પટેલ' પ્રોફેસર ઘોઘરા અવાજે બોલ્યા, 'નક્કી થઈ ગયું કે તમે પાપી છો - કોઈ નિર્દોષ બાળકનો હક ડૂબાડી તમે એવોર્ડ લીધેલ છે. એ તમારા માટે અગરાજ કહેવાય. એ પાપ છે.'

'મટલબ ?'

'મતલબ કે તમારે હવે નોકરી બચાવવી હોય તો પ્રાયશ્ચિત કરવું પડશે - 'મલેલ'ને તમારે હવે 'ના મલેલ' કરવું પડશે. આયોજકોને લખો-છાપામાં નિવેદન મોકલો કે મારા કરતા પંકેશકુમાર જગદીશચંદ્ર આ એવોર્ડ માટે વધુ લાયક છે. એવોર્ડ મેળવવા એ એ લોકોની વંશપરંપરા છે. મારાથી એમાં હાથ ન નખાય. વાસ્તે હું આ એવોર્ડ પરત કરું છું. લિ. વંદનીય પટેલ.'

વંદનીય વિચારમાં પડી ગયો. લાંબું વિચારીને આખો ખેલ શરૂથી અંત સુધી મનમાં ભજવી જોયો. 'મલેલ' એવોર્ડ જતો કરવો એ જરા ટ્રેજિક ટર્ન તો ગણાય, પણ અંત પરમ સુખાંતી અને ઉજળો ભાસતો હતો. બોલ્યા, 'એમ કરું તો તો કદાચ આગર જતાં નોકરીમાં બઢતી બી મલે હેં ? શું કો છો ?'

પ્રોફેસરે રિઅર-વ્યૂ મિરરમાં જોઈને કહ્યું, 'હા દેખાય છે.'

*બી-૩/જી, એફ-૧૧, આકાંક્ષા ફ્લેટ્સ, જયમાલા ચોક,*
*મણિનગર-ઈસનપુર રોડ, અમદાવાદ-૩૮૦૦૫૦.*
*મો. ૯૫૫૮૦૬૨૭૧૧*



# વાંસનો અંકુર

*- મોહનલાલ પટેલ*

**બે** તોતીંગ વૃક્ષોની સહિયારી છાયામાં એ હોટલ. શંકર અને એની પત્ની રાધાએ જાત મહેનત કરીને ઊભી કરેલી. માટીમાં ચણેલી ભીંતો અને ઉપર પતરાનું છાપરું. બાજુમાં થઈને ગામડે જતો માર્ગ પસાર થતો હતો. અને સામેની બાજુએ એક કારખાનું હતું. આમ તો હોટલ ઠીક ઠીક ચાલતી હતી પણ પેલું કારખાનું બંધ થતા એનાં વળતાં પાણી થયાં હતાં. રસ્તે જતાં આવતાં વટેમાર્ગુઓની ઘરાકી રહેતી અને રોટલા જોગ કમાણી થઈ રહેતી.

ઘરાકી આછી થઈ જતી ત્યારે શંકર એની પત્નીને કહેતો : મરશે, ઘરાકને આવવું હશે તો આવશે. ચા મૂક રકાબી રકાબી પીએ.

કોઈવાર અવકાશના આવા સમયમાં પતિ-પત્ની સંસાર અને જીવન નિર્વાહની ગંભીર વાતો કરતાં. એમાં હોટલની ઘરાકી મંદ પડ્યાની વાત અવશ્ય આવતી.

'આ રીતે તો હોટલ કેટલા દાડા નભશે ?'

'નભે છે એમ નભ્યા કરશે. રોટલા તો નીકળે છે ને.'

'એમાં શા દાડા વળ્યા ? કાલ ઊઠીને છોકરાં નહીં પરણાવવાં પડે ?'

'એય ખરુંસ્તો. પેલું કારખાનું હતું એ ઠીક હતું.'

'એ વખતે તો લીલાલહેર હતી.'

'કારખાનાવાળો સટ્ટો ન કરતો હોત તો એને આંચ ન આવત.'

'સટ્ટામાં જ પાયમાલ થઈ ગયો ને'

એક દિવસ આ પતિ-પત્ની આવી વાતોમાં ગૂંથાયાં હતાં ત્યારે બે માણસો હોટલમાં આવી ચડ્યા. એક જણે સૂટ પહેર્યો હતો અને બીજો ધોતી ઝભ્ભામાં હતો.

એ બંને થોડીવાર હોટલ આગળ લીંપેલા ભાગમાં ઊભા રહ્યા. શિકારી પક્ષીની માફક એ બંનેની આંખો હોટલના એકેએક ભાગ તરફ એકેએક ચીજ તરફ ફરવા લાગી. ખાદીધારી માણસ પેલા ખખડધજ ઝાડ તરફ વારંવાર જોતો હતો અને એનો સાથીદાર પતરાની ખુરશીઓ ઝીણવટથી નિહાળતો હતો.

હમણાં ચાનો ઓર્ડર મળશે એ આશાએ શંકર આ બે માણસો તરફ મોં વકાસીને જોઈ રહ્યો હતો.

પણ એ બે માણસોને તો શંકર તરફ જોવાની ફુરસદ જ નહોતી. એ તો ચા ને બદલે હોટલના માહોલમાંથી જ કંઈક પી રહ્યા હતા. ઘડીમાં ઉપર જોતા હતા, ઘડીમાં નીચે, ઘડીમાં ચાર ડગલાં આગળ આવતા હતા, તો ઘડીમાં ચાર ડગલાં પાછળ.

શંકરના મનમાં એક વિચાર ઝબકતાં એનું મોઢું પડી ગયું. આ સરકારના માણસો તો નહીં હોય ? પોતે કામ તો બધું ગેરકાયદે કર્યું છે. પેલો નેતા જેવો માણસ કંઈ આડુંઅવળું ભરાવતો લાગે છે !

શંકરે વિવેક દાખવ્યો : 'બેસોને, સાહેબ ચા પાણી પીઓ.'

પેલા લોકોએ શંકરની દરખાસ્ત તરફ ધ્યાન ન આપ્યું. એ અંદર - અંદર વાત કરતા રહ્યા : 'સામે દેખાય એ આમલી એ જ પેલું ઝાડ હશે.'

અને પેલું એની બાજુમાં છુપાઈને ઊભું એ મકાન એ 'આપઘાત' માનું જ મકાન.

બરાબર એ જ બાજુના લોખંડની ગ્રીલવાળા ઝરૂખામાંથી જ આશાએ પડતું નાખેલું !

અને આ હોટલ ! બરાબર એ જ ! જરાય ફરક નહીં.

શંકર ફાટેલી આંખે આ બે જણને જોઈ રહ્યો હતો. અને કાન સરવા રાખીને બધું સાંભળી રહ્યો હતો. પત્નીની પણ એજ સ્થિતિ હતી.

શંકરથી ન રહેવાયું. એણે પૂછી નાખ્યું : 'આપ શેની વાત કરો છો, સાહેબ ?'

ખાદીવાળા ભાઈએ કહ્યું : 'આ તો બીજી વાત છે. તમારે એમાં કંઈ લાગતું વળગતું નથી.'

આ લોકો ઓર્ડર આપે કે ન આપે, શંકરે એમના માટે ચા મૂકી જ દીધી. ચા તૈયાર થઈ ત્યાં સુધી પેલા લોકોએ અગાઉ જેવી જ ભેદભરમવાળી અને શંકરને ન સમજાય એવી વાતો કર્યા કરી.

શંકર ના કહેતો રહ્યો પણ પેલા લોકો ચાના પૈસા ચૂકવીને ગયા.

એ લોકો ગયા એટલે શંકર અને એની પત્નીએ એકબીજા સામે જોયું અને બેય હસી પડ્યાં.

પત્નીએ કહ્યું 'શી વાતો કરતા હતા એ લોકો ?'

'મને તો ગાંડા લાગ્યા.'

'બેય એક સાથે ગાંડા હોતા હશે ? કંઈક આપઘાત અને એવું એવું બોલતા હતા ને.'

'અહીં શાના આપઘાત ? સામેના મકાનમાં આપઘાત તો શું નાનો સરખો કજીયોય થયો નથી.'

એ દિવસે તો વાત એટલેથી અટકી.

થોડા દિવસ પછી ત્રણેક સાયકલ સવારો આવી ચડ્યા. આ ત્રણેય જુવાન હતા. સાયકલો જેમ તેમ ફેંકી દઈને લીંપેલામાં આવીને ઊભા રહ્યા. એક જણ બોલ્યો : વાહ ! જગ્યા તો સુંદર છે. વસ્તીથી દૂર, એકાંતનું એકાંત અને ગામનું ગામ ! આખા દૂધની ત્રણ ચા. એક જણે ઓર્ડર આપ્યો.

શંકર અને એની પત્નીના ચહેરા ઉપર આનંદ વ્યાપી રહ્યો.

'નાસ્તો રાખો છો કે ?'

'પહેલા રાખતા'તાં હવે નથી રાખતાં.'

'સારું ચા સારી બનાવજો.'

'પીઓ તો ખરા. એક વખત અહીંની ચા પીધા પછી બીજી હોટલની ચા નજરમાં જ નહીં આવે.'

આ ત્રણ યુવાનોની નજર પણ પેલા બે જણની જેમ હોટલના પરિવેશમાં બરાબર ઘુમતી રહી હતી.



પેલું મકાન જો સુરેશ

'સામે છે એ ને ?'

'હા,'

'કંઈ યાદ આવે છે ?'

'ના, ખાસ નહીં.'

'આટલું સ્પષ્ટ છે તો પણ ?'

આપઘાત તો નહીં ?

બસ એ જ, એ જ સ્થળ.

શંકરની આંખો પહોળી થઈ.

એણે પૂછ્યું : શેની વાત કરો છો ભાઈ ?

સુરેશે જવાબ આપ્યો : 'એ તો બીજી વાત છે તમને એમાં સમજણ નહીં પડે.'

શંકર હજુ જિજ્ઞાસુ રહ્યો એટલે ત્રીજા સાથીદારે કહ્યું : 'એ તો એક વાર્તાની વાત છે.

શાની વાર્તા અને શી વાત ?'

'એ વાત તો ઠીક પણ અમે તમને થોડું પૂછવા આવ્યા છીએ.'

'મને ?'

'હા, તમને.'

'શું પૂછવું છે ?'

'પંદરેક વર્ષ ઉપર તમારી હોટલે એક લેખક બેસતા હતા એવો તમને કંઈ ખ્યાલ છે ?'

'લેખક ? અહીં બેસતા હતા ?'

'હા, પીળો કોટ પહેરતા હતા અને માથે ટોપી મૂકતા હતા.'

શંકરે કહ્યું : 'ભાઈ, એ વખતે તો અમારે ઘરાકી ખૂબ રહેતી એટલે કોણ આવતું હતું અને કોણ જતું હતું એનો શો ખ્યાલ રહે ?'

યુવાનો નિરાશ થયા.

એક જણે ફરી કહ્યું : 'જરા વિચારી જુઓને, કંઈ યાદ આવે તો.'

'વર્ણન પ્રમાણે તો અહીં આ બાજુ તારવાળી ખુરશીમાં બેસતા હશે.'

શંકરે વિચાર કરી જોવાનો દેખાવ કર્યો પણ કંઈ યાદ આવતું હોય એવું જણાયું નહીં.

યુવાનો કોઈ વહાલી ચીજને પ્રેમથી નીરખી રહ્યા હોય

એમ હોટલને જોઈ રહ્યા. ચા પીને જતી વખતે પણ વળી વળીને પાછળ જોતા હતા.

શંકર અને એની પત્નીના કુતૂહલ વચ્ચે બીજા અઠવાડિયામાં પણ થોડાક આ યુવાનો જેવા માણસો આવી ગયા. એક નાની ટોળીએ તો પેલા પીળા કોટવાળા માણસ વિશે ફરી ફરીને પૂછવું.

એક દિવસ બપોરે પતિ-પત્ની નવરાં પડ્યાં એટલે પતિએ વાત કાઢી : 'આ બધું શું છે, એ જ સમજાતું નથી !'

'મનેય નવાઈ લાગે છે. હમાણાં હમણાં તો ઘરાકીમાંય ફેર પડવા માંડ્યો છે.'

'એવું ખરું પણ આ લોકો લેખક લેખક કરે છે : પણ લેખક કોણ ? મને કશું જ યાદ આવતું નથી.'

'પણ તમે ભૂલ કરો છો.'

'શી ભૂલ થાય છે ?'

'આપણને યાદ ન આવતો હોય તો કંઈ નહીં, પણ લોકો આમ પૂછે ત્યારે તમે સાવ નન્નો ભણી દો છો એ ઠીક નથી કરતા. જુઓને ઘરાકી વધતી જાય છે એ ! એનું કારણ જ પેલો લેખક હોય એવું લાગે છે.'

'તારી શી સલાહ છે ? ઘરાકોને શું કહું ?'

'અરે, ગમે તે કંઈક ને કંઈક કહેતા રહેવું.'

'એમાં શો ફાયદો ?'

'તમને એ નહીં સમજાય.'

'સારું, હવે પછી મારા વતી તું જવાબ આપજે.'

અને બીજા દિવસથી કોઈ માણસ પેલા લેખક વિશે પૂછતો તો રાધા મોં ઉપર ગર્વની રેખાઓ લાવીને ખૂબ ઉત્સાહથી લાંબી લાંબી વાતો કરતી. એ લેખકની ટેવો અને બીજી ગોઠવી કાઢેલા જાત જાતના પ્રસંગો વર્ણવતી. એનું એક માત્ર ધ્યેય લોકોને લેખક વિશે જાણવાની વધારે ને વધારે ઉત્કંઠા થાય એ હતું.

એકાદ વર્ષમાં તો ઘરાકીમાં ઠીક ઠીક ફેર દેખાયો. સારા સારા લોકો ત્યાં આવવા લાગ્યા હતા. એ બધાની વાતો પરથી આ પતિ-પત્ની એટલું તો જાણી શક્યા કે દીનાનાથ નામનો એક લેખક એ હોટલે ચા પીવા બેસતો હતો. એણે ઘણી ચોપડીઓ લખી હતી. લોકો એ ચોપડીઓ પાછળ ઘેલા થયા હતા. એ માણસને ગુજરી ગયે પાંચેક વર્ષ થયાં હતાં. એનાં અવસાન પછી એના પુસ્તકો ખૂબ વંચાવા લાગ્યાં હતાં અને કોઈ એક વિદ્વાને એની નોંધપોથી ઉપરથી એકાદ વર્ષ પહેલાં એનું જીવન ચરિત્ર લખ્યું હતું. એ ચરિત્ર પ્રગટ થયા પછી શંકરની હોટલે ઘરાકી વધવા માંડી હતી.

એક દિવસ એક વૃદ્ધ બે યુવાનો સાથે ત્યાં આવ્યો. હવે તો શંકરે હોટલ ઉપર ચા બનાવનાર કારીગર રોક્યો હતો. અત્યારે એ કારીગર ચા બનાવતો હતો અને શંકર આ માણસની વાતો સાંભળતો હતો.

પેલો વૃદ્ધ કહેતો હતો : દીનાનાથના જીવનચરિત્રમાં એક મહત્ત્વનો પ્રસંગ આલેખાયો નથી.

કયો ?

આ હોટલ ઉપર આવવાનું એમણે એકાએક બંધ કરેલું.

શાથી ?

હોટલ માલિકની સ્ત્રીએ એમને ધક્કો મારીને બહાર કાઢેલા.

હેં ! એક આંચકો લાગ્યો હોય એમ જુવાન ઉદગાર કાઢી ઊઠ્યો.

હા.

કારણ ?

વૃદ્ધે હસીને કહ્યું : કારણ તો મને દીનાનાથભાઈએ કહ્યું ન હતું. હું પૂછતો ત્યારે એ હસીને વાત ઉડાવી દેતા. પણ એમના એ હસવામાં ભારોભાર વેદના હું જોઈ શકતો. આટલું કહી વૃદ્ધે ઉમેર્યું : 'દીનાનાથને ડાઘ લાગે એવી કોઈ બાબત ન હતી એ તો ચોક્કસ.'

થોડીવાર પછી હોટલ સૂની પડી એટલે શંકરે એની પત્નીને કહ્યું : 'તને યાદ છે, ઘણા વખત પહેલાં તે એક માણસને હોટલમાંથી ધક્કા મારીને બહાર કાઢેલો તે ?'

જાણે ગઈકાલની જ વાત હોય એ રીતે પત્ની બોલી : 'એ તો એવું ને એવું યાદ છે.'



'એ જ પેલો લેખક જેના વિશે આ બધા ભણેલા લોકો રોજ હોટલે આવીને પૂછ-પૂછ કરે છે તે.'

ભારે વિસ્યમનું કારણ હોય એમ ચમકીને પત્ની બોલી : 'લેખક તે એવા હોતા હશે ? માથે મોચીલા જેવી ટોપી અને મેલોઘેલો કોટ ! એના દેદાર કેવા હતા !'

દેદાર જેવા હોય તેવા ખરા, પણ એ લેખક હતો એ ચોક્કસ.

પતિના આ કથન પછી પત્ની અતીતમાં સરી ગઈ. એ મેલોઘેલો માણસ હોટલે કલાકો સુધી બેસી રહેતો. એના તરફથી આવક તો સારી હતી, પણ આ પતિ-પત્નીના મનમાં એક વહેમ ઘર કરી ગયો હતો કે આ માણસ અભાગી અને અપશુકનિયાળ છે. એ હોટલે આવતો થતો ત્યારથી ઘરાકી ઓસરવા લાગી હતી એવું એમના મનમાં ઠસી ગયું હતું.

અને જે દિવસે કારખાનું બંધ થયાના સમાચાર આવ્યા એ દિવસ તો રાધાએ પેલો માણસ સાંભળે એ રીતે કહ્યું હતું : 'મૂવા નખ્ખોદિયા કેવા પાતળા નસીબના માણસો આવે છે તે કમાણીનો આધાર હતો એ કારખાનુંય બંધ પડ્યું !'

પણ આ શબ્દોની પેલા માણસ પર કશી જ અસર થઈ ન હતી. એથી ઉલટું હોટલ ઉપર બેસવાનો એનો સમય વધતો જતો હતો.

પછી તો આ દંપતીએ એ માણસને બીજી રીતે કનડગત કરવા માંડી. એના ઓર્ડર ઉપર એ લોકો પૂરતું ધ્યાન આપતા નહીં, પણ એનીય પેલા માણસ ઉપર કશી અસર થતી નહીં.

આખરે એ લોકોએ ચાની ક્વૉલિટી બગાડવા માંડી. આ રીત એમણે એટલે સુધી અખત્યાર કરી કે મોંમાં ન પેસે એવી ચા એને આપવા માંડી. પણ એ ખસ્યો જ નહીં.

એ દરમિયાન હોટલની ઘરાકી સાવ તૂટી ગઈ હતી.

એક દિવસ તો શંકર અને રાધા આ માણસનો પગ હોટલમાંથી કાઢવાનો નિશ્ચય કરીને જ આવ્યાં. એમણે ઘણી ઘણી યુક્તિઓ વિચારી રાખી હતી. પણ કોઈ જાણે કેમ એ બધી બાજુએ રહી ગઈ અને રાધાએ એને સીધું જ કહી દીધું. : 'ભાઈ, તમે હવે આ હોટલે આવશો નહીં.'

પેલા માણસે પૂછ્યું : 'કેમ ?'

'બસ એમ જ'

'કંઈ કારણ તો હોવું જોઈએ ને ?'

'કારણ કંઈ જ નથી.'

'કારણ નહીં કહો તો હું ખસવાનો નથી. હું આબરૂદાર માણસ છું.'

'આબરૂ વહાલી હોય તો રસ્તે પડો.'

પેલો માણસ બેસી રહ્યો અને એકદમ રોષમાં આવી જઈને પત્નીએ લગભગ ધક્કો મારીને એને કહ્યું : જા ઊઠ, અહીંથી મોટા કારણવાળો ન જોયો હોય તો ! ભીખ માંગતા કર્યા તે તો. તારા કરમમાં ડોળિયું છે એટલે તો તું અમને ભીખ મંગાવવા માંડ્યો છે. પોતાના કારણ માટેનો આગ્રહ પૂરો થયો તેથી કે પછી કોઈ આઘાત લાગ્યા તેથી એ માણસ ચાલ્યો ગયો.

સામેથી થોડા માણસોને આવતા જોઈ શંકરની પત્ની અતીતમાંથી બહાર આવી ગઈ અને લેખક વિશે એ માણસોને અવનવી માહિતી આપવા સાબદી થઈ ગઈ.

*૫૦૧/૨૧, સત્યાગ્રહ છાવણી,*
*સેટેલાઈટ રોડ, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો. ૯૯૦૪૪૮૦૫૨૨*





# મલાજો

- *કેશુભાઈ દેસાઈ*

"**ત**મે કહો એમ કરું.

મારે હવે બાકી રહેલી જિંદગી અદ્ધર શ્વાસે નથી જીવવી. વેઠાયું ત્યાં લગી ઘણું વેઠ્યું. આખી લીલી નાઘેર જેવી જોવનાઈ મૂંગા મોંએ ને નીચી નજરે વેડફી જ નાખીને ! મા-બાપની આબરૂ, સાસરિયાંની ખાનદાની, કડવા પાટીદાર બાવન ગોળ સમાજની પ્રતિષ્ઠા, કુળદેવી ઉમિયા માતાના સ્થાનકે જઈને કરેલી છેડાછેડી - કોઈ કહેતાં કોઈને કાળી ટીલી ના લાગે એવો મલાજો જાળવીને જીવી છું. સાવ ચોખ્ખી છું એવું કહું તો ખુદ મારો માંહ્યલો જ મને ટપારે. હા, મેં ઈજ્જતને બજારમાં હરાજીમાં નથી મૂકી. એટલી હિંમત હોત તો આમ કોઈનાં ગૂ-મૂતર ધોવાની જરૂર ન પડત..."

પણ હવે વધારે દુઃખ નથી વેઠવું. પચાસ તો થયાં. હવે બહુ બહુ તો દસ વીસ વરસ, દુઃખના ડુંગરા તળે દબાઈને ક્યાં લગી કણસ્યા કરવું ? સાચું કહું ? - હવે મને અત્યાર સુધી મરતાં મરતાં જીવી એ નરી મૂર્ખતા લાગવા માંડી છે. મનખા-અવતાર વારંવાર થોડો આવે છે ? મેં મૂરખીએ સોનામૂલી જિંદગી ધૂળધાણી કરી નાખી. શા માટે ભઈ ! મારી બહેનો તો લહેર કરે છે ! મોટીનો ધણી ડૉક્ટર છે. વચેટનો ઘરવાળો ગંજબજારમાં પેઢી નાખીને બેઠો છે. હું જ અભાગણી. મને વળાવતાં પહેલાં કેમ કોઈને વિચાર નહીં આવ્યો હોય કે, સામું માણસ, માણસ ન'તું - મડદું હતું મડદું !

મૂઓ પહેલી જ રાતે પરખાઈ ગયો હતો.

હજી તો માંડ ઊઘડું એ પહેલાં તો ધમણ બની હાંફવા લાગ્યો હતો. 'આટલો બધો શ્વાસ ? દમ ચડ્યો છે કે શું ?' લૂગડાં સરખાં કરી બેઠી થઈને હું એને વીંજણો ઢોળવા લાગેલી.

'નહીં મેળ પડે...' એણે હાંફતાં હાંફતાં કહ્યું હતું : 'જોર કરવા જઈશ તો...' એણે વેણ અધૂરું મેલી દીધું હતું.

'હાર્ટમાં કાણું છે - વાલ ખરાબ થઈ ગયો છે.' એણે હાથ જોડી દીધા હતા. 'મને માફ કર ગંગા. નહીં મેળ પડે.'

મને કમકમાં આવી ગયાં હતાં. એ હાંફતાં હાંફતાં વચ્ચે લાંબી ઉધરસ ખાતો રહ્યો. આખી રાત પડખું ફરીને જાગતો પડી રહ્યો. મેં એની ચંપી કરી. છાતીમાં વિક્સ ઘસી આપ્યું. એના ચહેરા પર ગૌહત્યાના પાપ જેવો પસ્તાવો રેલાતો રહ્યો.

'મીં તો ધરાર ના પાડી'તી. પૈણીને શું સુખ ભોગવવાનો છું ? ઊલટાની કોઈની છોડીની જિંદગી -' એટલું બોલતાં બોલતાં એ ઠૂસ થઈ ગયો હતો. મેં એને પાણીનો પ્યાલો ધર્યો. માંડ બે ઘૂંટડા ભરી શક્યો. ત્રીજો ઘૂંટડો એની છાતી પર છલકાઈ ગયો.

"મીં તારો ભૉવ બગાડ્યો ગંગા ! એની આંખોમાં બાઝેલો ડૂમો ગાલ પર રેલાઈ ગયો હતો. અને માંડ બે મહિના પછી તો..."

★★★

ગંગાને મારી સાથે ફાવી ગયું હતું. જોતજોતાંમાં છ મહિના થઈ ગયા. આજે એની નોકરી પૂરી થવાની. જેની સેવાચાકરી સારુ રાખેલી એ જ સ્વધામ સિધાવી ગયાં પછી બિચારી ઘણુંય ઇચ્છતી હોય તોય વહુ દીકરો થોડાં સંમત થાય.

'સાચું કઉં ?' એ એના ભૂતકાળના ભંડકિયામાંથી એકાએક બહાર આવી ગઈ. એની આંખોમાં અધૂરા ઓરતા ઝળહળી રહ્યા. 'જરા હિંમત કરીને કહી દ્યોને - ' એ વેણ અધૂરું મૂકી પૂછવા લાગી : 'શું વાઘ જેવા થઈને વહુ દીકરા આગળ મીંદડી મ્યાઉં થઈ જાવ છો ! તમને મારા વના ફાવશે ? હવે તો ગજરાબા પણ નથી. એકલા કેવી રીતે રહેશો આવડા મોટા ભૂત બંગલામાં ? કેતનભાઈ તો મમ્મીનું બારમું જમાડીને ઊપડી જશે અમેરિકા !'

હું મૂંગોમંતર થઈ એની દલીલ સાંભળતો રહ્યો. 'આપણે ઢોલ થોડા પીટવાના છે ? અને તમારેય કોઈ રાંધવાવાળું તો જોઈશે ને ?' એને બંગલો છોડીને ફરી પાછું સેક્ટર તેરની ગંદી ઝૂંપડપટ્ટીમાં જવાનું આકરું લાગી રહ્યું હતું.

- મારે નાછૂટકે અણગમતા સમાચાર આપવા પડ્યાં કેતનભાઈએ ઉમિયા મંદિરમાં એમનાં મમ્મીના નામે પાંચ લાખનું ડોનેશન લખાવી દીધું છે. મંદિરના ભોજનાલય તરફથી મારા સવારના ચા-પાણીથી લઈ રાતના ડિનર સુધીની વ્યવસ્થા ગોઠવાઈ ગઈ છે. એમાં મને તો કોઈએ કશું પૂછ્યું જ નહોતું... તું તો જાણે છે, આ ઉંમરે વહુ-દીકરાને નારાજ કરવાનું મને પોસાય નહીં. સમાજ ફોલી ખાય !

મારી લાચારી સામે દલીલ કરવાનું એને ન ગમ્યું.

'એટલે મારા માટે આવતીકાલથી આ બંગલાના દરવાજા બંધ, એમ જ ને ?' એના અવાજમાં તરફડતી નિરાશા મને વાગી. હું એને કેવી રીતે કહું કે હવે પછી તારી જરૂર નથી ! એ ભૂખી હતી તો હુંય ક્યાં તરસ્યો નહોતો ?

'ગંગા, આપણી દેશી ભાષામાં પેલી કહેવત છે, એ તો સાંભળી છે ને ? દરજી લેંઘો સીવે છે ત્યારે જગ્યા તો રાખે છે. તું ભલે કાયમી ધોરણે બંગલામાં ના રહી શકે, પણ

અઠવાડિયે - દસ દિવસે ચૂપચાપ આવી જાય તો આવડી મોટી સોસાયટીમાં તારી સીઆઈડી કરવા કોણ નવરું છે - કહે જોઉં ?' મેં એને આશ્વાસન આપતાં ઉમેર્યું : 'ગેટ ઉપર વોચમેન પૂછે તો કહી દેવાનું કે એસ. કે. પટેલ સાહેબને ખાખરા આપવા આવી છું !'

ગંગાને મારું આશ્વાસન ચારે તરફથી જળી ગયેલ લૂગડા ઉપરના થીંગડા જેવું લાગી રહ્યું.

'બોલ, એવાં બહાનાં કાઢીને તો આવી શકે કે નહીં ? કેતન કે રૂપાલીએ કંઈ સીસીટીવી નથી ગોઠવ્યા કે લોસ એન્જેલસના એપાર્ટમેન્ટમાં બેઠાં બેઠાં આપણી હિલચાલ જોઈ શકે ! અને કદાચ જાણે તોય શું ? ઘરમાં કામવાળી તો આવે જ છે ને છેલ્લાં ચાળીસ વરસથી !'

ગંગાને આવું સમાધાન ગમતું તો નહોતું પણ બીજો ઉપાય જ ક્યાં હતો ? કેતન અને રૂપાલી એની પીડા થોડાં સમજતાં હતાં ? અને હું પણ આ ઉંમરે નવું ઘર માંડું એ તો અમારા રૂઢિચુસ્ત સમાજનેય થોડું ગમે ? કેતન અને રૂપાલી અમેરિકા રહેતાં હોઈ મનમાં તો મારા મનની પીડા સમજતાં હોય પરંતુ આ ઈન્ડિયા છે, એટલું તો એ પણ જાણે જ ને ! આમન્યા રાખીને એવી વાત સુધ્ધાં ન કરે. મનમાં જરૂર દુણાતાં રહે.

'મારી એક વાત સાંભળ, હું તને સાચવું છું એમ જ સાચવતો રહીશ. મારું પેન્શન જ મહિને એંશી હજાર જેટલું આવે છે. તારે કોઈ જ ચિંતા નહીં કરવાની, સમજી ? મહિને એકાદ-બે વાર આંટો મારી જવાનો. તને તારો પગાર મળી જશે.'

મારો સધિયારો એને રાજી ન કરી શક્યો. એનો ચહેરો ગૂમસૂમ જ રહ્યો. એને તો બંગલો જ ખપતો હતો 'હું પગારની ભૂખી થોડી છું ?' એના હોઠ ફફડ્યા.

મારી પાસે એકાદ કલાકથી બેઠી હતી. રૂપાલીને કે કેતનને શંકા કરવાનું કારણ મળી જાય એવું હું નહોતો ઇચ્છતો.



અઠવાડિયા પહેલાં મમ્મીની હાલત બહુ જ નાજુક છે એવા સમાચાર આપ્યા એટલે બે-ત્રણ ફ્લાઈટો બદલીને બેઉ જણ દોડી આવ્યાં હતાં. હોસ્પિટલના ડિલક્સ રૂમમાં ધસી આવ્યાં ત્યારે ગંગા મરનારનાં બગડેલાં લૂગડાં બદલાવી રહી હતી. 'મમ્મી કોમામાં છે' મેં કહ્યું હતું : 'એક બાઈ રાખી લીધી છે. નહીંતર આવી હાલતમાં તો ઘર ગંધાઈ ઊઠે. કામવાળી તો કચરાપોતાં અને વાસણકૂસણ કરી ચાલતી થઈ જાય. એને તો આપણા જેવાં ચાર-પાંચ કામ બાંધેલાં હોય. એ કંઈ તારી મમ્મીની ગંદકી થોડી ધુએ ?'

ગંગાએ એનાં ગજરાબાને બરાબર સાફસૂફ કરી કોરાં કપડાં પહેરાવ્યાં. ખાસ્સી વીસેક મિનિટ પછી એણે આડશ માટે ઊભો કરેલો લીલો પડદો ખસેડ્યો ત્યારે પરમહંસ જેવી સમાધિમાં સરી ગયેલાં ગજરાબાનાં દર્શન શક્ય બન્યાં હતાં. વહુ દીકરો બેઉ એમની હાલત જોઈ ઈમોશનલ બની ગયાં હતાં. ગંગા મૂગીમંતર બેઉનાં મોઢાં જોતી રહી. અજાણ્યાં હતાં એટલે પોતાની હેસિયત સમજી કશું જ બોલી નહીં. અમે ઘરનાં માણસો વાતો કરી શકીએ એટલા માટે ધીરે રહી ડિલક્સ રૂમની સાથે ઍટેચ્ડ વેઈટિંગ રૂમમાં જતી રહી.

'તું જાણે તો છે. આપણે ફક્ત આડો સંબંધ જ રાખી શકીએ. સીધો સંબંધ તો કોઈ કાળે શક્ય નથી...' મેં એને છેલ્લા અઠવાડિયાથી રીતસર તૈયાર કરવા માંડી હતી. અલબત, એનેય ખબર તો હતી જ. એ પણ જાણતી હતી કે જ્યાં સુધી ગજરાબાનું શરીર છે ત્યાં સુધી જ એની ગરજ છે. ગજરાબાને ક્યાં કશું સાન-ભાન હતું ? લકવાયેલી હાલતમાં હજી કોમામાં નહોતાં સરી પડ્યાં ત્યારે પણ, ટગર ટગર છત સામે તાકી રહેતાં. વાચા જતી રહી હતી. બાથરૂમમાં લપસી પડ્યાં તે જ વખતે બોલવામાં લોચા પડવા લાગ્યા હતા. પછી જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ મગજમાં થયેલા રક્તસ્રાવનો ગઠ્ઠો વકરતો ગયો. ધીરે ધીરે કમર નીચેનો ભાગ કોથળો બની ગયો. ગમે તેટલી ચૂંટીઓ ખણો કે ટાંચણી ખોસો તોય ગજરાબાના ચહેરો પર કશી અસર ન થતી. ઝાડા પેશાબનું ભાન ન રહ્યું એટલે ઠેકઠેકાણે નળીઓ ખોસવી પડી. કેતનને જાણ કરી ત્યારે એણે જ સલાહ આપેલી : પપ્પાજી, વહેલી તકે ચોવીસ ક્લાકની બાઈ રોકી લો, સ્થાનિક ચેનલમાં અને ન્યૂઝપેપરમાં જાહેરાત આપી દો, મોં માગ્યો પગાર આપીશું, મમ્મીને કોઈ તકલીફ ન પડવી જોઈએ. એ બિચારી આખી જિંદગી ચોખ્ખીચણાક રહી છે. લૂગડે ડાઘ નથી પડવા દીધો એને આવી દયાજનક સ્થિતિમાં મુકાઈ જવું પડ્યું ! કુદરત પણ કેવી ક્રૂર મજાક કરી શકે છે ! ઓ ગૉડ..

મેં ગળગળા થઈ ગયેલા કંધોતરને ખાતરી આપી હતી કે એની જનેતા માટે જે કંઈ જરૂરી હશે તે બધું જ કરી છૂટીશ. બાઈ

તો પહેલા જ દિવસથી રાખી લીધી છે અને એ ચોવીસે કલાક એની સારસંભાળ રાખે છે. કેતનને વોટ્સેપ પર ગંગાનો ફોટો પણ મોકલી આપ્યો હતો. ભીષ્મ પિતામહની જેમ ચત્તીપાટ સૂતેલી માતાની પડખે એના શ્વાસેશ્વાસનું પગેરું લેનારી આધેડ મહિલાને પ્રત્યક્ષ જોઈ વહુ-દીકરાને રાહત થઈ હતી.

અને રાહત તો મનેય ક્યાં નહોતી થઈ? ગંગાએ બંગલો એવી આત્મીયતાથી સંભાળી લીધો હતો. જાણે એ એનું પોતાનું જ ઘર ન હોય ! હોસ્પિટલમાં બે-એક અઠવાડિયાં રાખ્યા પછી ડૉક્ટરોએ કોન્ફરન્સ કરીને નિદાન કર્યું કે કેસ ફક્ત મેનેજ કરવાનો રહે છે. મગજમાં ક્લૉટ એટલા ફેલાઈ ગયા છે કે, સર્જરી માટે પણ કોઈ અવકાશ નથી રહ્યો. એટલે સૌથી શ્રેષ્ઠ વિકલ્પ એ જ છે કે, પેશન્ટને ઘરે રાખી સારવાર કરવામાં આવે. દિવસમાં બે વાર ડૉક્ટર તપાસવા આવી જશે.

મને તો પહેલા જ દિવસે કબીરજી કાનમાં ફૂંક મારી ગયા હતા કે, પટેલ તારો રૂપિયો ખોટો છે. જીવે ત્યાં સુધી સારામાં સારી સેવા કર. બાકી હવે એ બેઠી થાય એવી આશા ના રાખતો. અંજળ હશે ત્યાં લગી શ્વાસ તો ચાલશે. આખરે હિસાબ ચૂકતે નહીં થાય ત્યાં સુધી થોડો છૂટકારો થવાનો છે ?

★★★

'ગંગા !' હું એનું નામ બોલીને અટકી ગયો હતો. કામવાળી કચરાપોતાં કરીને ચાલી ગઈ હતી. ગજરાબાને તપાસવા આવનાર ડૉક્ટર હજુ બે કલાક પછી આવવાના હતા. એણે મારું મન વાંચી લીધું હતું. આખરે એ પણ સ્ત્રી હતી. એવી એક સ્ત્રી જેને આટલી મોકળાશ કદાચ પહેલીવાર મળી રહી હતી, એ પણ એરકંડિશન્ડ બેડરૂમના એકાંતમાં.

'મારી પૂરી તૈયારી.' એણે કશુંય પૂછ્યા વગર કહી દીધું હતું : 'એમ સોરવાઈ સોરવાઈને થોડું જીવાશે ? અને આ મનખાવતાર ફરી ફરીને થોડો મળવાનો છે ? પણ એ છાનગપતિયાં કેટલા દા'ડા ચાલી શકશે ?' એણે મારા ચહેરા સાથે એનો ચહેરો ચાંપી દઈ પૂછ્યું હતું : 'એક સવાલ પૂછી શકું ?'

'જરૂર પૂછ.' મેં એને શું પૂછવું હશે એની કલ્પના કરી લીધી હતી. એણે અદ્દલ એ જ માગણી રજૂ કરી : 'હું તો દુનિયાથી દુણાયેલી સ્ત્રી છું. નસીબનો માર ખાઈ ખાઈને મરવાના વાંકે જીવતી રહી છું. આ જગતમાં આખરે મારું કહેવાય એવું કોણ છે ? જ્યાં ગઈ ત્યાં છેલ્લે તો આ તમે મૂકી એવી જ દરખાસ્ત મળતી રહી છે. શરૂ શરૂમાં મને એ સાંભળીને ગુસ્સો આવતો પણ પછી ધીરે ધીરે સમજાવા લાગ્યું કે, ગંગા, જીવવું હશે તો કોઈને ને કોઈને તો રાજી રાખ્યે જ છૂટકો. આખરે પેટનો ખાડો તો પૂરવો પડશે ને ! એમ સમજીને ચૂપચાપ સરંડર થતી રહી છું. પણ સાહેબ, હું આપને તો...' એના ગળે ડૂમો બાઝી ગયો. એ શું કહેવા માગતી હતી તે હું સમજી શકતો હતો. - 'હું પણ તને ચાહવા લાગ્યો છું ગંગા ! મને પણ તારી હાજરી ગમે છે.' હું એનાં આંસુ લૂછવા લાગ્યો. એણે પ્રતિકાર ન કર્યો. 'હું તને સાચવીશ, વિશ્વાસ રાખ.'

★★★

'...પછી તો લગભગ એ નંદવાયેલી જિંદગી કોઠે પડી ગઈ હતી. સાસરિયાંએ તો મને ડાકણ જ માની લીધી. ગામ, આખું મને હલકી નજરે જોતું થઈ ગયેલું : સગા ધણીને આવતાં વેંત ભરખી જઈને કેવી ભાદરવાની ભેંસ જેવી ખીલી છે ! છે જરીકે લાજશરમ ?'

આખરે મેં અડધી રાતે પહેર્યે લૂગડે ગામ છોડ્યું. રોડ પર આવીને ઊભી રહી. ક્યાં જઈશ એ નક્કી નહોતું, એટલું જરૂર વિચારી લીધેલું કે પિયરમાં જઈને ભાભીઓનાં મેણાં ખાવા કરતાં શહેરમાં ફૂટપાથ કે રેલવે સ્ટેશન પર પડી રહીને મજૂરી કરવી સારી. એમ તો બારમું પાસ કરેલું હતું પણ નોકરી થોડી મળવાની હતી ? આખરે પેલા ખટારાવાળાએ જ મને આ તેરની ઝૂંપડપટ્ટી પાસે ઉતારી. એણે કહ્યું : બહેન, ક્યારેય મરવાના વિચાર ના કરતી. આ તેર સેકટરમાં તાડપત્રીનો તંબૂ બનાવીને પડી રહેજે. હાથપગ ચાલે એટલી મજૂરી કરજે. રોટલો તો મળી રહેશે. એટલું કહી એ ભલા માણસે એના ખટારાની તાડપત્રી ઉતારી આપીને ઉપરથી 'એક પરભવના ભાઈની ભેટ' એટલા શબ્દો સાથે પાંચસોની નોટ મારા હાથમાં મૂકી દીધી હતી. હું તાડપત્રી ઊંચકીને તેરની ઝૂંપડપટ્ટીમાં જગ્યા ખોળતી હતી ત્યાં વહેલી સવારે કળશિયે જવા નીકળેલા એક ઘરડા માણસે મને આંગળી. ચીંધી હતી : પેલું ઝૂંપડું દેખાય છ ? લાલપીળી પ્લાસ્ટિકની છાપરીવાળું ? જા, ઈની પાંહે જઈન્ બેશ્ય. મું આવું સું....

- બસ, ત્યારથી એ જગ્યાએ તંબૂ ખોડીને ધામા નાખ્યા



છે સાહેબ ! મને પણ મરતી વેળાએ માથે કોઈ છાપરું હોય, કોઈ મારી પૂંઠળ પણ નિશાળનાં ચાર છોકરાં એંઠાં કરે - એવા અભરખા તો હોય ! પણ પેલી કહેવત નથી ? અક્કરમીનો પડિયો કાણો...' એણે એનાં લૂગડાંની થેલી ભરી લીધી.

એના ચહેરા પર ગમગીની છવાઈ ગઈ હતી.

જતાં પહેલાં મેં એને પગાર ઉપરાંત વધુ પાંચ હજાર આપ્યા. એણે ચૂપચાપ એ રકમ એની પ્લાસ્કિટની થેલીમાં સરકાવી દીધી. એ ભાંગેલ પગે બંગલા બહાર નીકળી. મારાથી જરા ઊંચા સાદે કહેવાઈ ગયું : 'મન થાય ત્યારે આવતી રહેજે. તારો હક છે...'

એ કશો જ પ્રતિસાદ પાઠવ્યા વિના ચાલતી રહી. છેક સોસાયટીના નાકે પહોંચી ત્યાં સુધી હું એની પૂંઠ જોતો રહ્યો. ક્યારેક તો આવશે - એવા આશ્વાસનથી મન મનાવતો રહ્યો. પણ એની રાહ જોઈ જોઈને થાક્યો, ત્રણ-ચાર મહિના લગી એના દીદાર ના થયા એટલે હિંમત કરીને વહેલી સવારે સ્કૂટર લઈને તેરની ઝૂંપડપટ્ટીએ પહોંચી ગયો.

'અહીં કોઈ ગંગા નામની બાઈ રહે છે - ' હજી હું વાક્ય પૂરું કરું એ પહેલાં તો એક મજૂરણ જેવી બાઈ બોલી ઊઠી : 'એનું તો કિસ્મત ઊઘડી જયું સા'બા. બૌ મોટા માણહ હારે બંગલામાં રે'વા જતી રઈ.'

બીજી બટક બોલીએ તો એનું સરનામું સુધ્ધાં જણાવી દીધું : પુનિતવન બગીચો નહીં ? બરાબ્બર ઈની હાંમે જ બંગલો છ... નીકળ્યો જ છું તો લાવને, એને મળી જ લઉં - એમ વિચારી હું પુનિતવન તરફ વળ્યો. સામે વ્હીલચૅરમાં બેઠેલા કોઈ વયોવૃદ્ધ સજ્જનને ઠેલતી સ્ત્રી આવતી વરતાઈ. દૂરથી એ બરાબર ઓળખાતી નહોતી પણ નજીક આવતી ગઈ એમ ખાતરી થઈ ગઈ કે એ ગંગા જ હતી.

'અરે, તું અહીં ?' મારા મોઢામાંથી અનાયાસ શબ્દો નીકળી પડ્યા. વૃદ્ધ સદ્ગૃહસ્થે માથું ઊંચકી એની સામે જોયું. એ સમજી ગઈ.



'આ મારા જૂના સાહેબ છે.' એણે કહ્યું 'હું એમનાં મિસિસ બીમાર હતાં ત્યારે એમની સેવા માટે ચારેક મહિના એમના બંગલે રહી હતી.' એણે જાણી જોઈને છ મહિનાના સહવાસને ટૂંકાવ્યો જેથી વૃદ્ધ શેઠને લાંબો વહેમ ન પડે.

વૃદ્ધ સદ્ગૃહસ્થ બોખું બોખું હસ્યા : સાહેબને ચા તો પિવડાવ ગાંડી ! ચાલ, આજનો દિવસ પુનિતવનનું ચક્કર બંધ !

વ્હીલચૅર પાછી વળી. હું મૂંગો મૂંગો એની પાછળ પાછળ દોરવાયો. વૃદ્ધ સદ્ગૃહસ્થે મને હાથ મિલાવી આવકારતાં કહ્યું : 'મારી એકની એક દીકરી કેનેડા રહે છે. વચ્ચે છ- એક મહિના એની સાથે રહી આવ્યો. પણ પછી એમ લાગ્યું કે, મારી આવી આજાર અને લાચાર હાલતમાં મારે દીકરી- જમાઈને ભારરૂપ નહીં થવું જોઈએ. દીકરી એક જ શરતે મને ઇન્ડિયા જવા દેવા તૈયાર હતી. કહે - પપ્પાજી, તમે કોઈ પરમેનંટ ફિમેલ કમ્પની વગર ઇન્ડિયામાં ના રહી શકો. મેં એને હસતાં હસતાં કહ્યું : હવે આ ઉંમરમાં તારા પેરેલાઈઝ્ડ પપ્પાને કમ્પની આપવા કઈ ફિમેલ તૈયાર થવાની છે ? - પરંતુ એણે તો નક્કી જ કર્યું હતું અને એનો અંતરાત્મા કહી રહ્યો હતો કે પપ્પાજીને કોઈ કાયમી કેરટેકર મળી જ જશે. કુદરતી રીતે મારી દીકરીએ ઝૂંપડપટ્ટીમાં જઈને એવું પાત્ર શોધવા પ્રયાસ કર્યો અને ઘેર બેઠાં ગંગા આવી ગઈ ! હું તો ધન્ય થઈ ગયો... હાજરાહજૂર ગંગાજી મને રોજેરોજ સ્નાન કરાવે છે !'

- ગંગાએ ભદ્ર સમાજની મહિલાને શોભે એવાં વસ્ત્રો પહેર્યાં હતાં. ફુદીનાની સોડમવાળી મારી પસંદગીની ચા લઈને આવી ત્યારે એના ચહેરા પર મને મળ્યાના આનંદ કરતાં સવિશેષ સંભ્રાંત પરિવાર સાથે જોડાવાનો મલાજો છલકાઈ રહ્યો હતો. 'પછી તો મને થયું - ' વૃદ્ધ સદ્ગૃહસ્થ ધ્રૂજતા હાથે ચાનો કપ પકડતાં બોલ્યાં : 'હવે હું કેટલા દા'ડાનો ઘરાક ? ચોર્યાસી તો થયાં. અને ધારો કે આવી જ હાલતમાં હજી બીજાં પાંચ - દસ વરસ ખેંચી કાઢું તોય આખરે આ બાઈને તો...' ચાનો ઘૂંટડો મારા ગળામાં અટકી ગયો. એમણે ચાનો ઘૂંટડો ગળામાં ઠાલવીને ઉમેર્યું : 'એટલે પાછળથી કોઈ બબાલ ન થાય એટલા સારું મેં ગંગા સાથે આર્યસમાજવાળાઓને ઘરે બોલાવી પદ્ધતિસરનાં લગ્ન જ કરી લીધાં.'

ગંગા મારી સામે ટગર ટગર તાકી રહી હતી. 'અવાર-નવાર આવતા રહેજો.' કહી એ છેક બંગલાના ગેટ સુધી વળાવવા આવી. હું પાછું વાળીને એની સામે જોવાનું સાહસ ન કરી શક્યો.

*૧૩, ઐશ્વર્ય-૧, પ્લોટ નં. ૧૩૨,*
*સેક્ટર-૧૯, ગાંધીનગર-૩૮૨૦૨૧.*
*મો. ૯૮૭૯૫૪૩૧૩૨*

# પપ્પા, તમે ક્યાં છો ?

- ડૉ. ચંદ્રકાન્ત મહેતા

**અ**માનત અને વિહંગ કોલેજમાં સાથે ભણતાં હતાં. અમાનત રૂપરૂપનો અંબાર, કોલેજમાં એના રૂપની ધાક. ભલભલા નબીરા અમાનતની આસપાસ ઘૂમ્યા કરે. પણ કોઈને દાદ દે તો એ અમાનત શાની ?

અમાનત ગ્રેજ્યુએટ થઈ એટલે એના પપ્પાએ લગ્નની વાત શરૂ કરી, એમણે કહ્યું : 'દીકરી તારી પસંદગીનું કોઈ ધોરણ હોય તો કહે.'

અમાનતે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું : 'પપ્પા, જે મને ચાહતો હોય એની સાથે હું લગ્ન નહીં કરું, પણ હું જેને ચાહતી હોઈશ એની સાથે લગ્ન કરીશ. મારા રૂપની પાછળ મુગ્ધ થનારા ભ્રમરવૃત્તિવાળા યુવાનો મને પસંદ નથી ! પ્રેમને નશો માનનારા નહીં, પણ પ્રેમને જીવનનું ઔષધ માને એવો પ્રેમી વિશ્વાસપાત્ર કહેવાય. હું મારી જાતને છેતરવા માગતી નથી !'

અમાનતના પપ્પાએ તેની પાછળ એક બાતમીદાર નીમી દીધો. બાતમીદાર રજેરજની માહિતી અમાનતના પપ્પાને આપતો.

આજે વિહંગ નામના યુવકને અમાનતે કેન્ટિનમાં સાથે આવવા કહ્યું. પણ વિહંગે કહ્યું. 'હું બિનજરૂરી કશી છૂટ લેવા માગતો નથી. મારો વિચાર ન ગમે. તો માફ કરજે.'

'આજે અમાનતે વિહંગને પોતાની કારમાં લિફ્ટ આપવાની તૈયારી દર્શાવી.' પણ વિહંગે કહ્યું : હું કારમાં ત્યારે જ બેસીશ જ્યારે હું તેને લાયક બનીશ.

અમાનતના પપ્પાને લાગ્યું કે, વિહંગ સમજણો અને સ્વમાની છે, કદાચ અમાનત એની ઉપર જ પસંદગીનો કળશ ઢોળશે.

એ વાતને બે વર્ષ વીતી ગયાં. વિહંગે આઈ.એ.એસ. ની પરીક્ષા પસાર કરી અને તાલીમ બાદ તેની ઓફિસર તરીકે નિમણૂક થઈ.

અમાનતને લાગ્યું કે વિહંગ બધી રીતે જીવનસાથી તરીકે યોગ્ય છે. એણે વિહંગની મમ્મી વિદ્યુતાને મળવાની પપ્પાજીને લીલી ઝંડી આપી.

વિદ્યુતાના પરિવારમાં તેનું એકચક્રી શાસન. સ્વભાવ વિચિત્ર અને અદકજીભો, વાતવાતમાં વાંકુ પડે. વિહંગના પપ્પા યોગેન્દ્ર પણ સરકારી ઓફિસર. ઓફિસમાં શિસ્તના ભારે આગ્રહી તેઓ ચાલે તો ધરતી ધમધમે, બોલે તો મોંમાંથી જાણે આગ ઝરે. એમના શબ્દકોશમાં ક્ષમા નામનો કોઈ શબ્દ નહોતો.

પણ આવા રૂઆબદાર યોગેન્દ્ર વિદ્યુતા આગળ ગાય જેવા. તેમને કકળાટનો ભારે કંટાળો. વિદ્યુતા જાણે 'કર્કશાદેવી'ની પૂજારણ ! એની જીભ હંમેશાં વિષનું વાવેતર કરે ! વિહંગની પણ એમની સામે બોલતી બંધ થઈ જાય !

વિદ્યુતા જ યોગેન્દ્રના ઘરમાં સર્વેસર્વા છે એમ માની અમાનતના પપ્પાજી જન્મકુંડળી સાથે વિદ્યુતાદેવીને મળવા પહોંચી ગયા. વિદ્યુતાદેવી ત્યારે પૂજામાં બેઠાં હતાં. પૂજા વિધિ પત્યા બાદ તેઓ બેઠકખંડમાં આવ્યાં એટલે અમાનતના પપ્પાએ તેમને પોતાનો પરિચય આપી આવવાનું પ્રયોજન જણાવ્યું.

અહંકારી વિદ્યુતાએ કહ્યું : 'એમ ઉતાવળે આંબા ન પાકે. લગ્ન એ કાંઈ ઢીંગલા-ઢીંગલીનો ખેલ નથી ! અને હું જ્યોતિષમાં માનું છું... જેના ભાગ્યમાં મારા પુત્ર વિહંગની પત્ની થવાનું લખ્યું હશે. એ જ મારી પુત્રવધૂ બનીને આ ઘરમાં આવી શકશે. આપ જઈ શકો છો.મારા પુરોહિત વિહંગ અને આપની પુત્રી અમાનતની કુંડળી મેળવી જોશે, ત્યાર બાદ આગળની વાત.'

અને અમાનતના પપ્પાએ ફરી મળવાની વાત સાથે વિદાય લીધી.

બીજે દિવસે વિદ્યુતાએ ભૂદેવને બોલાવ્યા અને વિહંગ તથા અમાનતની જન્મકુંડળી તેમને મેળાપ માટે આપી.

ભૂદેવે બંનેની કુંડળી મેળવી જોઈ, અને દબાતા સ્વરે કહ્યું : 'જોખમ લેવું હોય તો...'

'શાનું જોખમ ? આમ ગોળગોળ વાતો ન કરો.' - વિદ્યુતાદેવી સ્વભાવ મુજબ તાડૂક્યાં.

'વાત એમ છે કે, અમાનત માંગલિક છે અને વિહંગની કુંડળીમાં મંગળ નથી. એટલે આપે વિચાર કરવો રહ્યો.' - ભૂદેવે કહ્યું...

'એમાં વિચાર કરવાની વાત જ ક્યાં છે ? અમાનત જેવી યુવતી કોઈ ભાગ્યશાળીને જ મળે. હું જ્યોતિષમાં માનતો નથી. લગ્ન કરીશ તો અમાનત સાથે જ કરીશ નહીં તો' - ઘરમાં પ્રવેશતાં જ વિહંગે કહ્યું...

'તો તું પણ સાંભળી લે, હું

**'જે મને ચાહતો હોય એની સાથે હું લગ્ન નહીં કરું, પણ હું જેને ચાહતી હોઈશ એની સાથે લગ્ન કરીશ. મારા રૂપની પાછળ ભ્રમરવૃત્તિવાળા યુવાનો મને પસંદ નથી. પ્રેમને નશો માનનારા નહીં, પણ પ્રેમને જીવનનું ઔષધ માને એવો પ્રેમી વિશ્વાસપાત્ર કહેવાય.' અમાનતનું પ્રણયદર્શન.**

જ્યાં સુધી હયાત છું ત્યાં સુધી અમાનત નામની અમંગળ યુવતી મારા ઘરમાં પગપેસારો નહીં કરી શકે.' અને વિદ્યુતાએ ભૂદેવને દક્ષિણા આપી વિદાય કર્યા.

તે રાત્રે વિદ્યુતાએ રણચંડી બની તોફાન મચાવ્યું. કાચની ક્રોકરીનો ભૂક્કો બોલાવી દીધો. લટકતા લેમ્પશેડને ધરાશાયી કર્યું. અને રાંધ્યાં ધાન રખડી પડ્યાં. છતાં વિહંગના પપ્પાજીએ મૌન ધારણ કર્યું... વિહંગ એમને ખૂબ જ વ્હાલો હતો અને એને ખાતર ગમે તેવું 'રિસ્ક' લેવા તેઓ તૈયાર હતા.

એ પછી એક મહિને તેઓ અમાનતના પપ્પાજીને મળ્યા અને પોતાની પત્નીના સ્વભાવની વિચિત્રતાનો તેમને અણસાર આપ્યો. બંનેએ ચર્ચા કરી નક્કી કર્યું કે, વિધિસરનો લગ્નોત્સવ યોજવાને બદલે મંદિરમાં ખાનગી રાહે લગ્નવિધિ યોજવો. અમાનત પોતે પણ ક્રાંતિકારી વિચારો ધરાવતી હતી એટલે એણે વિહંગના પપ્પાનો પ્રસ્તાવ સ્વીકારી લીધો.

અને સાદી વિધિથી વિહંગ અને અમાનત પતિ-પત્ની બન્યાં.

લગ્ન કરી બંને ઘેર પહોંચ્યાં ત્યારે વિદ્યુતાદેવીએ પોતાના 'કાવત્રાખોર' પતિ યોગેન્દ્ર પર પસ્તાળ પાડી. અમાનતની મધુરજની 'કલેશરજની'ની કડવાશમાં ફેરવાઈ ગઈ. પણ અમાનત શાણી હતી. એણે નમ્રતા દાખવી.

વિદ્યુતાદેવી તેને 'અભાગણી', 'અપશુકનિયાળ' અને 'કુલક્ષણી' કહીને ભાંડવામાં કશું જ બાકી નહોતાં રાખતાં... વિહંગે અલગ રહેવાની વાત વહેતી મૂકી. પણ અમાનતે કહ્યું : 'રણમેદાનની જેમ જીવન પણ એક સંગ્રામભૂમિ છે. એમાં કાયરતા દેખાડી પલાયનવાદી ન બનાય. યૌવન એટલે જ પડકારોને પડકારવાની ઉંમર. તમે મારી ચિંતા ન કરશો. સાસુમા થાકશે પણ હું થાકવાની નથી !'

એમ સુખે-દુઃખે પાંચ વર્ષ વહી ગયાં. અમાનત પરેન્દુ નામના પુત્રની માતા બની ગઈ હતી. વિદ્યુતાદેવી હંમેશા



ક્રોધગ્રસ્ત રહેતાં. હાઈપર ટેન્શનનાં તેઓ શિકાર બન્યાં અને સ્ટ્રોકને કારણે શરીરના જમણા અંગનો તેમને લકવો થઈ ગયો.

એમણે માન્યું હતું કે, અમાનત તેમની લાચારીનો બદલો લેવામાં ઉપયોગ કરશે. પણ અમાનતે ખરા હૃદયથી એમની સેવા કરી. ફિઝિયોથેરેપિસ્ટની સતત સારવારથી તેઓ એક વર્ષ બાદ હરતાં-ફરતાં થઈ ગયાં.

અને એ ગોઝારી મેઘલી રાત અમાનત કદી ભૂલી શકી નહીં. વિહંગ નજીકના શહેરમાં એક સરકારી મિટિંગમાં હાજરી આપવા સેલ્ફ ડ્રાઈવિંગ કરી પહોંચ્યો, ત્યાં મુશળધાર વરસાદ, સુસવાટા મારતો પવન, આભમાં ઝૂબકતી વીજળી અને વાદળોનો ગડગડાટ. મિટિંગ પત્યા બાદ સહુએ વિહંગને રોકાઈ જવાનું કહ્યું પણ વિહંગ માન્યો નહીં...

નદીનાં પાણી પૂર બની એક ગરનાળા દ્વારા ધમમસતાં વહી રહ્યાં હતાં. વિહંગે હિંમત કરી ગરનાળામાંથી પસાર થવાનું સાહસ કર્યું. પણ ઘોડાપૂરમાં તેની કાર તણાવા લાગી અને વિહંગના લલાટે જળસમાધિ લખાઈ !

રાત્રે અમાનત નિયમાનુસાર દીપક પ્રગટાવી પ્રાર્થના કરતી હતી. આજે પણ એ ક્રમ ચાલુ હતો. એ વારંવાર દીવો પ્રગટાવતી પણ દીવો વારંવાર હોલાઈ જતો હતો. શ્રદ્ધાવાદી હોવા છતાં એનું મન આજે શંકાગ્રસ્ત બન્યું હતું.

વિહંગની પ્રતીક્ષામાં એ મધરાત સુધી જાગતી બેસી રહી. વિહંગે મિટિંગ પૂરી થયા બાદ પરત ફરી રહ્યાનો ફોન પણ કર્યો હતો એટલે એ આશ્વસ્ત હતી.

રાત્રે સાડા ત્રણ વાગ્યે ડૉરબેલ રણક્યો. વિહંગના આવવાની શકતાથી એણે જાતે જ બારણું ખોલ્યું. પણ વિહંગને બદલે સામે પોલિસ સબ ઈન્સ્પેક્ટરને જોઈ એ હેબતાઈ ગઈ. પોલિસ અધિકારીએ વિહંગ સાથે કાર ડૂબી ગયાના અને વિહંગના મૃત્યુના સમાચાર આપી લાશને પોસ્ટમોર્ટમ માટે હોસ્પિટલ મોકલી આપ્યાના માઠા સમાચાર આપ્યા.

અમાનતે આઘાત સાથે જોરથી ચીસ પાડી. આસપાસના લોકો દોડી આવ્યા. વિદ્યુતાદેવી અમાનતને ગાળો ભાંડતાં થાકતાં નહોતાં. આવા કરુણ પ્રસંગે પણ અમાનતને 'અપશુકનિયાળ' કહી વગોવતાં થાકતાં નહોતાં.

અગ્નિસંસ્કાર, ઉત્તરક્રિયા વગેરે વિધિ પૂરી થઈ. સાસુમા ઈચ્છતાં હતાં કે, અપશુકનિયાળ પુત્રવધૂ પોતાના પિયર ચાલી જાય ! પરંતુ અમાનતને મન વિહંગનું ઘર એ પ્રણયમંદિર હતું. એ છોડીને પરેન્દુને લઈ ક્યાંય જવા ઈચ્છતી નહોતી.

નાનકડા પરેન્દુને મૃત્યુ વિશે કશો જ ખ્યાલ નહોતો. એને યાદ આવતો હતો પપ્પા વિહંગનો પ્રેમ, દરરોજ એને માટે ભેટ લાવે. ખોળામાં બેસાડીને જમાડે. પરેન્દુની ફરમાઈશ મુજબ

રમૂજી ટુચકા કહે અને લાડ-લડાવી પોઢાડી દે. એટલે દરરોજ એનો એક જ પ્રશ્ન 'મમ્મી, પપ્પા ક્યારે પાછા આવશે ?'

પરેન્દુ હવે સ્કૂલે જતો થઈ ગયો હતો. જાતજાતના કાર્યક્રમોમાં વાલીઓને સજોડે નિમંત્રિત કરવામાં આવતાં. પણ અમાનતને એકલી જોઈ બીજા બાળમિત્રો પૂછતા : 'પરેન્દુ, તારા પપ્પા કેમ સ્કૂલે આવતા નથી ? તું પપ્પાને વહાલો નથી ?' અને પરેન્દુ ધ્રુસકે - ધ્રુસકે રડી પડ્યો. રિપોર્ટકાર્ડમાં મમ્મીને બદલે પપ્પાના હસ્તાક્ષર માટે એ જીદ કરતો. વિદ્યુતાદેવી તેનો પક્ષ લઈ અમાનતને કહેતાં. 'તારા પાપે જ મારો પૌત્ર અનાથ બન્યો છે. એનો બાપ ક્યાં છે એનો જવાબ છે તારી પાસે ?'

તે દિવસે વિહંગની પુણ્યતિથિ હતી. સગાં-વહાલાં અને સરકારી ઓફિસરો શ્રદ્ધાંજલિ માટે આવી રહ્યાં હતાં. વિદ્યુતાદેવી પણ સફેદ સાડીમાં 'સજ્જ' થઈ બેઠાં હતાં. પણ અમાનતે રંગીન સાડી પહેરી હતી. એને અંદરના ઓરડામાં બોલાવી વિદ્યુતાદેવીએ કહ્યું : 'તારી અંદર ભગવાને કાળજું મૂક્યું છે કે, પથ્થરનો ટુકડો ? તારા વરને કાળ ભરખી ગયો, તોય તું ફેશન છોડવા તૈયાર નથી ? તું વિધવા છે, એનો તો તને ખ્યાલ છે ને ?'

'માજી, બસ કરો. હું વિધવા નથી. હું તો અખંડ સોહાગણ છું, મારો અને વિહંગનો સંબંધ જન્મજન્માંતરનો છે. એને તોડવાની તાકાત મારામાં નથી ! મહેરબાની કરી મારી પ્રેમપૂજાને વગોવશો નહીં.' - કહીને અમાનત વિહંગના ફોટા પાસે આવીને બેસી ગઈ હતી.

એવામાં પેલા 'જન્મકુંડળી' વાળા ભૂદેવ આવી પહોંચ્યા હતા. એમણે સભાજનો વચ્ચે ઊભા થઈને કહ્યું હતું, 'મેં એક પાપ કર્યું છે. તેની આજે માફી માગવા આવ્યો છું.'

વિદ્યુતાદેવીએ તેમનો ઉધડો લેતાં કહ્યું : 'પણ તેનું અત્યારે શું છે ? નાટક બંધ કરો અને અહીંથી ચાલતી પકડો.'

'ના, મેં કરેલાં અને આપે કરાવેલાં પાપના પ્રાયશ્ચિતનો આજ મોકો છે, તમે બીજા જ્યોતિષી પાસે તૈયાર કરાવેલી બનાવટી કુંડળી મને આપી હતી અને મોં માગ્યા પૈસા આપી કુંડળી મળતી નથી. એવું નાટક કરાવ્યું હતું. હકીકતમાં વિહંગ સાહેબ અને અમાનતબેનની કુંડળી મળતી હતી. અમાનતબેન અપશુકનિયાળ નહીં, શુકનિયાળ છે. એટલે ભગવાને એમને પરેન્દુ જેવો પ્રેમાળ દીકરો આપ્યો છે અને માજી, તમે એ ભૂલી ગયાં કે તમને લકવો થતાં રઝળતાં મૂકી અમાનતબેન પિયર ચાલ્યાં ગયાં હોત તો તમે પથારીમાં પડ્યાં પડ્યાં સડત નહીં ? અમાનતબેન તો દેવી છે. એમને અભાગણી કે 'કુલક્ષણી' કહેવું એ પાપ છે.' - કહી એ ભૂદેવે અમાનતના ચરણોમાં પડી ક્ષમાપ્રાર્થના કરી હતી.

સહુને વિદ્યુતાદેવી પ્રત્યે નફરત થઈ હતી. એમણે ભરી સભામાં પોતાનો ગુનો કબૂલ કરતાં કહ્યું હતું : 'હા, મેં અમાનત સાથે દગો કર્યો છે. હું જુનવાણી વિચારની છું. હું માનું છું કે, ભણેલી છોકરીઓ 'વરરખુ' હો છે, પણ 'ઘરરખુ' હોતી નથી. એટલે મેં વિહંગ માટે મારી એક સહેલીની ભત્રીજી વર્ષિણીને પસંદ કરી હતી. મારે આજ્ઞાંકિત પુત્રવધૂ જોઈતી હતી, કોલેજિયન હોવાથી અમાનત મારા કહ્યામાં નહીં રહે, એવા સંકુચિત ખ્યાલને કારણે વિહંગ સાથે અમાનતનું લગ્ન ન થાય એવું તર્કટ કહ્યું હતું. આજે સહુની વચ્ચે મારા પાપનો એકરાર કરી જાહેર કરું છું કે, અપશુકનિયાળ અમાનત નહીં. પણ હું છું. મારામાં ઈર્ષ્યા, દ્વેષ વગેરે ભારોભાર ભરેલા છે એટલે હું નફરતને લાયક છું. દીકરી, અમાનત તારી માફી માગવા મારી પાસે શબ્દો નથી.' - કહીને વિહંગના ફોટાને ભેટીને વિદ્યુતાદેવી ધ્રુસકે - ધ્રુસકે રડી પડ્યાં હતાં....

એક વર્ષ બાદ વિદ્યુતાદેવીને હાર્ટએટેક આવ્યો હતો. ડૉક્ટર્સે તેમને બચાવવાની ભારે જહેમત ઉઠાવી હતી, પણ તેઓ બચી શક્યાં નહોતાં.

અમાનતના પપ્પા રોશનલાલ સુધારવાદી મનોવૃત્તિના માણસ હતા. અમાનતની ભરજુવાની અને પરેન્દુનું અનાથપણું જોઈ એમણે અમાનતને પુનર્લગ્ન માટે દબાણ શરૂ કર્યું. વિહંગની યાદોવાળું ઘર છોડી પોતાની સાથે રહેવા આવવાની વિનંતી કરી.

બીજી બાજુ પરેન્દુની પપ્પા માટેની જીદ અમાનતને પરેશાન કરી રહી હતી. રવિવારે ક્લબમાં પોતાના મિત્રને મમ્મી-પપ્પા સાથે ગેલ કરતા જોઈ પરેન્દુને પપ્પાની ખોટ સાલતી હતી.

એવામાં એક દિવસ અમાનતની નજર એક વિજ્ઞાપન પર પડી. એક વિધુરને પોતાના સંતાનની દેખરેખ માટે 'કેર ટેકર'ની જરૂર હતી. અમાનતને પરેન્દુના પપ્પા પામવાની ખોટનું તેમાં નિરાકરણ દેખાયું.



**'તમે વિધુર છો, પણ હું વિધવા નથી. મારા પતિ વિહંગની મૂર્તિ મારા હૃદયમાં સ્થાપિત છે. એને સ્થાનભ્રષ્ટ કરવા માંગતી નથી. તમારી કુદૃષ્ટિનો પડછાયો મારા ઉપર પડવો ન જોઈએ.'**

અમાનત તેમને ફોન કરી મળવા ગઈ. અને પોતે 'કેર ટેકર' તરીકે કામ કરવાની તૈયારી દર્શાવી.

પેલા વિજ્ઞાપન દાતાએ કહ્યું : 'તમારા જેવી રૂપાળી 'કેર ટેકર' મળતી હોય તો હું સંસાર માંડવા પણ તૈયાર છું.'

'પણ હું તૈયાર નથી. તમે વિધુર છો, પણ હું વિધવા નથી ! મારા પતિ વિહંગની મૂર્તિ મારા હૃદયમાં સ્થાપિત કરી છે. એને સ્થાનભ્રષ્ટ કરવા માગતી નથી. પણ આખરે હું મા છું, બાપનું સ્થાન ક્યારેય લઈ શકું નહીં. મારા પુત્ર પરેન્દુને બાપની ખોટ વરતાય છે એટલે હું તમને 'બનાવટી' બાપનો રોલ ભજવવાની વિનંતી કરું છું. એ શરતે કે તમારી કુદૃષ્ટિનો પડછાયો મારી પર પડવો ન જોઈએ. હું તમારા પુત્રને સગી માતાનો પ્રેમ આપીશ, તમારે પરેન્દુને પપ્પાના પ્રેમની અનુભૂતિ કરાવવાની છે. જો એ કબૂલ હોય તો હું પરેન્દુ સાથે તમારે ઘરે કામ કરવા તૈયાર છું.' - અમાનતે સ્પષ્ટ વાત કરી.

અને પરેન્દુ સાથે એ મિ. નંદરાયને ઘેર 'કેર ટેકર' તરીકે રહેવા ગઈ.

અમાનત ઘરનાં સઘળાં કામ પતાવી પોતાના શયનખંડમાં વિહંગના ફોટા સાથે સંવાદ કરતી અને કહેતી : 'વિહંગ, તું મારી મમ્મીની જેમ મને અપશુકનિયાળ તો નહીં માનેને ? મારી આ નવી ગોઠવણ કશું પામવા નહીં પણ તારી થાપણ સમાન પરેન્દુને કહેવાતા પપ્પાનું લેબલ આપવા કરી રહી છું.'

મિ. નંદરાયને એ વાત ખટકતી હતી કે, અમાનત પોતાના પુત્રની દરકાર પાછળ વધુ સમય આપે છે અને મારા પુત્ર તરફ ઉપેક્ષાભાવ દાખવે છે. એવી ગ્રંથિથી એમણે પરેન્દુ સાથે પણ કઠોર વ્યવહાર શરૂ કર્યો હતો. વાતવાતમાં તેનો ઉધડો લે, પોતાની કારમાં પોતાના પુત્રને શાળાએ મોકલે, જ્યારે પરેન્દુને નોકર સાથે ચાલતો સ્કૂલે મોકલે !

પરેન્દુ પૂછતો 'મમ્મી, તું મને નવા પપ્પા સાથે વહાલભર્યું વર્તન દાખવવાની વાત કરે છે. પણ તેમને તો મારા તરફ સહેજ પણ લાગણી નથી. એમના દીકરા માટે ચોકલેટ લાવે છે પણ મને તો તેમાંનો એક કટકો પણ આપતા નથી ! મારા પપ્પા તો મને કેટલું બધું વ્હાલ કરતા હતા !' અમાનત પાસે એનો જવાબ નહોતો.

એ વાતને અઠવાડિયું વીત્યું હશે ત્યાં પરેન્દુ તાવમાં સપડાયો. ફેમિલી ડૉક્ટરની સારવાર છતાં તાવ ઊતરવાનું નામ લેતો નહોતો.

અમાનતે તેને હોસ્પિટલમાં દાખલ કર્યો. પરેન્દુ ટાઈફોઈડના તાવમાં શેકાઈ રહ્યો હતો. ડૉક્ટર તેની સારસંભાળ રાખી રહ્યા હતા.

એક રાત્રે પરેન્દુએ બેહોશીમાં લવરી ચાલુ કરી. 'મમ્મી, મમ્મી મને આ નવા પપ્પાને ઘેર નથી ગમતું. તેઓ વેરો આંતરો કરે છે. મને એમના ઘરનું વાતાવરણ ગમતું નથી. મમ્મી, મને આપણે ઘેર લઈ જા. હું ત્યાં રહી મારા પપ્પાની રાહ જોઈશ. પણ મને આ નવા પપ્પાની કેદમાંથી છોડાવ.'

અમાનતે ડૉક્ટરને બોલાવ્યા અને પરેન્દુની લવરીની સઘળી હકીકત કહી સંભળાવી, ડૉક્ટરે કહ્યું 'બાળકને આપણે નાદાન માનીએ છીએ અને એને સમજવાની કોશિશ કરતા નથી પણ બાળક મોટેરાં કરતાં વધુ સમજદાર હોય છે. પરેન્દુ સાત દિવસથી બીમાર છે પણ આપના આશ્રયદાતા મિ. નંદરાય એક પણ દિવસ તેની ખબર લેવા આવ્યા છે ખરા ? લોહીનો સંબંધ અનન્ય છે. એનું સ્થાન કોઈ લઈ શકતું નથી ! તમે પરેન્દુને તમારે ઘેર લઈ જાઓ. એ જ એની સાચી સારવાર છે. એ સાજો થશે એટલે અમે તેને હોસ્પિટલમાંથી રજા આપીશું.'

એટલામાં પરેન્દુએ ફરીથી લવરી ચાલુ કરી હતી. 'પપ્પા, તમે ક્યાં છો ?' મને નવા પપ્પા દીઠા નથી ગમતા !'

અને પરેન્દુના ગાલ પર મીઠી ચૂમી ભરતાં અમાનતે કહ્યું હતું : હા, દીકરા, 'વિહંગ સદન' એ જ તારું અને મારું સાચું સરનામું છે. અહીંથી આપણે ત્યાં જ જઈશું.'

---

*૧૬, હેવન પાર્ક, રામદેવનગર-આનંદનગર રોડ,*
*નર્મદા કોલોની પાસે, સેટેલાઈટ રોડ વિસ્તાર,*
*અમદાવાદ-૩૮૦૦૧૫. મો. ૯૮૨૪૦૧૫૩૮૬*



# કેશવ પુરાઈ ગયો

*- ઉત્પલ ભાયાણી*

**ના,** બાળલીલા કરતા, રાસ રમતા, રાજ કરતાં કે સંહાર લીલાના સાક્ષી બનતા પુરાણના કેશવની કોઈ વાત નથી. ધાર્મિક શ્રદ્ધાને કારણે એ જમાનાની પ્રથા પ્રમાણે ફોઈએ, રાશિને ધ્યાનમાં રાખતા ભત્રીજીના પુત્રનું નામ ભગવાનનું રાખવું જોઈએ અને 'કૃષ્ણ' નામ જરાક ભારે લાગે, એટલે વિકલ્પે કેશવ પાડેલું. બાકી આ કેશવ ગામડે હતો ત્યારથી માંડીને બે ચોપડી ભણી, શહેરમાં નોકરી માટે આવી, ધર્માદા ટ્રસ્ટ દ્વારા ચાલતી શાળામાં પ્યૂન બનીને છેવટે નિવૃત્તિ વય પણ પાર કરી ગયો. ટ્રસ્ટીઓની રહેમદિલીને કારણે રમતગમતના મેદાનની સંભાળ રાખતા ચોકીદાર તરીકે હજી સુધી એ નોકરીએ તો ચાલુ હતો પણ આજ સુધીની એની જિંદગીમાં કશો ચમત્કાર થયો નહોતો. એક અદના માનવી તરીકે જ એનું ગાડું જીવનભર માંડ માંડ ચાલ્યું હતું. ગમે ત્યારે આંખે મોતિયો પાડે એવી દૃષ્ટિ, ઘોઘરો અવાજ, એકવડો બાંધો અને શાળા તરફથી મળેલા, હવે તો ખાસ્સા ફાટી ગયેલા ખાખી ગણવેશની બે જોડીના સહારે પ્રયત્ન કરે તો પણ ચોકીદાર જેવો રૂઆબ ન ધરાવી શકતા કેશવનો પ્રાથમિક - માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓ પર ખાસ પ્રભાવ નહોતો. મેદાનના એક ખૂણે એને ઝૂંપડી જેવું ઘર આપવામાં આવ્યું હતું અને એની બાજુમાં નહાવા-ધોવાની ઓરડી અને શૌચાલય હતાં. દિવસ દરમિયાન મેદાનના ચાર પાંચ ચક્કર એ જરૂર લગાવતો. મોટી પાઈપ લઈ પાણી છાંટતો, વાડ અને મેદાનને ફરતે વાવેલાં ઝાડ-છોડની સંભાળ રાખતો. પી.ટી. અને રિસેસ દરમિયાન છોકરાઓ હોય ત્યારે વ્યાયામ શિક્ષકોની જેમ સીટી મારી, મેદાન પોતાના નિયંત્રણમાં છે એવું દર્શાવવાનો યથાશક્તિ પ્રયત્ન કરતો. સીટી એનું એક માત્ર હથિયાર હતું. જો કે બહુ વગાડતાં એને હવે હાંફ ચડતો. ટ્રસ્ટીઓ, આચાર્ય અને શિક્ષકો પાસેથી એ એટલું સમજ્યો હતો કે છોકરાઓને કાબૂમાં રાખવા. મસ્તી-તોફાન કરે પણ શિસ્ત તો સચવાવી જ જોઈએ. અને એમ ન થાય તો શિક્ષા પણ કરવી જ રહી. અલબત્ત શિક્ષામાં એ મારઝૂડ તો કરી શકે એમ નહોતો. શરીર પર પુરાવો દેખાય એવી શિક્ષા તો કેશવ કે શિક્ષકો કોઈને આજના જમાનામાં પરવડે એવી નહોતી. છતાં વારંવાર હદ બહાર તોફાન - મસ્તી તો થયાં જ કરતી. કોઈએ કહ્યું નહોતું પણ પોતાની મેળે કેશવે એનો ઉપાય શોધી કાઢ્યો હતો. સતત મારેલી સીટી કે એનો ઘોઘરો અવાજ કામયાબ ન નીવડે ત્યારે મારામારી કે તોફાન કરતા વિદ્યાર્થીઓને પકડીને પોતાની ઓરડીમાં પૂરી, એ બહારથી આગળો વાસી દેતો હતો. અલબત્ત, ઓરડીની સળિયાવાળી એકમાત્ર બારીમાંથી અંદર શું ચાલે છે એ સહેલાઈથી જોઈ શકાતું હતું. પોતાને સંતોષ થાય એટલી માફીની વિનંતીઓ પછી, ફરી આવું ન કરવાની પોકળ ચેતવણીઓ પછી, એક લાંબી સીટી મારી કેશવ આગળો ખોલી નાખતો અને મુક્તિના આનંદની કિકિયારી કરતાં છોકરાં બહાર દોડી જતાં.

વારંવાર અંદર પુરાઈ જવાની જેમને નોબત આવતી એમને આવી શિક્ષા કંઈ એવી આકરી નહોતી લાગતી. કેશવને આજીજી કરવી એને પણ એ લોકો એમની મસ્તીનો ભાગ જ ગણતા અને કસ્ટડી દરમિયાન આમેય અસ્તવ્યસ્ત રહેલી કેશવની ઓરડીને વધારે રફેદફે કરી નાખતાં. પણ આ દરમિયાન એમને અકળાવે એવી એક જ ચીજ હતી અને એ હતી ગૂંગળાઈ જવાય એવી રૂમમાંથી આવતી દુર્ગંધ. ભાગ્યે જ સાફસફાઈ થતી હોવાથી એમાં વસી ગયેલી વાસ તીવ્રતર બનતી જતી હતી અને



એનો આ છોકરાઓ પાસે ઉપાય નહોતો. આ અંગે ગંભીર ચર્ચા - વિચારણા પછી પણ નિવારણ થતું નહોતું.

અને એક દિવસ એનો ઉપાય તો નહીં પણ વેર વાળવાનો મોકો છોકરાઓને મળી ગયો. બને એટલા મોડા ઘરે જવાની ઈચ્છા અને વૃત્તિ ધરાવતી એક તોફાની ટોળકી શાળા છૂટ્યા પછી મેદાનમાં રમી રહી હતી. સામાન્ય રીતે પંદરેક મિનિટમાં જ સીટી મારતો કેશવ એમને બહાર કાઢવા આવી જતો. પણ એ દિવસે એવું ન થયું. છોકરાઓનો રમવામાં રસ ઊડી ગયો. એમણે કેશવની તપાસ આદરી. એની ઓરડી તો ખુલ્લી હતી અને એમાં કોઈ નહોતું. વધુ પડતા સરવા કાન ધરાવતા એક છોકરાને ખ્યાલ આવ્યો કે શૌચાલયમાંથી અવાજ આવી રહ્યો છે. ટોળકીએ નિર્ણય લઈ લીધો. દબાતે પગલે આવી એમણે શૌચાલયની કડી બહારથી મારી દીધી અને બધાએ દોડવાની હરિફાઈ હોય એમ પોતપોતાના દફતર ઉપાડી ઘરે જવા દોટ મૂકી.

કેશવને અંદર બેઠાં બેઠાં ખળભળાટ જરૂર સંભળાયો પણ એ કંઈ બોલી કે કરી શકે એ પહેલાં તો રમત રમાઈ ચૂકી હતી.

સ્વસ્થ થયા પછી અલબત્ત કેશવે અંદરથી બારણું ખોલવાના તમામ ઉપાયો કર્યા. પહેલાં મદદ માટે બૂમો પાડી. સીટીઓ પણ ખૂબ મારી પણ શાળાના મેદાનની ખૂણે આવેલી બંધ જગ્યામાંથી અવાજ સંભળાવવો મુશ્કેલ હતો.

પોતાની ઓરડીમાંથી આવતી દુર્ગંધ તો કેશવને ખાસ નડતી નહોતી, પણ અહીં અપૂરતા પાણીને કારણે પોતાની જ દુર્ગંધ કેશવ માટે અસહ્ય બનતી જતી હતી. દરેક પ્રકારની શિક્ષાનો એ ભોગ બન્યો હતો અને કેશવ નામ હોવા છતાં ચમત્કારની આશા રાખવી વ્યર્થ હતી. ચીર હરનારો અને ચીર પુરનારો આજે તો પુરાઈ ગયો હતો. સમાન નામધારી આજનો કેશવ તો લાચાર હતો.

*૫૦૩, આશા નિકેતન, બાપતીસ્તા રોડ,*
*વિલે-પાર્લે (વેસ્ટ), મુંબઈ-૪૦૦૦૫૪.*
*મો. ૦૯૮૨૦૦૩૨૧૯૯*

# સુનયના મેડમ આખરે શું કહે છે ?

*- રમેશ ર. દવે*

**વૈ**શાલીએ પ્રિન્સિપાલની ઓફિસ બહાર બેઠેલા પટાવાળાને પૂછ્યું : 'માણેકલાલ, મારે અને આ આનંદીએ સાહેબને મળવું છે - એક ખાસ કામ, આઈ મીન પ્રોબ્લેમ માટે પણ અંદર કોઈ છે ?'

'ના, કોઈ છે તો નહીં પણ હું સાહેબને પૂછી લઉં -' કહેતાં માણેકલાલ અંદર ગયા ને વળતા બહાર આવીને કહ્યું: 'સાહેબે હા પાડી છે' - ને પછી ચેમ્બરનો હાફડોર ખોલી-ઝાલીને ઊભા રહ્યા.

'મે વી કમ ઈન સર ?'

'હા, હા, તમે પૂછ્યું. માણેકલાલે મને પૂછ્યું અને મેં હા પાડી પછી આવી ફોર્માલિટી કરાય ? બેસો અને કહો, શી વાત છે ?'

બંને એકબીજા સામે એમ જોવા લાગી, જાણે વગર બોલ્યે, સામાવાળીને કહેતી ન હોય : એય, વાત તું જ કર ને ! પણ સાહેબે રાહ ન જોઈ, આનંદીને કહ્યું : 'તું જ કહે, શી વાત છે ? આમ શરમાઈ જવું પડે એવું કંઈ છે ?'

'ના, સર ! સાવ એવું તો નથી પણ...'

'ના આનંદી, તને ભલે એમ લાગતું હોય પણ... પણ... એ ઘોડો... એ ઘોડો જ્યારે પેશાબ કરે છે ત્યારે... કહેતાં' - વૈશાલી નીચું જોઈ ગઈ.

'ઓકે... ઓકે... હવે કંઈ નહીં કહો તો પણ ચાલશે.' કહેતાં પ્રિન્સિપાલ મશરૂવાળા મલક્યા.

એમને આમ મલકાતા જોઈને, જાણે માથેથી પરીક્ષાનો ભાર ઊતરી ગયો હોય - એમ બંને બહેનપણીના ચહેરે હળવાશ પથરાઈ.

'પણ... પ્લીઝ સર ! અમારાં નામ...'

'ડોન્ટ વરી, તમે અહીં આવ્યાં છો એનીય જાણ કોઈને થશે નહીં, બિલકુલ મૂંઝાશો નહીં.'

મશરૂવાળાએ પ્રાસ્તાવિક વાત પૂરી કરીને ડૉ. દેસાઈ અને પ્રો માલતીબહેન તરફ પ્રશ્નસૂચક નજર ફેરવી.

'આમ જુઓ તો સાહેબ, આ કંઈ એવો મુદ્દો નથી કે કશુંક કરવું પડે તેમ છતાં આપણે માલતીબહેનને પૂછીએ કે આમાં શું થઈ શકે ? કેમ કરવું જોઈએ ?'

'દેસાઈભાઈ, હું પણ તમારી જેમ જ વિચારું - માનું છું. પણ આ શહેરની છોકરીઓને એ દૃશ્ય જોવું નહીં ગમતું હોય. બીજું તો શું છે આમાં ?'

'એ બધું તો સમજ્યા મારા ભાઈ, પણ હું તો કશાંક સજેશન માગું છું.'

'હા... હા, એટલે તો તમે અમને બોલાવ્યાં હશે પણ પ્રો. પટગીર તો કોલેજ કાયમ ઘોડાગાડીમાં જ આવે છે ને !'

'અને એટલે તો એ, આપણે જેમ ગાડી - સ્કૂટર પાર્ક કરીએ છીએ, તેમ ગાર્ડનના ખૂણે, વડલાની છાયા નીચે એમનાં ઘોડા-ગાડીને... શું કહું, પાર્ક કરે છે કે બાંધે-મૂકે છે ?' કહેતાં મશરૂવાળા હસી પડ્યા.

'હું તો એમ માનું છું સર, કે એકવાર તમે જ આપણા સૌના મુરબ્બી, સિનિયર પ્રોફેસર પટગીર સાહેબ સાથે વાત કરો ને ! પછી જોઈએ - એ શું કહે છે. બરાબર ને દેસાઈભાઈ ?'

'હા, પહેલાં તો એમ જ કરવું જોઈએ, કદાચ એ ઘોડાગાડીને બદલે....'

'ના, એ તો પોસિબલ જ નથી. તમને તો ખબર છે - પટગીર સાહેબ આ ઉંમરે પણ વહેલી સવારે એમની આ ઘોડાગાડીમાં ગાયના દૂધનાં બે કેન અને તાજાં-તાજાં, જથ્થાબંધ, શાકભાજી લઈને મોણપરથી સીધા શાકપીઠમાં શાકભાજી આપીને અને 'સુસ્વાદ' રેસ્ટોરન્ટમાં દૂધ આપીને, સાથે લાવેલાં ચા-નાસ્તો ત્યાં જ પતાવીને આપણે કોઈ હજુ આવ્યાં ન હોઈએ ત્યારે, કોલેજમાં આવી જાય છે અને ક્રિકેટગ્રાઉન્ટમાં લહેરથી વૉક લેતાં હોય છે !'

હા... હા... એ દૃશ્ય તો વર્ષો - પુરાણું છે પણ... ના, જરા થોભો દેસાઈ, તમે તો જાણો જ છો, આ માલતીબહેન અને પ્રો. પંડિત તો પાછાં એમનાં સ્ટુડન્ટ પણ છે... ખરું ને ?'

'હા, સાવ સાચું... બહુ મઝા પડતી એમના ક્લાસમાં ભણવાની. આપણા મોટા ભાઈ હોય - એમ જ ફિલ કરાવે. કોઈની ઉપર ક્યારેય ગુસ્સે થયા હોય - એવું યાદ નથી. હા, ક્લાસમાં કોઈ આડું-અવળું થતું હોય તો, એનો ભાઈબંધ કે બહેનપણી જ એને ટોકે - રોકે અને વાત અરધે અટકાવીને ઊભેલા સાહેબ મલકાય ! હિન્દી પણ એટલું સરસ અને સાહજિક બોલે, જાણે યુ. પી.માં જ ન જન્મ્યા હોય....'

'અરે ! આજે પણ, આ ઉંમરેય કવિતા તો હંમેશા ગાઈને - ગવરાવીને જ ભણાવે છે ને !'

'આ બધી વાત તો છે જ પણ પેલી ઘોડા વિશેની વાતનોય કંઈક તોડ - ઉકેલ તો...'

'સર ! તમે કહો તો, હું પટગીર સાહેબને, એમના ઘેર જઈને મળું ?'

'યેસ... યેસ ! તમારી પાસે આ જ અપેક્ષા હતી માલતીબહેન.'

★★★

'ચિરાગ, તને આજે ઘેર એક ખાસ કામ માટે બોલાવ્યો છે.'

'એમ ?'

'હા અને તારે એમાં શક્ય તેટલી મદદ કરવાની છે.'

'સર ! તમારે આવું કંઈ કહેવાનું હોય ? તમે જે કહો તે બધું અમારે તો...'

'સર-આંખો પર - એમ જ ને ? પટગીર સાહેબે તો કલાસરૂમમાં આ વાક્ય કહ્યું - સમજાવ્યું હશે ને ?'

'હા... હા... અને અમે પાછાં 'સર'નો અર્થ 'શિર' એટલે માથુંને બદલે 'સાહેબ' જ કરતાં !

એ તો તું ને તારી મંડળી - એમ ન કરો તો જ નવાઈ પણ હવે સાંભળ, આપણા પટગીર સાહેબ કોલેજે ઘોડાગાડી લઈને આવે છે અને એમનાં ઘોડા-ગાડીને વડલાના છાંયે રાખે છે....'

'તે એમાં શું ?'

'પણ પહેલાં પૂરી વાત તો સાંભળ, એ ઘોડો જ્યારે પેશાબ કરે છે - એ આપણી કેટલીક સ્ટુડન્ટ્સને નથી ગમતું.'

'એમ ?' - ચિરાગની આંખો પહોળી થઈ.

'હા, અને એમણે સાહેબને ફરિયાદ કરી છે'

'તો શું આપણે એ ઘોડા માટે પેશાબઘર બનાવવું છે ?'

'એમ ગમ્મત ન કર. આ વાતે વિચાર કરવા સાહેબે મને અને માલતીબહેનને બોલાવ્યાં હતાં અને પૂછ્યું છે. આનું શું થઈ શકે ? જોકે માલતીબહેન તો પટગીર સાહેબ સાથે વાત કરવાનાં છે પણ મને એમ થાય છે કે, આ વાત-ફરિયાદ કંઈ વૈશાલી ને આનંદીની નહીં હોય... કદાચ અમારા સ્ટાફમાંથી કોઈ મેડમને, ઘોડાનું આમ હળવું થવું ગમતું નહીં હોય, આઈ મીન જોયું જાતું નહીં હોય એટલે એમણે પોતે નહીં પણ આ વાત એમની આ સ્ટુડન્ટ્સ દ્વારા વાયા-વાયા કહેવરાવી હશે.'

'સર, મનેય તમે મારી આ બે ફ્રેન્ડઝનાં નામ લીધાં ત્યારે થયું હતું કે વૈશુ ને આનંદી કંઈ આવું ફિલ ન કરે પણ સર, તમે વઢો નહીં તો કહું - આ બધું અમારાં મેડમ સુનયના મહેતાએ જ નહીં કહ્યું હોય ?'

'અરે, તું તો ખરો જાણતલ છો !'

'એવું તે હોતું હશે સાહેબ ? આ તો હું તમારો સ્ટુડન્ટ તે મને એટલું તો સૂઝે જ ને?'

'હશે, એ તો એમ હશે પણ હવે મૂળ વાત સાંભળ, તારે તારી આ બેય ફ્રેન્ડઝ... તું તો પાછો વૈશુ કહે છે ને ? એ બંનેને નિરાંત જીવે વાત કરીને તારી-મારી આ ધારણાનો તાળો મેળવવાનો છે ને જો પાછી વાત...'

'ના... ના સર, વાત કાન બહાર નહીં જાય અને બે-ત્રણ દિવસમાં હકીકત શું છે એ....'

અધૂરી વાતે, 'શાબ્બાશ ! - કહી પ્રો. દેસાઈએ ચિરાગના ખભે વહાલભર્યો હાથ મૂક્યો.'

★★★

'આવો, આવો માલતીબહેન આવો ! ઘણા દિવસે દેખાયાં ?'

'પણ સર, તમારે મને માલતી કહેવાની કે પછી આમ...'

'હા, તારી વાત તો સાચી પણ તું કોલેજમાં જોડાઈ ત્યારથી ટેવ પડી ગઈ છે એટલે...'

'ના, એમ ન ચાલે. પણ સાહેબ હું ફોન કર્યા વિના જ આવી છું ને પાછી ઉતાવળમાં છું એટલે મૂળ વાત જ પહેલાં કરી લઉં ?'

'પણ પહેલાં બેસ, પાણી પી... અરે ઉષા, જો આ માલતી આવી છે !'

'ના, પાણી જ નહીં, અહીં આવી છું ત્યારે કાયમ ચા-નાસ્તો કરું જ છું ને ! અમસ્થુંય આ ઘર મને મારા મામાનું જ લાગે છે. ભણતી હતી ત્યારે, જુદા જુદા સવાલો લઈને આ જ ઘરે આવીને અવારનવાર તમને કેટલા બધા હેરાન કર્યા છે ?' 'પણ એ વાત જવા દે, કહે કામ શું છે ?'

'એવું કશું - કંઈ મહત્ત્વનું કામ નથી, વાત માત્ર એટલી જ છેકે, આપણી કોલેજની બે છોકરીઓએ મશરૂવાળા સાહેબને ફરિયાદ કરી છે કે, તમારી ઘોડાગાડીનો ઘોડો પેશાબ કરે છે એ એમને...' 'સમજી ગયો. પણ એ છોકરીઓ સીધી મને કેમ ન મળી ? પણ કંઈ નહીં, આવતીકાલથી હું મારી ઘોડાગાડી આપણા કોલેજ કેમ્પસને બદલે, બહાર દેવજીની કીટલી પાસે મૂકીશ. ત્યાં પણ લીંબડાનો મઝાનો છાંયો છે જ ને !'

★

કૉફીનો છેલ્લો ઘૂંટડો ભરતાં પહેલાં ચિરાગે કહ્યું : 'વૈશાલી, બીજી બધી વાત જવા દે, મને હું પૂછું એનો સીધો જવાબ દે - તારો ભાઈ મહેન્દ્ર નાનો હતો ત્યારે તું એને પીપી કરાવવા નહોતી લઈ જતી ?' વૈશાલી અને આનંદી ચિરાગ સામે ફાટી આંખે જોઈ રહી. એ કંઈ બોલે ત્યાં ચિરાગે ઉમેર્યું - 'તું કંઈ કેમ બોલતી નથી આનંદી ? નાનો ભાઈ તો તારેય છે જ ને ? એ નિહાર નાનો હતો ત્યારે તું, મમ્મી કહે તો એને નવરાવતી જ ને ?'

'પ્લીઝ ચિરાગ, તું વાતને આમ....'

'વાતે હું આમ... એટલે હું શું કંઈ ગંદી વાત કહું છું ? અને પાછી તમે બેય આ વાત સીધી પટગીરસાહેબને કહેવાને બદલે પ્રિન્સિપાલ પાસે ફરિયાદ કરવા ગઈ ? શું થઈ ગયું છે તમને ? વૈશુ તું તો ગોલ્ડ મૅડલિસ્ટ છો... તારે આવું કરાય ? ને કરવું જ હોય તો પહેલાં આ તમારા બાળભેરુ ચિરાને તો પૂછવું હતું !'

'પણ પ્લીઝ... ચિરાગ તું અમારી વાત તો સાંભળ...'

ના, આનંદી, એ વાત કોઈને નથી કહેવાની કહેતાં વૈશાલી ઊભી થઈ ગઈ.

'કેમ, ચિરાગ કોઈ છે ? અને કૉફીના રસિયા એવા એણે, એને એક બાજુ મૂકી, ઠંડી થવા દઈને જે વાત કરી છે - એ પણ કંઈ...'

'પણ તોય એણે હમણાં મને ને તને પૂછ્યું - એવું પુછાતું હશે ?'

પણ એણે એ કંઈ તને એકલીને પૂછ્યું છે, ને જો એ તું નહીં કહે તો વાંધો નહીં, હું કહીશ. આ આપણો ભાઈબંધ પૂછે તો પછી એને ઉલ્લુ બનાવવા ખોટા જવાબ, દેવાના ? આપણે તો સ્કૂલ ડેઝથી સાથે છીએ !'

'તેમ છતાં તમને કશી બીક-ભય હોય તો રહેવા દો, મને તો આપણા સૌના મુરબ્બી પટગીરસાહેબ સાથે...'

'જો સાંભળ ચિરાગ, આ ઘોડાવાળી વાત કંઈ... આઈ મીન એ કંઈ અમારી ફીલિંગ નહોતી ને નથી. એ તો... એ તો... આપણાં સુનયના મેડમે... એમણે... એમણે જ

અમને...'

'બસ, હવે વધારે કંઈ કહેવાની જરૂર નથી. જો કે મારી ધારણા હતી એ સાચી ઠરી છે - આ તકલીફ મૂળે મેડમની જ હશે અને એમણે... ને તમે બેય તો પાછી એમની વહાલી... વહાલી સ્ટુડન્ટ્સને ?'

'પ્લીઝ ચિરિયા, હવે બંધ કર ને !'

'કહેવાની વાત તો કહી દીધી છે તોય... તમને તો ખબર છે - હું એમના જ ગામનો છું. અમે નાનાં હતાં ને મોઈ-દાંડિયા મેલીને નારગેલ રમતાં થયાં હતાં ત્યારે આમને એમનાં સાસરિયાંએ કાઢી મૂક્યાં હતાં ત્યારનો ઓળખું છું. પિયર આવ્યાં પછીય પોતે જંપ્યાં નહીં ને કોઈને જંપવા દીધાં નહોતાં પણ હવે એ વાત પૂરી થઈ પણ હા, તમે સ્હેજે ચિંતા ન કરતાં... ને કંઈ થશે તોય આપણે લડી લેશું !'

'તારી ઉપર ભરોસો છે. પાક્કો પૂરો એટલે તો ના... ના... કરતાંય જે હતું એ ચોખ્ખે-ચોખ્ખું કહ્યું જ છે ને, કેમ કંઈ બોલતી નથી વૈશુ, હું ખોટું કહું છું ?'

★

'આપણી આ સ્ટાફ મિટિંગ શરૂ થાય એ પહેલાં મારે એક વાત-વિનંતી કરવી છે, કરી શકું ?' - કહેતાં પ્રો. પટગીરે પ્રિન્સિપાલ સામે જોયું.

'અલબત્ત, આપણે સૌ તમારી વાત માટે તો મળ્યાં છીએ એટલે તમે કહો તે પહેલું !'

'આભાર તમારો અને મારા મિત્રો, મારે તમને સૌને એટલું જ કહેવું છે કે, મારા દ્વારા ઊભા થયેલા પ્રશ્ન - પ્રોબ્લેમ અંગે વાત-વિચારણાને નિર્ણય કરવાં તમે સૌ બેઠાં છો, ત્યારે મારાથી અહીં હાજર ન રહેવાય, એનું કારણ બસ, એટલું જ કે હું સામે બેઠો હોઉં ને તમારામાંથી કોઈને પણ મારા વિશે કંઈ પણ કહેતાં તકલીફ પડે - એટલે હું રજા લઉં છું અને હા, આજે તમે સહુ જે કંઈ નિર્ણય કરશો એ મારા માટે સર આંખો પર જ હશે' - કહીને, પટગીર હળવાં પગલે બહાર ગયા.

મિટિંગમાં ઘડીભર સોપો પડી ગયો. પછી પ્રિન્સિપાલે માલતીબહેનને મૂળ મુદ્દો રજૂ કરવા કહ્યું. એમણે ક્રમશઃ અધ્યાપકો અને વિદ્યાર્થી મંડળનાં સભ્યો સામે નજર ફેરવીને વાત શરૂ કરી -

'આજે આપણે સૌ, કોલેજમાં દસ-બાર દિવસથી ચર્ચાતી વાત અંગે વિચાર અને શક્ય બને તો નિર્ણય કરવા બેઠાં છીએ ત્યારે મૂળ મુદ્દો શો છે તે કંઈ કહેવાની જરૂર નથી. હા, આ અંગે હું સીધી પટગીરસાહેબને, ઘેર જઈને મળી હતી અને મેં બે વાક્ય કહ્યાં ત્યાં જ એમણે મને કહ્યું હતું -

'હોય, આવું પણ થાય પણ હું આવતીકાલથી જ મારી ઘોડાગાડીને કોલેજ કેમ્પસને બદલે બહાર દેવજીની ચાની કીટલી પાસે મૂકીશ.' પણ એમની આ વાતનો અસ્વીકાર કરીને પ્રો. દેસાઈભાઈએ બધાંના સાંભળતાં, સ્ટાફ રૂમમાં જ કહ્યું હતું - 'ના, એમ ન જ કરાય. આવી સાવ સહજ અને નજીવી વાતને આવું અને આટલું મહત્ત્વ અપાય જ નહીં, આજે આમ કરીશું તો આવતીકાલે, છીંક ખાવાની મારી અને તમારી આઝાદી ઉપર - અરે અમને અપશુકન કરાવ્યાં - કહીને પ્રતિબંધ લાદવામાં આવી શકે !' એમ આઈ રાઈટ ? તમે કહ્યું હતું એ જ મેં કહ્યું છે ને દેસાઈ ?

'હા... હા..., અને જરૂર હોય તો હું મારી એ વાત અહીં ફરી કહેવા પણ તૈયાર છું.'

'મિ. દેસાઈ તમે તો બધી વાતે તૈયાર જ હો છો પણ આ વાત કંઈ જેવી તેવી નથી. અને એ આપણી કોલેજની યુવાન અને સહજ શરમાળ સ્ટુડન્ટ્સે કહી છે - મારી દૃષ્ટિએ એમની આ ફરિયાદ સાવ સાચી છે એ એનો નિવેડો આપણે આજે જ લાવવો જોઈએ.'

'ફરિયાદ તમે કહો છો, તેમ ભલે સાચી હશે સુનયનાબહેન, પણ એ ફરિયાદ કોઈ શરમાળ સ્ટુડન્ટ્સે નથી કરી, એ છોકરીઓ તો બિચારી તમારો હાથો બની છે - ને એય શું કરે, ભણે તો છે તમારા ડિપાર્ટમેન્ટમાં જ ને ?'

'એય મિસ્ટર મોં સંભાળીને બોલો...' કહેતાં સુનયનાબહેન આંચકા સાથે ઊભાં થઈ ગયાં.

'બહુ થયું - તમારા નાટકનો પહેલો પ્રવેશ જ પૂરતો છે હવે બીજાની જરૂર નથી. એ ચિરાગ, પ્લીઝ તું વૈશાલી અને આનંદીને બોલાવી લાવ ને !'

ચિરાગ હસતા મોંએ બહાર ગયો અને વળતી પળે જ બંને છોકરીઓને, જાણે એ બંને, એમને બોલાવવાની રાહ જ જોતી હોય - એમ અંદર લઈ આવ્યો.

પ્રો. દેસાઈની વ્યવસ્થા પાક્કી પૂરી ચોક્કસ હોય છે એનો એક તાજો-તમતમતો પુરાવો વધુ એકવાર સૌને મળ્યો. બંને સ્ટુડન્ટ્સ બેઠકના ગ્રાઉન્ડ ટેબલની વચ્ચે જઈને ઊભી રહી અને એમને પુછાવાના પ્રશ્નની રાહ જોતી હતી ત્યાં ચિરાગે, એમની આડે ઊભા રહીને ધીમા પણ મક્કમ અવાજે કહ્યું :

'મારી આ ફ્રેન્ડઝ અહીં, આપ સૌ સમક્ષ જે કંઈ હકીકત કહેવા આવી છે અને કહેવા જઈ રહી છે - એ પહેલાં મારે, આપ સૌ આદરણીય ગુરુજનો પાસેથી એક પ્રોમિસ જોઈએ છે -'

'યંગમેન, તમે જરાપણ ખચકાયા વિના જે કંઈ કહેવું માંગવું હોય તે કહો !' - પ્રિન્સિપાલ મશરૂવાળાએ ધરપત આપતાં કહ્યું.

રાજીપો પથરાયેલા ચહેરે અને નચિંત મનથી ચિરાગે કહ્યું - મારી આ બંને ફ્રેન્ડ્ઝ અહીં જે કંઈ વાત કહેશે ને કબૂલાત કરશે, એના એક સીધા પરિણામ રૂપે અમારાં હેડ ઓફ ડિપાર્ટમેન્ટ સુનયનામેડમ એમને, કલ્પી ન શકાય એટલી હેરાન-પરેશાન કરશે - આ વાતે જો હું સાચો પડું અને મારી ધારણા મુજબ વૈશાલી અને આનંદીને અકારણ હેરાન કરવામાં આવે, એમને કશો અન્યાય થાય તો અને ત્યારે... અમારાં સૌ ગુરુજનો શું કરશે ?'

યુવાન પ્રોફેસર ચેતન શાહે તરત ઊભા થઈને, સુનયનાબહેન તરફ આંગળી ચીંધીને કહ્યું - ડોન્ટ વરી ચિરાગ, આ મેડમ તારી ફ્રેન્ડ્ઝને કે તને કશી હેરાનગતિ કરશે તો આખો સ્ટાફ જ નહીં, આપણા મશરૂવાળા સાહેબ પણ એમ નહીં થવા દે ! અને છતાં જો એવું કંઈ થશે તો અમે સહુ સામૂહિક રીતે,

બધી વાતે આ 'સુનયના' નામ લજવે છે એ મેડમનો બૉયકોટ - બહિષ્કાર કરશું - આ અમારું તમને અફર પ્રોમિસ છે, હવે વાત આગળ વધાર.'

રાહ જોઈને ઊભેલી આનંદીએ મલકાતાં- મલકાતાં કહ્યું - 'જે વાતથી... ના, જે સીનથી અમારાં મેડમ હેરાન-પરેશાન થયાં છે - એ કંઈ અમે જોયું જ નથી... પણ અમે શું કરીએ ? અમારાં મેડમ કહે એટલે એમનું કહ્યું તો અમારે કરવું જ જોઈએ ને ? પણ આ તો ચિરાગ અમારો દોસ્ત છે એટલે એણે અમને સીધા સાહેબ પાસે લઈ જઈને સાવ નચિંત કરી દીધાં એટલે અમે અહીં આવીને આટલું કહી શક્યાં, વૈશું તું પણ સંમત છે ને મારી સાથે ?' - કહેતાં આનંદીએ ચિરાગને ખભે હાથ મૂક્યો - ન મૂક્યો ત્યાં અકળાઈ ઊઠેલાં સુનયનાબહેન એમને કંઈ કરે એ પહેલાં ચિરાગ એમની વચ્ચે ગઢ થઈને ઊભો રહી ગયો.

'એય આઘો ખસ, નહીં તો...' એમનું વાક્ય પૂરું થાય એ પહેલાં એમની સામે ઊભા રહીને ચેતન શાહે - નહીં તો તમે શું કરી લેશો મેડમ ? થોડું પણ ડહાપણ બચ્યું હોય તો પાછાં જઈને તમારી ખુરશી - આઈ મીન સિંહાસન શણગારો !' કહ્યું અને વળતું ખડખડાટ હસી દીધું.

★★★

ચા-કૉફી ને બ્રિટાનિયા - બિસ્કિટથી પરવારીને સૌ હવે પ્રિન્સિપાલ મશરૂવાલા સામે મીટ માંડીને બેઠાં છે. એમણે સહેજ મલકાટ સાથે ડૉ. દેસાઈ સામે જોયું. કશું કહેવાની જરૂર ન પડી, જાણે રાહ જ જોતાં હોય એમ એ ઊભા થયા અને સુનયનાબહેન તરફ નજર નોંધીને કહ્યું -

'વાત ભલે સુનયનાબહેનની હોય અને પટગી રસાહેબે ભલે એનો ઉકેલ પણ આપી દીધો હોય પણ આજે આપણે આ નાની એવી વાત-વિષયને ચર્ચાની એરણ પર ચડાવ્યાં જ છે તો મારે માત્ર એટલું જ કહેવું છે કે, એક ઘોડાની લઘુશંકા-એકીને નરી આળી નજરે જોનારાં આપણાં સૌનાં દાદા-દાદી કે પરદાદા-દાદી, તમને મારા આ એકીને બેકી શબ્દ ન સમજાય - ન ગમે તો, એમ પૂછું છું કે એ સૌ લઘુશંકા અને સંડાસ કરવા ક્યાં જતાં હતાં ?'

'તમારી વાતમાં નાનું એવું ઉમેરણ કરું ! તમે કહી એ, દાદા-દાદીની વાત તો જરા જૂની થઈ પણ આપણા શહેરના રસ્તાઓ પર, આપણા જેન્ટલમેનો પણ ઊભા ઊભા, કશી આડશ વિના પેશાબ કરે જ છે ને ! આ સ્થિતિમાં એક ઘોડાના આવા અનિવાર્ય અને સાવ સાહજિક વર્તન વિશે આપણે આટલાં બધાં આળાં-સુગાળવાં કેમ થઈ જઈએ છીએ ?'

'તમારી રજા લીધા વિના, વચ્ચે બોલું છું પણ દેસાઈ સાહેબ, તમે તો આપણાં વડીલોની હાજતની વાત કરી.. પણ મારે તો એનાથી આગળ જઈને કહેવું છે - મારા અને તમારાં ઘરનાં આંગણામાં કે ફ્લેટમાં રહેતાં હો તો તમારી વિન્ડો-બાલ્કની કે પછી જે મળી એ જગ્યાએ બેસીને, આપણાં ચકલાં, કબૂતર અને ક્યારેક - ક્યારેક પેલાં હોલારાણા ને એમનાં રાણી ચાંચથી ચાંચ મેળવીને શું કરે છે ?' 'વન્ડર ફૂલ મેડમ ! મારે જે કહેવું હતું પણ જરા સંકોચવશ નહોતો કહી શકતો, એ વાત તમે કેવી સાહજિક રીતે, સમજદારી સાથે કહી ?'

'થેંક્સ ચેતનભાઈ, મેની-મેની થેંક્સ !' માલતીબહેને હસતાં હસતાં આભાર માન્યો ત્યાં અચાનક, વિદ્યાર્થી મંડળના સભ્યો સાથે બેસેલી મેના વઘાસિયા કોઈનેય પૂછ્યા વિના ઊભી થઈને કશાય સંકોચ વિના કહ્યું -

'અમારાં માલતીમેડમે તો આપણાં પંખીડાંની વાત કરી અમારે ગામડે. આઈ-માઈ, કાળી કૂતરી વિયાંઈ,

જરા ધાન દેશો કે ધોકો ?

એવું ગાવાની અને કોઈ હોંશીલાં મા કે માશી રાજી-રાજી થઈને અમને, ગરમાગરમ શીરો શેકી આપે, એ સાવ દૂબળી-પાતળી ને નબળી થઈ ગયેલી કૂતરીને, હથેળીમાં શીરાના કોળિયા રાખીને મઝાથી ખવરાવવાનું બનત ખરું ?

સુનયનાબહેન સિવાય સૌએ તાળીઓ પાડીને મેનાની કિશોરવયની મઝાની વાત વધાવી. થોડી વાર રાહ જોઈને પ્રિન્સિપાલ મશરૂવાળા ઊભા થયા. ટેબલ પર, ધીમા તાલે જાણે તબલાંનો તીનતાલ વગાડતાં હોય - એમ આંગળીઓ રમાડી અને વળતું કહ્યું :

'આપ સૌનો ખૂબ - ખૂબ આભાર ! વાત જરા નહીં, ઘણી લાંબી થઈ ગઈ છે એટલે એમાં પાછી ફરી વાર ડૂબકી ન મારતાં, મારે એટલું જ કહેવું છે કે સુનયનાબહેન આખરે શું કહે છે ?'

'સર, સુનયનામેડમ જે કંઈ કહે એ પહેલાં, હું એમને પૂરા આદર-માન સાથે એક વિનંતી કરું ? અમારી બાજુની જ સોસાયટીમાં રહેતા મારા નાના મામાને વિદેશી કૂતરાં પાળવાનો જબરો શોખ છે. આજ સુધીમાં એ એક પછી એક એમ, અલ્સેશિયન, લેબ્રાડોર જેવા ભારેખમ ને બીજા, જેના નામનીય મને ખબર નથી એવા ઢેબલાં ને ભારે ભૂંડાં મોઢાંવાળા કૂતરાને પ્રેમથી પાળી ચૂક્યા છે. ગયા મહિને જ એમના ઘરે એક લેબ્રોડોર કૂતરી ત્રણ બચ્ચાંને જન્મ દઈને માતા બની છે. હૃષ્ટપૃષ્ટ એ ત્રણ ગલૂડિયાંમાંથી જે ગમે તે લઈને આપણાં આ સુનયનામેડમ એને વહાલથી મોટું કરશે તો એમને મઝા પડશે ને ઘરમાં પાછું એકલવાયુંય નહીં લાગે !'

'એય ફૂલિશ, તું મને આવી નક્કામી ભલામણ કરનાર કોણ છે મારો ?' - કહેતાં સુનયનાબહેન ઉતાવળે પગલે બહાર ધસી ગયાં !

*'વૈશાખ', ૨/૨, વીમાનગર,*
*અમદાવાદ-૩૮૦૦૧૫.*
*ફોન નં. ૦૭૯-૨૬૭૪૦૧૨૪*



# ગઈ... એટલું જ પૂછો !

*- રાઘવજી માધડ*

**ટા**ઢના લીધે થરથર ધ્રુજતો હતો છતાંય તે, બોલી જ ગયો : 'એ, ગઈ...!'

રમલાને મનજી ઠેબાએ વાર્યોય ખરો : 'મૂંગીનો મર્ય, તારો બાપ લોંદાવીને ઘઘલાવી નાખશે !'

'એવી બીક લાગતી હોય તો પછી મોટા ઉપાડે આંયા આવ્યા શું કરવા !?' રમલાના કોઠે ને પછી હોઠે આવી ગયું. બોલું... બોલું... થઇ ઊઠ્યો. પણ અટકીને અબોલ રહ્યો. પોતે જ અહીં સૌને લાવ્યો હતો.

એક તો કડકડતી ટાઢ બહરો બોલાવતી હતી. સીમ-ખેતર, ગામ, શેરી, ઘર... ઠરીને ઠીકરું થઇ ગયાં હતાં. કોઈ ઘરબહાર ડોકિયું કરવાની હિંમત કે હરમત કરતું નહોતું. છતાંય ટાણું-કટાણું જોયા વગર, ઊગતા પહોરમાં હડડ... હૂડ કરતું, પાંચ-સાત જણનું ધાગડિયું આતાના ફળિયામાં આવીને ઊભું રહી ગયું હતું.

મોટા ઘરનું ફળિયું પણ ટાઢની લપેટમાં આવી થીજી ગયું હતું. ખેડૂતની જીવરોખી જણસ જેવું ગાડું ફળિયામાં એક બાજુ ધકેલાઈ કે હડસેલાઈ ગયું હતું. સાંતી-સડ અણમાનીતી રાણીના કુંવર જેમ ઓશિયાળા થઈ, વીધા એકના ફળિયામાં સાંકડ ભોગવતા એક કોર પડ્યા હતા. વણવપરાશના લીધે તેના પર ઉધઈ લાગી ગઈ હતી. ઢોર વગર ખાલી પડેલું કોઢાર પલટાયેલી સ્થિતિને મોં વકાસીને જોઈ રહ્યું હતું.

અને આતાના નરાળવા ફળિયાની છાતી પર, નખરાળી નારી જેમ સનકારા કરતો 'સનેડો' વ્હાલી વસ્તુ માફક નજર સામે જ પડ્યો હતો. એકાદ જણે તો સનેડા પર હાથ પણ ફેરવી લીધો.

'સનેડો તો, સનેડો હો... ઘર અને સીમ હંધાય કામમાં હાલે !' રમલાએ પાછી લલુડી ચાલુ કરી.

- અને જાણે આ નવરી પળોમાં, આખા ધાગડિયાને વાતનો વિષય મળી ગયો !

ત્યાં સામે એક જણે ટોણો માર્યો : 'પણ સનેડાનું નક્કી નંઇ ને, ક્યારે ભાંગી કે ભાગી જાય ઇ !'

'એલા આ સનેડાની વાત કરે છે..!' રમલાએ જાણી જોઈને કહ્યું હતું. છતાંય વાત પલટાવવાના ઇરાદે આગળ બીજો જણ બોલ્યો : 'ઇ કોઈ બાર્યથી આણેલી બાઈ માં'ણાની વાત નથી કરતો !'

ટાઢના લીધે દરેક જણે મોં પર ફાળિયા, મફલર ને ટોપી વગેરે નાખેલાં હતાં. છતાંય મોઘમ હાસ્ય ઉઘાડું પડી ગયું. મોંમાંથી નીકળેલી વરાળ વ્યંગનાં પડીકાં વાળવા લાગી.

'કે'વું પડે, આ કરામત કરનારને !' એક જણે અહીં આવવાના મૂળ મુદ્દાને ઘડીભર એક કોર હડસેલી, સનેડા-પુરાણ શરૂ કર્યું : 'આગળ છકડો રિક્ષાનું મોં ને પાછળ ગમે તે સાધન જોડો... સાંતી, લારી, બેઠક, ઘાસ-ચારો, પાણીનું બેરલ...' પછી કહે : 'હંધાય કામમાં આવે !'

'ટૂંકમાં ઓલ ઈન વન !' રમલો બાર ધોરણ સુધી ભણેલો તે, આવું પણ બોલી જાણે.

'આ બાર્યથી લાવેલી બાઈમાં'ણા જેમ...' જણ આગળ ન બોલ્યો પણ સૌને સમજાય ગયું. તે ફરી એકવાર ગંદુ-ગોબરું હાસ્ય આતાના કોરાધાકોર ફળિયામાં ફેલાઈને એંઠવાડના પાણી જેમ રેલાઈ ગયું.

ઓસરી આગળ ગડબડવાળો ઝીણો અમથો ગોકીરો સાંભળી આતા ઘરમાંથી બહાર આવ્યા.

સૌને સાગમટે જોઈ તેઓ બે ઘડી વિચારમાં ગરક થઈ ગયા. નથી કોઈને બોલાવ્યા, નથી કાંઇ કહ્યું. વળી નવરા બેઠાં સુવાણ કરવા આવવાનું આ ટાણું પણ નથી. આતાને છાતીમાં ધ્રાસકો પડ્યો. અણધારી પીડા ઊમટી. તેમને થયું, નક્કી કાંઈક નવાજૂની થઈ હશે !

વળી થયું, નવાજૂની થઈ હોય તો મોબાઈલથી સમાચાર મળી જ જાય !

'એલા, આવવાનું કાંય કે'શો કે, હંધુય મૂંગા માર્યા ભફ !' આતા પંડ્ય પરના ધાબળાને સરખો કરતા ઊંચા સાદે, સહેજ તણાઇને બોલ્યા. તેમના બોલવા-પૂછવામાં આક્રોશ હતો તે અછતો રહ્યો નહીં.

પણ સામે જવાબ આપે કોણ !? સાચું બોલવામાં સોખમણ થાતી હતી. પણ પાયામાં તો આવી નબળી વાતને વહેતી કરવાના અથવા તો ગામના મોટા ને મોભાદાર મનેખ આગળ વ્હાલા થાવાની જાણે હોડ બકવા આવ્યા હોય એવું થયું હતું !

હા, આતા માટે તો નવાજૂની હતી. કારણ કે તેમને ઘટેલી કે કહેવાતી ઘટના સાથે છેડા અડતા હતા.

- પણ મૂળ મુદ્દો તો એ હતો કે, કોઈ માણસ અજાણતા અભડાઈ જાય તો ઠીક છે મારા ભાઈ, પણ જાણતાં હોવા છતાં આભડછેટ વ્હોરી હોય... એમાં કોઈને દોષ દેવાનો કે લેવાનો હતો નહીં.

વળી સામે સત્ય એ પણ હતું કે, હવે સમાજમાં કન્યાઓનું પ્રમાણ ઓછું હોવાથી પારકી નાતમાં પરણ્યા કે વટલાયા વગરનો કોઈ વિકલ્પ નહોતો. તેથી આવું બને પણ ખરું... તેમાં કાંઇ નવું નહોતું.

છતાંય વાત ગામની ઊભી બજારે થઈ, છેક પાદર અને સીમ-શેઢા સુધી ચકરાવે ચઢી હતી. ગામલોકની તાસીર પ્રમાણે નાની એવી વાતમાં જગજાહેર ધજાગરો કરે, કોઈ પૂછે નહીં તો સામેથી કહે, કોઈ દેખીતા કારણ વગર, મરી-મસાલો ભભરાવે... વળી પાછું ચોળીને ચીકણું કરે તે લટકામાં !

હમણાં હમણાં તો, સામેથી ઘર માંડવા આવેલી સ્ત્રીઓનું છેતરીને ભાગી જાવાનું છાશવારે બનવા લાગ્યું હતું. ઓછામાં પૂરું હોય તે, આતાના પરિવારમાં પણ આવું બન્યું !

ગામમાં કોઈ સામો મળે ને સામે જુએ ત્યાં તરત જ બોલે...

- એ... ગોધરાવાળી ગઈ !

- ના, એલા... ઝાલોદવાળી ગઈ...!

- ઘરેણાં, રોકડ રકમ ને લૂગડાં હારે ઠામુકી ગઈ, ભાઈને કંવ !

કોઈ વળી સહદેવ જેમ જાણતલ હોય એવી રીતે કહે : 'એમાં વળી નવું શું કીધું !?'

'પણ ઘેલહાગરીનાવ ફોડ તો પાડો...' જાણે પોતાની ભીંતમાં બાકોરું પડ્યું કે પડવાનું હોય એવા... ભય સાથે એકાદ અડિયલ ડોસો ઊકળી ઊઠે : 'ક્યાંની ગઈ અને કોની ગઈ એની ચોખવટ તો કરો !'

'એ... બીજા પરગણાની હતી તે ઠામુકી ગઈ...!' કોઈ જાણતલ મભમ જવાબ આપે.

'તમારે એ બાજુની બાઈ નથી તે...' સામે સાંત્વન પણ આપે: 'ડૂંટી માથે હાથ રાખી સૂઈ જાવ આતા !'

'તો પછી ગઈ કોની !?' સામેવાળો સગડ છોડે જ નહીં,વાત વહેતી કરનારનો તો જીવ ખાઇ જાય.

'ઓલ્યા, કાનાઆતાના પસીયાની બાઈ વાળીચોળીને ગઈ..!'

વાંદરાના ખરખરા જેવો ધોખો કરતા કહે : 'લે, આલે લે, ભારે કરી..!'

ત્યાં વળી સામે કોઈ રમરમાવીને જવાબ દે : 'ભારે નહીં, હળવી કરી કાનાઆતાની મરણમૂડી !'

વળી કોઈ વાતડાહ્યો જણ હળવેકથી કહે પણ ખરો : 'કોઈ બાઈ ભાગે, છેતરપીંડી કરે... એને નાત-જાત કે વાડા-વિસ્તાર હોતો નથી.' પછી ઉમેરીને આગળ કહે : 'આવું પ ારકી નહીં, પોતીકી નાતમાં બાઈનું ભાગી જાવાનું આપડે ન્યાં ક્યાં બનતું નથી !?'

'એ... આવા બનાવ અનાદીકાળથી બનતા આવ્યા છે, કોઈ નાત-જાતને દોષ દેવો ઠીક નહીં.'

'ઈ ખરું પણ છાણે ચડાવીને વીંછી કરડાવ્યો હોય એટલે આ વાત થાય છેને !' કોઈ મમરો મૂકે.

'ખાટલે મોટી ખોટ...' હાથ ઉલાળીને જવાબ આપે : 'કન્યાઓની અછત...!'

ત્યાં કોઈ કહે : 'એટલે તો કન્યાવાળા બવ ભાવ ખાય છે ને !'

આવું સાંભળવું કોઈને ગમે અને કોઈને ન પણ ગમે.

ત્યાં કોઈના મોંએ આવી જાય : 'તે તારી છોકરી પરણાવ્ય તો, એ બીજી નાતમાં નો જાય..!'

પણ આવું સાચું બોલે અને કહે કોણ !? ઘરે ઘરે માટીના ચૂલા હતા.

આવા સંવાદ સૌના કાનમાં ભમતાં અને મનમાં રમતાં હતાં. જેને આમાં લાગતું વળગતું હતું, ક્યાંક છેડો અડતો હતો તે સમસમીને ચૂપ બેઠા રહેતા હતા. પણ લાગતું વળગતું નહોતું અને માત્ર જુગુપ્સા જ હતી એ તો માંહ્ય પડ્યાં મહાસુખ માણે એમ મોં મરકાવતાં આવો આનંદ માણતા હતા.

સવારનું ન્હાવું-ધોવું... સઘળું પતાવી લીધું હતું ને આતા એકદમ બહાર આવ્યા હતા ને ફળિયામાં વગર નોતર્યું ત્રણ-ચાર જણનું ટોળું જોઈ ઘડીક તો ડઘાઈ ગયા હતા. પણ એક-બે જણને ઓળખ્યા... ને હૈયે ફડકો પડ્યો તે ઓછો થયો હતો. પછી તો મનોમન બોલ્યા પણ હતા : 'આ તો સાવ નવરીના છે, ગામના ઉતાર... કાં'ક ગતકડું ગોતીને આવી પૂગ્યા લાગે છે !'

છતાંય મોં પર અણગમો આવવા દીધા વગર : 'એ આવો આવો...' કહેતાં આતાએ સૌને આવકારતાં કહ્યું : 'રામ રામ ડાયરાને, દી'ઊગતા દર્શન દીધાભાઈને કંવ !'

તેમાં સૌ વચ્ચેથી રમલાએ ઊંચો હાથ કર્યો ને સામે હોંકારો દેતાં કહ્યું : 'આતાને રામ રામ..!'

'ગોલકીનો હંધાયમાં આગળનો આગળ...' બોલવા સાથે એક જણનું મોં પણ કટાણું થઈ ગયું.

પછી તો આતા પોતાના જ ઘરે, માનવંતા મહેમાનની માફક થોડા ભાર સાથે નીચે બેઠા. ભીંતને ટેકો દીધો. ભારે શરીરને ગોઠવ્યું ને તકિયા પર બરાબર ટેકવ્યું. પણ અંદરનો ઉચાટ ઓછો થયો નહોતો.

- સવારના પહોરમાં સંપ કરીને સાથે આવ્યા છે એટલે... નક્કી કાંઇક નવાજૂની હશે !

નજર વડે નોંધ લેતાં હોય એમ વારાફરતી એક એક જણ સામે જોઈ લીધું. રમલો, મનજી ઠેબો, નાનજી પગી, નરસિંહભાઈ વગેરેને પારખી લીધા. સાથે આછી-પાતળી ઉઘરાણી પણ કરી લીધી : 'કેમ આવવું થયું, અટાણના પો'રમાં !'

વાત કોઈના પેટમાં સમાતી નહોતી અને સ્થિર થાવા પણ દેતી નહોતી. કરંડિયામાં પુરાયેલા નાગ જેમ ફૂંફાડા અને તરફડિયાં મારતી હતી. ખરેખર તો સૂળિયો મૂંઝારો થાતો હતો. પણ બોલે કોણ ?

અને જે બોલે એનું આવી બને, જડતી લઈ લે : 'ક્યારે ને કેવી રીતે બન્યું, બોલો ?'

'અને તને કોણે કીધું, આવું બન્યું છે એનું...?' આ સવાલનો જવાબ આપવો અઘરો થઈ પડે.

ઘણીવાર, વા વાયાથી નળિયું ખસ્યું... ને છેલ્લે મેં દીઠો ચોર... એવુંય બન્યું હતું.

અને આ બધાના સાચા-ખોટા જવાબ દેવા તેના કરતાં, અબોલ રહી તાલ-તમાશો જોવાની જે મઝા હતી તે ફોડ પાડવામાં કે ચોખવટ કરવા નહોતી... આવનારા સૌ પેટ ભરી જાણતા, સમજતા હતા.

બીજી રીતે જુએ તો જે બન્યું છે - હશે તેમાં મફતની મજા લેવા સિવાય કોઈને કાંઇ ના'વા-નિચોવા જેવું નહોતું. રમલાની બોલીમાં કહે તો મફતની મઝા ને કામ-ધંધા વગરનો ટાઈમપાસ !

આતાએ વારાફરતી જડતી લીધી. પણ ઝટ દઈને કોઈ કારણ હાથ લાગ્યું નહીં. થોડા અકળાયા. પણ ઘરે આવ્યા છે... સંભાળીને બોલવું, પૂછવું પડે. ઘરની આબરૂનો સવાલ હોય. નહિતર જો ચોરા પર કે જાહેર સ્થળે બેઠા હોત તો મોં પર સંભળાવી દે : 'જે હોય તે, ભસી મર્યને, મોંમાં મગ ભર્યા હોય તેમ મૂંગો બેઠો છો તે !'

એકવાર એવુંય બન્યું'તું. કોઈને કીધું હતું પણ ખરું. તો એક જુવાનિયો જરાય લાજ-શરમ ભર્યા વગર સામે બોલી ઊઠ્યો હતો : 'આતા ! એના મોંમાં મગ નહીં, ૧૩૫નો મસાલો ભર્યો છે... બોલે ક્યાંથી !?'

આતાએ કીધું હતું : 'ખાવાનું ખાતા નથી ને, નો ખાવાનું ઝોંહટે રાખો છો... પછી રોગ થાય જ ને !'

'એ... મોંમાં મસાલો, હાથમાં મોબાઈલ ને રાંગમાં બાઈક...' વાલો આગમવાણી માફક ભાખી ગયો : 'આના વગર ગામનો કોઈ જુવાનિયો બાકી નહીં હોય !'

પણ અત્યારે તો વાતનો ઉઘાડ કે ઉપાડ કરવાના ઈરાદે આતાએ પૂછ્યું: 'વારાફરતી આવ્યા છો કે પછી એક સાથે !'

- એક સાથે આવ્યા હોય તો, કોઈ પ્રશ્ન લઈને આવ્યા છે... એવું સમજાય.

પોતે સરપંચ હતા તે દી'ગયા. હવે શું કરવા પ્રશ્ન લઈને આવે ? હા, નાત કે ગામમાં આગળ પડતું નામ છે એ વાત જુદી છે. બાકી હવે તો સૌ ઘેર ઘેર નેતા થઈ ગયા છે, કોઈ કોઈને પૂછે એમ નથી !

પણ રમલાથી આતાનો પડતપો જીરવાયો ન હોય અથવા

તો તેના વાટકી જેવડા પેટમાં વાત વધુ વખત રહી ન શકી હોય... જે હોય તે, પણ બોલી ગયો : 'આતા, પરસોત્તમની ગઈ..!'

- સાથે હતા તે આવી રાહ જ જોઈ રહ્યા હોય એમ ઝડપ થી સૂર પૂરાવ્યો : 'હા, હા... ગઈ !'

'પણ ક્યાંથી ગઈ, ઇ તો કે !' એક જણે મરચું મૂકતાં હોય એવું કહ્યું.

આતા ઘડીભર કાંઇ સમજ્યા નહીં એટલે રમલા સામે નજરની નોંધ માંડીને જોતાં રહ્યા.

પણ જે વાત કરવા માટેનાં બારી-બારણાં જ જડબેસલાક બંધ હતાં તે એક ધડાકે ખૂલ્લી ગયાં. મનમાં ઘોળાતી ને ગંધાતી વાતનો જાણે છુટકારો થઇ ગયો. લાગ મળ્યો એટલે નાનજી પગીએ તિખારો ચાંપતાં, હળવેકથી કહી દીધું : 'એલા ફોડ પાડીને કે, પરસોત્તમની નવી બાયડી ભાગી ગઈ !'

ત્યાં વચ્ચે કોઈએ ફાડ મારતાં કહ્યું : 'જૂની હતી જ ક્યાં તે નવીની વાત કર્ય છો !'

આતા વાતને પામી ગયા. સમજી ગયા ને કડવા ઘૂંટ માફક ગળે ઉતારી ગયા. પછી વાતને સાવ સહજતાથી લેતાં આતાએ કહી દીધું : 'બાયડી તો આવે ને જાય...' આતા જરાય છટકયા વગર પળભર અટક્યા ને પછી બોલ્યા: 'એ એમાં હવે નવાઇ ક્યાં રહી છે, ભાઈને કંવ !'

આતાનું કહેવું જરાય ખોટું નહોતું. તે કહી શક્યા હોત, જ્યારથી પરનાતની અને ખાસ કરી કોઈ દલાલ-વચેટિયા દ્વારા અજાણ્યા વિસ્તારની સ્ત્રીઓ આવે છે - લાવે છે, ઘર માંડે છે તેની કોઇ વૉરંટી કે ગૅરંટી હોતી નથી. અને સ્ત્રી રહે તો આપ થી, નહિતર જાય તો સગા બાપથી!

'એમ નઈ પણ...' મનજી ઠેબાએ વાતને વળ ચઢાવતાં કહ્યું : 'સમ ખાવા એક જ હતી, ઈય ગઇ !'

'દોઢડા'યના..' ત્યાં નાનજી પગી, કૂતરા જેમ વછડકું ભરતો બોલ્યો : 'બાયડી તો એક જ હોય !'

આ સંવાદ સાંભળી હસવું કે મૂંગા રહેવું... કોઈ નક્કી કરી શક્યા નહીં. બે-ત્રણ ભાગ પડી ગયા. કોઈ અબોલ રહ્યા, કોઈ મોઘમ હસ્યા તો કોઈ રહ્યા સ્થિતપ્રજ્ઞ... વાતનો પ્રવાહ કઈ બાજુ પલટાય તે રાહે !

પણ આતાનું મોં ફાનસની માફક બુઝાઈ ગયું. તેજ હણાઇ ગયું. ફગફગતી પૂળો પૂળો મૂછો, લંઘાઈ ગઈ. પળવારમાં આતા કળાહીણ થઇ ગયા. જાણે કુટુંબમાંથી કોઈ કંધોતર ઉકલી ગયો હોય !

- જોકે કંધોતર ઉકલી કે ગુજરી જાય એ સહન થાય પણ કોઈની ઘરવાળી ભાગી જાય એ સહન કે વહન થાય એવો વખત રહ્યો નથી. હવે ગામડામાં પરણવાલાયક છોકરીઓ, સમાજમાંથી ઝટ મળતી નથી. એટલે... સાવ અજાણ્યા પરગણામાંથી નાત-જાત ગણ્યા વગર સ્ત્રીને ગોતવીને ઘરમાં લાવવી પડે છે.

રમલો માળો એકવાર ચોરાનાં પગથિયાં પર ઊભો રહીને બોલ્યો હતોઃ 'એ હવે દાહોદ, પંચમહાલ ને વાપી તાપી કોર્યથી મામેરિયા આવશે !' પછી કહેઃ 'સીધી બસો પણ હાલે છે, ન્યાં જાવા-આવવા માટે !'

પાછો તો રાજકારણી જેમ કહેઃ 'નાત-જાત વગરના સમરસ સમાજની આ પાયાની જરૂરિયાત છે !'

સવારના પ્હોરમાં, હાલકહુલક થાતી આ ટણકટોળી અહીં - મારા સામે શું કરવા આવી... તે આતાને સારી પેઠે સમજાઈ ગયું. સાંત્વન આપવા આવ્યા હતા કે પછી વાગ્યા માથે મીઠું-મરચું ભભરાવવા આવ્યા હતા... કળવું, સમજવું મુશ્કેલ હતું.

'ભારે થઇ હો...' રમલો ટીખળ કરતો હતો, ખરખરો કરતો હતો કે પછી સધિયારો આપતો હતો એ કળવું કઠણ હતું તે સૌ તેના મોં સામે તાકી રહ્યા. ને તે આગળ બોલ્યોઃ 'આવું તો સપનામાંય ધાર્યું નો'તું !'

'નવરીના...' અત્યાર સુધી મૂક સાક્ષી રહેલા દેવજી માસ્તરે મોં ભરીને ગાળ રમકાવી. પછી આગળ કહ્યું : 'સપનામાં આવેલું સાચું પડે તો તો જોયા જેવી થાય, જગતમાં...'

'એ... ધાર્યું ધણીનું થાય, મારા ભાઈ !'

ત્યાં મનજી ઠેબાએ જાણે કુહાડાનો બહબહતો ઘા કર્યો : 'ધણીનું નંઈ ધણિયાણીનું થાય એવું છે !'

વળી વાતાવરણ ગંભીર હોવું કે થાવું જોઈએ... એ પળોજણમાં પડ્યા વગર સૌ મોકળા મને ખી... ખી... કરતા હસવા લાગ્યા. ત્યાં વળી ફરી માસ્તર ઓચર્યા : 'બાકી ખરો વખત આવ્યો છે હો...!'

આતા ભલે ન બોલ્યા. છતાંય સમજાઈ ગયું. અને તેઓના મોંએ આવી ગયુંઃ 'હાળાવ કોઈને જાતે ખેતી કરવી નથી, વાડી-ખેતર અને ઘરબાર હંધુય એને હોંપી દેવું છે... તે પછી બધું બને, બનતું રે'વાનું !'

ધીરજની લગામ ઢીલી પડતા રમલાને થયું કે, મૂળ વાત ભુલાવી કે ઉડાવી દેવા આતાએ આડી વાત નાખી છે. તેથી બોલી ગયો : 'અરે પણ આ ભાગી ગઈ એનું તો કાં'ક કરો !'

એક-બે જણ લાગ જોઈને જ બેઠા હોય એમ હળવું ને મર્માળુ હસ્યા.

- માસ્તરનું કહેવું હતુંઃ 'કોઈ સ્ત્રીનું ભાગવું... એ હવે કરુણતા કરતા હાસ્યાસ્પદ વધારે બની ગયું છે.'

'આતા, ચા-પાણીનું તો કાં'ક કરો !' રમલાએ પડખે બેઠેલા સામે આંખ ઉલાળી, આતાને કહ્યું.

'હા... હા... ગગાની જાનમાં આવ્યો છો તે ચા પાવો પડે ને !' આતા થોડા વ્યંગ અને ક્રોધથી બોલ્યા. જીભ જરીક કુહાડે કાપવા જેવી ખરી પણ જીવ બહુ મોટો તે તરત જ બોલ્યાઃ 'ગાંડીના ચા-પાણીનું કે'વાનું નો હોય... ટાણે આવી જ જાય !'

પછી તો રમલાએ સમું લેતાં સામેથી કહ્યું : 'હું રહોડામાંથી ચા લેતો કે બનાવતો આવું !'

'હા... હા... ડોસીના ગોઠણ ચ્ય ગ્યા છે ને ઘરમાં બીજું કોઈ કામ કરવાવાળું નથી.'

'ઘરમાં કામ કરવાવાળા હતા તોય અમારા બાપ-દાદા આવું કામ કરતા આવ્યા છે...' રમલાનું કહેવું સાંભળી આધેડ વયનો વાલો બોલવાની વાટ જોઇને જ બેઠો હોય એમ સામે રમરમાવીને બોલ્યો : 'પણ હવે કામ નથી કરતા ને !'

'ઈ ગ્યા જમાના, ગામના ગધ્ધાવૈંતરાં કરવાનાં...' રમલાએ જાણે મોં પર ઝાપટી દીધું.

'જમાના બદલાણા એની તો આ રામાયણ છેને !' મનજી ઠેબો બોલી ગયો.

વાત વણસી ન જાય... અને રમલાનું તો ભલું પૂછવું, ન બોલવાનું બોલી નાખે. આતાની મઝા લેવાના બદલે પોતાની મજાક થાવા લાગે. તેથી વાત બદલતા, રમલાના મૂળમાં ઘા કરતા હોય એમ વાલાએ પૂછ્યું : 'એલા રમલા, તારે દીકરા - દીકરીનું કયાંય ગોઠવાણું કે નંઇ !'

સાવ અણધાર્યો સવાલ સાંભળી રમલો ક્ષણભર સજ્જડબંબ થઇ ગયો. આંખના ડોળા ફાટ્યા રહ્યા. થોડીવારે કળ વળ્યા પછી તે વીલા મોંએ અને ઢીલા સાદે બોલ્યો : 'થઇ જાશે. માંગા તો આવે છે પણ...'

'પણ...' વાતનો સાંધો મારતા નાનજી પગીએ ઉમેર્યું : 'ઘર ને વરનું હારા-મોળું કરવામાં...કાં !?'

રમલાથી ના પાડી શકાય એવું નહોતું. દીકરી સારી છે, ભણેલી છે... તેથી ક્યાંય હા પાડતી નથી.

વાત આડા પાડે ચઢી અથવા તો દુઃખતી નસ દબાવીને ઊભી રહી, રહેશે... જે જોઈ-જાણી રમલાના ઘરણ મરી ગયા. મોં કળાહીણ થઇ ગયું. પણ વાત આગળ વધે એ પહેલા જ્યાં હતી ત્યાં ઊભી રાખવી પડે... કોઈ અદકપાંસળી સળી ન કરે તેની સાવચેતી સાથે વાળીચોળીને વળતી કરી દેવી પડે. ત્યાં મનજી ઠેબાએ વચ્ચે ફાડ મારતા હોય એમ પેલાને પૂછ્યું : 'તારા છોકરાનું પછી થયું કે નંઇ !?'

'થાય શું, માંડી વાળ્યું...' હાથ ઉલાળતાં કીધું : 'વવ લાવ્યા પછી ઘરમાં હાથફેરો કરીને ભાગી જ જાવાની હોય તો પછી કરવાનું શું !?'

'ઘેલસફા ! કોઈ છોકરી દેતું નથી... હા પાડતું નથી એમ કે'તો નથી. ને... તંગડી ઊંચી રાખવી છે !'

'એ... તું કે' એમ બસ...' તેમણે હાર કબૂલી લીધી.

'થઇ છે ભારે...' એકે હૈયાવરાળ કાઢતાં કહ્યું : 'છોકરિયું ઝાઝું ભણી ને છોકરા અધૂરું ભણ્યા.. તે હાળો કયાંય મેળ બેસતો નથી !'

'એ... એટલું જ નથી...' બીજાએ ટાપશી પૂરી : 'પૂછે, ખેતીની જમીન હોય... તો દીકરી દેવી છે. ને પાછું, મારી દીકરી ખેતીનું કામ નહીં કરે... એવી પણ બોલી, શરત કરે !'

'હાળી ખરેખરની ગોબાઝાળી ઊભી થઈ છે !' આટલું બોલી, મનજી ઠેબાએ રમલાને સનકારો કર્યો : 'આ આતાવાળું આગળ વધાર...'

પણ ત્યાં સાન સમજી ગયેલા આતાએ જ-

'તો ભાઈ, મને જે કહેવા આવ્યા હો તે કહો...' સાવ જુદી ભાષામાં જ આતાએ સીધું ને સટ્ટ કહી દીધું.

'વાત જાણે એમ છેને...' આગળ બોલવાના બદલે નાનજી પગી ગળચા ગળવા લાગ્યા. ત્યાં વચ્ચે જ વાલાએ ઝંપલાવ્યું : 'રમલા તું કે, અમારો તો જીવ હાલતો નથી એવું બોલતાં...'

આતા તો જમાનાના ખાધેલ. પારકી પંચાત પેટ ભરીને કરેલી. વળી આવતલની છઠ્ઠી ઓળખે... પગલાં પરથી પારખી લે. તેથી સીધું પૂછી લીધું : 'અમારા પરષોત્તમની વવ ગઈ... એવું તમને કોણે કીધું !?'

બધાં મોં સામે જોઈ, તપાસીને આગળ કહ્યું : 'મને ખબર્ય નથી તો, તમને ક્યાંથી ખબર પડી !?'

'સુરતથી ગઈ...' નાનજી પગી દબાતા સ્વરે બોલ્યો.

'હા, હા... જ્યાંથી ગઈ હોય ન્યાંથી... પણ તમને કીધું કોણે !?' આતાનો અવાજ ઊંચો થઇ ગયો.

ઊગતા સૂરજનું સોનેરી અજવાળું ઓસરી પર પથરાયું હતું. ઠંડીએ તેના ઉચાળા ભરવાની તૈયારી કરી લીધી હતી. વાતાવરણમાં ગરમાવો પ્રસરવા લાગ્યો હતો. સાથે ભારેખમ મૌન પણ પથરાયું હતું. કોઈ એકબીજાના મોં સામે પણ જોઈ શક્યા નહીં.

'સાવ અધ્ધરોઅધ્ધર... હડડ... કરતું હાલ્યું આવવાનું !?' આતાએ ઉધડો લેતાં કહ્યું.

આતાનો ઠપકો સહન ન થતાં મનજી ઠેબો બોલી ગયો : 'અમને તો રમલાએ કીધું...'

'હા, હા...' સૌએ મનજી ઠેબાનું કહેવું, આધારસ્તંભ માફક પકડી લીધું.

અને રમલાની રેવડી દાણો... દાણો થાય એ પહેલાં તે ઊંચા હાથ કરીને બોલી ગયો : 'કાનને દોષ છે... સાંભળ્યું, જીવ ઝાલ્યો નો ર્યો તે ઉઘાડા પગે દોડતાં આવ્યા...'

'પરષોત્તમનો બાપ ને તમારો સગોભાઈ...' વાલાએ ખરખરો કરતા હોય એવી રીતે શરૂ કર્યું : 'ગરીબ ગાય જેવો, વળી ઘર નબળું... માંડ માંડ દીકરાનું ઘર બંધાણું ત્યાં આ નોં થાવાનું થઇને ઊભું ર્યું !'

આતાના મોંએ આવી ગયું : 'વાલા તારું તળ તપાસ... ને પછી બીજાની વાત કર...' પણ ન બોલ્યા.

'એવું હોય તો મોબાઈલ કરી સુરત પૂછી લ્યો ને !' ધીમું પણ ચૂંટિયો ભરતા હોય એમ કહી દીધું.

'એમાં પૂછવાનું નો હોય, કીધા જેવું હશે તો મને કે'શે !' આતાએ વાતનો વીંટો વાળી લેવો હોય એમ છેવટનું કહી સંભળાવ્યું.

'હા... એય ખરું !' કોઈએ મૂંડકી હલાવી.

સૌને હતું કે, આ હકીકત જાણી આતા ટેન્શનમાં આવી જાશે ને પછી જોયા જેવી થાશે..

- મઝા આવશે... અને ટાઇમપાસ થાશે તે વધારામાં !

પણ એવું કાંઇ બન્યું નહીં. ધરમધક્કો થયો. સૌનાં મોં કઢીના પાટિયા જેવા થઇ ગયાં.

ત્યાં વળી રમલાનો મોબાઈલ રણઝણી ઊઠ્યો... બુઝાતા દીવડામાં તેલ પુરાયા જેવું થયું. આતા સમેત સૌનું ધ્યાન રમલા તરફ ખેંચાયું ને પરોવાયું.

આ બાજુ ઘરનો નંબર જોઈ રમલાએ ઝડપથી કાને ધર્યો ને પૂછ્યું : 'બોલ્ય, શું હતું...?'

'.....'

'હેં...!' રમલો ઊભા પગે થયો. ફરી 'હેં..!!' કહી તે અરધો ઊભો થયો ને... ત્રીજી વખત 'હેં...' પૂરું બોલે તે સાથે ઓસરી હેઠો ઊતરી ગયો...

રમલાનું માત્ર હેં... હેં... બોલવામાં અવાજ ફાટી જવો, બદલાઈ જવો... અને ખાસ તો તેના મોં પર બદલાતા હાવભાવ ઘણું ન બોલવા જેવું બોલી રહ્યા હતા. તેથી સૌ એક કાને ને ધ્યાને થઇ ગયા.

'હેં... પણ... ક્યારે !?' રમલાનું મોં ફાટ્યું રહ્યું...

'હેં... ગઈ કે શું !?' આતાએ, પોતાના મોબાઈલમાં આવું બોલવાના બદલે રમલાને પૂછી લીધું.

સાવ ઢીલોઢફ થયેલો રમલો માંડ માંડ બોલી શક્યો : 'ગઈ..!'

ત્યાં તો એક સાથે સાગમટે સાદ ઉઠ્યો : 'હેં... કોની ગઈ !!?'

આતા મોં મરકાવીને એટલું જ બોલ્યા : 'ગઈ... એટલું રાખો, કોની ગઈ... ઇ હવે પૂછો મા !'

---

*પ્લોટ નં. ૭૧૫/૧,*
*સેક્ટર-૭-બી, ગાંધીનગર*
*મો. ૯૪૨૭૦૫૦૯૯૫*

# ક્રોસ રોડ પર

*- નસીર ઈસમાઈલી 'ઝુબિન'*

૨ડી રડીને સૂજી ગયેલી વિધવાની આંખો જેવું સૂરજનું લાલ લાલ બિંબ જૂહુના દરિયાની અંધારઘેરી ક્ષિતિજમાં ડૂબી ગયું છે. મૌનનો પાલવ પકડીને ઊભા રહેલાં એ બંને જુવાન આકારો ઊતરતા જતાં અંધકારની કાળાશમાં ધીમે ધીમે ઘુંટાઈ રહ્યાં છે. આદમની પાંસળીમાંથી પેદા થયેલી વેદનાનો નિરાશારંગી અજંપો બંને આકારોની બંનેની આંખોમાં ઘોળાય છે. છેવટે પુરુષનો જજબાતી ચહેરો થોડુંક કડવાશભર્યું હસીને બોલી ઊઠે છે -

'મને પરિણામની જાણ હતી જ રેખા. અને શૉક ? શૉક કદાચ મને નથી લાગ્યો એટલો. દુઃખોના હાઈ-વોલ્ટેજ કરંટો વચ્ચે જિંદગી બસર કરનારાઓ ગમે તેવા શૉકને બરદાશ્ત કરી લે છે. મને દુઃખ માત્ર એટલું જ છે કે, તું તારા પિતાજીની શેહમાંથી હું તારા પિતા પ્રત્યેના પ્રેમને શેહ કહું છું - બહાર આવવા અશક્ત છે, અને મારી બદનામીઓ હું તારા પર લાદવા નથી ઈચ્છતો રેખા !'

'લક્ષ, પિતાજીએ આટલો ઉગ્ર વિરોધ કેમ કર્યો એ મને હજીયે સમજાયું નથી. હું, પિતાજીનું મા વિહોણું એક માત્ર સંતાન જેની ઈચ્છાઓ પૂરી કરવા હંમેશાં એમની આંખો તરસતી રહી છે, એમના શબ્દો આવા હોય એ તો મારી કલ્પનામાંય નથી આવતું. પિતાજી પહેલેથી જ વ્યક્તિ સ્વાતંત્ર્ય અને સ્વપંસદગીના - આગ્રહી - હિમાયતી છે. મારી કોઈપણ પ્રવૃત્તિ સામે એમણે ક્યારેય આંગળી નથી ચીંધી. એમાંય તારો ઉલ્લેખ તો હું પહેલાં એમની આગળ કરી ચૂકી છું, અને તેમણે કીધું હતું.'

'રેખા બેટા, તારી પસંદગી પર મારે તો સંમતિની મહોર જ મારવાની હોય. બસ એકવાર મને જોઈ લેવા દે એને !' બધું કદાચ શાંતિથી પતી જાત લક્ષ પણ શા માટે તેં એમની આગળ સત્યનો સ્ફોટ કર્યો ? જે દુનિયા તું હંમેશ માટે છોડી દેવાનો છે, એનો પરિચય એમને આપવાની શી જરૂર હતી ? તું એક સ્મગલિંગ કેરીયર છે અને કમાલખાન નામના કોઈ ભયાનક સ્મગલરના ગિરોહનો વિશ્વાસુ માણસ છે, એવી કબૂલાત તારા પોતાના મોઢે સાંભળ્યા બાદ કયો બાપ પોતાની દીકરીનો હાથ એક સ્મગલરને સોંપવા તૈયાર થાય ? તારી અસલિયત, ભાવનાઓ, સંજોગો હું સમજી શકું છું લક્ષ. પણ મારા પિતાજી, શેઠ કનૈયાલાલ ધુરંધર જેમની હૂંડીઓ વિલાયત અને પેરિસમાં સ્વીકારાય છે, તે એ હકીકત કઈ રીતે સ્વીકારી શકે કે એમનો જમાઈ એક સ્મગલર છે ?' રેખા શ્વાસભેર બોલી જાય છે.

અંધકાર ઘટ્ટ થઈ ગયો છે, અને સાગર કિનારાથી દૂર આવેલા મુંબઈ શહેરની બત્તીઓ જલી ગઈ છે. તારાઓના આછા પ્રકાશમાં નાળિયેરીઓ અંધકારને બિહામણો બનાવે છે. અને બંને આકારો રેતીના ગોદમાંથી ઊભા થાય છે. અંધારામાં ઘુંટાઈ રહેલો દરિયો કાયમ એના કિનારે મળતા બંને આકારોના છેલ્લા મિલનને જોઈ ન શકતો હોય તેમ ઓટમાં દૂર સરકી ગયો છે.

'તારી વાત સાચી છે રેખા ! કદાચ એક નાનું જૂઠ આપણને સુખી બનાવી દેત. પણ હું તારા પિતાને છેતરવા નહોતો માગતો. અને દાણચોરીની આ કાળી દુનિયાને છોડી દેવાનું વચન તો હું તને અને એમને બંનેને આપી ચૂક્યો હતો. અમારી સ્મગલરોની પણ એક ઈમાનદારી હોય છે - વચન પાળવાની, અને એ વચન લક્ષ્મણ ત્રિપાઠીનું નહીં, સ્મગલર 'રાજુ'નું હતું. કમાલખાન - કમાલ ઉસ્તાદ કદાચ તમારે મન ભયાનક હશે, સુગાળવું હશે. પણ મારા મનમાં એ નામ પ્રત્યે એક અદબ છે. છ વર્ષ થયાં એ કાળી દુનિયામાં મને પ્રવેશ થયે, હજી મેં એનો ચહેરો જોયો નથી. એ માણસને કોઈ મળી શકતું નથી, અને છતાંયે એના એક ઈશારા પર સેંકડો સ્મગલરો પતંગાની જેમ ગુનાઓની દુનિયામાં ખાક થઈ જાય છે.'

ઘેરાતાં અંધારામાં રેખા, લાલ થતાં જતાં લક્ષ્મણના આવેશી અવાજને, કાનની શિરાઓ વચ્ચે સંઘર્યે જતી હતી. પગ નીચેથી સરકતી જતી રેતીમાં ઓગળતા અંધકારની સામે મીટ માંડતા લક્ષ્મણની જબાન ફરી ચાલુ થાય છે,

'રેખા ! ફર્સ્ટ ક્લાસમાં ગ્રેજ્યુએટ થઈને મૃગજળ જેવા ભાવિના સુખી સ્વપ્નો લઈને હું કોલેજમાંથી બહાર નીકળ્યો ત્યારે આ કાળી સ્મગલિંગની દુનિયાના અસ્તિત્વનો પણ મને ખ્યાલ નહોતો, પણ પછી થકવીને ચકનાચૂર કરી નાંખતી બેકારીએ, થોડીક નોટોના ટુકડાઓના અભાવે થયેલ બીમાર વિધવા માના મોતે અને ભૂખ તથા પ્યાસની જલતી વિરાનીઓએ મને બેચેન બનાવી દીધો અને એ વખતે 'કમાલ ઉસ્તાદ' નામની એક અદૃશ્ય શક્તિના ઈશારે, શરાફતની સફેદ દુનિયાના રંગીન સ્વપ્નોની મુઠ્ઠીભર રાખ હાથમાં લઈ મેં આ દુનિયામાં પ્રવેશ કર્યો. એટલે લક્ષ્મણ ત્રિપાઠી પેલી સફેદ દુનિયામાં, ગ્રેજ્યુએશનના સર્ટિફિકેટમાં ગૂંગળાઈને મરી ગયો. એની ભસ્મમાંથી રાજુ ઉસ્તાદ - જન્મ્યો ત્યારે મને સ્વપ્નેય ખ્યાલ નહોતો રેખા કે તું મને આમ ઓચિંતી આવી મળીશ અને ભસ્મીભૂત થયેલાં સપનાંની

રાખમાંથી ફરી પાછી સુખની ઈમારત ચણાવી શરૂ થશે. આ 'કમાલ ઉસ્તાદ'ના ગિરોહમાંથી નીકળવાનો માત્ર એક જ રસ્તો હોય છે - મૌત. હું બીજો રસ્તો શોધી શક્યો હોત. પણ શરીફ થતાં થતાં બદમાશ બનેલા માણસ ફરી શરીફ બની જાય એ તમારી સફેદ દુનિયા કેમ સહન કરી શકે ??' પંજા કપાયેલા ચિત્તાના રુદનમિશ્રિત ઘુરકાટ જેવો નિઃશ્વાસ, મર્દના આંસુઓની ખાકમાંથી બનેલો નિઃશ્વાસ ખારી હવામાં ફેલાઈ ગયો.

સડક પાસે આવી ગઈ હતી અને રોડલાઈટ્સનો પીળો પ્રકાશ બંનેના ગમગીનીભર્યા ચહેરાઓને વધુ વિષાદી બનાવતો હતો.

'લક્ષ - રાજુ અને માફ કરી દે. તું સાચું જ કહેતો હતો છોકરીઓનાં મન પણ એમનાં શરીર જેવાં અશક્ત હોય છે. લક્ષ ! હું તને છોડીને...' બાકીના શબ્દો સફેદ ગાલ પરથી લસરતાં ને હીબકાઓ વચ્ચે તરફડીને લક્ષ્મણની છાતીના વાળમાં ખોવાઈ ગયાં.

'રેખા ! પુરુષે સ્ત્રીને અળગી કરતાં સહેજ કડવું સ્મિત કર્યું.' 'ગુનેગાર પોતે શું કોઈને માફી આપી શકે ? યાદ છે તારા પિતાજીએ મને શું કહ્યું હતું -' મિ. ત્રિપાઠી ! ઈજ્જત અને પૈસાએ દોરેલી લક્ષ્મણ - રેખા ઓળંગવાની હિંમત હું કે મારી બેટી ક્યારેય કરી શકીએ તેમ નથી. અને એ પહેલાં કે હું પોલીસને ખબર આપું, તમે અહીંથી ચાલી જાવ એ આપણાં બંનેના હિતમાં છે !' એમની વાત સાચી છે કદાચ. કાલે હું કલકત્તા જાઉં છું એક મોટા સ્મગલિંગ - રેકેટ માટે. કદાચ ત્યાં જ રહી જઈશ. હુગલીના કાળા મેલા પાણી પર, હાવરાની ઝૂલતી પરછાંઈઓ અને સરાબોર ધુમ્મસની વચ્ચે, સોનું, ઓપિયમ અને એલ.એસ.ડી. સ્મગલ કરવામાં બાકીની જિંદગી તને ભૂલ્યા વિના બસર થઈ જશે. તું મને ભૂલી જજે એમ નહીં કહું. કેમ કે એ મને નહીં ગમે. પણ ભૂલવાની કોશિશ જરૂર કરજે. હું તો અલબત્ત તને ક્યારેય ભૂલી નહીં શકું રેખા. જિંદગીના કુરૂપ શરીર પર પડેલો તારી યાદનો ખૂબસુરત જખ્મ સદાય રીસતો રહેશે.' બોલતાં લક્ષ્મણના ગળામાં ખર્રાહટ આવી ગઈ, અવાજ ભીનો થઈ ગયો.

થોડીક ક્ષણોનું કાળું ઝૂલસતું ગમગીન મૌન. ટેક્સી. હાથનો ઈશારો. 'જાઉં છું લક્ષ' - ભીનો સ્ત્રી અવાજ. ફ્લેગ ડાઉન... મશીનનો ઘરઘરાટ... અંધારામાં અદૃશ્ય થતી ટેક્સીની બેક લાઈટ. પુરુષનો એક મજબૂત નિઃશ્વાસ, સિગરેટનો એક કશ... કાળી સડક પર રોડ ક્રોસ કરતા બુટનો તાલબદ્ધ અને કાળી નીરવ શાંતિ. બે વ્યક્તિઓ ચાલી ગઈ છે, જુદા જુદા ધ્રુવોની દિશામાં...



રાત ખૂબ વહી ગઈ છે. ટી.વી. - રેડિયોનાં છેલ્લાં સ્ટેશનો પણ બંધ થઈ ચૂક્યાં છે. રેખા હજુ નથી આવી બહારથી. મને ખબર છે આજે એ છેલ્લીવાર મળવા ગઈ છે. લક્ષ્મણને - રાજુને. પાઈપમાંનું તંબાકુ ખલાસ થવા આવ્યું છે. સામે સફેદ ઓઈલ પેઈન્ટ કરેલું મારું પોટ્રેટ લટકે છે. એમાંથી શેઠ કનૈયાલાલ ધુરંધર બિહામણું હસે છે. અને એના પડઘા 'ધુરંધર વિલાની કોંક્રીટની દીવાલોમાં ચણાઈ જાય છે. જિંદગીના હિસાબમાં ક્યાંક ગલતી થઈ ગઈ છે. સરવાળા બાદબાકીનાં ચિહ્નો બદલાઈ ગયાં છે. એક સફેદ વાળ માથા પર ઊંચો થઈ ગયો છે. બહાર ટેક્સી થોભવાનો અવાજ સંભળાય છે. હું બાલ્કનીમાંથી જોઉં છું. ભાંગેલા શાંત પગે ગાર્ડનની લોન પસાર કરી નતમસ્તકે જીનાનાં પગથિયાં ચડતી રેખાને હું જોઉં છું. જાણું છું એ મારા કમરાની જલતી લાઈટ પર નજર નહીં કરે. ખૂબ ગુસ્સામાં છે એ બાપ ઉપર. એની પસંદગીના છોકરાને મેં ધુત્કારી કાઢ્યો છે એટલે. પણ હું શું કરું ? એક છોકરીના બાપને, ખાસ કરીને મા વિનાની છોકરીના બાપને ઘણી મજબૂરીઓ હોય છે.'

લક્ષ્મણ યાને રાજુ સારો છોકરો છે. છે નહીં હતો કહું. પણ બદનસીબ, રૂસ્તમે કદાચ એનું કામ પૂરું કર્યું હશે. જૂહુ - વરસોવા રોડ પર રોડ ક્રોસ કરતાં લક્ષ્મણનો છૂંદાયેલો દેહ એની ટ્રકની નીચે તરફડીને શાંત થઈ ગયો હશે. મારી છોકરી બિચારી શી રીતે સહન કરશે આ 'અકસ્માત'ના સમાચાર ? મને ખૂબ દયા આવે છે મારી વ્હાલી દીકરીની - રાજુની પણ. પરંતુ તમે જ કહો. હું બીજું શું કરી શકું ?

મારા જ જીવનનાં બે સાવ ભિન્ન પાસાંઓને જોડનાર લક્ષ્મણ - રેખાને હું કઈ રીતે જોઈ શકું ? ઈશ્વર જો હોય તો એનો આભાર કે છેલ્લાં છ વર્ષ દરમિયાન એકેય વાર રાજુ મને રૂબરૂ મળ્યો નહોતો...

*૩૦૧, ઝીશાન રેસીડેન્સી, ખોજા સોસાયટી,*
*વેદ મંદિર પાસે, કાંકરિયા, અમદાવાદ-૩૮૦૦૨૨.*
*મો. ૯૯૭૯૨૦૪૨૪૨*



# તરફડાટ

*- સુમંત રાવલ*

**અ**ચાનક અડધી રાતે આંખ ઊઘડી જાય છે. સીધી વૉલક્લોક પર નજર જાય છે તો રાતના બાર વાગીને ઉપર ત્રીસ મિનિટ થઈ ચૂકી છે. સેકન્ડ કાંટાની ગતિનો ક્રીક... ક્રીક... અવાજ સતત સંભળાયા કરે છે. કમરામાં અને કમરાની બહાર રાતની ખામોશી પ્રસરી ચૂકી છે. ક્યારેક કુતરાના ભસવાનો કે સોસાયટીના રસ્તા પરનાં વૃક્ષોમાં સંતાયેલા પંખીનો ચિત્કાર સંભળાયા કરે છે. જ્યારે જ્યારે ઊંઘ ઊડી જાય છે. ત્યારે ત્યારે કલાકો સુધી સતત વિચારો આવતા રહે છે. આ માટે કદાચ મારી પંચાવન વરસની ઉંમર અને મારી અપરિણીત અવસ્થા કારણભૂત હોઈ શકે, સ્કૂલ ટીચરમાં દાખલ થઈ અને ધીમે ધીમે પ્રિન્સિપાલની ખુરશી સુધી પહોંચી - મારી આટલી સફરમાં તો મારી અમૂલ્ય અડધી જિંદગાની પૂરી થઈ ગઈ !

મારી પાસે શું નથી ? શાંતિનગર સોસાયટીમાં પોતીકો બંગલો છે, પૂરતું ફર્નિચર છે. એ.સી. રૂમ, પચાસના સ્કીનનું ટી.વી., કોમ્પ્યૂટર, સોલાર સિસ્ટમ અને ડનલોપ-પીલોની બેડવાળી પથારી... સ્કૂટર, બેંક બેલેન્સ અને ચરબીથી લથબથતું શરીર... ડાયેટિંગ અને કોલેસ્ટરોલ દૂર કરવાની દવાની બોટલો... કદાચ વધારે પડતું સુખ શરીરમાં પેસી ગયા પછી ધૂમાડો બનીને ગુંગળાવતું હોય તો ના નહીં... આ બધું ફર્નિચર આ બધાં વિદ્યુત ઉપકરણો, આ ફુલ ફર્નિશ્ડ બેડરૂમ આમાં ક્યાંય સુખ હોતું નથી... સુખ અંદરથી આવે છે... પણ મારી અંદર તો ખાલીપો ભરેલો છે. અંદરથી જાણે પડઘા ઊઠે છે - સુધા... તેં ટાયટનના કપની વાત સાંભળી છે. જેમાં એક માણસને સજા કરી છે, તરસ્યો મારવાની, ફરતું પાણી છે, ધીમે ધીમે પાણીની સપાટી વધતી જાય છે... પેલા ગુનેગારના હાથપગ બંધાયેલા છે... પાણી વધતું વધતું હોઠ સુધી આવીને ઓસરી જાય છે. મોમાં એક ટીપુંય જતું નથી... તારી પાસે બધુંય છે. છતાં તારું પોતાનું શું ? તારો પતિ-તારા બાળકો - તારો પરિવાર. તારા લોહીની નિશાની, તારાં સંતાનો ક્યાં ?

સવારે સ્નાન કરતી વખતે નિર્વસ્ત્ર બની બાથરૂમમાં શાવર નીચે ભીંજાતાં શરીરને સામેના પૂરા કદના આયનામાં મારી કાયાને ઘુમાવી ઘુમાવીને જોયા કરું છું. પેડુ વધી ગયું છે... આંખો પર થોથર બાજી ગઈ છે. હડપચી જાડી થઈ ગઈ છે... ત્રીસ ત્રીસ વરસ સુધી સાચવી રાખેલી કાયા કઢંગી બની ગઈ છે. શનિ-રવિની રજામાં સ્વિમિંગ કરું છું, બાબા રઘુનાથના આશ્રમમાં જઈ યોગા કરું છું. આયુર્વેદિક ઓસડિયાં ચૂસૂં છું. યોગ-વ્યાખ્યાન-મનોરંજન બધું અર્થહીન લાગે છે. ક્યારેક તો સ્લીપિંગ પીલ્સનો હેવી ડૉઝ લઈને કાયમી ઊંઘ લઈ લેવાની ઈચ્છા થઈ આવે છે.

લીલીછમ લોનમાં વૉક લેતાં અચાનક પગની લીસી પાનીમાં કેવડિયો કાંટો ખૂંચી જાય અને મોંમાંથી સિસકારો નીકળી જાય... તેવી વેદના થઈ આવે છે, યુવાનીના ઉંબરે પગ મૂકતાં જ પગની પાનીમાં પેસી ગયેલી કાચની કરચ... માત્ર પગની પાનીને જ નહીં સમૂગળા શરીરને લોહીઝાણ કરી મૂકે છે.

એકલી પડું કે તરત એ સમય યાદ આવી જાય છે. તે વખતે હું બાવીસ વરસની યુવતી હતી, કળી ઊઘડી ચૂકી'તી અને ભમરાથી દૂર ભાગતી હતી, સી.ડી.વોરા કોલેજના 'ફર્સ્ટ ઈયરની એકઝામ વખતે જ શેખરનો પરિચય થયો. એકઝામ પૂરી થઈ અને વેકેશનમાં અમે મળતાં રહ્યાં... અને અલગ પડતાં તડપતાં રહ્યા... નવું સત્ર શરૂ થયું અને કોલેજ ફંક્શનમાં અમે 'તકદીર' નામની એક ફિલ્મનું ડ્યૂએટ સોંગ સાથે ગાયું. જબ જબ બહાર આઈ ઔર ફૂલ મુસ્કરાયે, મુજે તુમ યાદ આયે... શેખર પચ્ચીસનો હં બાવીસની... જીવનમાં સાચોસાચ બહાર આવી ગઈ. જેને કવિ - લેખકોએ 'પ્યાર' 'મહોબત' 'ઈશ્ક' વગેરે નામ આપ્યાં છે...

વેકેશનમાં કાશ્મીરની ટૂર વખતે અમે બંને કાફી નિકટ આવી ગયાં. બધાંથી અલગ પડી અમે અમારા સપનાના કિલ્લા રચવા દૂર પહાડીઓ પર ભટકતાં રહ્યાં... ત્યાં અચાનક આકાશમાં વાદળ ઘસી આવ્યું અને ધીમો વરસાદ શરૂ થઈ ગયો. વરસાદથી બચવા અમે નજીકના એક ખંડેરનો આશરો લીધો... બસ આ ખંડેર અમારા પ્રેમનું એક માત્ર મૂક સાક્ષી બની ગયું. અમારે કલાકો સુધી આ જર્જરિત છતવાળા ખંડેરમાં રહેવું પડ્યું... અમને શોધતી કોલેજની એક જીપ ખંડેર સુધી પહોંચી ત્યારે ઘણું મોડું થઈ ગયું હતું... અમારા ભાવિ સપના રૂપી જિંદગીની જીપના ટાયરમાં પંકચર પડી ગયું હતું !

ટૂરમાંથી પાછા ફર્યા પછી બે મહિના વીત્યા અને મારી ચિંતા વધી પડી. મેં એકવાર શેખરને એકાંતમાં પૂછ્યું. 'શેખર... આઈ એમ કેરીંગ...'

શેખર, ચમકી ગયો, આંખો ફાડીને મારા પેટ સામે તાકી રહ્યો અને તેનો ચહેરો સફેદ થઈ ગયો... મેં આશા રાખી હતી કે, તે ખુશ થશે. મને ઊંચકી લેશે... મારા હોઠ ચૂમી લેશે... પણ આમાનું કશું ન બન્યું. ઊલટાનું તે ટેક્સીમાં બેસાડી મને એક ગાયનેક પાસે લઈ ગયો. ગાયનેકે મારા બોડીને ચેકઅપ કર્યા પછી કહ્યું. ત્રીજો મહિનો છે... પણ ડોન્ટ વરી... પ્રોબ્લેમ

'સોલ્વ' થઈ જશે... એક દિવસ અને રાત હોસ્પિટલમાં રહેવું પડશે... કોઈને કાનોકાન ખબર નહીં પડે.. પ્રાઈવસી જળવાશે.

હું સમસમી ગઈ... મારે પાપ નથી કરવું.

તો શું કરવું છે ? શેખરે પૂછ્યું.

લગ્ન !

લગ્ન ? શેખર વિલન જેવું હસ્યો... 'હજુ આપણે આગળ ભણવાનું છે, જોબ કરવાની છે. ફ્યૂચર બનાવવાનું છે... ત્યાં લગ્ન એક વિઘ્ન બની રહેશે...

તેણે પરાણે મને સંમત કરી... ફોલીસ કેથેટરની ટ્યૂબ મૂકીને દવા મારા ગર્ભાશયમાં ઉતારી અને ટ્યૂબમાં ફસાયેલા ગર્ભને બહાર ખેંચી કાઢ્યો... પારાવાર વેદનાનો પહેલો અનુભવ ! ખાસ્સું લોહી વળી ગયું એટલે લોહી ચડાવવું પડ્યું. મા-બાપને પણ કોલેજ દ્વારા ગામડામાં સફાઈ શિબિરનો કાર્યક્રમ રાખવાનું બહાનું બતાવી બે દિવસ અને એક રાત હોસ્પિટલના એ વોર્ડમાં પડી રહી... ડિસ્ચાર્જ થયા પછી એક બહેનપણી બીમાર છે તેની સારવારનું બહાનું કાઢી વર્કિંગવુમેન હોસ્ટેલમાં પડી રહી... અઠવાડિયા પછી બધું નોર્મલ થયું પણ મારું મન આજદિન સુધી એબનોર્મલ બની ગયું ! હૃદયમાં પડેલો એ ડંખ ઊંડો ઊતરી ગયો જે પંચાવન વરસની ઉંમરે પણ સણક્યા કરે છે.

હું એક એવી કુંવારી મા હતી જેણે ટ્રેમાં પડેલાં પોતાના બચ્ચાના તરફડતાં ગર્ભને નજરે જોયો હતો... હાથ પગ ધ્રુજતા હતા, મોં ઉઘાડું હતું. અને ગુલાબી રંગનો એ વેંત જેવડો માસનો લોચો હજુ આંખો સામેથી ખસતો નથી... એક અપરાધ થઈ ગયો. એક એવી કોર્ટમાં કેસ ચાલી રહ્યો હતો કે જેમાં અપરાધી પણ હું હતી અને જજ પણ હું જ હતી... ! હું એક સ્ત્રી હતી અને મેં એક સ્ત્રીને મારી નાખી હતી... મેં મારા જ અંશને ખતમ કરી નાખ્યો હતો. હા, એ ગર્ભ બાળકીનો હતો... સિસ્ટર ટ્રે લઈ ગઈ. મારા શરીરમાંથી છૂટા પડેલા મારા અંશને લઈ ગઈ, હું શેખરના ખભે માથું મૂકીને રડી પડી... પછી તેણે ધીમેથી ઊભી કરી અને ટેકો આપીને મને ચલાવતો ચલાવતો... કોરીડોર બહાર લઈ ગયો, ત્યારે મેં પાછું વાળીને એકવાર હોસ્પિટલ



તરફ જોયું અને લાગ્યું કે હું હોસ્પિટલમાં કશુંક ભૂલીને બહાર નીકળી ગઈ છું...

વર્ષો વીતતાં ગયાં, ગ્રેજ્યુએશન પૂરું થયું. કોલેજ છૂટી ગઈ... શેખર પરદેશ ચાલ્યો ગયો અને હું દેશમાં રહી ગઈ... શેખર પાછો ન આવ્યો એટલે મેં જોબ શોધી લીધી, વી. બી. વ્હોરા ગર્લ્સ હાઈસ્કૂલમાં ટીચર બનીને રહી ગઈ. જિંદગી આસાન બની ગઈ. વિદ્યાર્થીનીઓ વચ્ચે એટલી ખોવાઈ ગઈ કે મારી પરણવાની ઉંમર પણ પસાર થઈ ગઈ. ઉંમર વધતી ગઈ... આંખો પર બેતાળાં આવી ગયાં, વાળમાં સફેદી આવી ગઈ... ત્યારે હું પ્રિન્સિપાલની ખુરશી સુધી પહોંચી શકી. પણ બીપીની તલીફ વધતી ગઈ છેવટે પંચાવન વરસની ઉંમરે વી.આર.એસ. લઈને આરામ કરી રહી છું... પણ નવરી પડી કે તરત જ ભૂતકાળની એ ભૂલ મારા પર સવાર થઈ ગઈ... મારા બંને ખભા પકડીને મને હચમચવતી જાણે પૂછી રહી હતી, બોલ સુધા... તારું સુખ તો વર્ષો પહેલાં તું હોસ્પિટલમાં છોડી આવી છે તારી પાસે હવે કશું જ નથી ! તું એકલી છે, અલગ છે... અસંગ છે...! થાકી, કંટાળી, હારીને સાઈકિયાટ્રીસ્ટ મલહોત્રા પાસે પહોંચી ગઈ... તેણે 'કાઉન્સિંગ' શરૂ કર્યું. તેણે મારા ભૂતકાળને ખોતરવાની કોશિશ કરી 'મેડમ... યુવાનીમાં કોઈ ભૂલ...'

'હા થઈ ગઈ હી... બાવીસ વરસની ઉંમરે... શેખર નામના એક યુવકને પ્રેમ કરવાની ભૂલ કરી બેઠી... અને...'

મેં પેટછૂટી વાત કરી દીધી.

'આ ગીલ્ટી કોન્સિયસ કહેવાય...' સાઈકિયાટ્રીસ્ટ મલહોત્રાએ ચશ્માના કાચમાંથી મારા સ્થૂળ શરીર પર સરસરી નજર નાખતાં કહ્યું. 'અનાથાશ્રમમાંથી કોઈ બાળક એડોપ્ટ કરીને ભૂતકાળના આ પાપનું પ્રાયશ્ચિત કરી શકાય..'

'પણ મને પંચાવન થયાં... !' મેં મારી પીડા જણાવી...

'આને ઉંમર સાથે કોઈ સંબંધ નથી...'

'પણ પાછલી ઉંમરે મારે આવી પળોજણમાં પડવું નથી...'

ત્યાં તેણે એક છાપેલી પત્રિકા આપી. જેમાં મારી ઉંમરના પુરુષોની યાદી, બાયોડેટા, આવક, ફોટા વગેરે હતું... 'આ પુરુષો સાથે લીવ ઈન રિલેસન્સમાં રહી શકાય...'

મેં પત્રિકા લીધી, પણ બહાર નીકળી કચરાપેટીમાં પધરાવી દીધી...

મારે ડૉક્ટર મલહોત્રાને કેવી રીતે સમજાવવું કે એક વખત આ નદી સાગરને મળવા ઉતાવળી હતી... પણ એ સાગર તો ખાબોચિયું નીકળ્યો... હવે આ નદી નદી નથી રહી... સુકાભઠ્ઠ કિનારા પર કાંટાળું ઘાસ ઊગી નીકળ્યું છે... સુગરની તકલીફ. વાયુનો પ્રકોપ અને અનિદ્રાની પીડા... જાણે જીવન

મૃત્યુની દિશામાં ડગ માંડી રહ્યું છે. પણ ત્યાં -

હા, ત્યાં બંધ પડેલા સ્કૂટરને કોઈ ધક્કો મારે અને અચાનક મશીન ઘરઘર કરતું ચાલુ થઈ જાય... એવું મારી બંધ પાડેલી જિંદગીમાં બની ગયું. ધક્કો મારનાર એક વીસ વરસની કુંવારી કન્યા હતી... નામ એનું મેઘના ! મારી તરસી ધરતી પર જાણે મેઘ બનીને આવી હતી... અને વરસી રહી હતી ! કાળા ભમ્મર લાંબા માથાના વાળ... માથા ફરતી બાંધેલી સફેદ રીબન... પતંગિયાની ડિઝાઈનવાળું ઢીંચણ સુધી પહોંચતું લોંગ ફ્રોક. પગમાં સેન્ડલ અને ઢીંચણ સુધીનાં સફેદ મોજાં...

'મમ્મી...' કહેતાં તેણે પીઠ પાછળથી બૂમ મારી...

મેં મોં ફેરવ્યું અને એક અજાણી છોકરીને જોતાં હું આખેઆખી ફરી ગઈ... આશ્ચર્યભરી આંખે જોતી રહી. મને જોઈ તેનો હસતો ચહેરો મુરઝાઈ ગયો.

'ઓ સોરી...'ને ભોઠી પડી ગઈ... હોય તેમ જોતી રહી.

'મારી મમ્મી...'

'તારી મમ્મી ?'

'હા, મારી મમ્મીની સેઈમ તમે છો, તેવી હાઈટ, તેવી ચાલ, સાડી પહેરવાની એ જ સ્ટાઈલ... એટલે હું છેતરાઈ ગઈ...' શરમથી તેની ગરદન ઝૂકી ગઈ.

'ક્યાં છે તારી મમ્મી ? મારે તેને મળવું છે...!'

મેં કહ્યું. ત્યાં તે ઉદાસ થઈ ગઈ.

'તે આ દુનિયામાં નથી. ગયા વર્ષે બ્લડ કેન્સરને લીધે...' તે આગળ ન બોલી શકી. આંખોમાં આંસુ છલકાઈ ગયાં.

'રડીશ નહીં... ખુશ થા. તને ફરી તારી મમ્મી મળી ગઈ.'

મેં તેનો હાથ મારા હાથમાં લેતાં પૂછ્યું, 'શું નામ તારું ?'

'મેઘના - મેઘના કેલકર...'

'ચાલો, આપણે કૉફી પીઈએ...'

નજીકમાં કૉફી શોપ હતી.. હું તેને ત્યાં દોરી ગઈ. કૉફી શોપમાં બેઠા, કૉફી પીતાં મેં પણ મારો સઘળો પરિચય આપી દીધો.

'બ્લડ કેન્સર તો હવે ક્યોરેબલ છે...'

'હા, પણ મમ્મીને ખબર પડી ત્યારે ઘણું મોડું થઈ ગયું હતું.' તેણે કહ્યું. કૉફીના ફીણ તેના હોઠ પર ચોંટી ગયાં, જીભ વડે ફીણ ચાટતા તેણે મગ ટેબલ પર મૂક્યો અને કહ્યું. 'મારા પપ્પા તો હું પાંચ વરસની હતી ત્યારે ઘર છોડીને ચાલ્યા ગયા હતા. મમ્મીએ મને ભણાવી, ઉછેરી, મોટી કરી... ત્યાં...' મેં પર્સ ખોલી રૂમાલ આપ્યો અને કહ્યું. 'આંસુ લૂછી નાખ... મને રોતી છોકરી ગમતી નથી...'

તેણે આંસુ લૂછી રૂમાલ મને પાછો આપ્યો.

'હવે એક વાર મુસ્કરાદો...' મેં કહ્યું એટલે તેના હોઠ જરાતરા મલક્યા, મેં પર્સમાંથી મારાં નામ સરનામા અને કોન્ટેક્ટ નંબરની કાપલી આપતાં કહ્યું 'આ મારું નામ, એડ્રેસ અને ફોન નંબર... મને મળતી રહેજે...' પછી તેનો હાથ હાથમાં લેતા ઉમેર્યું.

'મેઘુ... તું મને તારી મમ્મી જ સમજજે...'

'તમે મેઘુ કહ્યું અને મને મમ્મી યાદ આવી ગઈ... એ પણ લાડમાં મને 'મેઘના'ને બદલે 'મેઘુ' કહીને સંબોધતી હતી.

'એટલે તો મેં તમને ને બદલે તું કહીને સંબોધન કર્યું હતું...'

'થેંક્સ ગોડ, મારી પીડા ઘટી ગઈ...'

'પીડા જેવું કંઈ નથી... આપણે સહન ન કરી શકીએ એ ક્ષણને પીડાનું નામ આપી દઈએ છીએ...' મેં શિક્ષિકા જેવી ભાષા વાપરતાં કહ્યું.

તે એકલી હતી. દેખાવડી હતી, ગ્રેજ્યુએટ હતી. અને કોઈ ખાનગી કંપનીમાં કોમ્પ્યૂટર પર કામ કરતી હતી.

એક દિવસ તે આવી અને મને તેના ઘેર લઈ ગઈ, નાનકડું પણ સુઘડ અને સુંદર ઘર હતું. બધું ફર્નિચર યથાસ્થાને હતું. દીવાલ પર તેની માનો સુખડની માળાવાળો ફોટો લટકતો હતો... એક પૂરા કદનો ફોટો હતો. ઊંચાઈ મારા સપ્રમાણ હતી, ચામડીનો રંગ મારા જેવો, મરાઠી ઢબે મારી જેમ સાડી ધારણ કરી હતી... અને નાકમાં નથડી લટકતી હતી... ફક્ત ચહેરો જુદો હતો. કદ અને કમર સમાન હતાં... તેણે વીડિયો પર એક ફિલ્મ બતાવી. હિમાચલના પ્રવાસ દરમિયાન વીડિયોગ્રાફી કરી હતી. બંને ઊંચા ઊંચા ચિનારનાં વૃક્ષો પાછળ સંતાકુકડી રમતાં હતાં, ત્યારે તેની મમ્મી મારી જેમ ચાલતી હતી, દોડતી હતી. અરે હસવાનો અવાજ પણ મારા જેવો જ હતો ! બને અલગ



અલગ ખચ્ચર પર બેઠાં હતાં. અને ખચ્ચર માથું હલાવતાં પગદંડી પર ચાલી રહ્યાં હતાં, એક દૃશ્યમાં તો બંને એકબીજાનો હાથ પકડી ફેરફૂદરડી ફરતાં હતાં. અચાનક ચક્કર આવ્યા અને મમ્મી પડી ગઈ. મેઘના ગભરાઈ ગઈ... મમ્મી... મમ્મી... ત્યાં તો મમ્મીએ બંધ આંખો ખોલી અને જોરથી મેઘનાને વળગી પડી... બંને એક સાથે ખડખડાટ હસી પડ્યાં...

'મમ્મી... આવી મજાક ફરી ક્યારેય ના કરતી, મારી તો છાતી બેસી ગઈ...' મેઘના એ મુક્કો ઉગામતાં કહ્યું, બંને મા દીકરી નહીં પણ સરખી ઉંમરથી સહિયર બની ગઈ હતી.

એક દિવસ અચાનક વ્હેલી સવારે જ તે બેગ સાથે મારે ત્યાં આવી પહોંચી. ત્યારે હું અવઢવમાં અટવાઈ ગઈ. 'મેઘુ... આટલું વ્હેલાં ?'

'હવે મારે એકલા નથી રહેવું...' કહેતી તે સોફા પર બેસી ગઈ...

'એકલા તો મનેય ગમતું નથી... પણ આ રીતે અચાનક દોડી આવવાનું કારણ ?' મારાથી પુછાઈ ગયું. તે એકદમ ઊભી થઈને મને વળગી પડી, મારી છાતીમાં મોં છુપાવી જોરથી રડી પડી... હું ગભરાઈ ગઈ... છતાં તેની પીઠ પંપાળતાં પૂછ્યું... શું થયું મેઘા...?

તેણે હીબકાં ભરતાં ભરતાં કહ્યું... 'કહેવાય એવું નથી. મમ્મી' 'મમ્મી' શબ્દ કાને પડતા મારું કાળજું ફફડી ગયું અને મારા અંગે અંગમાં કંઈક 'ફરકી' ગયું.

તે શાંત પડી, સોફા પર બેઠી. એટલે મેં પાણી આપ્યું. તેણે પાણી પીધું. જરા સ્વસ્થ થઈ એટલે મેં હિંમત કરી. 'તેં મને મમ્મી કીધી, એટલે મમ્મી પાસે દીકરીએ કંઈ છુપાવવાનું ના હોય જે કંઈ હોય તે બહાર કાઢી નાખ..'

'સુશેષ...'ને એટલું કહીને ચૂપ થઈ ગઈ...

'કોણ સુશેષ...?'

'મારો બોય ફ્રેન્ડ...'

'શું કર્યું તારા બોયફ્રેન્ડે ?'

'એ મને છોડીને અમેરિકા જતો રહ્યો...'

'ભલે જતો રહ્યો. આ દુનિયામાં બીજા અનેક સુશેષ છે.'

'પણ...' એટલું બોલતા તેની ડોક નમી ગઈ..

'શું પણ ?'

તેણે મારો હાથ પકડીને પોતાના પેટ પર મૂકતા કહ્યું...

'પણ અહીં...'

'હું સ્થિર થઈ ગઈ... મારા પર જાણે વીજળી પડી હોય તેમ હું નખશીખ સળગી ઊઠી... સર... સર... સર... મારી આંખો સામે શેખર ઝબકી ગયો... તેનો નાટકીય પ્રેમ હોસ્પિટલ... ટેબલ... ટ્રેમાં તરફડતો ગર્ભનો આકાર... કાંઈ કેટલુંય એકસામટું આંખો સામે આવીને ઓઝલ થઈ ગયું. અચાનક મારો હાથ મારા પેટ પર ચાલ્યો ગયો, વર્ષો પહેલાં જે રીતે પેટમાં ગર્ભ ફફડતો હતો તે રીતે જાણે ફરીથી ફફડતો હતો..

મેઘના ગભરાઈ ગઈ... તેણે મારા બંને ખભા હચમચાવતાં પૂછ્યું... મમ્મી... શું થાય છે. તમારી તબિયત...'

'સારી છે...' મેં એકદમ સ્વસ્થતા ધારણ કરતાં કહ્યું.

'ચિંતા ના કરો મમ્મી... હું એબોર્શન કરાવવા તૈયાર છું. એટલે જ તમારી પાસે આવી છું...'

'નો એબોર્શન...' મેં જરા કડક અવાજે શ્રદ્ધાભરી નજરે તેની સામે જોતાં કહ્યું.

'થેંક્સ...' તેના ચહેરા પર ખુશાલીની લાલીમા છવાઈ ગઈ...

'એ જીવને મારવો નથી, જિવાડવાનો છે...' તેણે મારા ખોળામાં માથું મૂકી દેતાં કહ્યું 'મારી વ્હાલી મમ્મી..' મારો હાથ તેની પીઠ પર ફરતો રહ્યો. અને બંધ આંખો કરી હું બેસી રહી... બંધ આંખોના અંધકારમાં વર્ષો પહેલાં મૃત થયેલો આકાર ફરી સળવળતો હોય તેવું દૃશ્ય દેખાતું હતું !

*'શક્તિ શિવાલય', માધવનગર, છબીલા હનુમાન પાસે,*
*મુ.પો. સુરેન્દ્રનગર-૩૬૩૦૦૧.*
*મો. ૯૯૨૫૫૩૧૩૫૬*

 



# અવસર

- *રમેશ ત્રિવેદી*

આખા શરીરે સિંદૂરી કીડીઓ જાણે ચટકા ભરી રહી હોય તેવી ચળ ઊપડી હતી. ને આંખોમાં તો રતીભારેય ઊંઘ ના મળે. પથારીમાં પડી પડી પાસાં ઘસીનેય કંટાળી ગઈ. એટલે ઊભી થઈને બારી પાસે આવી. બારીમાંથી નીચે જોયું તો ચોકમાં હજુય બત્તી બળતી હતી. બાનો અવાજ સંભળાતો હતો. કદાચ કામવાળી સાથે એ કશીક લમણાઝીક કરી રહી હતી. મનમાં થયું. ખરી છે આ બાયે ! એક તો તબિયત સારી નથી તોય હજુ એ જાગતી હતી ! ખાલી-ખોટી ચિંતાઓ કરી કરીને આમ ને આમ જ મરવા પડી છે એ !...

પાછલી રાતને ઠંડો પવન ફૂંકાવો શરૂ થઈ ગયો હતો. નીચે ચોકમાં બાંધેલો ચંદરવો ધીમું ધીમું કંપી રહ્યો હતો. આંગણે બાંધેલા માંડવા નીચે ટ્યૂબલાઈટો હજુય બળતી હતી. થોડેક દૂર ખૂણામાં વેરાયેલાં પડિયા-પતરાળાંના ઢગલા પાસે થોડાંક કૂતરાં ઝઘડી રહ્યાં હતાં. એંઠવાડની વાસ. કોઈનું ખાંસવું, કૂતરાનું ભસવું અને ફરી પાછો સૂનકાર.

ગઈ કાલે ખાસ અમદાવાદથી મ્યુઝિક-પાર્ટી બોલાવી હતી, પણ કોણ જાણે કેમ રાસ-ગરબા જોઈએ એવા જામ્યા નહોતા એમ મોટી બહેન કહેતાં'તાં. આજે તો એમની ફરમાઈશ પર ગામના ઢોલીને બોલાવ્યો હતો. હમણાં મોડી રાત સુધી બરાબર હિચકારો ચાલ્યો હતો. મોટીબહેનનું શરીરેય ખાસ્સું ઢમઢોલ થઈ ગયું છે તોય એ હેં કૂદ્યાં છે ! એમની સાથે એમના રાજિયાની વહુ ને વીરુય બરાબરનાં ચગ્યાં હતાં. સાઈઠે પહોંચેલાં કાકીય જોયાં હોય તો જાણે સોળ વરહની છોકરી ! એમને વળી હીંચ લેતાં જોઈને કલકત્તાથી સાંજે જ થાક્યાં પાક્યાં આવ્યાં'તાં તોય દમિયલ મામીનેય તાન ચડ્યું હતું તે એય કૂદ્યાં તો કૂદ્યાં પણ બિચારી બાનેય પરાણે હાથ ઝાલીને તાણી ગયાં. થોડીક વાર થઈ ત્યાં તો બાને અચાનક ચક્કર આવ્યાં કે શું ? ધબ કરતી પડી એ તો માંડવા નીચે, ને પડતાંની સાથે જ સાવ લાકડા જેવું લાકડું જોઈ લ્યો. ઢોલ ને ફોલ રહ્યું બધું એક બાજુ, લોક બધું હડૂડૂડૂ કરતું થઈ ગયું ભેગું : "શું થ્યું ? શું થ્યું, લ્યા ?" પણ ત્યાં તો કાકીનો ઘેરો - ખોખરો અવાજ ગર્જી ઊઠ્યો : "લ્યા, એય ખસો બધાં અંઈથી... વાયરો તો આવવા દ્યો થોડો !..."

મોટી બહેને વીરુ સામે જોયું : 'જા, ઘરમાંથી પાણી લઈ આય, દોડ જો...' પણ વીરુ જાય એ પહેલાં જ કાકી દોડ્યાં, પાણી લઈને આવ્યાં કે તરત એમણે એમના સ્વભાવ પ્રમાણે કશુંક બબડતાં બબડતાં બાનું સખત રીતે બિડાયેલું મોં ખોલ્યું, બંધાઈ ગયેલા દાંત વચ્ચે ચાંગળું ભરીને પાણી રેડ્યું, ને પછી નાક કર્યું બરાબર બંધ. થોડીક વારમાં તો ગૂંગળામણ થતાં જ લાંબો શ્વાસ ખેંચી બા હડપ કરતી બેઠી થઈ ગઈ, પણ એની બિહામણી લાગતી આંખો ક્યાંય સુધી હાંફ્યા કરતી હતી જાણે. બાની આવી હાલત જોઈને મોટીબહેને આંખો લૂછી, વીરુ રડી પડી, ને પતાસાં લઈ લઈને લોક બધું વિખરાયું. તોય હું ઊભી હતી, હા, માંડવાના એક ખૂણે ઊભી કરાયેલી કોઈ પૂતળી હોઉં તેમ, અને નજર મારી એકદમ સ્થિર થઈ ગઈ હતી - ગ્રહશાંતિ માટે કરાયેલી વેદી પર. હા, વેદી પરનાં સમિધ, અડાયાં છાણાં, શ્રીફળ ને હોમાયેલાં જવ-તલ, ઘી બધું જ સ્વાહા થઈ ગયું હતું, ને બચી હતી કેવળ રાખ!

ઘરમાંથી પાણી લઈને આવેલાં ત્યારે કાકીના બોલાયેલા શબ્દો મારી જેમ જ મોટી બહેને પણ સાંભળ્યા જ હશે ને ! હા, કદાચ એટલે જ એ ગંભીર બનીને મારી પાસે આવ્યાં હતાં. નાના બાળકને હાથ પકડીને દોરી જતાં હોય તેમ મારો હાથ પકડીને બારણા તરફ જતાં જતાં એમણે કહેલું :

"કાકીને તો કોણ જાણે પહેલેથી જ આમ લૂંદા નાખવાની ટેવ છે હોં !..."

કાકીના શબ્દો કાને પડતાં જ એકદમ ડૂમો ભરાઈ ગયેલો. હા, એમણે તો કદાચ કહેવા ખાતર જ કહ્યું'તું : "ભૈસા'બ, જે દા'ડાનું આ અપીનું બન્યું છે ત્યારની વાતનો આ રોગ ભાભુને એવો તો વળગી ગ્યો છ ક હવે કાં તો !?" આ "હવે કાં તો ?" - નો શો અર્થ થાય ? શું બાની આવી હાલત મારે કારણે જ !?..." - ને આ વિચાર સાથે જ ટાઢો હિમ જેવો એક શેરડો - ભીતરથી જાણે બધું બાળીને ખાખ કરી મૂકતો હોય તેમ - ઊંડો ઊતરી ગયો :

"બા, માફ કરજે મને !" મનમાં બોલી, ને ઉંબરે ઠોકર વાગી મને : 'ખમ્મા !' કોણ બોલ્યું આ ?

★

સવારે રિક્ષા જેવી ફળિયાના નાકેથી વળાંક લઈને ઘર તરફ વળી એવો જ મનમાં કશોક ફફડાટ શરૂ થઈ ગયેલો. હા, બાપુજીનો વિચાર આવતાં જ એકદમ થથરી જવાયું. અમે નાનાં હતાં ત્યારે બધાં જ ભાઈબહેનો આંગણામાં કે પછી ઘરના ચોકમાં રમતાં હોઈએ ને અચાનક બાપુજીનો ખોંખારો કાને પડે કે બધાંય એક સાથે દાદરો ચડી જતાં, હાથમાં નોટ-ચોપડી જે કંઈ આવ્યું તે લઈને એકદમ ડાહ્યાં - ડમરાં બની બેસી જવાનું. જો કે બાપુજી ભાગ્યે જ કોઈના પર હાથ ઉપાડતા કે ઊંચે સાદે કોઈને કંઈ કહેતા, પણ એમનું મૌન, એમની આંખો !... હા, ક્યારેક એ નજર બાળી પણ મૂકે, ને ક્યારેક વળી ચંદન-શીતળ લેપ... પણ... રિક્ષા ઊભી રહી ગઈ. માંડવામાંથી થોડાંક છોકરાં દોડી આવ્યાં, બેગ લઈને ઊતરી, ભાડું ચૂકવ્યું. ડગુમગુ થઈ રહેલા મનને થોડુંક મક્કમ કર્યું. પણ કોણ જાણે કેમ

પગને વળી શું થઈ ગયું ? અરે ! સૌથી પહેલાં બાનાં જ દર્શન થયાં ! કદાચ એ કોઈ કામે બહાર આવી હશે, અથવા તો મને લેવા જ આવી હશે કે શું ?બાને જોતાં જ પગથી માથા સુધી એક આછી કંપારી વછૂટી ગઈ એકાએક. બાની આંખો સિવાય કશું જ જાણે ઓળખાય એવું રહ્યું નહોતું ! ચહેરાની મોખરા જ બધી જાણે સાવ બદલાઈ ગઈ હતી. "અપુ, અપી, અર્પણા ! આવી બે'ન !" - બાના કંપતા હોઠ આવું જ કશુંક બોલી ગયા હશે ને ?... ને એની હાંફતી નજર તો કોણ જાણે ક્યારનીય દોડી આવીને ઓવરણાં લઈ ચૂકી હતી મારાં. કદાચ એની થાકેલી આંખોમાં પ્રશ્નાર્થ હતો : "એકલી કેમ આવી બેન? "કોણ આવ્યું ?" કહી માણેકસ્તંભ આગળ પૂજાવિધિ કરી રહેલા કાકાએ પૂંઠ ફેરવીને જોયું કે તરત નજર એમની પ્રસન્ન બનીને હસી ઊઠી હતી. પણ માંડવા નીચે મહેમાનોની વચ્ચે બેઠેલા બાપુજીએ એક વાર નજર કરીને તરત શા માટે ફેરવી લીધી હશે ? ને દોસ્તો વચ્ચે હસતો ઊભેલો દીપક, દીપુ ? બહેનને તો જાણે ઓળખતો જ ન હોય "આવી ગઈ બેન ?" - મોટી બહેનને જોતાં જ કંઠમાં બાઝી ગયેલો ડૂમો, આંખોમાં આવેલાં ઝળઝળિયાં, મોટી બહેનની સાથે મુકાતાં ધીમાં ધીમાં પગલાં, બાના હાથના સ્પર્શની ઝણઝણાટી, માંડવાની રાતી-લીલી ઝાંય, ફૂલોના હાર, આસોપાવલનાં તોરણો - ઝૂલ, લાઉડસ્પીકરનો બખારો, છોકરાંનો ઘોંઘાટ, આંગણું, ઘર, બારણું, ગાણાં ગાતાં બેઠેલાં કાકી, મામી, વીરુ અને આડોશપાડોશનાં બૈરાં અને એમના અવાજમાં એક ક્ષણ માટે જાણે ઘણું બધું ડૂબી ગયું !

★

માંડવામાં અંધારું છવાઈ ગયું. કોઈએ લાઈટો બધી બંધ કરી હતી કદાચ. હજુ ચોકમાં ચંદરવાની આસપાસ અજવાળું ઝલમલી રહ્યું હતું. વાસણોનો ખખડાટ હજુય રહી રહીને સંભળાતો હતો. મનમાં થયું : આ બાને તો ભૈસા'બ વરસોથી અનિદ્રાનું વરદાન કોણ જાણે એવું મળ્યું છે કે ઊંઘને ને એને કેટલાય માઈલોનું છેટું... હા, જ્યારે જુઓ ત્યારે પથારીમાં સૂતેલું, હોંકારો ભણતું મ્હું જોઈ લ્યો.

હા, અમે નાનાં હતાં ત્યારે ઉનાળામાં તો અગાશીમાં સૂઈ રહેવાનું.

વીરુ-દીપુ તો સાવ નાનાં, બાની અડખેપડખે વાંદરીનાં બચોળિયાંની જેમ લપાઈ જતાં. ને હું હતી તે મોટી બહેનને વળગીને સૂઈ રહેતી. કોઈને વળી અંધારાની તો કોઈને વળી રાક્ષસની આંખો જેવા ટમકતા તારાઓની બીક લાગતી હતી. લગનગાળામાં બાપુજીને તો દુકાને એટલું બધું કામ તે... હા, બા જાણે સૌનો પહેરો ભરતી હોય તેમ આખી રાત જાગતી જ પડી હોય !

બારી આગળ ઊભાં ઊભાં થાક લાગ્યો હવે તો ! હું તો કોણ જાણે ક્યારનીય ઊભી હતી ! પગની જેમ હવે તો મગજનેય ખાલી ચડી ગઈ કે શું ? બે દા'ડામાં તો એવું ધૂમમમ થઈ ગયું છે કે ના પૂછો વાત !

ફરી પથારીમાં લંબાવ્યું કે પાછો એનો એ જ ઘૂમરાતો પંખો. થાકેલી લાલઘૂમ આંખો જેવો નાઈટ લેમ્પ. મામાનાં ઘુર્રાટો બોલાવતાં, બીક લાગે તેવાં નસકોરાં, પોતાના એરકન્ડિશનવાળા બેડરૂમમાં જાણે નિરાંતે પોઢી હોય તેમ ઘોરતી પડેલી વીરુ, થોડી થોડી વારે 'એં એં' કરતી એની ટીનકુડી, બાલ્કની, બાથરૂમ, બારણાનો ખખડાટ, બત્તી, નળ, ડોલ, પાણી અને પાછળી રાતનો સન્નાટો.

"બારણામાં કોણ ઊભું હતું ?"

કદાચ મામી બાથરૂમમાંથી પાછા ફર્યા હતાં. ના, મામી તો નથી, એ તો પૂંઠ ફેરવીને આ આડાં પડ્યાં. તો પછી ? 'બા !' : અનાયાસ જ બોલાઈ ગયું મારાથી. કેમ કોઈ બોલ્યું નહીં ?... સફાળી ઊભી થઈ ગઈ. બારણા પાસે પહોંચી ગઈ. એક ધ્રાસકો પડ્યો : હા, બા પોતે જ હતી, એકલી ઊભી હતી ચુપચાપ ને પાલવ વડે આંખો લૂછી રહી હતી એ.

"બા !... બા !!..." : બે-ત્રણ વાર કહ્યું તોય બા કશું જ બોલી નહીં, એણે મારો હાથ પકડી લીધો. માંડ માંડ એનો કંઠ ખૂલ્યો : "જા, સૂઈ જા, કંઈ નથી !" - કહેતાંની સાથે જ બા જાણે દાદરાના અંધારામાં અંતર્ધાન થઈ ગઈ !

એક ક્ષણ તો બાની પાછળ પાછળ દોડી જવાનું મન થઈ ગયું. પણ નીચે બાપુજી હતા, દીપુય હતો. કદાચ એમની વચ્ચે કશીક રકઝક ચાલી રહી હતી. મોટીબહેન કહેતાં'તાં કે, બાએ સવારની વાતનો અન્નનો દાણો સરખોય લીધો નહોતો. પણ ગ્રહશાંતિ કરવા તો કાકા-કાકી બેઠાં હતાં, તો પછી બાને ઉપવાસ કરવનું કયું કારણ હશે ? શરીરમાં માંડ મુઠ્ઠી હાડકાં રહ્યાં છે હવે તો ! એની ઊંડી ઊતરેલી ફિક્કી આંખોની આસપાસ જામેલી થોથર, ને કાળાં કાળાં કૂંડાળાં...? મોટીબહેનેય ખરાં છે હોં... આ ઉંમરેય બાને બિચારીને આટઆટલાં ઘરેણાંનો ઠઠારો કરવાની શી જરૂર હતી ?... સૂક્કા બંગડી જેવા હાથમાં ચચ્ચાર તો બંગડીઓ ને નીકળી ન પડે એટલે દોરીથી બાંધેલું લૉકીટ ! છાતીના ખાલીખમ લાગતા પીંજરા પર ઝૂલતો હાર, ને રહી જતુંતું તે માથે બચેલા માંડ બે-ચાર વાળનેય ડાય કરી હતી. બાને પાયોરિયા થયો હતો કે શું ? બિચારીને મોઢાનું ચોકઠુંય કરી આપે કોણ ?... સૌ પોતપોતાના તાનમાં મસ્ત હતા. બસ, ધંધો... વેપાર... પૈસો !

પડખું બદલીને આંખોને બળજબરીથી મીંચી રાખી. થોડી વારમાં જ બંધ આંખો સામે વરઘોડો, વરરાજાની બગી, રામણદીવો લઈને ચાલતું એક હાડપિંડર ? ને જાનડીઓની સાથે અડવડિયાં ખાતી ચાલતી બાને કોણે પકડી રાખી હતી ? મોટીબહેને ? કે કાકીએ ?... કે પછી ખુદ બાએ જ પોતાની જાતને સંભાળી લીધી હતી કે શું ? મોટીબહેન કેતાં'તાં બા મને કહેતી હતી કે તમે કોઈ મારી ચિંતા કરતાં નઈ હોં. એ આવ્યો અવસર રંગેચંગે પાર પાડીશ... અવસરને બગડવા નઈ દઉં હોં !"

★

દીપુ, ના, દીપક તો જાણે સાવ બદલાઈ ગયો હતો !? હા, એની આખીય સિકલ જ એકદમ બદલાઈ ગઈ હતી. હા, એની નજર, એનો ઘેરો - મર્દાના અવાજ, એનું ઊઠવું. બેસવું, ને એનું હસવું ? ને એનું સાવ મીંઢું મૌન ?... મોટીબહેનેય કહેતાં'તાં :

''બાપુજીએ દીપકને એટલો બધો મોઢે ચડાવી મૂક્યો છે કે ન પૂછો વાત. એમને તો તૈણ તૈણ છોડીઓ પર પાછલી ઉંમરે પાટવી કુંવર પધાર્યા એટલે તો જાણે ઓહોહો ! આભના તારા માગે તોય હાજર... પણ હવે તો એ બાપુજીના માથેય છાણાં થાપે તેવો ઉસ્તાદ થઈ ગયો છે હોં. હા, કોઈનુંય માન નથી રાખતો, કોઈ કોઈ કેવા જાય તો તરત સામેથી મોં ચૂંટી લે, નાનામોટાનો તો જરાય ખ્યાલ નથી રાખતો. બોલો !... થોડા દા'ડા મોરે મેં એને શાંતિથી સમજાવીને કીધું કે 'ભૈં, એં... તારે છ ન જાતે જઈને અપી ને પરેશકુમારને તારા લગનમાં...' તે પાધરો મને એ સું કે' ખબર છે ? 'મોટીબહેન, અમારા ઘરમાં તમારે માથું નઈ મારવાનું હા !' બોલો, કહી રહ્યાં હવે ?''

જોકે મોટી બહેન તો વીરુની પાછળેય કોણ જાણે કેટલાય ફોલ્લા ફોડતાં'તાં. કહે : ''આ વીરુડીય કંઈ ઓછી નથી હોં.. ભૈ-બુન બેય સરખાં છ... બોલો, ભૈના લગન મોં મોટઈ દેખાડવા એ છેક મુંબૈથી મોટર લઈને આઈ છ, આવડી છ મઈનાની છોડીને લઈ ડ્રાઈવર હંગાથે આવવાની હિંમત કોઈ એકલું બૈ માણસ કરે ખરા !? પણ લગનમાં વટ પાડવાનો હોય એટલે થાય સું ?...''

હા, મોટી બહેનની વાતય સાવ કાઢી નાખવા જેવી તો નહોતી. ક્યાં પે'લાંની શરમાળ વીરુ, ને ક્યાં આજની ઠસ્સાદાર મેડમ !... બૉયકટ વાળ, સ્લીવલેસ બ્લાઉઝ, સોનેરી ફ્રેમનાં ગોગલ્સ, ને લિપસ્ટિકના લપેડા તો ખરા જ. નાના ગામડા ગામમાં આવું બધું શોભે ખરું ? કંપનીના કામ અંગે વીરુના મિસ્ટરને જાપાન જવાનું થયું હતું. બસ, આટલી આ વાત વીરુએ સૌની આગળ કોણ જાણે કેટલીય વાર કરી હશે ?... મોટીબહેન કહે : ''જોયું ? આ વીરુડી કેવી આછકલી થઈ ઘઈ ! તારા જીજાજી આખી જિંદગી મિલમાં મુકરદમ રહ્યા તોય ભૈસાબ, અમે તો કોઈ દા'ડો કોઈનીય ઓમ...''

મોટી બહેનની વાતમાંય મને તો ઘણીય વાર હસવું આવે. કોણ જાણે હજુ આટલાં વરસેય એમની કોઈની આઘીપાછી કરવાની ટેવ તો.. હા, વીરુના લગનમાં હું જાણીજોઈને આવી નહોતી. એ વેળાએ ઘા તાજો હતો. બાપુજી ગુસ્સામાં હતા. મોટીબહેન કહે, ''મેં કીધું બાપુજી, અપી લગનમોં આવે નઈ તો અમારાથી તો ?...'' બાપુજી એકદમ તાડૂકી ઊઠેલા : ''જા, તુંય હેંડવા માંડ, મારે કોઈનીય જરૂર નથી.'' કાકાએ પણ એમને બહુ સમજાવ્યા, તો કહે, ''મારે મન તો હવે એ મૂએલી જ સમજો... આખી નાત વચ્ચે બે ટકાનો કરી મૂક્યો એણે તો મને...'' જોકે આના આ જ બાપુજીએ આ વેળાએ બાની આજીજીને કારણે કે પછી એની નરમગરમ રહેતી તબિયતને લીધે એને માત્ર સારું લગાડવા ખાતર પણ સામે ચાલીને ફોન કર્યો હતો. ભલે બે શબ્દોમાંય એટલું તો કહ્યું'તું કે ''તમે બેય જણાં આવજો !'' જોકે હું એકલી આવી છું તોય હજી એમણે એકેય વાર આંખો મેળવીને, મોઢામોઢ એટલુંય પૂછ્યું નથી કે, ''પરેશકુમાર હજુ કેમ નથી આવ્યા ?''

પરેશ આટલા માટે જ જાણી જોઈને આવ્યો નથી. એ કહે : ''હું આવું ને મને કોઈ બોલાવે નહીં તો એમાં મારા કરતાં તારું અપમાન વધારે કહેવાય.''



મેં પડખું ફેરવ્યું.

બારીના ચોકઠામાં હવે થોડો ઉજાસ કળાયો હતો.

ભળભાંખળું થવામાં હવે બહુ વાર નહોતી કદાચ.

હમણાં કાં તો બધાં જાગી ઊઠશે. દીપુને પીઠી ચોળવાની હતી. ચાપાણી, ને હા, ના કરતાં કરતાં સહેજે સમય જતો રહેવાનો, એ પછી વરઘોડા માટેની તૈયારીય... નીચેથી બાપુજીનો અવાજ સંભળાઈ રહ્યો હતો ! કદાચ મેં ભાગ્યે જ આટલા મોટેથી બોલતા એમને સાંભળ્યા હતા. હા, દીપક, દીપક જ કરાંજી રહ્યો હતો. શા માટે ? ઘરમાં આટઆટલા મહેમાનો આવ્યા હોય, ને આ બધો તમાશો સારો લાગતો હશે. હવે ! ખરું કહેવાય આ તો ! વાઘ જેવા બાપુજી, જેમને જોતાં જ એક વારનો સાવ નાનકો દીપુ ઉંદર - છછૂંદર જેવો બની જતો'તો, એ જ આજે કેવો ચડી ચડીને છણકાતા સાદે બોલી રહ્યો'તો !...

ખૂણામાં સૂતેલાં મોટી બહેન કદાચ જાણી જોઈને પડ્યાં રહ્યાં'તાં. એમને એમ કે શા માટે કોઈને બે ખરાખોટા શબ્દો કહીને નાહકનાં અળખાં થવું !...

- ને હું તો જાણે આખી રાતની વાતની આળોટી રહી હતી - મારી અગન પથારીમાં, મારે કોને કહેવું ?... ને બે શબ્દો કહેવાનો હકેય ક્યાં હતો મને ?...

આજે ગ્રહશાંતિ પત્યા પછી મોડેથી કાકીને ત્યાં પાણી ભરવા માટે હું અને મોટીબહેન ગયાં હતાં. ને ત્યાંય આની આ જ વાત ઉખેળાયેલી. મેં કહ્યું : ''મોટી, આ લગન પતી જવા દ્યો. પછી મારે બાપુજીને અને આ દીપુડાનેય રોકડે રોકડું પરખાવી દેવું છે એક વારનું. તમે બધા ભેગા થઈને નાતની પંચાત કૂટો છો તે ચાર ભણેલા ગણેલા છોકરા તો બતાવો મને આપણા ગોળમાંથી ? મેં ગોળ તોડ્યો એમાં તમારે માથે આભ તૂટી પડ્યું ?''



બરાબર દીપકને પીઠી ચોળવાના સમયે જ બા પાછી ફરી પડી ગઈ ને તરત એના દાંત બંધાઈ ગયા. સહેજ વારમાં એ બચી ગઈ આ વેળાએ તો, નહીં તો પાણિયારાની ધાર સીધી જ માથામાં ને 'હેમરેજ' ?

બાને પંખા નીચે સુવાડી, પણ શરીર આખું એનું ખેંચાઈ રહ્યું હતું. મોટીબહેન આમેય પાછાં બહુ ઢીલાં, એ રડી પડ્યાં. ''બાપુજી, ફોન કરોને દાક્તરને.''

બાપુજીએ તરત ફોન કર્યો.

આ બાજુ પીઠીની તૈયારી ચાલતી હતી ત્યારની વાતનો દીપુ તો કોણ જાણે ક્યાં સંતાઈ ગયો'તો ? ઘરમાં બધે ખોળાખોળ ચાલી રહી હતી.

ગોર મહારાજ, વીડિયોવાળો ને વાળ સેટ કરવા માટે આવેલો માણસ બધાય ક્યારનાય આઘાપાછા થતા હતા. અમદાવાદથી બેન્ડવાળાય આવી ગયા હતા ક્યારનાય. પીઠી પતે એટલી વાર હતી વરઘોડાની... ઓરડો આખો ભરાઈ ગયો હતો.

બાની હાલત આ વેળાએ મારાથી જોઈ શકાઈ નહીં, એક વાર મારે ધરાઈને રડી લેવું હતું. પણ સૌની હાજરીમાં તમાશો બની જવાની બીકે હું વીરુની ટીનકુડીને તેડીને તરત મેડા પર ચડી ગઈ. થોડી વારમાં જ વીરુય મારી પાછળ ઉપર આવી. એને રડતી જોઈ એટલે તરત માંડ માંડ મનને મક્કમ કર્યું હતું તોય આંખો મારી ચોધાર વરસી પડી. વીરુએ આંખો લૂછતાં લૂછતાં કહ્યું : ''બા, બાપુજી અને દીપક વચ્ચે સવારે ખાસ્સી રકઝક થઈ'તી, ને પછી ડ્રાઈવરને લઈને એ ક્યાંક જતો રહ્યો છે રિસાઈને... એક બાજુ પીઠી ચોળવાની છે હજુ ને બા !?...'' વીરુને મેં બોલવા દીધી ને પછી આંખો લૂછી હું બેસી રહી, ચુપચાપ, ટીનકુડી સૂઈ ગઈ એટલે અમે બેય નીચે આવ્યાં.

બાની હાલત એકદમ બગડી ગઈ હતી કદાચ, બાપુજીને આવા સાવ નંખાઈ ગયેલા તો ભાગ્યે જ જોયા હતા મેં... ડૉક્ટરે ઈંજેક્શન આપ્યું હતું ને બા એના ઘેનમાં કણસી રહી હતી. થોડી થોડી વારે શરીર એકદમ કમાનની જેમ ખેંચાઈને વળી જતું હતું. ને વીખરાયેલા વાળ, સૂજી ગયેલી આંખો, મોંમાંથી નીકળતું ફીણ... મારાથી પાસે બેઠેલી વીરુનો હાથ પકડાઈ ગયો એકાએક. એ રડી રહી હતી.

અવસરવાળા ઘરમાંય ભેંકારની શાંતિ છવાઈ ગઈ હતી. કેવળ પંખાનો સરસરાટ ને કોઈના ખાંસવાનો અવાજ સંભળાઈ રહ્યો હતો. બહાર ફળિયામાં બેન્ડ થોડીવાર પહેલાં શરૂ થયું હતું પણ કોઈએ કદાચ બંધ કરાવી દીધું હતું, જાણી જોઈને.

કોણ જાણે કેમ મારાથી હવે બાની સામે જોઈ શકાતું નહોતું એટલે ભીંજાયેલી નજર ફરવા લાગી.

ગણેશ માટલી પાસે પીઠી માટેની તૈયાર કરેલી થાળી પડી હતી. ફૂલોના હાર ભરેલો કરંડિયો, હાથે બાંધવા તૈયાર કરેલું મીંઢળ, રંગ કરેલી દીવાલો, રંગની તીવ્ર વાસ, છત, બારણાં, બારસાખ, લાભ-શુભ સાથિયા, તોરણ, ઉંબરની અંદર, બહાર બેઠેલાં ઊભેલાં કાકા, કાકી, મામા અને બાના ખેંચાઈ જતા શરીર પાસે બઠેલી મામી ને મોટી બહેન, નજીકમાં બેઠેલા બાપુજીની આસપાસ ઘેરાયેલી ઘણી બધી ચિંતાગ્રસ્ત નજરો. દબાતાં ડૂસકાં ને પંખાનું ચક્કર ચક્કર ઘૂમરાવું. મારી અડોઅડ બેઠેલી વીરુએ વળી મારો હાથ મજબૂતપણે પકડી રાખ્યો હતો. મારી આંસુ વિહોણી આંખો એકાએક ગણેશ માટલી પર મંડાઈ ને, તરત જ વીરુનો હાથ ધીરેથી છોડાવીને હું ઊભી થઈ ગઈ. માટલી પરનો દીવો સાવ રાણો થઈ જવા આવ્યો હતો. મેં ધ્રૂજતા દીવાની વાટને ધીરેથી સંકોરીને, બાજુમાં પડેલી ઘીની બરણીમાંથી બે ચમચી ઘી નાખ્યું. અંદર બહારના ખંડમાં એકાએક કશો સંચાર થયો.

નીચે બેઠેલાં બેત્રણ જણ ઊભાં થઈ ગયાં એકાએક.

કોઈએ કહ્યું, ''દીપક ભૈ આવી ગયા !''

થોડીવારમાં જ બારણામાંથી રસ્તો કરતો, દીપક - દીપુ ઝડપથી અંદર પ્રવેશ્યો, એના થાકેલા મ્લાન ચહેરા પર પહેલી વાર કદાચ થોડુંક ઓશિયાળાપણું વરતાયું. આવતાંની સાથે જ એ બાની પાસે બેસી પડ્યો : ''બા !'' એટલું બોલતાંની સાથે એનો અવાજ થોડોક ફાટી ગયેલો જણાયો. બાની આંખો મીંચાયેલી હતી, મોઢામાંથી ફીણ નીકળી રહ્યું હતું. અને એના ખેંચાઈ જતા હાથને પકડી, બાને જાણે ઢંઢોળી રહ્યો હોય તેમ દીપુ ધીમે બોલ્યો, ''બા, જોતો ખરી, કોણ આવ્યું છે !'' દીપુના કંપતા શબ્દોએ મને એકાએક હચમચાવી નાખી. ચમકી ગયેલી, આંસુથી થોડી થોડી ભીંજાયેલી નજરે મેં પહેલી જ વાર બારણા પાસે ધ્યાનથી જોયું. માન્યામાં ન આવે એ રીતે પરેશ આવીને દીપક પાસે બેસી ગયો હતો એકદમ ઉદાસ ઉદાસ ચહેરે.

થોડીક વારમાં જ બાપુજીનો ઊંડી કંદરામાંથી નીકળતો હોય તેવો અવાજ સંભળાયો : ''મહારાજ ક્યાં ગયા ? એમને કો'કે ઘેરથી થોડુંક ગંગાજળ લઈ આવે !''

અને એ સાથે જ હું અને વીરુ બાની પાસે અવાક બનીને બેઠેલી મોટી બહેનને એક સાથે વળગી પડ્યાં. બાને વળગ્યાં હોઈએ એ રીતે.

*૩૩, રોયલ વ્યુ, કડી-કરણનગર રોડ,*
*કડી (ઉ.ગુ.)-૩૮૨૭૧૫, જિ. મહેસાણા.*
*મો. ૯૪૨૭૯૦૯૯૦૨*



# શ્રદ્ધાદીપ

*- ભી. ન. વણકર*

વિનાયક વહેલી પરોઢે ઊંઘમાંથી અચાનક જાગી ગયો. તેને થયું, ''જાણે, માએ જ મને જગાડી દીધો ન હોય બસ, આમ જ મા ઘંટીએ દળણું દળી, પછી વલોણાની તૈયારી કરતાં વહેલી પરોઢે મને જગાડી દેતા.

વિનાયકે ધીમે રહી પડખું ફેરવ્યું. સૂતાં સૂતાં બારી ખોલી બહાર જોયું. દૂરની વસાહતમાં કૂકડો કૂકડેકૂક બોલી રહ્યો હતો. બારીમાંથી સુમધુર પવન મંદમંદ વહી રહ્યો હતો. જાંબુડાના વૃક્ષમાં બેઠેલો નરમાદા કોયલ પંચમ સૂરે વારાફરતી ટહુકી રહ્યાં હતાં લીમડા ઉપર કાગડો - કાગડી કા, કા, કા, ...કરતાં ઊડી, ફરી ફરી પાછાં ડાળ ઉપર આવી બેસતાં હતાં.

વિનાયકે બારણું ખોલ્યું. બહાર અગાસીમાં આવી ઘડીભર ઊભો રહ્યો, પછી મનોમન વિચારે ચઢ્યો, હવે, કમ્પાઉન્ડના આ બગીચાની સંભાળ મા વિના કોણ રાખે, માએ વાવેલો આંબો, આમળો અને સરું માથોડું થયેલાં, એય માના મરણ પછી સુકાઈ ગયાં. માને સરગવો પ્રિય હતો પણ વાંદરાઓએ કૂદાકૂદ કરી ભાંગી નાખ્યો. આજે તો બગીચામાં એક માત્ર લીમડો, જાંબુડો અને ગુલમોર લીલાંછમ લહેરાઈ રહ્યાં છે વૃક્ષો માને પ્રિય હતાં,

વિનાયક અગાસીમાંથી ધાબા ઉપર આવી એક - બે આંટા મારી હીંચકામાં જઈ બેઠો. તેણે ખુલ્લા આકાશમાં જોયું. તેજસ્વી તારાઓ ઝગમગી રહ્યા હતા. પંખીઓ ઊડી રહ્યાં હતાં. વિનાયક માના વિચારે ચઢ્યો. માની અંતિમ ઘડીએ હું તેમની પાસે હતો. એકાએક માનો શ્વાસ રૂંધાવા લાગ્યો હતો. માના માથે હાથ ફેરવતાં, મેં માને બોલાવ્યાં. માએ આંખો ખોલી સામે જોયું. ભ...ઈ... એવું કશુંક બોલી, હોઠ ફફડાવી રહ્યાં હતાં પરંતુ સમજાતું નહોતું ઘડીભર ટગરટગર સામે જોઈ રહ્યાં, પછી માની આંખો ચકરવકર થવા લાગી. મા ભાન ભૂલી રહ્યાં હોય એવું લાગ્યું. ઓશીકા પાસે બેસી મેં એક હાથે માનો હાથ પકડી રાખ્યો હતો અને બીજો હાથ કપાળ ઉપર ફેરવી રહ્યો હતો. ત્યાં તો માએ ઊંડો શ્વાસ લઈ આંખો ઢાળી દીધી હતી... માની યાદમાં વિનાયકથી ડૂસકું લેવાઈ ગયું. આંખોમાંથી આંસુ ટપકવાં લાગ્યાં.

વિનાયકને વતનનું ડેલા જેવડું દાદાનું માટીનું નળિયાવાળું ખોરડું યાદ આવ્યું. જેમાં દાદા-દાદી, ભા અને મા - સૌ એ અંતિમ શ્વાસ લીધા હતા. દાદા ઊંચા પડછંદ હતા. કાને સોનાના વેળિયાં અને માથે આંટાળી પાઘડી બાંધતા. આંગણે ઢોલિયા જેવડા ખાટલામાં બેસી, રૂપેરી હોકો ગગડાવતા, સાથે પરોણા તો હોય જ. આમ ઘર સદાવ્રત જેવું હતુ. સાળના ખાડા ઉપર હંમેશાં ખાટલો ઢાળેલો રહેતો. વણવાનો ધંધો પડી ભાંગ્યો હતો. ભા વહેલી સવારે બળદગાડું લઈ ખેતરે જતા, ત્યારે બળદોની કોટમાં બાંધેલા ઘૂઘરા એવા તો ઘમઘમતા કે સીમ આખી જાગી જતી. મામાએ માને આપેલી ધામણીના દૂધનું આંતરા દહાડે વલોણું થતું. માની સામે હું વલોણાના નેતરા ખેંચતો, ત્યારે પરસેવે રેબઝેબ થઈ જતો. પછી મા ગોળીમાંથી જેવું માખણ ઉતારે એનો જ હું હાથ વડે માખણનો લૂંદો લઈ ખાવા લાગી જતો. મોંઢુ માખણ, માખણ... થઈ જાય. ઘડીભર હું જશોદા મૈયાનો કાનુડો બની જતો.

દાદા-દાદીના મૃત્યુ બાદ આંગણામાં મા ઢોયણી ઢાળીને બેસતાં. માનું શ્વેતકેશી માથું અને ગુલાબી ચહેરો હતો. કાને સોનાનાં ઓગનિયાં, પગમાં ચાંદીના કડલાં અને હાથમાં ચાંદીનો ચૂડો; લાલ ઝેમીના સાડલામાં શરીરને એવું તો સંગોપીને મા બેસતાં જાણે મૂર્તિ સમાં ! વાસતી વહુવારુઓ ઢોયણીની આજુબાજુ વિંટળાઈ વળતી. મા સૌને આવો - આવજો કહી આવકાર અને ખબરઅંતર પૂછે. આમ, માના કારણે વાસ આખો ભર્યો લાગતો. આજે તો ખોરડા વચાળે સાળનો ખાડો પુરાઈ ગયો છે, પરંતુ ખોરડાના કેડસમાં માટીનાં ભીંતડાં અને પૂંઠે વખડાનું વૃક્ષ સાક્ષીરૂપ ઊભાં છે.

બળેવ ટાણે મામાને રાખડી બાંધવા મા સાથે હું અને ભા ઊંટ ઉપર સવાર થઈને ગયેલા. મા માટે મામા ભેટમાં તાંબાનું બખરિયું લાવેલા. ત્યારે ચોરામાં ચર્ચાનો વિષય બનેલો. મામાએ ઊંટના કાઠડાની પાછલી ખૂંટે બખરિયાનું કડું ભરાવેલું, એટલે છેક સુધી રસ્તામાંય બખરિયાનાં કડાં ખડિંગ ખડિંગ ખખડતાં રહ્યાં. ગામ વચ્ચે થઈ ઘરે પહોંચ્યાં ત્યાં સુધી સૌ માટે ચર્ચાનો વિષય બની રહેલો. વાસની વહુવારુઓ માને પગે લાગી, બખરિયાનાં વખાણ કરવા લાગી હતી...

મા દરરોજ દાદાને ન્હાવા માટે નાવણિયે બખરિયામાં ગરમ પાણી આપતાં. મને પણ બખરિયામાં બેસાડી બળાયા પાણીએ, મામાનું ઘર કેટલે, દીવો બળે એટલે. ગાતાં ગાતાં નવડાવતાં, અને હું બખરિયાનાં કડાં ખખડાવવામાં મશગૂલ રહેતો. એક દિવસ મામા આવેલા. તેમને ન્હાવા માટે બખરિયામાં પાણી આપેલું. આ ટાણે દાડિયા કરવા મુખી વાસમાં આવ્યા હતા. તાંબાનું બખરિયું જોઈ મુખીથી સહેવાયું નહીં, કરડાકીથી બોલ્યા, ''મહેમાન, ક્યા ગામના મેતર છે ?'' પરંતુ મામાએ જવાબ ન આપતાં મુખીને ખોટું લાગશે, તેવું સમજી માએ કહ્યું, ''મુખી સાહેબ, એ તો મારા ભાઈ છે. પણ... તમારા હાથમાં દંડો જોઈ આ મારી ધામણી ભડકે છે,'' મારકણી છે, ક્યાંક સાંકળ તોડશે... ''આ સાંભળી મુખીને વધારે માઠું લાગ્યું.'' ન્હાવા માટે તાંબાનું બખરિયું અને આંગણે ધામણી... મનોમન બબડતાં, મુખીના હૈયે ઈર્ષાનો અગ્નિ ભભૂક્યો હોય તેમ ચૂપચાપ ચાલતી પકડી. ત્યારબાદ બખરિયું અને ધામણી ચોરવાના પ્રસંગો બનતા રહ્યા હતા. ધામણી તો ભારે મારકણી હતી એટલે કોઈનો ગજ વાગે તેમ હતો નહીં. પણ બખરિયું ચોરવાના પ્રસંગ બનતા રહ્યા હતા. એક દી' સાંજના ટાણે, અંધારાનો લાભ લઈ, બહાર રહી ગયેલું બખરિયું, કોઈ ચોરીને ભાગ્યો, ત્યાં તો મા જોઈ ગયાં. વાઘણની જેમ ત્રાડ નાખતાં, પૂંઠે દોડીને તરાપ મારી અંધારામાંયે ચોરના હાથમાંથી બખરિયું ઝૂંટવી લીધું હતું. ત્યારથી માએ મૃત્યુપર્યંત બખરિયાને જીવની જેમ સાચવી રાખ્યું હતું. માએ કહેલું, દાદાના 'પરભા' અને

'કળશિયા વખતે પણ આ બખરિયા વડે જ શીરો પિરસાયો હતો. વાર-તહેવારે કણેક આપવા માટે મા બખરિયું ભરીને દાણા લઈ બેસતાં. આજે તો દાદા, ભા કે મા રહ્યાં નથી. માત્ર બખરિયું માની પૂણ્ય સ્મૃતિમાં રહ્યું છે.'

આમ, વિનાયક મનોમન વિચારી રહ્યો હતો. 'દાદા અને ભા તો વહેલા ગામતરે ગયા, પરંતુ દાદાનો ચાંદીનો હોકો અને ભાનું આંબાવાડિયું વેચાઈ ગયું ત્યારે હું જૂના ઘરમાં ગોદડાના ડામચિયા ઉપર માથું ઢાળીને ધ્રુસકે, ધ્રુસકે રડી પડેલો.'

વિનાયક મનોમન ભૂતકાળમાં સહજ ભાવે સરી પડ્યો... 'સદી પૂર્વેનો દાદાના નામે લીધેલો ગાયકવાડ સરકારનો આઠ આનાનો સ્ટેમ્પ પેપર. જેમાં જ્ઞાતિ પંચના ઠરાવો લખાયા છે. એવો જ સાત દાયકા પૂર્વેનો સ્ટેમ્પ પેપર્સ ભાના નામનો આંબાવાડિયાનો દસ્તાવેજ લખાયેલો છે. તેમજ તે સમયનો ભાનો ફોટો અને માનું તાંબાનું બખરિયું, બાપ-દાદાની આ અમૂલ્ય વિરાસતને વારસામાં મેં સાચવી રાખી છે. પૂર્વજોની ઔદાર્યતા, કર્મઠતા અને કૌશલ્યતાનું પૂણ્યશ્લોકી સ્મરણ, મને શ્રદ્ધા-દીપ સમું પ્રેરણારૂપ છે.'

મોબાઈલના ઊંચા ટાવર ઉપર આવી બેઠેલી સમડીઓના ક્રાઉં, ક્રાઉં... કકળાટે વિનાયક સભાન બની ઊભો થયો. દૂધવાળાની સાયકલની ઘંટડી વાગતાં વિજયાએ દૂધ લીધાનો અણસાર આવતાં વિનાયક આજુબાજુ જોઈ ફરી હીંચકામાં બેઠો. ટેવ મુજબ તેણે ઊંચે આકાશમાં જોયું. પારેવાં હારબંધ તીણી ચીસો પાડતાં ઊઠી રહ્યાં હતાં. વિનાયકને થયું, 'પંખીઓ પણ કેવાં શિસ્તબદ્ધ ઊડી રહ્યાં છે. જયારે વિજયા હંમેશાં મારાથી ઊફરું વિચારે છે, વિનાયક વિજયાના સ્મરણે ચઢ્યો...' વિજયાએ કહેલું, હું સાસરે આવી ત્યારે, સાચું કહું છું, આ બખરિયું, દાથરી, ચાટવો, હોલ્લું, દૂણું, ગોરશી, ભેડકું, રવૈયો, કલાડું, ધામણી... એવાં તો કેટલાંય પ્રથમ વખતે જ જોવા અને સાંભળવા મળેલાં, પરંતુ આજે બખરિયા સિવાય આ સઘળી વિરાસત ક્યાં ગઈ ? બધું જ કાલગ્રસ્ત છે. આજે કોઈના ઘેર બખરિયું જોવા મળે છે ? મને બરાબર યાદ છે, આપણે વતન છોડીને શહેરમાં નવા બંગલામાં રહેવા આવ્યા ત્યારે મેટાડોર ભરીને જૂનાં પુસ્તકો અને કોથળો ભરીને તાંબા-પિત્તળનાં વાસણો સાથે બખરિયું લઈને આવેલા. આ બખરિયું જોઈ સોસાયટીના સૌ કોઈ વિસ્મય નજરે જોઈ રહ્યા હતા. કેટલાક મનોમન મલકાયેલા. 'આ લોકો બધું શું લાવ્યા છે ?' પરંતુ કહે કોણ ? આજેય જે કોઈ આવે છે તે કહે, 'બધું જ બરાબર ગોઠવાઈ ગયું છે, પણ... આ તાંબાનું બખરિયું એય પૂજા-ખંડમાં કેમ છે ?' કહેતાં હસી જાય છે. સાચું કહું, તાંબા-પિત્તળનાં જૂનાં વાસણો રાખવાનો શો અર્થ છે ? વપરાશમાં આવતાં નથી, ઊલટાની અડચણ વધારે છે. હું હવે કંટાળી ગઈ છું. એક દિવસે આ જૂનાં વાસણો ભેળું બખરિયુંય વેચી મારીશ, પછી કોઈ કહેતા નહીં મને ?'

વિનાયક વ્યાકુળ હૈયે મનોમન વિચારી રહ્યો હતો, 'અંતે તો, વિજયા બખરિયા વિશે જ વાત કરે છે ને ? તેને ગમે ના ગમે. બખરિયું માની યાદ છે, પૂર્વજો પ્રત્યેની શ્રદ્ધા છે, તેમજ પૂજા એ શ્રદ્ધાનો વિષય છે. દાદા અને ભાના અંગૂઠાનાં નિશાન અને નામવાળા સરકારી દસ્તાવેજ અને ફોટો, સાથે માનું પ્રિય બખરિયું, જેમના ઉપર તેમનું પણ નામ છે. આ સઘળું પૂજવા યોગ્ય છે. પૂર્વજોની પૂણ્ય સ્મૃતિનાં પ્રતીક છે. માતા-પિતા જ સાચાં દેવ-દેવી ગણાય. સાચા શ્રદ્ધા-દીપ છે. હું મારા પૂજાખંડમાં માતા-પિતાના નામ સ્મરણની જ પૂજા કરતો રહીશ.' વિનાયક વિચારામાં રાચી રહ્યો હતો.

'સાંભળો છો ?' વિજયાએ રસોડામાંથી બૂમ પાડતાં કહ્યું, 'વહેલા પરોઢે જાગ્યા છો ? હવે ક્યાં સુધી બેસી રહેશો ? ચા-નાસ્તો તૈયાર થઈ રહ્યો છે, નીચે આવો !'

વિનાયક સ્મૃતિભંગ થતાં, એકદમ ઝબકી ગયો. તેણે આંખો મસળતાં ઊંચે જોયું. સૂર્ય-કિરણોનો સુરખીભર્યો ઉજાસ આકાશમાં પ્રસરી રહ્યો હતો. ક્ષિતિજે વાદળીઓ રતુમડી રેખાઓ તાણી રહી હતી. પોપટનું ટોળું સવારની શાન્તિનો ભંગ કરતું ઊડી રહ્યું હતું. વિનાયકના હૈયે મધુર સ્મરણની પ્રસન્નતા રુંવે રુંવે પ્રસરી રહી હતી.

વિનાયકે નીચે ઊતરી ઓરડામાં પ્રવેશતાં જ રસોડા તરફ નજર કરી, 'ઓહો ! ચા-નાસ્તો તું તૈયાર કરી રહી છે ! હું ન્હાઈ ધોઈ પૂજા કરી આવું છું.' કહેતાં ટેબલ ઉપર પડેલા દૈનિક સમાચાર પત્ર તરફ ઉપેક્ષાની નજરે જોઈ વિનાયક બાથરૂમમાં ગયો. વિજયાએ ગઈકાલે બાથરૂમની સફાઈ કરી હોય એવું લાગ્યું. વિનાયકે ગીઝરનો નળ ચાલુ કર્યો, ટબમાં હાથ ઝબોળ્યો. ઘડીભર એને બાળપણની સ્મૃતિ તાજી થઈ. જાણે હું બખરિયામાં બેઠો હોઉં, અને મા મને બરાયા પાણીએ નવડાવી રહ્યાં ન હોય !

વિનાયક તૈયાર થઈને મનોમન 'માતૃ દેવો ભવ ! પિતૃ દેવો ભવ !' વંદના કરતો પૂજા ખંડમાં ગયો. દીવાની અર્ધ બળેલી દિવેટો, અગરબત્તી અને દિવાસળીની સળગેલી સળીઓ અને કરમાઈ ગયેલાં ફૂલ વગેરેની વિજયાએ કાલે સફાઈ કરી હોય એવું લાગ્યું. નિત્યક્રમ મુજબ વિનાયકે ભાની છબી સમક્ષ દીપ ધર્યો, અગરબત્તી પેટાવી, ફૂલ ધર્યાં... પછી વજાસનમાં બેસી પૂર્વજોની પૂણ્ય સ્મૃતિમાં નતમસ્તકે નમ્યો. બે હાથ જોડી પ્રાર્થના કરતા જાણે શ્રદ્ધા-દીપની જ્યોત હૈયે ઝળહળી રહી હોય તેમ ધ્યાનસ્થ થયો. ધ્યાન પૂર્ણ થતાં, તેણે જમણી દીવાલે દસ્તાવેજની છબીને અગરબત્તીનો ધૂપ ધર્યો. પછી ડાબી દીવાલે બખરિયા તરફ અગરબત્તી લંબાવી પણ ત્યાં તો બખરિયું નહોતું. વીજળી પડી હોય તેમ ઓચિંતી વિનાયકના હૈયે ફાળ પડી. ઘડીભર આંખે અંધારા આવી ગયાં. વિનાયક ઘાંટો પાડીને બોલી ઊઠ્યો. વિજયા બખરિયું ? બખરિયું ક્યાં ગયું ? વિનાયકના ચિત્તમાં ઓચિંતો ચમકારો થયો, નિશ્ચે... કાલે વિજયા એ બખરિયું...? ઘડીભર તેણે આંખો ઉપર હાથ ધર્યો, હૈયે ઊંડી વેદના અનુભવી રહ્યો હતો.

વિજયા રસોડામાં ચા-નાસ્તો બનાવી રહી હતી. 'આવું છું' કહેતાં તેણે ગેસ બંધ કર્યો. રસોડાના સ્ટોરમાંથી બખરિયું લઈ આવતાં, બોલી રહી હતી, 'બખરિયું માંજવા લીધું હતું, લાવું છું, પરંતુ, વિજયાના શબ્દો પૂજા-ખંડમાં પડઘાય એ પહેલાં તો બેબાકળું બની ગયેલા વિનાયકથી ઓચિંતી ચીસ પડાઈ ગઈ, 'ઓ ઈ મા રે !'

*૫૧૬, ગાયત્રી સોસાયટી, સેક્ટર-૨૭,*
*ગાંધીનગર-૩૮૨૦૨૮.*
*મો. ૯૪૦૮૨૮૮૦૩૫*

# અન્યમાં શૂન્ય

*- નીતિન ત્રિવેદી*

તમે મતદાન મથકના દરવાજે પહોંચો છે. પ્રવેશ કરતાં જ જમણી બાજુએ ભીંત પર 'મતદાર સહાયતા'ના બેનર નીચે ટેબલ ખુરશી પરની વ્યક્તિને જુઓ છો. એ મતદારોને જુદાં જુદાં ઓળખપત્રો પરથી સ્લીપ કાઢી આપે છે. તમે એમની પાસે જાઓ છો. એ તમને સ્લીપ આપે છે. સ્લીપ આપતી વખતે એ તમને ઘડીભર જુએ છે. તમને કોઈ જુએ એમાં તમને વાંધો નથી પણ તમને જોઈ રહે એ વાતે અકળાઈ જાઓ છો. હા, આ માહોલમાં કોઈપણ કોઈની સામે જોઈ રહે એવું સર્કલ નહોતું. તમે બૂથ તરફ જવા પગથિયાં ચડો છો. અંદર જવાના દ્વારની ઉપર અને ડાબે-જમણે પૂંઠાના બોર્ડ્સ પર વિવિધ લખાણો છે. પ્રવેશ, ઉમેદવારોનાં નામો, શાંતિ જાળવો, પુરુષો, સ્ત્રીઓ, અહીં ધૂમ્રપાન કરવું નહીં, ઓળખ માટેના પુરાવાઓની યાદી... તમે ઘડીભર ઊભા રહી જાઓ છો.

સ્ત્રીઓની લાઈનમાં દસ-બાર સ્ત્રીઓ ઊભી છે. પુરુષોની લાઈનમાં વીસ-પચ્ચીસ પુરુષો છે. એ બંને લાઈનો વચ્ચેની જગ્યાએ અંદરની તરફ તમે જુઓ છો. ત્યાં ગોઠવાયેલ ટેબલ-ખુરશી પર ત્રણ-ચાર માણસો દેખાય છે. મતદાન પહેલાંની ઔપચારિક વિધિઓ કરતાં દેખાય છે.

પુરુષોની લાઈનમાં કોઈને લાગ્યું કે, તમે બે લાઈનો વચ્ચેની જગ્યાએથી અંદર ઘૂસી જવાની વેતરણમાં છો એટલે એ બૂમ પાડે છે, 'હેઈ લાઈનમાં... લાઈનમાં...'

તમે સહેજ ચોંકી જાઓ છો, પણ પછી મોં પર કોઈપણ ભાવ લાગ્યા વગર પુરુષોની લાઈનમાં છેલ્લે જઈ ગોઠવાઓ છો. આમ તો તમને આવું ગોઠે નહીં. પણ હા, પહેલાં તમે જ્યાં ઊભા હતા ત્યાં તો સહુ કોઈ તમને જોઈ રહ્યા હતા. કોઈ તમને જોઈ રહે એ પણ તમને ક્યાં ગોઠે છે? જો કે તમને મન તો થઈ જ ગયેલું, પુરુષો અને સ્ત્રીઓની બે લાઈનો વચ્ચે જઈને અંદર ઘૂસી જવાનું. કદાચ તમે ઘૂસી પણ ગયા હોત તો બબાલ થઈ જાત. એમ થાત તો તમે નાહકના બધાની આંખે ચડી ગયા હોત. કોઈની આંખે ચડવાનું તમને પસંદ ન પડત, આવું વિચારીને તમને રાહત થાય છે. તમને ઊંડે ઊંડે એવું થાય છે કે આમ તો ઘૂસ નથી મારતા હોતા પણ આવી બે લાઈનો વચ્ચેથી ચોક્કસ જઈ શક્યા હોત. ખેર, ધાર્યું થઈ શકતું નથી એ તો તમારી રોજની સમસ્યા હોય છે. આમ તો પહેલાં તમને આવી નાની નાની વાતે ચચર્યા કરતું એ હવે કોઠે પડી ગયું છે. બે લાઈન વચ્ચે ઘૂસી જવાની વાત નજીવી ગણાય છતાં એ ચચર્યા કરતી હતી. લાઈનમાં તમે આગળ વધતાં રહો છો. તમારી પાછળ બીજા ચાર-પાંચ મતદારો આવી ગયા છે.

તમે તમારી આગળ કે પાછળના લોકો સાથે કશી વાત કરતા નથી. તમને કામ સાથે મતલબ રાખવાની આદત છે. હવે તમે બારણાં પાસે પહોંચી ગયા છો. બારણાંની બંને બાજુએ સ્ત્રીઓ-પુરુષોની લાઈનો નજીક નજીક હોય છે, પણ બંને વચ્ચે અંતર છે. આ જગ્યાએથી જો તમે અંદર પ્રવેશી ગયા હોત તો શું શું થયું હોત, કે થઈ શક્યું હોત એની કલ્પનામાં સરી પડો છો.

હવે તમારી આગળ માંડ બે-ત્રણ મતદારો છે. એક પછી એક મતદાર પહેલાં ટેબલ પરના મતદાન અધિકારી પાસે જાય છે. એ મતદાનની ઓળખના પુરાવા ચકાસે છે. મતદારનો ચહેરો જુએ છે. પછી એમનું નામ બોલે છે. ઉમેદવારોના ચૂંટણી એજન્ટો એમના નામ પર નિશાની કરે છે. આ અધિકારી પણ નામ પર નિશાની કરી પુરુષ-સ્ત્રીના પત્રક પર સંખ્યા નોંધતા જાય છે.

તમે સહેજ અસ્વસ્થ થાઓ છો. ઓળખ આપવાની છે. પણ સાચી ઓળખ આપવાની ? પુરાવો આપવાનો છે, પણ સાચો પુરાવો આપવાનો ? ઓહ, તમને અકળામણ થાય છે. નથી કરવું મતદાન ? પણ ના, લાઈનમાંથી નીકળી પાછો ચાલ્યો જશે તો બીજાને શંકા જશે. અને તમારે શા માટે ડરવું પણ જોઈએ ? તમારા કાર્ડમાં તમારી ઓળખ છે. તમારું જ નામ છે. એ નામ મુજબની સ્લીપ છે. અહીં દરેક પાસે જે છે એ જ રીતની તો પોતાનીય ઓળખ છે, પછી શું ? વળી તમને ઝટકો લાગે છે. દરેક પાસે છે એ જ ખરેખર એની પાસે છે ? વ્યથા ચહેરા પર ડોકાય એ પહેલાં તમારો વારો આવી જાય છે.

તમે મતદાન અધિકારી પાસે જાઓ છો. આધાર ચકાસતી વખતે એ અધિકારી તમારી સામે જુએ છે. તો મને એવી રીતે નજર ફેરવી લો છો જાણે બિલકુલ સાહજિક લાગે. તમને લાગે છે કે, એ અધિકારી તમને ઝીણવટથી જોઈ રહ્યો છે. તમે એમના ટેબલ પરનાં બીજાં પત્રકો પર નજર ફેરવવા લાગો છો. થોડીવાર પછી એ તમારું નામ મોટેથી બોલે છે. ચૂંટણી એજન્ટો અને દ્વિતીય અધિકારી એને અનુસરે છે. એમની કાપલી ત્રીજી વ્યક્તિને આપે છે. એ વ્યક્તિ કોઈ મહિલા છે. તમે જમણો હાથ આગળ લાવી તમારી તર્જની ધરો છે. પેલી કહે છે, જમણા નહીં, ડાબા હાથની આંગળી પર નિશાન કરવાનું છે. તમને નિશાની કરવા માટે સ્ત્રી અને પુરુષના ડાબા-જમણા હાથની

આમ અલગ અલગ નિશાનીવાળી બાબત તમને સમજાતી નથી. તમને પૂછવાનું મન થાય છે પણ બંને હોઠ ભીડી બ્રેક મારી દો છો. તમારા તરફ કોઈનું ધ્યાન દોરાય એ તમને પસંદ નથી. તમારી આંગળી પર કરવામાં આવેલી અવિલોપ્ય શાહીથી ઊભી લીટીને તમે તાકી રહો છો.

હવે તમે મતદાન કુટીર તરફ જાઓ છો. અંદર જઈ ઈવીએમ પર નજર ફેરવો છો. પુરુષ ઉમેદવારોનાં નામ છે. સ્ત્રી ઉમેદવારોનાં નામ પણ છે. પણ મત કોને ? ના, બેમાંથી એકેયને નહીં. તો ? નોટા ? એટલે કે ઉપરમાંથી કોઈ નહીં નન ઓફ ધ એબોવ... કોઈ સ્ત્રી નહીં, કોઈ પુરુષ નહીં, નોટા ! ઓનલી નોટા !

તમારી શાહીવાળી આંગળી જાણે થરકતી થરકતી નોટાના બટનને દબાવે છે. આંગળી પર શાહીની ઊભી લીટીને તમે જોઈ રહો છો. સાત સેકન્ડ સુધી વીવીપેટ પર તમારું 'નોટા' પ્રદર્શિત થાય છે. આ 'નોટા'નો એક ચોક્કસ અર્થ હોવા છતાં વ્યર્થ છે. તમે જાતને આ નોટા જેવી અનુભવો છો.

તમારા પછીનો મતદાર તમારા બહાર નીકળવાની રાહ જુએ છે એ ખ્યાલ આવતા તમે સહેજ ઝડપથી બહાર નીકળો છો. મતદાન ખંડમાંથી પણ બહાર આવો છો. ભીતરની ગુફામાંથી પણ આ જ રીતે સરળતાથી બહાર આવી શકાતું હોત તો ? તમે ફિક્કું સ્મિત કરો છો. ભૂંસી ન શકાય એવી આ અવિલોપ્ય શાહીને તમે જોઈ રહ્યા છો. તમે તમારામાંથી કેટલુંક ભૂંસી નાંખવા માંગો છો, પણ કોઈ કારણથી એ ભૂંસી શકાતું નથી. આ શાહીમાં પણ આવું કારણ ભેળવવામાં આવ્યું હશે ?

તમે મતદાન ખંડમાંથી બહાર નીકળતાં નીકળતાં પાછળ નજર કરો છો. પેલા અધિકારીને તમે એના કામમાં પરોવાયેલો જુઓ છો. પણ એ જ ક્ષણે એની નજર ફરી તમારા પર પડે છે. તમને સહેજ વધુ ધકધક થવા લાગે છે. શું એને શંકા પડી હશે ? શી શંકા પડી હોય ? અને પડી હોય તો પણ શું ? છેલ્લા પ્રશ્નથી તમારામાં કંઈક આત્મવિશ્વાસ આવે છે. તમે બૂથના મકાનના ફળિયાને વટાવી દરવાજા બહાર નીકળો છો.

તમે મતદાન કરવા નીકળ્યા ત્યારથી અત્યાર સુધીના તમામ ક્રિયાકલાપો એકદમ નોર્મલ ગણાય એવા છે. પણ તમારી ભીતર કશુંક નોર્મલ નથી.

તમે બહાર રસ્તા પર આવો છો અને કોઈ જગ્યાએ એક ઓટલા પર બેસી જાઓ છો. કશું નહીં છતાં કેમ કશુંક ખટકતું અનુભવાય છે ? તમે આંખો બંધ કરી નાખો છો. તમારી સામે મતદાન મથકમાં પ્રવેશ કર્યા પછીનાં દશ્યો ભજવાવાં લાગે છે. સ્ત્રીઓ અને પુરુષોની લાઈનો વચ્ચેની જગ્યા... મતદાન અધિકારીની નજર... એનાં પત્રકો... અવિલોપ્ય શાહીની લીટીવાળું નિશાન... ઈવીએમ... સ્ત્રી ઉમેદવારો... પુરુષ ઉમેદવારો... નોટા...

તમારી માનસિક નજર કંઈક ખાંખાખોળા કરવા લાગે છે, પેલા અધિકારીની નજરને નજર અંદાજ કરી એના ટેબલ પરના પત્રકો પર તમારી નજર ફરવા લાગે છે.... અને એ નજર એક પત્રક પર સ્થિર થાય છે. મતદાન મથકની વિગતો દર્શાવતાં એ પત્રકમાં સંખ્યાઓ દર્શાવેલ છે : પુરુષ મતદારો ૫૪૧, સ્ત્રી મતદારો ૪૨૭, અન્ય શૂન્ય, કુલ મતદારો ૯૬૮ તમારી નજર વળી પાછી એ જગ્યાએ સ્થિર થાય છે. અન્ય શૂન્ય... અન્ય શૂન્ય... ઓહ, અન્યમાં શૂન્ય ?

તમારી આંખો ફડાક દઈને ઊઘડી જાય છે. તમે મલકી ઊઠો છો અને જાણે સફાળા ઊભા થઈ જાઓ છો. બાજુમાંથી પસાર થનારને તમારી આ ચેષ્ટા અસ્વાભાવિક લાગતા પૂછી બેસે છે, 'શું થયું ?'

તમે બોલી ઊઠો છો. 'અન્યમાં શૂન્ય !'

'હા' પેલી વ્યક્તિ આશ્ચર્યથી ઉદગારે છે.

'કંઈ નહીં... કંઈ નહીં...' કહીને તમે ચાલવા લાગો છો. તમારા સમગ્ર અસ્તિત્વમાં આ 'અન્યમાં શૂન્ય' ગુંજારવ કરવા લાગે છે. ને તમે તમારી ચાલ મર્દાની અનુભવવા લાગો છો.

*પ્લોટનં. ૧૧-સી, સિદસર રોડ,*
*કામિનિયાનગર, ભાવનગર-૩૬૪૦૦૨.*
*મો. ૯૪૨૮૫૮૯૯૨૩*



# હાથીના દાંત

*- નટવર પટેલ*

**મી**નાબહેને સ્ટેજ પરથી ખુરશીમાં બેઠાં બેઠાં સમગ્ર સભા પર નજર કરી. ખાસ્સી બહેનો સભામાં આવી હતી. નાના નગરમાં બહેનોની આવી જાગૃતિ જોઈ તેમને લાગ્યું કે એક સ્ત્રી સંસ્થાના સક્રિય કાર્યકર તરીકે પોતે કરેલા પ્રયત્નો લેખે લાગ્યા છે ખરા.

મીનાબહેન કોલેજનાં પ્રોફેસર હતાં. તેઓ અમદાવાદની બહેનોની એક સંસ્થા 'ઉન્નતિ સ્ત્રી સમાજ'નાં વરસોથી પ્રમુખ હતાં. આ નિમિત્તે તેઓને ગુજરાતની વિવિધ સામાજિક સંસ્થાઓ તરફથી પ્રવચન માટે નિમંત્રણો મળતાં હતાં. સમાજમાં તેમનું માન હતું, મોભો હતો. તેમના પતિ મોટા વેપારી હતા. ઘર સુખી અને સમૃદ્ધ હતું. તેમને એક પુત્ર અને પુત્રી હતાં. ઘરકામની કશી ચિંતા ન હતી, તેથી સામાજિક પ્રવૃત્તિઓ માટે સમય ફાળવી શકતાં હતાં. સંસ્થા તરફથી ગામડે ગામડે ફરી બહેનોને કુરિવાજો સામે ઝુંબેશ ચલાવવા તથા નવા જમાનાને અપનાવી જીવનશૈલી બદલવા સમજાવતાં હતાં.

આજે એક નગરમાં કાર્યક્રમ હતો. ઘણી બહેનો સભામાં આવી હતી. શરૂઆતમાં વિશાખાબહેને 'રસોડામાં સ્ત્રી' એ વિષય પર મનનીય પ્રવચન આપ્યું. ત્યારબાદ અનસૂયાબહેને 'અંધશ્રદ્ધા' અંગે દૃષ્ટાંત સહિત સરસ રજૂઆત કરી. છેવટે મુખ્ય મહેમાન તરીકે પધારેલ મીનાબહેનનો વારો આવ્યો. તેઓ ઊભાં થયાં. એમનો વિષય હતો 'ઘરમાં નારીનું સ્થાન અને પરિવાર પ્રત્યે તેની ફરજો !'

મીનાબહેને ભાષણની શરૂઆત કરતાં પહેલાં એક નજર સભા પર ફેરવી. ચશ્માં ઠીકઠાક કર્યાં. ડોક ટટાર કરીને પછી માઈકને મોં નજીક ગોઠવી વાણી વહેતી મૂકી. ધીરે ધીરે વાણીપ્રવાહ ધોધની માફક વહેવા લાગ્યો. શો હતો એમના શબ્દોનો જાદુ ! સૌ એકકાન થઈ સાંભળી રહ્યા. ક્યારેક વચ્ચે તેઓ શેર-શાયરી પણ ફટકારતાં હતાં ત્યારે હૉલ તાળીઓથી ગૂંજી ઊઠતો હતો. એમણે સ્ત્રીના જીવનનાં વિવિધ પાસાંઓ પર વાત કરી... સ્ત્રી પરણીને સાસરે જાય એટલે એનો નવો જન્મ થાય છે. જે સ્ત્રી પતિના ઘરને પોતાનું ઘર માને છે તે ઉત્તમ આર્યનારી છે. તેને મન સસરા પિતા સમાન અને સાસુ માતા સમાન હોવી જોઈએ. નાનાં દિયર ને નણંદોને વહાલાં ભાઈ-બહેન ગણીને પ્રેમ આપવો ઘટે. તેના આગમનથી ઘર ગોકુળિયું ગામ બની જાય. તે સૌની સાથે સમજાવટથી કામ લે છે. તેના ચહેરા પર સદાય લજ્જારૂપી ઘરેણું દીપી ઊઠે છે. તેની વાણી સૌને શીતળ કરે છે. ભણેલી સ્ત્રી પોતાની આવડતથી સૌને પોતાનાં કરી શકે છે.

આમ ખાસ્સી ત્રીસેક મિનિટ ભાષણનો પ્રવાહ ચાલ્યો. ઉદાહરણસહિત વાત કરી. રામાયણની દુહાઈઓ આપી. છેવટે મીનાબહેન હેઠાં બેઠાં. આખો હૉલ તાળીઓના ગુંજારવથી ગૂંજી ઊઠ્યો. સૌને લાગ્યું કે મીનાબહેનના કહેવા મુજબ સૌ બહેનો વર્તે તો દરેક ઘરમાં સુખનો સૂરજ ઊગે. એમના દીકરા-દીકરીઓ કેટલાં સંસ્કારી હશે ! એમની દીકરી જે ઘરમાં હશે તે ઘર નંદનવન બની ગયું હશે.

કાર્યક્રમના છેડે આભારવિધિ તો હોય જ. આ કામ આરતી નામની એક શિક્ષિકાને ફાળે આવ્યું. તેઓ અવાચક થઈ મીનાબહેનનું ભાષણ સાંભળી રહ્યાં હતાં.

આરતીબહેન ઊભાં થયાં. આમંત્રિત બહેનોના આભારની ભૂમિકા બાંધી. દરેક વક્તાના ભાષણના અંશો યાદ કરી આભાર માનતાં હતાં. છેલ્લે વારો આવ્યો મીનાબહેનનો. આરતીબહેને એમના ખૂબ વખાણ કર્યાં.

મીનાબહેનની ખુશી ખુરશીમાંય સમાતી ન હતી. 'એમનો હું વિશેષ પરિચય આપું તો અસ્થાને નહીં ગણાય...' આમ બોલી આરતીબહેન થોડું અટક્યાં. એક નજર મીનાબહેન સામે કરી. મીનાબહેન અહોભાવથી તેમને તાકી રહ્યાં હતાં. આ બહેન મારો વિશેષ શો પરિચય આપશે ? ...બહેનો, મીનાબહેનની આટલી ઓળખ પૂરતી નથી. તેઓ આપણા નગરના આ નાનકડા શહેરનાં માનવંતા વેવાણ પણ છે. અમદાવાદ જેવી મોટી નગરીના રહેવાસી આ બહેને એમની લાડકી દીકરીને આપણા નાના નગરમાં પરણાવી છે. એ ઘરને તમે સૌ પણ ઓળખતા જ હશો. એ ઘર એટલે આપણા નગરની કોલેજના જાણીતા અને તેજસ્વી પ્રોફેસર નવનીતભાઈ. એમના પુત્ર દિનકરભાઈની પત્ની મંજરી એટલે આજના માનવંતા મહેમાનની લાડકી દીકરી ! શ્રોતાબહેનો, હવે તમે સમજી શકશો કે એમના ભાષણમાં સત્યનો અંશ કેટલો હતો ! અસ્તુ...

ને બીજી જ પળે સભામાં ગણગણાટ શરૂ થઈ ગયો. મીનાબહેનના મોં પર જાણે કોઈએ કાળી શાહી ઢોળી દીધી ! તેઓ મનમાં સમસમી ઊઠ્યાં... આ ચાંપલીએ મારી એવી ઓળખાણ આપવાની શી જરૂર હતી ? હું એક સામાજિક સંસ્થાની પ્રમુખ છું... એટલી ઓળખાણ શું પૂરતી ન હતી ? તેમને થયું કે હવે તેઓ ઝટઝટ અહીંથી ભાગી છૂટે. પણ એમ થોડું ભાગી શકાય ? સભાનો ગણગણાટ ઘોંઘાટમાં પરિવર્તિત થઈ પડઘાવા લાગ્યો ને આયોજકો સાથે મીનાબહેન રૂમમાં જતાં રહ્યાં. આમ તો દરેક સભામાં તેઓ સામે ચાલી બહેનોને મળતાં અને પોતાના વખાણ એમની પાસેથી સાંભળી ધન્ય થતાં. પણ આજે ? મીનાબહેન વિશે સભામાં ચર્ચા ચાલતી હતી.

'આ પેલી ચીબરી મંજુલીની મા છે ? જેવી દીકરી એવી મા પણ હશે ને ?' 'પરણીને સાસરે આવી ત્યારથી પ્રોફેસરના ઘરમાં હોળી સળગાવી છે !'

'કે' છે કે મંજરી ગ્રેજ્યુએટ થઈ છે, પણ વાણી-વર્તન પરથી તો એવું લાગતું નથી. નહિતર છ મહિનામાં ધણીને લઈ જુદી રહેવા ના ગઈ હોત.'

'તે દી' એની સાસુ કે'તી'તી કે જુદી રે'વા ગૈ તો ભલે ગૈ પણ કદી અમારા ઘેરેય આવતી નથી.' 'આ દિનકરેય બાયડીથી એવો દબાઈ ગ્યો સે કે વહુને કાંય કે'તો નથી ?'

'ઇમાં ઈ શું કરે ? આ ચિબાવલી ગાંઠે તો ને ?'

આ નગરમાં સૌ દિનકરને નહીં, તોય પ્રોફેસર નવનીતલાલને તો ઓળખતા જ હતા. દિનકર માટે અમદાવાદ શહેરની ભણેલીગણેલી દીકરીની વાત આવી ત્યારે ઘરનાં સૌ પોરસાતાં હતાં. લોકોય એમને નસીબવાળા માનતા હતા. દિનકરનાં માબાપેય બહુ હરખાતાં હતાં. પણ એ હરખ બહુ લાંબો ન ટક્યો. થોડા જ દિવસમાં સાસુ-વહુના ઝઘડા શરૂ થઈ ગયા. શરૂ શરૂમાં નવનીતલાલને આમાં પોતાની સાત ચોપડી ભણેલી વહુ શારદાબેનનો વાંક દેખાતો ને એ એમને શાંત રહેવા સમજાવતા હતા. પણ એક દિવસ સાચી વાત જાણવા મળી. તેઓ એક દિવસ કૉલેજથી વહેલા ઘેર આવ્યા. ત્યારે ઘરમાં રામાયણ ભજવાઈ રહ્યું હતું. તેઓ બંધબારણે દૂર ઊભા રહી સાંભળી રહ્યા ને સાચી પરિસ્થિતિની જાણ થઈ.

નવનીતલાલના ઘરમાં કુલ સાત જણ રહેતાં હતાં. પોતે, શારદાબહેન, એમના વૃદ્ધ પિતા અને ત્રણ સંતાનો - દિનકર, તેનાથી નાનાં ભાઈ-બહેન નીરવ અને હીના. સાતમી મંજરી. અહીં આવ્યા પછી મંજરીને વહેલા ઊઠવું પડતું હતું. તે ગમતું ન હતું. એટલે શારદાબહેને આંખ આડા કાન કરી એને મોડેથી જગાડતાં. ઘરકામમાં સાસુ અને નણંદ પણ મદદ કરતાં હતાં છતાં મંજરીને કામ વધારે પડતું લાગતું હતું. એનું ખરું કારણ આ હતું : પિયરમાં કામ કરનાર નોકર હતો. ને એ માબાપની લાડકી હતી. કદી ઘરે કામ કર્યું ન હતું. શારદાબહેન દયા કરી એને જે કામ કરવું હોય તે કરવા દેતાં હતાં પણ તે પાર લાવતી નહીં ને દિનકરનો તથા પતિ નવનીતલાલનો ઓફિસનો સમય સચવાતો ન હતો. પિયરમાં તો છાપું વાંચવાનો, ટીવી જોવાનો કે મોબાઇલમાં બધું જોવાનો સમય મળી રહેતો હતો. ને



અહીં ? રામ રામ... પંખી પાંજરામાં તરફડતું હતું. રાત્રે તે દિનકરને ફરિયાદ કરતી. ચાલો જુદા રહેવા જતા રહીએ. દિનકર કહેતો : મને સરકારી શાળામાં નોકરી મળી જાય પછી વાત... હાલ તો ખાનગી શાળાના ટૂંકા પગારમાં તું કે હું શું ખાઈશું ? આમ કહી દિનકર સમજાવવા કોશિશ કરતો. દિનકરની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી હતી. તે મંજરીને કશું કહી શકે તેમ ન હતો. જો મંજરી રિસાઈને ચાલી જશે તો... પોતાના ખોરડાની ઇજ્જતનું શું ? પિતાની પ્રેસ્ટિજનું શું ?

ને દિનકરને નજીકની પ્રાથમિક શાળામાં સરકારી નોકરી મળી ગઈ. એટલે જુદા રહેવાની વાત હવાઈ ગઈ. બહારગામ નોકરી મળી હોત તો... ? મંજરીએ પતિને કહ્યું : 'એમ કરો તમે દૂરના સ્થળની બદલી માંગી લો..' 'એ શક્ય નથી. ત્રણ વરસ સુધી બદલી ના થઈ શકે.' ને પછી મંજરી કંટાળી રિસાઈને પિયર ચાલી ગઈ. દિનકર તેડવા ગયો તો સાસુએ કહી દીધું, 'જમાઈરાજ, જુદા રહેવાના હોય તો મારી દીકરીને મોકલું... મારી ફૂલ જેવી દીકરી કંઈ તમારા ઘરની નોકરાણી નથી...'

નાછૂટકે દિનકરે ભાડે ઘર રાખ્યું ને મંજરી પાછી આવી. પણ પછી તો એને ફાવતું જડી ગયું. પંખી પિંજરામાંથી આઝાદ થઈ ગયું ! પછી તો એ પેલા ઘરે ડોકાવા પણ જતી નહીં, ઘરમાં કોઈની તબિયત નરમગરમ હોય તો પણ ન જાય. એકલો દિનકર જઈ આવતો.

શહેરમાં સૌ આ હકીકત જાણતું હતું. સૌને થયું કે પ્રોફેસર સારી વહુ શોધવા ગયા ને ભૂલા પડ્યા. શરૂ શરૂમાં જે લોકોને ખુશ થઈ અહોભાવથી વાત કરતા હતા એ હવે મંજરીની વાત સામેથી સાંભળી કંટાળતા હતા. મીનાબહેન ક્યારેક શહેરમાં ગાડી લઈને આવતાં તો દીકરીની જ ખબર કાઢી નીકળી જતાં. વેવાઈના ઘર સુધી જવાની એમને ફુરસદ જ ક્યાં હતી ?

આજ સભામાં છેવટે આરતીબહેને બૉમ્બ ફોડ્યો. કારણ ? આરતીબહેન નવનીતલાલની જ વિદ્યાર્થિની હતી. તે ઘરની પરિસ્થિતિથી પૂરેપૂરી વાકેફ હતી. એને મંજરીનું વર્તન જરાય પસંદ ન હતું. ને ત્યાં તક મળી પછી એ કાંઈ છોડે ?

સભા પૂરી થયા પછી ઝટઝટ મીનાબહેન અમદાવાદ જવા નીકળી ગયાં. કહેતાં હતાં કે, 'એક જરૂરી કામ આવી ગયું છે એટલે હાલ જ જવું પડે એમ છે.'

જ્યારે મોટર રોડ પર ચડી કે પાછળથી કોક બોલ્યું : 'આટલાં સુધી આવ્યાં તોય વેવાઈના આંગણા સુધીય ના ગયાં ?'

તો વળી આ સભા અગાઉ ખાસ્સો સમય દીકરીને ઘેર જઈ આવેલાં મીનાબહેન ચાલુ કારમાં અન્ય સહકાર્યકરોને કહી રહ્યાં હતાં : વેવાઈને ગામ આવી પણ ભરચક કાર્યક્રમને લીધે એમને મળવા પણ ન જવાયું...!!'

*એચ-૫૦૩, નિશાન રેસિડેન્સી,*
*આનંદ પાર્ટી પ્લોટ રોડ, ન્યૂ રાણીપ,*
*અમદાવાદ-૩૮૨૪૭૦. મો. ૯૮૯૮૪૭૦૮૮૧*

# ઉત્તરાર્ધ

*- દશરથ પરમાર*

**પુ**રવઠા વિભાગ અને મધ્યાહ્‌ન ભોજન યોજના - એમ બબ્બે વિભાગોનો ચાર્જ સફળતાપૂર્વક સંભાળનાર નાયબ મામલતદાર શ્રી ફૂલચંદ નાથાલાલ જાદવ એકત્રીસમી મેના રોજ રંગેચંગે નિવૃત્ત થયા.

તે દિવસે સાંજે; કચેરીના કામના કલાકો પૂર્ણ થયા પછી મામલતદાર કચેરીના ઉબડખાબડ પ્રાંગણમાં જ એમના વિદાય સમારંભનું ભવ્ય આયોજન કરવામાં આવ્યું હતું. એમના વિભાગમાં બે-ત્રણ કારકુનો અને પટાવાળા આ વિષયના નિષ્ણાત ગણાતા હતા. કચેરીના, મોટાભાગના કાર્યક્રમોમાં એમની માનદ્ સેવાઓ લેવામાં આવતી હતી. પારકાઓની મદદ માટે સદાય તત્પર રહેતા એ જીવો પોતાના વિભાગનો અવસર હોય ત્યારે ઝાલ્યા રહે ખરા? એમણે સમારોહનું તો ગોઠવી દીધું. પરંતુ નક્કી થયા પછી એક વાતે એ બરાબરના મૂંઝાયા. સમય સૌથી મોટું વ્યવધાન બને એમ હતો. બદલી કે બઢતી પામેલા કર્મચારીઓના સમારંભમાં કચેરીના બાકીના લોકો મનનો ઉમળકો વ્યક્ત કરવામાં સહેજ પણ પાછી પાની કરતા નથી; તો આ તો કાયમ માટે વિદાય થનારા જાદવ સાહેબનો સમારોહ..! કોઇ શા માટે સહેજ પણ કચાશ રાખે? શુભેચ્છાઓ અને ભેટ-સોગાદોની આપ-લે વગેરે વિધિઓને લીધે કાર્યક્રમ પૂર્ણ થતાં-થતાં, આઠ-નવ વાગી જાય તે સ્વાભાવિક હતું. હવે આટલા મોડા લોકોને ખાલી પેટે રવાના કરીએ તો એમાં કચેરીની બબ્બે શાખાઓની આબરૂ જાય; એનું શું? કચેરીનીય ઠીક, જાદવ સાહેબને કેવું લાગે..? પણ આ પ્રશ્નમાં એમને સંડોવવાનું સેવકોને વાજબી લાગતું નહોતું. સ્ટાફમાંથી ફાળો ઉઘરાવવાની યોજના બનતી હતી, ત્યાં જ મધ્યાહ્‌ન ભોજન યોજનાના કેટલાક સંચાલકો એમની વ્હારે ચડી આવ્યા : અરે... સાહેબ મારા..! એમાં આટલા મૂંઝાઓ છો શેના? અમે બેઠા હોઇએ ને લોક ભૂખ્યું ઘેર જાય.

સંચાલકો પાસેથી નિયમિત ભૌતિક સહયોગ પ્રાપ્ત કરતા જાદવ સાહેબે એ લોકો પ્રત્યે છેલ્લા છ-એક મહિનાથી આર્થિક અને ભૌતિક - એમ દ્વિપક્ષીય ઉદારીકરણ અપનાવેલું, એનું આ હકારાત્મક પરિણામ હતું. આયોજકો હરખાઈ ઊઠ્યા. અને એક પણ ક્ષણની રાહ જોયા વગર એકી સૂરે - સમારોહને અંતે સ્વરુચિ ભોજન - એવી જાહેરાત પણ કરી દીધી.

જાદવ સાહેબના પરિવારને પણ હાજર રહેવાનું આગ્રહપૂર્વક આમંત્રણ પાઠવ્યું હતું. જિલ્લા પુરવઠા અધિકારી, મ.ભો.યો.ના કલેક્ટર - ડૅપ્યુટી કલેક્ટર વગેરેને પણ નોતરાં પાઠવવામાં આવ્યાં. જો કે, એ દિવસે કલેક્ટર કચેરીમાં પણ; અઠ્ઠાવન વર્ષ પહેલાં જે-તે ગામની પ્રાથમિક શાળાના શિક્ષકોની અવકૃપાથી, પહેલી જૂને જન્મેલા એકાધિક કર્મચારીઓ નિવૃત્ત થવાના હોઈ, તમામ ઉપરી અધિકારીઓ માટે ભારે ધર્મસંકટ આવી પડ્યું હતું. મોડી સાંજે, મામલતદાર સાહેબના અધ્યક્ષ સ્થાને અને જાદવ સાહેબના નાનકડા પરિવારની ઉપસ્થિતિમાં જિલ્લાના અનુપસ્થિત અધિકારીઓના ટેલિફોનિક શુભેચ્છા-સંદેશાઓથી સમારંભનો શુભારંભ થયો.

જાદવ સાહેબ માટે, પરગજુ, પરદુઃખભંજન, હસમુખા, ગરીબોના બેલી, વિવેકી, મદદ માટે સદા તત્પર, લાંચ-રુશ્વત વિરોધી - જેવાં અનેકાનેક વિશેષણો વારાફરતી છૂટ્ટાં ફેંકાતાં રહ્યાં; જેને ઝીલીને ભાવવિભોર થયેલો શ્રોતાગણ તાળીઓ પાડી-પાડી એમાં સંમતિસૂચક સૂર પૂરાવતો રહ્યો. એમને માટે કેટલાંક વિશેષણો તો એવાં વપરાયાં કે, પોતાના એ ગુણ વિશે જાદવ સાહેબને ખુદને પણ સંદેહ થવા લાગ્યો. આવું-આવું થતું ત્યારે, એ સાશંક નજરે પત્ની અને પુત્ર તરફ જોઇ લેતા હતા. એમનાં પત્ની અને પુત્ર પણ જાણે આવો જ ભાવ અનુભવતાં હોય તેમ અજાણી નજરે એમને જોયા કરતાં હતાં.

સમારંભ મોડી રાત્રે સંપન્ન થયો.

તેલ-લોટ અને દાળ-ભાતના ઓડકાર ખાતાં સૌ; આવજો - જજો - સાચવજો - મળતા રહેજો - કરતાં વિખૂટાં પડ્યાં. છેલ્લે આયોજકો; જાદવ સાહેબને મામલતદાર સાહેબની ગાડીમાં જ એમના ઘર સુધી મૂકી આવ્યા. એમનાં સ્થૂળકાય પત્ની પણ ગજબની યજમાનવૃત્તિ ધરાવતાં હતાં. આજના સમારોહ પછી તો એમાં અભૂતપૂર્વ ઉમેરો થયો હતો; તેથી સ્થૂળતાને લીધે ઉદ્‌ભવેલા ઢીંચણના દુઃખાવાને ગણકાર્યા વગર એ સૌને તાણ કરી - કરીને ચા-પાણી-ઠંડું કરાવતાં રહ્યાં...

આખા દિવસનો થાક; એ.સી.ની ઠંડક અને સમારોહનાં વ્યક્તવ્યોનો નશો જાદવ સાહેબના તન-મનમાં એવાં છવાઈ ગયાં હતાં કે, પલંગમાં પડ્યાં એવા જ એ પોઢી ગયા. ઊંઘની ટૅબ્લેટ લેવાનુંય વિસરી ગયા. એમનાં પત્નીને પણ એ સાંભર્યું નહીં. પરિણામે; જાદવ સાહેબ ઊંઘમાં અમુક કક્ષાએ પહોંચ્યા પછી, એમની પ્રકૃતિ મુજબ સમારોહની કેટલીક ક્ષણોને છેક સવાર લગી ગરબડિયા સ્વરે બૅડરૂમમાં પણ જીવંત કરતા રહ્યા...

★★★

વહેલી સવારે ઊઠીને રોજની ટેવ પ્રમાણે બ્રશ કરી; એ અરીસા આગળ ઊભા થઈ ગયા. રેઝરમાં બ્લેડ ભરાવી ગાલે ઘસવા ગયા ત્યાં જ સાંભરી આવ્યું કે, અરે..! હવે આની ક્યાં જરૂર છે ? આજથી તો હવે...

આમ તો આનંદ થવો જોઇએ. પરંતુ આ નાનકડી ઘટનાને લીધે સૌથી પહેલી જે પ્રતિક્રિયા ઉદ્‌ભવી તે ખીજની હતી. સરકારના કાયદાઓ પર એ બરાબરના ખિજાઇ ઊઠ્યા. અઠ્ઠાવન વર્ષ થાય તેથી શું ? ઊંમર વધવી એ તો કુદરતનો ક્રમ છે. એની સાથે માણસની કાર્યક્ષમતાને શું કામ જોડવી જોઈએ? આ ચહેરો જોઇને કોઇ એમ કહી શકે કે, નિવૃત્ત થઈ ગયો હોઈશ? હજી તો પચાસનો લાગું છું; પચાસનો...

અત્યાર લગીનું જીવન જેનો અમલ કરવા-કરાવવામાં

ગયું; એ કાયદાને મનમાં ને મનમાં ભાંડ્યા પછી અચાનક ભાન થયું કે, એ બધા બખાળા કરવાનો હવે શો મતલબ? કાયદો કાયદાનું કામ કરે. આપણે આપણું કામ કરવાનું. એકનો એક દીકરો છે. એના ધંધા-રોજગારની સોઇ વિશે વિચારવું જોઇએ. જો કે, એનું લાલન-પાલન તો એ છેક નાનપણથી જ કરતા આવ્યા છે. એમાં સહેજેય કચાશ રાખી નથી. શરૂઆતમાં એને અંગ્રેજી મીડિયમમાં મૂક્યો હતો. ત્યાં કાચો પડ્યો તો ત્યાંથી ઉઠાવીને તાલુકાની મોંઘામાં મોંઘી ખાનગી શાળામાં દાખલ કર્યો. જેમ-તેમ કરી બારમાના બૉર્ડમાંથી બહાર તો કાઢ્યો. પરંતુ કૉલેજમાં એમનું કેટલું ચાલે? ત્રીજા વર્ષમાં ત્રણવાર ફેઈલ થયો. થાકીને એના કોઇ મિત્ર સાથે ભાગીદારીમાં ફાઈનાન્સની પેઢી કરી. જીવનની મોટાભાગની બચત એમાં રોકાઈ રહી હતી. એ આકસ્મિક ખર્ચાઓને પહોંચી વળવા સારુ થઈને તો એમણે મ.ભો.યો.નો વધારાનો ચાર્જ પણ સામે ચાલીને સ્વીકારી લીધો હતો. વચ્ચેનાં વર્ષોમાં એક દલાલ પાસેથી આ પ્લૉટ મેળવી લીધેલો. એના પર આ મકાન ઊભું છે; તે સારું છે. નહીંતર અત્યારે સરકારી ક્વાર્ટર ખાલી કરીને ભાડાનું ઘર શોધવાનો વારો આવ્યો હોત...

નિરાશા તરફ ધકેલાતા જતા મનને કાબૂમાં કરી; દાઢીનો સામાન પાછો મૂકી દીધો. વરંડામાં પડેલું પેપર લઈ હીંચકે બેઠા. ફટાફટ પાનાં ઉથલાવતા જતા હતા. આંખો અક્ષરો પરથી કેવળ સરકતી જતી હતી. ક્યાંય સ્થિર થવાતું નહોતું. કંઈક તો કરવું જ પડશે. કાલે વિદાય સમારંભમાં પણ બે-ચાર શુભચિંતકોએ સલાહ આપેલી; કે સાહેબ, નિવૃત્ત થયા પછી જો પ્રવૃત્તિમય નહીં રહો તો નિવૃત્તિ તમને વહેલા ઘરડા કરી નાખશે. નિવૃત્તિ પછીની ઉત્તમ પ્રવૃત્તિ - સમાજસેવા...

ના, સમાજસેવા શબ્દ થોડો છીછરો લાગે છે. બંધિયાર, ગંધાતા કાદવયુક્ત ખાબોચિયા જેવો. ગાંઠનું ગોપીચંદન ઘસવાનું, ને તોય લોક કહેશે : હવે સમાજ સાંભર્યો ? અત્યાર લગી ક્યાં ગયા'તા..?

એમને યાદ છે - એમના વતન-વાસના એક અધ્યાપકે પૂર્વે આવો પ્રયાસ કરેલો. સરકારી બૅન્કના જનરલ મૅનેજરના હોદ્દા પરથી રિટાયર થઈ, એ શહેર છોડી ગામમાં રહેવા આવ્યો હતો. શિક્ષણ અને સમાજ અને વિવિધ કુરિવાજો વગેરે વિશે લોકોમાં જાગૃતિ લાવવાના એણે ખૂબ પ્રયત્નો કરેલા. પણ એની વાત કોઇના ગળે ઉતરી નહીં. બિચારો થાકીને પાછો ઉચાળા ભરી ગયેલો...

અચાનક, એક બીજો વિચાર વહેલી પરોઢના વાયરાની જેમ એમના મનને હળવેથી અડકીને પસાર થઈ ગયો : અભ્યાસકાળ દરમિયાન ગાઈડમાં જોયા વગર જ પોતે અફલાતૂન નિબંધો લખતા. વર્ગશિક્ષક રાવલ સાહેબ તો આખા વર્ગને ગૌરવપૂર્વક એની નોટ બતાવતા :

- નવનીતમાંથી ઉતારા કરીને હેંડ્યાં આવો છો તે... હાળાં ડફોળો; જુઓ..! આને કહેવાય મૌલિકતા..!

એ પછી, વચ્ચે વળી એક સંસ્થાના પ્રમુખે એમના સુંદર અક્ષરો જોઇ, સમાજના હસ્તલિખિત મુખપત્ર માટે થોડાક અહેવાલો લખાવેલા. એ કવિતામય ગદ્યમાં અહેવાલો અને સમાચારો લખતા. ભાષા પર સરસ પકડ આવતી જતી હતી. લોકો એમનાં લખાણોને વખાણવા લાગેલા. એમ લાગતું હતું કે, આમ કરતાં-કરતાં લેખક થઈ જવાશે; ત્યાં જ પ્રમુખનું અવસાન થયેલું. અને...

ત્યારનું અટકેલું એ બધું ફરીથી શરૂ ન થઈ શકે ?

થાય, કેમ ન થાય? સમાજના એક-બે રિટાયર્ડ ડેપ્યુટી કલેક્ટરોએ આવા પ્રયોગો કર્યા જ છે ને ? તાજેતરમાં જ "ધતૂરાનાં ફૂલ" અને "ધૂળ ઢેફાંના માનવી" - જેવી એમની આત્મકથાઓ સમાજમાં જબ્બર લોકપ્રિયતા હાંસલ કરી ચૂકી છે. ભૂતકાળ તો પોતાનોય ઓછો ભવ્ય નથી. એને આધારે જીવનચરિત્ર જેવું કશુંક લખી શકાય. જીવનની ગમતી-અણગમતી ઘટનાઓને ફોસલાવી-પટાવી, મઠારી; શબ્દોનાં સુંદર વસ્ત્રોમાં લપેટીને; કાગળ પર ઉતારવી એમાં કઈ મોટી ધાડ મારવાની છે?

અત્યારે જ લખવા માગતા હોય એમ એ અંદર ધસી ગયા. ખુરશીમાં બેસી આંખો મીંચી દીધી. થોડીવાર એમને એમ બેસી રહ્યા. ત્યાં જ ભીતર એક આકાર દૃશ્યમાન થયો : મેલાંઘાણ લૂગડાં... માથે વીંટાળેલો ચીંથરાવાળો રૂમાલ... પટ્ટી તૂટેલાં કાચા ચામડાનાં ચંપલ... કેટલાય દિવસનાં વધી ગયેલાં બાલ- દાઢી..!

એ સહસા બબડી ઊઠ્યા : અરે..! બાપા, તમે? આટલા વર્ષે..? અને તેય આ વેશે?

બાપા એકદમ ખોંખાર્યા : અમે તો શેના યાદ આઈયેં, ભૈ ? ભણાયો-ગણાયો... મોટો અમલદાર થઈનં અમં ઉતરીય જ્યો... અતાર લગી તો ટૈમ નહીં કરીનં જોયું નહીં; પણ અમં ઘર-કટમ અનં સમાજ હાંમું કાં'ક જોજે, ભઈલા..!

એમની આંખ અચાનક ઊઘડી ગઈ. આંખો ખેંચી-ખેંચીને આસપાસ જોયું. કોઇ નથી. બીજી જ ક્ષણે જૂના દિવસો ચારેકોરથી ઉપસી આવ્યા : ખાદીનો બુશકોટ... થીંગડાંવાળી; બે બાજુએથી ચડી ગયેલી ચડ્ડી... પાણી ચોપડીને ઓળેલા ચપ્પટ, રૂક્ષ વાળ... વણીને વેચતાં વધેલા કાપડના ટુકડા સાંધીને બનાવેલું રંગબેરંગી દફ્તર... ફાટી ગયેલી ચોપડીઓ... : એ એકદમ ઊભા થઈને કીચનમાં ગયા. અડધો બાટલો પાણી ગટગટાવી ગયા. વળીને પાછા વરંડામાં આવ્યા. જીવને જંપ થતો નહોતો. આત્મકથાના અંશો અકળાવતા હતા. નદીમાં તરતાં ન આવડતું હોય એવા પરિક્રમા કરવા નીકળેલા તટસ્થ પ્રવાસીને અંદર રહેલા તરવૈયા ખેંચી રહ્યા હતા..

હા; ભલે અણગમતો, પણ જીવનનો એ એક તબક્કો હતો. એનો તો એ પોતે પણ ક્યાં અસ્વીકાર કરે છે? મા-બાપે મજૂરી કરીને ભણાવ્યા હતા. ઍસ. ઍસ. સી.માં સારા ટકા આવેલા. અઢાર વર્ષ થતાં જ જુનિયર કારકૂનની નૉકરી મળી ગઈ. પહેલા પગારમાંથી સત્યનારાયણ ભગવાનની કથા કરાવી. ક્વાર્ટર તો જલ્દી મળે એમ નહોતું. સ્થાનિક પટાવાળાની મદદથી વાસમાં જ એક રૂમ ભાડે રાખી. ખપ પૂરતાં વાસણો, એકાદ માટલી અને ખાટલો વસાવ્યાં. મા સાથે આવી શકે તેમ નહોતી. ઉતાવળ કરીને લગ્ન કરાવ્યાં. મોટું મકાન રાખવું પડ્યું. ગામડાગામની વહુને લાજ કાઢવાની કે કોઇ મર્યાદા પાળવાની

નોબત જ ન આવી. શરૂ-શરૂમાં પગાર થતાંવેંત ઘેર પહોંચી જઈ; રાત રોકાતા ફૂલચંદ જાદવ, પછી તો ત્રણ-ચાર મહિને ઊભા દહાડે ગામડે જવા લાગ્યા. થોડી ઘણી બચત થઈ હોય એ બાપાને સોંપી આવતા. પછી એ ક્રમમાં થોડી ઓટ આવી. આંટા ઘટવા લાગ્યા. સાથે-સાથે રકમ પણ. પગારનો વહીવટ હવે પત્નીના હાથમાં હતો. દિવસો સડસડાટ પસાર થતા હતા. એવામાં મા ગઈ. એની પાછળ કારજનો સારો એવો ખર્ચ થયો. પી. ઍફ. માંથી ઉપાડ કરવો પડ્યો. એના હપ્તા પૂરા થયા ન થયા ત્યાં તો બાપાએ વારો કાઢ્યો. સૌ કહેતું : ભૈ, બે પાંદડે થ્યા સોં, ડોહો ભગત માણસ હતા. સિદ્ધપુર લઈ જાંવ... ઈમના આત્માનં શાંતિ મળશ્યેં..!

આત્મકથા માટે જો કે, આટલે સુધી તો ઠીક હતું. એમણે વિચાર્યું : પરંતુ, જીવનના કેટલાક ભાગોનું; ખાસ કરીને નોકરીના સમયગાળાનું; એમાંય છેલ્લાં આઠ-દસ વર્ષોનું, યથાતથ આલેખન કરવામાં ખૂબ મોટું જોખમ રહેલું હતું. ઘટનાઓ - પ્રસંગોને ગાળી, ચાળી નિષ્ઠાની ચાસણીમાં બોળીને પ્રસ્તુત કરવાનું કાર્ય ભારોભાર પરિશ્રમ માગી લે તેવું હતું. અને લખ્યા પછી પાછી પ્રકાશનની ચિંતા તો ઊભી ને ઊભી. એટલે એમણે એ વિકલ્પ પર તત્કાલ ચોકડી મૂકી દીધી. બીજી એક વાતે પણ એ મક્કમ હતા. પેલા પાંગળા પૂર્વાર્ધનો પડછાયો હવે એ પોતાના ઉત્તરાર્ધ પર પડવા દેવા માગતા નથી. બીત ગઈ સો બાત ગઈ...

તો પછી; કોઇ ધાર્મિક સંસ્થા સાથે જોડાઇ જવું? ધર્મ - અધ્યાત્મ - યોગ - પ્રાણાયામ - વગેરે વાનાંથી આ ઉત્તરાર્ધના ખાલીપાને સભર-સભર બનાવવો? ના, ના. એનાથીય કંઈ દહાડો ન વળે. ફૂલચંદ જાદવના જીવનનો ઉત્તરાર્ધ તો એવો હોવો જોઇએ કે, લોકોને લાગે કે; ના..! ફૂલચંદ જાદવ તો ફૂલચંદ જાદવ જ હતા..! એમના જેવો બીજો પાકવો મુશ્કેલ. બલ્કે; અશક્ય છે...!

કેટલાય દિવસો સુધી એ વિવિધ વિકલ્પોના વહેણમાં આમતેમ અમળાતા-વમળાતા રહ્યા. દરમિયાન, સવારે લાયબ્રેરીએ જઈ બધાં પેપરો અને મૅગેઝિનો ફેંદી નાખતા હતા. બપોરે; કંઈક ને કંઈક બહાનું કાઢીને કચેરીએ જવા લાગ્યા. પણ ગઈ કાલ સુધી સાહેબ-સાહેબ કરતાં જેમની જીભ સૂકાતી નહોતી; એ લોકો એમની ઉપસ્થિતિની નોંધ લીધા વગર કામમાં ડૂબેલા રહેવાનો ડૉળ કરવા લાગ્યા. ઊતર્યો અમલદાર કોડીનો - મને-કમને; એ સનાતન સત્યને સ્વીકારીને એમણે ત્યાં જવાનુંય માંડી વાળ્યું. જીવન સાવ શુષ્ક લાગતું હતું; યંત્રવત્...

પ્રશ્નો પીછો છોડતા નહોતા. નિવૃત્ત મનુષ્યનું જીવન શું છે ? જાણે એનો કશો અર્થ જ નથી...

એવામાં જ આ ચમત્કાર થયો. એમની દૃષ્ટિએ સાવ નકામો અને નાલાયક એવો એમનો દીકરો એક જબરદસ્ત સમાચાર લઈ આવ્યો :

- પપ્પા, આવતા મહિને નગરપાલિકાની ચૂંટણી છે. જાહેરનામું બહાર પડી ગયું છે. પ્રમુખનો ભાઈ મારો મિત્ર છે. તમે કહેતા હો તો તમારા માટે વાત કરું?

- વિચારીશું : એમ કહીને એ પેપર વાંચવામાં વ્યસ્ત થઈ ગયા. રાજકારણ કંઈ એમના રસનું ક્ષેત્ર નહોતું. એ કાયમ એનાથી દૂર જ રહેતા હતા. હા, જરૂર પડ્યે ઑફિસમાં ઉપરી સાહેબો અને સહ-કર્મચારીઓ સાથે ક્યારેક નાના-મોટા દાવ ખેલી લેતા. પણ એને કંઈ રાજકારણ ન કહેવાય. એટલે એ દિશામાં ઝાઝું વિચાર્યા વગર એ પુત્રની વાતને વિસરી ગયા. પણ દીકરો કોનો? લીધી વાતનો એ તંત મૂકે એમ નહોતો.

બીજે જ દિવસે વર્તમાન પ્રમુખ આખો રસાલો લઈને ઘેર ચડી આવ્યા :

- આપે ના પાડવાની જ નથી, જાદવ સાહેબ...! પક્ષને તમારા જેવા બ્યૂરોક્રેટની તાતી આવશ્યકતા છે. તમારો વહીવટી અનુભવ અમને સૌને અમૂલ્ય માર્ગદર્શન પૂરું પાડશે. એના આધારે જ અમે સૌ આ નગરની સેવા કરવા વધુ સક્ષમ બની શકીશું. અને આપના જોડાવાથી અમારો પક્ષ એના ગુલાબના ચિહ્નની માફક ખીલી ઊઠશે...

વિકલ્પોનો સમૂળગો છેદ ઊડી ગયો હતો એટલે જાદવ સાહેબ મૌન રહ્યા. સૌએ એમનાં ધર્મપત્નીની યજમાનવૃત્તિનોભરપૂરલાભલીધો.અનેરવાનાથયા.એમનાગયા પછી એમણે વિચાર્યું કે; ના, ના, એમની વાતમાં દમ તો છે. નગરપાલિકાના વર્તમાન માળખામાં મારા જેવો એક્કેય અમલદાર નથી. જીતી જાઉં તો... કદાચ... પ્રમુખસ્થાન..?

એકાદ અઠવાડિયા પછી વિરોધપક્ષના નેતા પણ બે-ચાર સમર્થકોને લઈને આવી ગયા. જો કે; જાદવ સાહેબે તો એક જ વાત પકડી રાખી હતી. એક જ વાક્યમાં ખૂબ નમ્રતાપૂર્વક એમને પાછા વળાવ્યા :

- માફ કરજો, ભાઈ..! તમે થોડા લેટ પડ્યા... હું તો હવે ગુલાબને વરી ચૂક્યો છું.

ચૂંટણીની તારીખ આવી ગઈ. પોસ્ટરો તૈયાર થયાં. શેરીએ-શેરીએ; સોસાયટીના નાકે-નાકે અને નગરના ચાર રસ્તે ખીલેલા ગુલાબના ચિહ્ન નીચે હાથ જોડી ઊભેલા ફૂલચંદ જાદવ..! એ ફૂલ્યા સમાતા નહોતા. એવામાં પોતાની આદત અનુસાર સમાજના એક-બે બુદ્ધિષ્ટ બુદ્ધિજીવીઓ વચ્ચે ફાચર મારવા પણ આવી ચડ્યા. કહે કે; આ તો ભંગાર પક્ષ છે. આપણા સમાજના મત મેળવવાનો એમનો એક કારસો છે આ. તમારો ઉપયોગ કરી; કેરીના ગોટલાની જેમ ચૂસીને ફેંકી દેશે. શોધ્યા હાથમાં પણ નહીં આવો...

પણ કોઇનીય વાત માન્યા વગર પ્રમુખસ્થાનનાં સ્વપ્ન નિહાળતા ફૂલચંદ જાદવ અડગ અને અટલ રહ્યા; છેક પરિણામ લગી. એમનો પક્ષ આખાય નગરમાં જંગી બહુમતીથી જીતી ગયો. એમના પ્રતિસ્પર્ધીની તો ડિપૉઝિટ પણ જપ્ત થઈ ગઈ.

બીજે જ દિવસે; સત્તારૂઢ થવાની ખેવના સાથે ફૂલચંદ જાદવ, નિવૃત્તિ - સમારોહમાં પહેરેલો તે ક્રીમ રંગનો સૂટ ચડાવી નગરપાલિકાની ઑફિસે સૌથી પહેલાં પહોંચી ગયા. જનરલ મિટિંગ મળી. પેંડા - અભિનંદનોની આપ-લે થઈ. અબીલ-ગુલાલ ઊછળ્યા. પ્રમુખપદ માટેનાં નામ માટે હુંસાતુંશી થવા લાગી. સૌ પોતપોતાના સમર્થકો સાથે ઊમટી પડ્યા હતા. જીતેલા ઉમેદવારોમાંથી ત્રણ-ચાર નામ હવામાં આમ-તેમ ઊછળતાં હતાં. ફૂલચંદ જાદવ બાઘાની માફક ભૂતપૂર્વ પ્રમુખ

સામે તાકતા રહ્યા. કદાચ હમણાં એ મારું નામ લેશે - ની આશામાં એ છેક સુધી ઉભડક જેવી હાલતમાં બેસી રહ્યા. જો કે; એમને મનમાં ઊંડે-ઊંડે તો થતું હતું કે, હું તો હજુ કાલે પક્ષમાં જોડાયો છું. નવો નિશાળિયો કહેવાઉં. આ બધા જૂના જોગીઓ... વર્ષોથી પક્ષ માટે ભોગ આપતા આવ્યા છે; એમને ટાળીને કોઈ મારા વિશે થોડું વિચારે ?

પોતાની મર્યાદાને સમજીને જ વચ્ચે એકવાર પ્રમુખ એ વિસ્તારમાં પ્રચાર માટે આવ્યા ત્યારે એમણે કહેલુંય ખરું કે, ભાઈ...! મને રાજકારણમાં લગીરેય રસ નથી, એ તો તમે જાણો જ છો. આ તો તમારા આગ્રહને વશ થઈને આમાં જોતરાયો છું. પરંતુ જીતું તો મારા સ્ટેટસ પ્રમાણેનું પદ આપવાનું ભૂલતા નહીં પાછા..!!

અંતે; સર્વસંમતિથી પ્રમુખપદ નક્કી થઈ ગયું. અગત્યની કમિટીઓ રચાવા લાગી. જાદવ સાહેબની અકળામણ વધતી જતી હતી. મોટા ભાગના સભ્યોનો એમાં સમાવેશ થઈ ગયો. પોતાનું નામ એક્કેય કમિટીમાં ન આવતાં એ બરાબરના તમતમી ઊઠ્યા. કશુંય બોલ્યાચાલ્યા વગર પેલા કાનતોડ અવાજોને ચીરતા ઝડપભેર હૉલની બહાર નીકળી ગયા. ત્યાંથી સીધા ઘેર.

સૂટ ઉતારીને પલંગ પર એનો છૂટ્ટો ઘા કરી એ દીકરા ઉપર વરસી પડ્યા : કે'તા'તા કે, તમારા જેવા બ્યૂરોક્રેટની અમારા પક્ષને જરૂર છે. શું તંબૂરાની જરૂર છે? છેતરી નાખ્યો, મને... લુચ્ચા છે, બધાય. સત્તાના સોદાગરો... ગમે તેમ તોય રિટાયર્ડ નાયબ મામલતદાર છું. કોઇ કહેતાં કોઇ કમિટી નહીં... શું સમજે છે એમના મનમાં...?

એમનો દીકરો હકબક બનીને સાંભળી રહ્યો હતો. બાપ-દીકરા વચ્ચેનું એ અઘોષિત યુદ્ધ જામતું-જામતું રૂમમાંથી બહાર આવે એ પહેલાં તો પ્રમુખશ્રીની કાળા રંગની ગાડી ધમધમાટ કરતી આંગણે આવી ઊભી :

- અરે..! આમ સભા છોડીને ચાલી નીકળાતું હશે, સાહેબ..? તમારે માટે કેટલો સરસ હોદ્દો તૈયાર રાખ્યો હતો. તમે તો એની જાહેરાત સાંભળવાય ન રોકાયા..!



- આયોજન, વૉટર વર્ક્સ, શિક્ષણ, લાઈટ, વેરા... હવે કઈ કમિટી બાકી રહી; જેની તમે જાહેરાત કરવાના હતા?

- આટલા અકળાઇ જશો તો કેમ ચાલશે, સાહેબ? તમારે માટે મેં સફાઈ કમિટી ખાસ બાકી રાખી હતી.

- હું... હ...! સફાઈ કમિટી... તમને શરમ આવે છે ? આવું ધારીને મેં તમારો પક્ષ જૉઇન નહોતો કર્યો, પ્રમુખ સાહેબ..! પૂછો, પૂછો આને... સામેવાળા પ્રમુખપદની ઑફર લઈને આવેલા તોય મેં એમને પાછા ધકેલ્યા હતા... કારણ ખબર છે, તમને..? ગુલાબ મારું પ્રિય ફૂલ છે. હતું કે, એની છત્રછાયામાં જીવનનો ઉત્તરાર્ધ પસાર કરીશ... અને તમે એક નિવૃત્ત નાયબ મામલતદાર પાસે સાફ-સફાઈ કરાવશો...?

- આટલી નારાજગી સારી નહીં, જાદવ સાહેબ..! કોઇ કામ નાનું નથી હોતું..! અને માફ કરજો. તમે ભલે મોટા પદેથી નિવૃત્ત થયા હો, પણ હજીય ઘણા કાચા છો; કાચા..! તમારા સમાજને તમે હજી પૂરો ઓળખી શક્યા નથી... સફાઈકામ કોણ કરે છે ? કહો જોઉં...

- બસ, તો તમે જાણો છો ને એ સમાજને માથાભારે વ્યાજખોરો પાસેથી ત્રણ-ચાર ટકાના, તોડી નાખે એવા વ્યાજે પૈસા લે છે. તમારે એવા વ્યાજખોરોની ચુંગાલમાંથી એ સમાજને મુક્ત કરાવવાનો છે.

- મને એવા પરદુઃખભંજન બનવામાં રસ નથી...

- તમે સમજયા નહીં, સાહેબ..! તમારો દીકરો ફાઈનાન્સની પેઢી ચલાવે છે કે નહીં ?

- હા; તે...?

- બસ, ત્યારે..! તમારે શું કરવાનું ? પહેલાં તો એ બધાય સફાઈ કર્મચારીઓનાં દેવાં ભરી દેવાનાં. પછી એની સામે તમારા દીકરાની પેઢીમાંથી જ નાણાં ધીરવાનાં. તમારે ઉઘરાણી માટેય ક્યાંય જવું નહીં પડે. પગારમાંથી હપ્તો સીધો જ કાપી લેવાનો. ઘેર બેઠાં ગંગા..! એક અર્થમાં આને સમાજસેવા પણ કહેવાય. બોલો, કહેવાય કે નહીં ?

ફૂલચંદ જાદવ એકદમ મૂંઝાઈ ગયા. માથું ખંજવાળવા લાગ્યા. એમનો ગુસ્સો એકદમ હવાઈ ગયો. સાલું આવા કોઇ આઇડિયા આપણને કેમ નહીં આવતા હોય? સમાજસેવાની સાથે-સાથે આમાં તો બે પેઢીનો ઉદ્ધાર પણ થવાનો. એમણે હરખભર્યા અવાજે પત્નીને બૂમ મારી :

- અરે... જોઇ શું રહ્યાં છો ? લાવો; પેલા પેંડા લાવો...! પ્રમુખ સાહેબનું મોં મીઠું કરાવો..!

પછી તેઓ એકદમ પ્રમુખ તરફ ધસી ગયા. મસમોટો ગોટો બેઠા પછી લચી પડેલી પાતળી-નાજુક ડાળીની જેમ પ્રમુખશ્રીના ચરણોમાં ઢળી પડ્યા. એમની ભીતર એકસામટાં સહસ્ત્ર-સહસ્ત્ર ગુલાબ ખીલી ઊઠ્યાં હતાં...

---

*૯, પુષ્પકુંજ સોસાયટી, ગુરુકુળ હાઈસ્કૂલ સામે,*
*કાંસા રોડ, વિસનગર-૩૮૪ ૩૧૫ (ઉ.ગુ.)*
*મો. ૯૪૨૭૪૫૯૩૦૫*

# ઈશ્વરનાં રૂપ...

*- અલતાફ પટેલ*

**રા**તના બે વાગ્યા તોય ભગવાનદાસ માસ્તરને કેમેય ઊંઘ આવતી નહોતી. બંને બાળકો જીદે ચઢેલાં...

દાદા એસી લઈ આવો. ગરમી સહન થતી નથી.

દસ વર્ષનો ગૌરવ તો સમજાવ્યે સમજી જતો પણ પાંચ વર્ષની ગુડ્ડી દાદાનો જીવ ખાવામાં સહેજે પાછી પડતી નહોતી.

ચિંતા ના કર બેટા લઈ આવીશ... જયાબહેન પણ ચિંતા વ્યક્ત કરતાં પણ પૈસાનો કેમેય મેળ પડે તેમ નહોતો. એકનો એક દીકરો અર્જુન ખાસ ભણ્યો નહીં ને માસ્તરે ખાસ ધ્યાન આપ્યું નહીં એટલે રિક્ષા ફેરવવાનો સમય આવ્યો... તેમાંય તબિયતનો સાવ બીમાર... મહિનામાં રિક્ષા ત્રણ ચાર દિવસ બંધ રહે ને રિક્ષા બરાબર ચાલે તો પોતે તાવમાં પટકાય... દવા પણ આગ્રહ કરીને કરીને પિવડાવવાની. તેની પત્ની માયા સ્વભાવે સાલસ, નમ્ર એ જેમ તેમ કરીને ભગવાનદાસના પેન્શનમાંથી અને પોતે ત્રણ - ચાર બાળકોના ટ્યૂશન કરીને ઘરનો ખર્ચ કાઢી લેતી... માસ્તરની જીભ પાંસઠ ઉંમરે થોથવાવા માંડેલી... બોલતાં બોલતાં અટકી જતાં. એટલે ટ્યૂશન કરાવી ઘરને વધુ સદ્ધર બનાવવાની જેટલી શક્તિ હવે રહી નહોતી. પણ નાનાં બાળકોને આવી બધી કારમી પરિસ્થિતિનો ખ્યાલ ક્યાંથી આવે ? એમને તો જોઈએ એટલે જોઈએ... એની મમ્મી માયા ને અર્જુન પણ સમજાવતો. દીકરા દીકરીને પણ ગરમીને બફારાનું પ્રમાણ જ એટલું વધી ગયું કે કે ભગવાનદાસ ખરેખર ખૂબ જ લાચારીનો સામનો કરી રહ્યા. હવે ઘર પણ નાનું... દસ બાય દસના ભાડાના મકાનમાં એસી ફીટ કરવા જેટલી દીવાલો પણ જર્જરિત થઈ ગયેલી. એ તો ભાડું ઓછું હતું, પરવડે તેમ હતું એટલે ભગવાનદાસ તૈયાર થઈ ગયેલા... ઘણીવાર તો ભગવાનદાસ ને જયાબહેન ગામડે જઈ આવતાં પણ ત્યાં મચ્છરોનો ત્રાસ અસહ્ય હોવાથી ને જયાબહેનને બે વાર મેલેરિયા થઈ ગયો હોવાથી ત્યાં જવાનું હવે બંને એ ટાળવા માંડેલું... બીજી બાજુ બંને બાળકો તરફનો પ્રેમ તેમને ક્યાંય જવા દેતો ન હતો... બાળકોને કોઈ પણ પ્રોબ્લેમ હોય તો દાદા-દાદીને જ કહેતાં...

દાદા, હું મારા ફ્રેન્ડના ઘરે ગઈ હતી... શું એસીની ઠંડી ઠંડી હવા આવતી હતી... દાદા મને તો હવે અહીં ગમતું જ નથી... જુઓને પસીના ના રેલા...

હા બેટા હા મને ખબર છે હું બધા જ પ્રયત્નો કરી જ રહ્યો છું... કંઈક ને કંઈક કરીશ...

દાદા પછી એરકુલર ના લઈ આવતા... કેમ બેટા એમાં શું વાંધો છે ?

ભગવાનદાસ એરકુલર માટે જ વિચારી રહ્યા હતા ને વચ્ચે ગૌરવ બોલ્યો...

બેટા એરકુલરમાં શું વાંધો છે ?

નાના દાદા એમાં તો રોજ પાણી ભરવું પડે ને અવાજ પણ ખૂબ કરે... મારા મિત્રના ઘરે મેં જોયું છે એ તો બિલકુલ સારું નથી દાદા... લાવો તો એસી જ લાવજો...

જયાબહેન હસતાં હસતાં ખભા પર ભગવાનદાસને હાથ ઠપકારી કરે : દીકરા તમારા જેવા જ જિદ્દી લાગે છે..

શું કરવું એ સમજાતું જ નથી... ચાલ આજે ગાર્ડનમાં મિત્રોને મળીશ તો આનંદભાઈને વાત કરી જોઈશ... ઉછીના પૈસા લઈને ગમે તેમ કરીને એસી માટે રસ્તો કાઢવો જ રહ્યો... બાળકોનું દુઃખ મારાથી જોવાતું નથી...

એ રાત્રે તો અર્જુને ગુડ્ડીને લાફો ઝીંકી દીધો... ત્યારે પહેલી વાર ભગવાનદાસે માંદા દીકરાને બરાબર ધમકાવી કાઢ્યો... દીકરાએ માફી પણ માંગી... ભગવાનદાસ ને



જયાબહેનને ખૂબ જ લાગી આવ્યું. પસ્તાવો પણ થયો. ભગવાનદાસે રડતાં રડતાં દીકરાની માફી માંગી. વહુએ છાના રાખી પાણી પાયું. ચા બનાવી.

બાપુજી આમ તમે હિંમત હારી જશો તો કેમ ચાલશે ભગવાન બધું સારું કરશે.

ભગવાનદાસે સમજુ વહુના માથે હાથ મૂક્યો : તું સાચું કહે છે બેટા, ભગવાન કોઈને નિરાશ કરતા નથી કે નિરાશ રહેવા દેતા નથી... હું સવારે જ ચીમનશેઠને ઘરે જાઉં છું... ઉછીના લઈનેય એસી ફીટ કરાવી દઉં છું...

પણ બાપુજી ઘર ચલાવવામાં ખૂબ તકલીફ પડશે... અર્જુને ગળગળા સાદે કહ્યું...

જોયું જશે... પણ આ બાળકોને આ કારમી ગરમી સહન કરવા નહીં દઉં... ચીમનશેઠ ખૂબ સારા છે... બધાને મદદ કરે છે મનેય કરશે...

એ પછીની બીજી જ સવારે ભગવાનદાસ ચીમનશેઠને બંગલે પહોંચી ગયા... ડૉરબેલ વગાડી... થોડીવારે જ નોકર બહાર આવ્યો. ભગવાનદાસે પોતાનું નામ દીધું. નોકર ઘરમાં ગયો...

શેઠસાહેબ સૂતા છે બેસો કહ્યું છે...

ભગવાનદાસ બાજુના હીંચકા પર બેઠા... બંગલો જોઈને વિચારે ચઢ્યા. કેટલો વિશાળ ને સુંદર આ બંગલો... આંગણામાં કેટલાં સુંદર વૃક્ષો ને જાતજાતનાં ફૂલોના કૂંડાઓ... મનોમન ખુશ થયા. મનોમન બબડ્યાય ખરા : ભગવાન ખુશ રાખે...

એટલામાં દરવાજો ખુલ્યો ને ચીમનશેઠ ડોકાયા...

અરે ભગવાનદાસ તમે... શું કામ પડ્યું...?

ભગવાનદાસે ટૂંકાણમાં મુશ્કેલી વર્ણવી પૈસાની મદદ માગી...



સારું બેસો...

નોકર પાણી આપી ગયો... બહાર ઉકળાટ તો કહે મારું કામ... ક્યારેક ક્યારેક પવનની લહેરખી આવી જતી. માથા પર સીલિંગ ફેન હતો પણ જાતે ચાલુ કરવાનું યોગ્ય લાગ્યું નહીં...

પંદર મિનિટ થઈ... ત્રીસ મિનિટ થઈ. શેઠ બહાર આવ્યા નહીં. નોકર કામે બહાર આવ્યો એટલે અધીરાઈથી પૂછી લીધું.

શેઠ ન્હાવા બેઠા છે... કલાક લાગશે... હસતાં હસતાં નોકર ચાલ્યો ગયો... હવે ભગવાનદાસના જીવ અકળાયો. ચીમનશેઠને તો તે ખૂબ જ સજ્જન સમજતો હતો... જ્યારે જ્યારે રજાના દિવસે બગીચાને બાંકડે મળતા ત્યારે તેમની શ્રીમંતાઈની ઘણી વાતો કરતા... નાણા ધીરવામાં માર્કેટમાં એમને કોઈ ચઢે નહીં...

એકવાર અલીભાઈએ તો હસતા હસતાં કહી પણ દીધેલું, અલ્યા ચમન શેઠ અમનેય જરૂર પડે તો મદદ કરજે. હોં...

અરે અડધી રાતેય આવોને આપણા દરવાજા ખુલ્લા રહે છે...

જમાનાના ખાધેલા મયુરભાઈ બોલી પડ્યા : એ તો વખત આવ્યે જોઈ લઈશું કેમ અલી...

બધા હસી પડ્યા...

ભગવાનદાસને મિત્રોની વાતો યાદ આવવા માંડી... કપાળે પસીનો નીતરી રહ્યો... રૂમાલ તો ખીસ્સામાં હતો નહીં એટલે હાથથી લૂછીને લૂછીને થાકી ગયા...

કલાક થયો પણ ચીમનશેઠ તો ફરક્યા જ નહીં... ભગવાનદાસને ખૂબ માઠું લાગ્યું... પછી વિચાર્યું કે ગરીબ માણસને માઠું ને સ્વમાન કેવા... તે ત્યાંથી બહાર નીકળી ગયા. નસીબજોગે રસ્તામાં અલીભાઈ સાયકલ લઈને જતા હતા ભેટો થઈ ગયો...

અરે ભગવાન તું અહીં ક્યાંથી ?

તે કશું જ બોલી શક્યા નહીં...

અરે શું થયું... મૂંગો શું થઈ ગયો... કંઈક તો ફોડ પાડ...

અલીભાઈના આગ્રહથી તેને પણ ટૂંકમાં હકીકત જણાવી...

અલી સાયકલ પરથી ઊતરી પડ્યો...

ચિંતા ના કર... બસ આટલી જ વાત છે એમાં આટલું

નિરાશ થઈ જવાનું ભલા માણસ... અલ્લાહપાક કુરઆનમાં કહે છે... લા તકનતુ ઈલ્લ્લાહ... અલ્લાહની રહેમતથી કદી નિરાશ નહીં થવાનું... અલ્લાહ બહુત બડા હૈ... હું તને રસ્તો કાઢી આપું છું... તું નિરાંતે ઘરે જા... આજ રાત સુધીમાં તારે ઘરે એસી આવી જશે...

ભગવાનદાસે અલીના બંને હાથ પકડી લીધા...

અલ્લાહ તને તારી નેકીનો બદલો જરૂર આપશે અલી... તારા જેવા માણસોને લીધે જ આ ધરતી ખીલી રહી છે.

સાંજ થવા આવી પણ અલી આવ્યો નહીં એટલે કાગડોળે વાટ જોઈ રહેલા ભગવાનદાસ ને બાળકો દાદાનો જીવ ખાતા રહ્યા... દાદાજી શું થયું. અન્કલ આવશે કે નહીં...

બેટા આવી જશે... એ કદાચ મગરીબની નમાજ પઢીને આવશે...

દાદા આ મગરીબની નમાઝ શું છે...

બાળકો ઉત્સાહથી આતુરતાપૂર્વક જિજ્ઞાસાથી પૂછી રહ્યા...

બેટા, મુસલમાનો સાંજની નમાઝને મગરીબ કહે છે... સાંજે સૂરજદાદા પશ્ચિમમાં આથમે ત્યાર પછી આ નમાઝનો સમય શરૂ થાય. નેક લોકો નમાઝ કદી છોડતા નથી બેટા...

દાદાજી અન્કલ ખૂબ નેક કહેવાયને...

હા બેટા નેક લોકો બીજા કરતાં જુદા જ હોય...

એટલામાં આગણામાં રિક્ષા ઊભી રહેવાનો અવાજ આવ્યો. બાળકો દોડી ગયાં...

દાદાજી, અન્કલ આવી ગયા. અલીભાઈએ બંને બાળકોને માથે હાથ ફેરવ્યો. અલીએ એસીની બધી સામગ્રી લાવીને ઘરમાં મૂકી... ખાસ્સા બે કલાકની જહેમત બાદ એસીના ફિટિંગની કામગીરી પૂરી થઈ... આખા ઘરમાં ને ખાસ કરીને બાળકો ઠંડી ઠંડી હવા ખાતા... અલી અન્કલનો આભાર માનતા રહ્યા... ફરી એકવાર ભગવાનદાસની આંખો અશ્રુભીની બની...

ચા આવી... ભગવાનદાસે અલી સામે જોઈને પૂછ્યું : કેટલો ખર્ચ થયો અલી... તને થોડા થોડા કરીને ચૂકવું તો ચાલે...

અરે ભગવાનદાસ કેવી વાતો કરો છો... પૈસા ને વાત કેવી... આ તો મારા ઘરમાંથી કાઢી લાવ્યો છું...

ભગવાનદાસ ભડક્યા... આશ્ચર્યચકિત પૂછી રહ્યા અરે અલી શું વાત કરે છે ? તારામાં અક્કલ જેવું છે કે નહીં...

ભાઈ તારા ભાભી નુરજહાંને બધી વાત કરી તો તેણે તુરત જ મને જેટલી ઝડપથી બને તેટલી ઝડપથી એસી કાઢી તમારા ત્યાં ફીટ કરવા મોકલી આપ્યો. તારાં ભાભી તો શું જાણે દિલના કેટલા નમ્ર ને લાગણીશીલ છે... મને કહે : બાળકો માટે આપણે આટલું કરીશું તો ખૂબ સવાબ મળશે... જાવ વાર ન કરો... અને ભગવાનદાસ તું તો જાણે છે મારે કોઈ ઓલાદ નથી... એટલું બોલતાં બોલતાં... અલીનો માસુમ ચહેરો રડમસ થઈ ગયો.

અને ભગવાનદાસ અલ્લાહપાક કુરઆનેપાકમાં ફરમાવે છે કે, : કઝા લેકા નઝીજલ મોહસેનનીન. દરેક નાનામાં નાની ભલાઈનો બદલો આપવામાં આવશે....

ભગવાનદાસ બોલી પડ્યા : અલ્લાહપાક તમને હંમેશા સુખી રાખે. ભાઈ... આ કળિયુગમાં આવા અવતારોનાં દર્શન કરીને ખરેખર હું ખૂબ જ પ્રભાવિત થયો છું... ખુદા તારે ઘરે થોડા સમયમાં ચોક્કસ પારણું બંધાશે...

અલીથી બોલી પડાયું : આમીન...

આ આમીન એટલે શું : ભગવાનદાસની જિજ્ઞાસા વધી...

અલી હસતાં હસતાં કહે : આમીન એટલે જે કઈ કહ્યું અલ્લાહ કબૂલ ફરમાવે...

બહાર વાતાવરણમાં ઠંડક જામી હતી... માઝા મૂકેલ બફારો કંઈક અંશે હળવો થયેલો. બંને મિત્રો એ પછી ઘણી ઘણી વાતો કરી છૂટા પડ્યા.

જતાં જતાં અલીનો હાથ પકડી ભગવાનદાસ ફરી



એકવાર બોલી પડ્યા આવતો જતો રહેજે... ભાભીને પણ લાવજે... તારો ઉપકાર કદી નહીં ભૂલું...

જો પાછું તે શરૂ કર્યું. "ભલા માણસ જિંદગીમાં તે પહેલીવાર મને તક આપી... ખરેખર તો હું તારો ખૂબ જ આભારી છું..."

બંને ભેટી પડ્યા...

એ વાતને ખાસ્સો સમય વીતી ગયો. અલી તેના બાપદાદાના મકાનમાં વડોદરા ચાલ્યો ગયો...

એક રાત્રે અલીનો ફોન આવ્યો... તેનો હરખ માતો નહોતો...

ભગવાનદાસ ખરેખર ભગવાને તારી પ્રાર્થના સાંભળી લીધી... ગઈ કાલે જુમેરાતે મારે ઘરે બાબાનો જન્મ થયો તેનું નામ અમે મુબારક રાખ્યું...

તારી વાત સાચી છે અલી... અલ્લાહ બધું જ સાંભળે છે. આપણા મનની બધી જ ઇચ્છાઓને સમય આવ્યે જરૂર પૂરી કરે છે, આપણે ફક્ત સબર કરવાની રહે છે...

એ દિવસે બંને મોડે સુધી બેઠા... જતાં જતાં ભગવાનદાસ ગળગળા થઈ ગયા... ખૂબ તને તકલીફ આપી અલી માફ કરજે.

અરે હું તો તારો આભાર માનું છું કે મને તે નેકીની તક આપી...

બંને ભેટીને છૂટા પડ્યા...

એક બપોરે બધા સૂતા હતા ને દરવાજો ખખડ્યો... જયાબહેને ઉઘાડી જોયું તો એક રૂપાળો યુવાન સ્મિત સાથે ઊભો હતો...

જયાબેનને નમસ્તે કર્યા : સાહેબ છે ?

હા, આવ બેટા અંદર આવ..

ભગવાનદાસ થોડીવાર સુધી જોઈ રહ્યા. પછી કહે : તું ઈશ્વર આનંદ ને ?

હા, સાહેબ હું જ આપનો ઈશ્વર આનંદ...

સાહેબ ખૂબ તપાસ કરીને આપની પાસે આવ્યો છું... મારું તો ભાગ્ય જ ખૂલી ગયું... યાદ છે સાહેબ આઠમા ધોરણમાં આપ મારા ક્લાસ ટીચર હતા... કોઈ ને પણ ફીઝ માટે કહેતા નહીં... આપે તેની લઈ લેતાં બાકીની ફી પોતાના ખિસ્સામાંથી ચૂકવી દેતા... સાહેબ આપનો ઉપકાર શીદ ને ભુલાય...?

જયાબેન ચા નાસ્તો લઈ આવ્યા... અરે આપે શું કામ તકલીફ લીધી ?

બેટા પીઓ અમને આનંદ થશે...

ઈશ્વરે હળવેકથી કહ્યું : સાહેબ... હું સિવિલ એન્જિનિયર થયો છું... ખૂબ કમાયો છું... ઘણા ફ્લેટ પણ બનાવ્યા છે... આપ મારી સાથે ચાલો...

ઈશ્વરે આગ્રહ કરીને બધાને ગાડીમાં લઈ... આનંદનગર આવ્યો. ગ્રાઉન્ડ ફ્લોર પર સુંદર બે રૂમ બતાવ્યા... સાહેબ એ ભાડાનું મકાન છોડી હવે આપે અહીં આવવાનું છે... મારે આપને ગુરુદક્ષિણા આપવી છે આપ સ્વીકારી મને મુક્ત કરો સાહેબ...

અરે બેટા, તારાથી આવું ના થાય... મેં જે કંઈ કર્યું એ તો મારી ફરજ હતી...

પ્લીઝ સાહેબ, આ મારી ફરજ અદા કરવાનો મોકો છે... મારાં માતા-પિતાના આત્માને પણ ખૂબ શાંતિ થશે...

છેવટે ભગવાનદાસ ઝૂકી પડ્યા... ઈશ્વરના માથે હાથ ફેરવી ખૂબ આશીર્વાદ આપ્યા... સર્જનહારના નેક બંદા અલીને ઈશ્વરને યાદ કરતા ભગવાનદાસની આખો અશ્રુ ભીની થઈ ગઈ...

રાઝ કી બાત બતા દેતા હું અલ્તાફ તુજકો

ખુદા ચાહે ઉસે નવાઝ દે ઉશ્મે ઝોર કિસીકા નહીં ચલતા...

*૬૫૮/૧, મસીહા, અમન સોસાયટી,*
*સેક્ટર-૨૯, ગાંધીનગર.*
*મો. ૯૪૨૬૩૫૬૭૫૯*



# રિયાસત રૂપની...!

- *અતુલકુમાર વ્યાસ*

**"અ**લ્યા દિના, સોનકી આવી છે... તેં જોઈ...?" વિનુએ દિનાની કેબિન પાસે ભાંગલી માંચી જેવા મૂઢા ઉપર બેસતાં કહ્યું : "આજ હવારે જ મેં ઈને ભાળી, માળી સાચકલી એક્ટ્રેસ જેવી થૈ જૈ છે... !"

"ઈ એક્ટ્રેસ છે તી એક્ટ્રેસ જેવી ના લાગે ?" દિનાને કહેવાનું મન થયું પણ એ કાંઈ બોલ્યો નહીં... વિનુ એની સામે તાકી રહ્યો હતો એટલે ઘસાઈને લીસ્સા થઈ ગયેલા પથ્થર ઉપર કાપણીની ધાર કાઢતાં દિનાએ સામો સવાલ કર્યો : "કઈ સોનકી...?"

"લ્યા ઈને ભૂલી ગ્યો. ?" વિનુએ કહ્યું : "રાઘવજી શેઠની દીકરી સોનકી, હાળા, તું તો ભારે ભૂલકણો...!"

"ઠીક હા ઈ સોનકી..." દિનાનો હાથ કાપણી ઘસતો અટકી ગયો : "ઈ સોનકી આવી છે... ક્યારે ?"

"ઈ ક્યારે આવી ઈ તો ઓહાણ નથી પણ આજ પરભાતે મેં ઈને જોઈ..." વિનુએ કહ્યું : "ગઈ રાતે આવી હશે ઈમ લાગે છે." વિનુએ બીડી જગવીને દિનાને આપી એટલે દિનાએ બે હોઠમાં બીડી દબાવીને ઊંડો કશ ખેંચ્યો... વિનુ દિનાની સામે જોઈ રહ્યો હતો કદાચ એ દિનાનો ચહેરો વાંચતો હતો.

દિનાની માથે વાળ પાંખા પડી ગયેલા. ચહેરો ખરબચડો થઈ ગયેલો, ચાર પાંચ દિવસની વધેલી દાઢીમાં ધોળાફક્ક મોવાળા ને ખાડા પડી ગયેલા ગાલ..! એના પાતળા શરીર ઉપર જીર્ણ થઈ ગયેલું પીળું ટીશર્ટ, એની નીચે ચારેક થીંગડાં મારેલું પચરંગી પેન્ટ પહેરેલો દિનો પહેલાં ગામડા ગામમાં રામજી મંદિરની સામે લાઈટના થાંભલાની ઓથે લાકડાની પેટી નાંખી ગામના શેઠ શાહુકારોનાં જૂતાં પૉલિશ કરતો... ને હવે એક જમાનાનું ગામ હતું એ જિલ્લાનો મોટામાં મોટો તાલુકો બન્યો હતો, પણ દિનાની લાકડાની પેટી તો એની એ જ હતી, ફરક ત્યાં બેસનારનો પડ્યો હતો... પહેલાં અહીં દિનાનો બાપ ઝવેર બેસતો... દિનાને આજેય એ યાદ હતું કે એનો બાપ ઝવેરડોસા આ થડાની પેટી ખોલીને અગરબત્તી કરી સંતોષી માતાના જૂના કેલેન્ડર સામે હાથ જોડીને પ્રાર્થના કરતા, ત્યારે ઝવેરડોસા શું બોલતા હશે એ આજેય દિનાને ખબર નથી પડી...!

એ ઝવેરડોસા આ જૂનાં જોડાં સાંધવા - સીવવાના થડાને પેઢી કહેતા... પણ દિનો અહીં બેસતો થયો ત્યારથી એને એ સમજાઈ ગયું હતું કે, ગામના શેઠ શાહુકારોની પેઢી અને એની આ પેઢીમાં બહુ મોટો ફરક છે ! નાનું ગામડું શહેર બન્યું એટલે પોલીસ અમલદારોની જોહુકમીનો કોરડોય ક્યારેક દિનાની પેઢી ઉપર વિંઝાતો ! નાની બજાર કે મેઈન રોડના શાહુકાર વેપારીઓ પર પોલીસની લાઠી ક્યારેય નહોતી ફરતી એ લાઠીનો ડર દિનાને હંમેશાં રહેતો... એ પણ શેઠિયાઓની અને દિનાની પેઢીનો એક ફરક હતો...! લોકોનાં જૂતાં સાંધતાં દિનાને લાગતું કે ગામનું એક સાંધતાં એના તેર ટાંકા તૂટે છે પણ એ શું કરે...? લોકો જૂના જોડાનોય કસ કાઢી લે ત્યાં સુધી પહેરે છે... આખરે ક્યાંય એક ટેભો ભરવાનીય જગ્યા નથી હોતી...!

નાની બજારમાં કલ્યાણજી ગુલાબચંદની બહુ મોટી પેઢી હતી. એમના પિતા ગુલાબચંદ લક્ષ્મીચંદ મુંબઈ જઈને રૂ-કાલાના વેપારમાં બહુ કમાયેલા પછી વતનના ગામમાં ધર્માદોય કરેલો... સરકારી નિશાળનું બિલ્ડિંગ, હોસ્પિટલ ને ગામની બહાર પાક્કું બાંધેલું સ્મશાન અને ત્યાં ન્હાવા માટે ગરમ પાણીની વ્યવસ્થાય આ ગુલાબચંદ શેઠના દીકરા કલ્યાણજી શેઠે કરાવેલી. એ જમાનામાં ગામ ટોચ શેઠાઈમાં ગુલાબચંદ શેઠનું ગણાતું અને આજેય એવી જ પ્રતિષ્ઠા કલ્યાણજી શેઠની ય હતી...'

એ કલ્યાણજી શેઠની દીકરી એટલે સોનલ...! એ સોનકી આવી હતી...

દિનો વિચારમાં પડી ગયો. કલ્યાણજી શઠે ગામમાં હાઈસ્કૂલ બંધાવી નહીંતર છેક તાલુકે હાઈસ્કૂલમાં ભણવા જવું પડતું... કલ્યાણજી શેઠે હાઈસ્કૂલ બંધાવીને પહેલાં વર્ષે જ દિનો હાઈસ્કૂલમાં આવ્યો... ત્યારે હાઈસ્કૂલમાં ભણનાર બધા છોકરાઓ જ હતા એક છોકરી સોનલ સિવાય...! પછી કલ્યાણજી શેઠની સોનલ સાથે ઓધવજી માસ્તરની બે દીકરીઓ પારૂલ અને રેખા અને ચોથી ભાનુભાઈ ડૉક્ટરની દીકરી રિદ્ધિય ભણવા બેઠેલી... એ ચાર છોકરીઓ જૂદી પાટલીએ બેસતી... ત્યારે દિનો તો સોનલ સામે જ જોયા કરતો..!

સોનલ હતીય કેવી ચંચળ...? એક દિવાસ્વપ્ન જેવી...!

સોનલ એને દેવો કહેતી... દિનાને લાગતું કે કદાચ એ

અત્યારે તો ભૂલીય ગઈ હશે... પણ એને બરાબર યાદ હતું કે, નવમીમાં ભણતી સોનલ અને એની સખીઓ હાથમાં મેંદી મૂકીને રમતી હતી... એની સખીઓ કહેતી હતી કે સોનલે બેય હાથે મેંદી મૂકી છે એટલે એ જેને બચી ભરશે એ છોકરાના હાથ મેંદી વગર લાલ થઈ જશે... સાથે રમનારા સૌ દોસ્તોએ સોનલને પોતાને બચ્ચી ભરવા વિનવણી કરી પણ સોનલ કોઈનુંય માની નહીં... છેક દૂર ઊભેલાં દિનાને જોઈ એના તરફ ધસી આવતાં બોલેલી : "હું તો આ દેવાને રંગીશ..!" અને કોઈ કશુંય બોલે કે દિનો એનો વિરોધ કરે તે પહેલાં તો સોનલ એના સુધી પહોંચી ગઈ અને દિનાના ગાલે એના કુમળા હોઠ ભીંસીને દાબી દીધા... ત્યારે શરમાળ દિનો શરમાઈને લાલઘૂમ થઈ ગયેલો.

- પછી મંદિરની પાછળ એકાન્તમાં સોનલ મળી ત્યારે દિનાએ એને પૂછેલું : "મારું નામ દિનો છે તોય તું મને દેવો કેમ કહે છે..?"

"તારું નામ ભલેને ગમે તે હોય પણ મારે માટે તો તું..." કહેતાં સોનલ હસી પડેલી : "દેવદાસ છે... હું તારી પારો અને તું.... મારો દેવો...!"

"દેવદાસ અને પારો કોણ...?" દિનાના પ્રશ્નથી સોનલ હસી ને એના ગાલે ટપલી મારતી ચાલી ગઈ... પણ એ પછી જે બન્યું એ બધુંય દિનાને યાદ હતું. એ નોરતાની આઠમ હતી. નદીના સામે ગામ આખા નોરતાં ભવાયા રમવા આવતા. આઠમના દિવસે રામદેવપીરનું આખ્યાન હતું. દિનાને રામાપીરમાં ભારે આસ્થા એટલે એ જોવા દિનો ગયો હતો. ત્યાં એણે બીજી બહેનપણીઓની સાથે સોનલનેય જોઈ હતી. પછી દિનો અને સોનલની નજર વારંવાર મળી હતી. સોનલ મીઠું મીઠું



મલકાતી અને દિનો શરમાઈ જતો... એમ ભવાઈના વેશમાં આવતાં હાસ્યમાં બેયનું સ્મિત પરસ્પર વાતો કરી લેતું હતું... એ પછી મોડી રાત્રે ભવાયાનો ખેલ પૂરો થઈ ગયો. દિનો ઘેર આવવા નદી તરફ ચાલતો થયો અને પાછળથી સોનલનો આજ સંભળાયો : "એય દેવા."

દિનાએ પાછળ જોયું તો સોનલ એના તરફ દોડતી આવતી હતી એટલે દિનો ઊભો રહી ગયો. સોનલે નજીક આવીને કહ્યું : "ચાલ, મારેય ઘેર આવવું છે. એકલી જાઉં એના કરતાં તું હોય તો ઠીક."

"કેમ ? હું હોય તો ઠીક." દિનાએ પૂછ્યું : એટલે ? "હું સમજ્યો નહીં..."

"બુદ્ધુ... ઊ -" સોનલે કહ્યું : "મને અરધી રાત્રે નદીના પટમાં બીક નો લાગેને એટલે ઠીક."

"તું તો સાવ બીકણી -" દિનાએ કહ્યું : "અહીં કોઈ વાઘ દીપડા નથી આવતા-"

"વાઘ દીપડાની તો મને બીકેય નથી..." સોનલ એની સાથે ચાલતાં ચાલતાં બોલી : "અમારે છોકરી જાતને તો અટાણે માણહની જ બીક હોય છે. સમજ્યો..?"

"હું માણહ નથી..?" દિનાએ મલકાઈને પૂછ્યું : "મારાથી તો તું જરાય નથી બીતી...!"

"તારાથી શાની બીઉં..?" સોનલે આંખો ઝીણી કરી દિનાના ગાલે ચૂંટલી ખણી : "તને તો કાચો ને કાચો ખાઈ જાઉં એમ થાય છે...!"

- ને સોનલે સામે આવીને એને બેય હાથે ભીંસી દીધો.

"છોડને હવે -" દિનો ભડકી ઊઠ્યોઃ "સોનલી, આ શું કરેશ તું !" કોઈ ભાળે તો કેવું ભૂંડું લાગે ?"

"અટાણે કોણ ભાળે છે આંય...?" સોનલીએ દિનાને પૂઠે ટપલી મારી કહ્યું : "નમાલા..."

"નમાલો નથી હું...!" દિનો બોલ્યો : "છોડ મને - તારો ભાવેય હું સમજું છું સોનલ પણ હું ને તું સરખા નથી મારા ઘરમાં તારા જેવી શેઠઈ નથી, મારો બાપ આખા ગામનાં જૂનાં જૂતાં સાંધે છે...!"

"ભલે ગમે તે હોય..." સોનલે એને વધારે કસીને દબાવ્યો : "તને નહીં છોડું જા..."

"સોનલ - આ ખોટું થાશે હોં..." દિનાએ કરગરીને કહ્યું : "હું હલકું વરણ, તું શાહુકારની દીકરી કાંઈક તો વિચાર.... મારું મન નહીં રોકાય તો બહું મોટું પાપ થઈ

જાશે...''

દિનાનું મન વાંચતી સોનલે એને નદીની ઠંડીગાર રેતીમાં ખેંચ્યો... : ''દિના, આજ કાંઈ વિચાર નો કરીશ... હોં... આ પાપ નથી, તારા ઉપર ઓળઘોળ છઉં... મારે કોઈની શેઠાણી નહીં, તારી વહુ બનવું છે... સમજી જા ને... ભૂંડા માણસ... જવાન છો કે ગૈઢો ડોહો છો... તને કાંઈ થાતું નથી...?''

દિનાને ઘણુંય કાંઈનું કાંઈ થાતું હતું... આખરે તો ચઢતું ને જવાન લોહી હતું... સોળ શ્રાવણ ઊતરી ને હજી હમણાં જ કુદરતે ઘડીને મૂકી હોય એવી ચમચમતી કાચની પૂતળી જેવી શાહુકારની દીકરી નદીના પટમાં ઠંડીગાર રેતીમાં એનું બાવડું પકડીને ખેંચતી હતી તે કાંઈ થાય નહીં...? એક ભેખડની આડશે દિનાની સામે આડી પડી ગયેલી સોનલે એનો હાથ છોડ્યો ન હતો... આખરે દિનો ખેંચાઈ ગયો. મન ડંખતું હતું પણ એનું તન ઝંખતું હતું એ અમોલું સુખ એને આવકારતું હતું. દિનો અને સોનલ પરોઢે મોંસૂઝણું થાય તે પહેલાં ગામમાં આવીને પોતપોતાનાં ઘેર ગયાં.

જ્યારે દિનાને દેવદાસ અને પારો કોણ હતાં એ સમજાયું ત્યારે તો સોનલ જીવનના સફરમાં બહુ આગળ નીકળી ચૂકી હતી... ને દિનો ગાડી નીકળી ગયા પછીના શાંત પડી ગયેલાં પ્લેટફોર્મ જેવો હતો ત્યાંનો ત્યાં રહી ગયો હતો...! કોલેજની પરીક્ષાને બે મહિનાની વાર હતી ને ઝવેરડોસાને એવો શ્વાસ ચઢ્યો કે પછી એ શ્વાસ બેઠો જ નહીં... ચઢતો શ્વાસ છેક આભે અડ્યો... ને ડોસાનું નિર્જીવ શરીર ખોબા જેવી ખાટલીમાં પડ્યું. બે નાની બહેનોની જવાબદારી સાથેના એ ઘરમાં અઢી ટંકનું ખાવાનુંય નહોતું. પાંચ પંદર દિવસ બેઠાં બેઠાં ખવરાવી શકે એવા સગાવહાલાય સમૃદ્ધ નહોતા એટલે કોલેજ છોડી દિનાએ બાપના મર્યા પછી ત્રીજા દિવસે ઝવેરડોસાની પેઢી સંભાળી લીધી... તે આજનો દી અને કાલની ઘડી...!

સોનલના અછડતા સમાચાર એને મળતા કે સોનલ ગ્રેજ્યુએટ થઈ ગઈ, સોનલ અભિનય કરતા શીખવાની કોલેજમાં ભણે છે, પછી સોનલ નાટકમાં કામ કરે છે અને છેલ્લા કેટલાંક સમય પહેલાં તો દિનાએ એવુંય સાંભળેલું કે સોનલની ફિલમેય ઊતરી છે...! સોનલના વધતા જતાં કદની સામે પોતે સતત વામન બનતો જતો હતો એમ દિનાને લાગતું હતું... અને હવે તો સોનલ આસમાનની પરી અને એ ધૂળનો ધૂળિયો કાળોમેશ પ્હાણો...! એવું એને લાગવા માંડ્યું હતું... પણ વિનો કહેતો હતો કે, અહીં ધોળેશ્વર મહાદેવની જગ્યામાં આજે રાત્રે કોઈ જાહેરાતની ફિલમનું શૂટિંગ છે એટલે સોનલ આવી છે એટલે બાળપણની સોનલ કેવી દેખાય છે એ જાણવાની તલપ એના મનમાં જાગી હતી... પણ -

એકાએક એની પેઢી સામે દિનાએ બે જણને ઊભેલા જોયા એટલે એણે ઉપર જોયું. બંનેમાંથી એક બોલ્યો : ''આપ દિનાજી હૈ...?''

''હા, હું જ દિનો બોલો સાહેબ...'' દિનો અહોભાવથી આગંતુકનાં જૂતાં તરફ જોતાં બોલ્યો : ''મેં ક્યા સેવા કરું...?'' પણ એ બંનેએ પગમાં કિંમતી અને ચમકદાર બૂટ પહેરેલા હતા. એણે કહ્યું : ''દિનાજી, આપ કો મેડમને બુલાયા હૈ, આપસે મિલના ચાહતી હૈ....''

''મેડમ કોણ...?'' દિનો બોલ્યો...

પણ પેલાએ કહ્યું : ''સોનલ મેમ... એક્ટ્રેસ હૈ ના...?''

''ઓહ...'' દિનો ખુશખુશાલ થઈ ગયો : ''મને સોનલે બોલાવ્યો છે...?'' હું હમણાં જ આવ્યો... સાહેબ. ચાલો... ''એમ કહેતો કે દિનો પેઢીનું પાટિયું પાડીને પેલા બંનેની સાથે ચાલતો થયો... એ બંને કાર લઈને દિનાને તેડવા આવ્યા હતા. એ આસપાસના વેપારીઓ પણ જોતા રહ્યા, ને દિનોય છાતી ફુલાવી આગળની સીટમાં બેઠો. લાંબી કાર સડસડાટ કરતી ધોળેશ્વર તરફ વહેતી થઈ ગઈ.''

સરકીટ હાઉસના તામજામ અને ટાઈટ સિક્યોરિટી પાર કરાવી પેલા બંને દિનાને એક વિશાળ રૂમમાં મૂકી ગયા... અહીં દિનાને પહેલીવાર પોતાનાં લઘરવઘર લૂગડાંનો ક્ષોભ થયો... સોનલને જોવાની લાયમાં આમ ને આમ હાલી નીકળ્યો એનો



પહેલીવાર એને અફસોસ થયો... દિનો ઊભો જ હતો ત્યાં સામેથી સોનલે પ્રવેશ કર્યો... આસમાની રંગના કિંમતી વસ્ત્રોમાં સજ્જ થયેલી સોનલ ભારે જાજરમાન લાગતી હતી...

એ નજીક આવી એટલે દિનાની આંખોમાં ચમક આવી ગઈ... એ કશુંક બોલવા જતો હતો પણ એ બોલે તે પહેલાં સોનલ એની સામે સોફા ઉપર બેસતા બોલી : "અરે, દેવા કેમ છે તું...?"

"દેવો...!...?" દિનાના કાન ચમક્યા... એ હસતે ચહરે બબડી ગયો : "દિનો છે મારું નામ..."

"દિનો નથી, તું દેવો છે..." સોનલે દિનાને એની નજીક સોફા પર બેસવા નિર્દેશ કરતાં કહ્યું : "તું નવા જમાનાનો દેવદાસ છે... આપણે સાથે ભણતાં એ કયું વર્ષ હશે...?" સોનલ વિચારમાં પડી પણ દિનાને યાદ હતું : "ઓગણીસો ત્યાંસીનું વર્ષ હતું..."

"હા... બરાબર... મેં એઈટીફોરમાં કોલેજ જોઈન કરી... રાઈટ...!" સોનલે કહ્યું : "એટલે હું તને દેવદાસ ૧૯૮૩ કહીશ..." સોનલે એનો હાથ ખેંચીને સોફા પર બેસાડ્યો : "વેલ કોઈ સરસ ફિલ્મનું ટાઈટલ હોય એવું લાગે... દેવદાસ : ૧૯૮૩...!" ને સોનલ હસી પડી... દિનો એને હસતી જોઈ ધીમું હસતો રહ્યો.

સોનલે થોડી જ વારમાં કેટલીય વાતો કરી. પછી એણે પૂછ્યું : "દેવા, હું તો છેક ગઈકાલની આવી છું. મળવા કેમ નહોતો આવ્યો ?" અત્યારે મારે સિક્યોરિટીને મોકલી અહીં પકડી લાવવો પડ્યો...!

દિનો ચૂપચાપ તાકી રહ્યો. એ કહી શકતો નહોતો કે એને આવવાની હિંમત જ નહોતી !

"શું મારી સામે જોઈ રહ્યો છે...?" સોનલે પૂછ્યું : "ક્યારેય મને જોઈ નથી...?"

દિનો મૂંગો રહ્યો હતો, પણ માંડ હિંમત કરીને બોલ્યો : "તું અહીં આ ગામમાં કેમ આવી ?"

"એડ ફિલ્મના શૂટિંગ માટે... સોનલે આંખો નચાવતાં કહ્યું : અને ખરું પૂછ તો તારા માટે...?"

"શું...?" દિનો ગભરાટથી ઊભો થઈ ગયો : "મારે નીકળવું પડશે... સોનલ..." પણ સોનલે એને હાથ પકડીને બેસાડી દીધો ને પૂછ્યું : "દેવા કશુંક તો બોલ... મારા દેવદાસ..."

"શું બોલું...?" દિનો નીચી નજર ઢાળીને બેઠો હતો...

"પહેલાં તો ઘણુંય બોલતો હતો..." સોનલે આંખ મિચકારતાં કહ્યું : "નદીના પટમાં આઠમની રાતે બોલ્યો હતો એય બધું ભૂલી ગ્યો ?"

"મને તો હવે કાંઈ યાદ નથી સોનલ.." દિનાને ડૂમો બાઝી આવ્યો.સોનલ એની સામે સ્થિર નજરે જોઈ રહી... ને પછી એના વાળમાં હાથ ફેરવવા માંડી... દિનો સ્હેજ દૂર ખસી ગયો...

"લગ્ન કર્યાં...?" સોનલે પૂછ્યું. "ના..." દિનાએ માથું ધુણાવ્યું.

"તો મારી સાથે ચાલ-" સોનલે કહ્યું : "મારી સાથે મુંબઈ લઈ જાઉં તને..."

"કાં...?" દિનાએ એની સામે જોઈ ઉપહાસથી પૂછ્યું : "મુંબઈ કાં ? મારી હારે લગન કરવા ? "

"ના - દેવા, પરણેલી હિરોઈનને ફિલ્મમાં કામ ના મળે, પણ તને સુખી કરવો છે...""આ રૂપની રિયાસતનો રખેવાળ બનાવીશ તને..."

"હું તારો પસાયતો થવા રાજી નથી, તું બીજા કોઈને સુખી કર..."

અને દિનો અવળું ફરી ગયો...

"મારાથી નારાજ છો તું...?" સોનલે પૂછ્યું : "તારી પારોથી નારાજ છે દેવા...?"

"તું ક્યાં પારો છો...?" દિનાએ વેધક નજરે એની સામે જોઈ કહ્યું : "તું તો બહુ મોટી એક્ટ્રેસ સોનલ મેડમ છો... તારી આ રૂપની રિયાસતમાં તું તો છો મહારાણી પણ હું પસાયતામાં બંધ બેસતો નથી..!"

"તારી વાત સાચી છે... દેવા..." સોનલે કહ્યું : "પણ હવે શું થાય...?"

"થાય શું...?" દિનાએ કહ્યું : "બહાર આખું ગામ શૂટિંગ જોવા ભેળું થયું છે, ઈ લોક તારા નાચ પર વન્સમોર કરે ઈ મારાથી તો નૈ ખમાય પણ હું આખા ગામને શું કરી લઉં...?"

સોનલ એની સામે જોઈ રહી હતી ત્યાં જ બહારથી સાદ પડ્યો : "મેડમ આપકા શોટ રેડી હૈ"

ને દિનો સામેનાં ખુલ્લાં બારણાં સામે તાકી રહ્યો...!

*"શિવાલય", એ-૦૧, સામીપ્ય એન્કલેવ,*
*ક્રિષ્ના ટાઉનશીપ પાસે, ગંગોત્રી,*
*વડોદરા-૩૯૦૦૨૧. મો. ૯૮૨૫૮૨૫૩૯૫*

# ફેસબુકના ઓટલેથી

*- નીલમ દોશી*

**તા.** ૧, જાન્યુઆરી

અનય,

સુપ્રભાત. આજે સવારથી ક્યાંક વાંચેલા એક સુંદર કાવ્યની પંક્તિ મનમાં ગૂંજી રહી છે. (સોરી અનય, કવિનું નામ ખબર નથી.)

"રસ્તાઓ અચાનક મળી ગયા
બે ઘડી વાતે વળગ્યા ને
છૂટા પડી ગયા."

અનય, આપણો સંબંધ પણ આ રસ્તાઓ જેવો જ નથી ?

આ નવું વરસ પોતાની પાંખમાં શું ભરીને આવશે કોણ કહી શકે ?

ફેસબુકના ઓટલેથી સાહિત્યના સમાન રસને લીધે શરૂ થયેલી આપણી મૈત્રી એક ચોક્કસ મુકામ સુધી વિસ્તરી ચૂકી છે. આ બે વરસમાં આપણે કેટકેટલી વાતો કરી..! ક્યારેક બે લીટીમાં તો ક્યારેક બે પાનામાં છલકતાં રહ્યાં છીએ..નવું જે પણ વાંચીએ તેને એક બીજા સાથે વહેંચતાં રહ્યાં છીએ. એ સમાન રસને લીધે જ કદાચ આપણે આટલા નજીક આવી શક્યાં છીએ. સૌથી અગત્યની વાત એ છે કે કોઈ જ અંગત વાતો કરવાનું આપણે બંનેએ ટાળ્યું છે. આજે પહેલીવાર તારા તરફથી અંગત કહી શકાય તેવો સવાલ આવ્યો છે.

સામાન્ય રીતે બને છે તેમ કોઇ પણ વિજાતીય મૈત્રીમાં એક તબક્કે કોઇ અપેક્ષા..કોઇ અંગત સવાલ જવાબ આપોઆપ આવી જતા હોય છે. પરંતુ આજ સુધી તેં ક્યારેય પરોક્ષ રીતે પણ એવા કોઇ સવાલો કર્યા નથી..અને કદાચ તેથી જ આપણી મૈત્રીની સફર અવિરત ચાલુ રહી શકી છે. પૂછી શકું કે આજે આવી જરૂર કેમ ઊભી થઇ ?

લિ. સુહાના...

તા ૪, જાન્યુઆરી

સુહાના,

હા, સાહિત્ય અંગેનો આપણો રસ સમાન ખરો. પણ પ્રામાણિકતાથી કહું તો આ રસ તો છેલ્લાં થોડાં વરસોથી જ મારામાં પ્રવેશ્યો છે. બાકી હું તો બિઝનેસનો માણસ... નફા, ખોટનો... હિસાબ કિતાબનો માણસ... પણ જીવનના કોઇ અણધાર્યા પડાવે મને બદલાવી નાખ્યો... ખેર ! જવા દે...

રસ્તાઓ ભલે છૂટા પડી જાય પણ આ જ કાવ્યની આગળની પંક્તિમાં તો એ જ કવિ ઝરણાઓને ભેગા પણ કરી દે છે હોં... જો

"ઝરણાં અચાનક મળી ગયાં
એકબીજાને ભેટ્યાં ને
ભળી ગયાં"

ખેર ! બાકી તને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે કે અચાનક આજે અંગત સવાલ શા માટે ? આખરે તો પુરુષ જાત ને ? સ્ત્રીનો પરિચય થાય, મૈત્રીથી આગળ વધાય અને પ્રેમની માગણી થાય. અને પુરુષની પ્રેમની માગણી એટલે સ્ત્રીનું શરીર માત્ર !

આવું કશું તેં મારા માટે પણ ધારી લીધું હોય તો તારો દોષ નહીં કાઢું. પુરુષની તો મથરાવટી જ મેલી. ચાલીસીએ પહોંચેલ પુરુષ બીજી ઇનિંગ્સ શરૂ કરવા હમેશાં આતુર હોય એ સામાન્ય ગણાય છે. હું તો ચાલીસીએ નહીં જીવનના પાંચ દાયકા વીતાવી ચૂકયો છું. તારી ઉંમરની ખબર નથી. ક્યારેક તારા શબ્દોમાં શૈશવની વિસ્મયતા છલકી છે..તો કદી વીસ વરસની તરુણીની મુગ્ધતા માણી છે... તો ઘણીવાર એક પ્રૌઢાનું અનુભવભાથું પણ ઝલકયું છે.

આજે અચાનક સાવ સ્વાભાવિક રીતે જ, કાર્ય, કારણના કોઇ સંબંધ વિના જ તારા અતીત વિશેનો અંગત સવાલ મારાથી પુછાઇ ગયો છે. જેનો જવાબ આપવો બિલકુલ જરૂરી નથી. તારી સ્વતંત્રતા અને આપણી મૈત્રી અક્ષુણ્ણ રહો. મૈત્રીથી વિશેષ મહત્ત્વનું મારે માટે કશું જ નથી. ફરગેટ ઇટ...

લિ. અનય

તા. ૬, જાન્યુઆરી

અનય,

ઓહ... આ કાવ્ય તારી પાસે પણ છે જ. તો પછી એ જ કાવ્યની આગળની પંક્તિ તેં વાંચી જ હશે.

"અમે અચાનક મળી ગયાં
- અમે, ના રસ્તા કે ના ઝરણાં
એટલે -

ના છૂટાં પડ્યાં, ના ભળી ગયાં !''

પ્રશ્નનો જવાબ આપવો જરૂરી નથી... એમ કહી તેં મારી દ્વિધા વધારી દીધી છે. ફરજિયાત હોત તો જવાબ ન જ આપત...

જીવન કિતાબનાં પાછલાં પાનાઓ ઉઘાડવાની હિંમત કયાંથી લાવું ?

જીવનના પાંચ દાયકા વીતાવી ચૂકેલ એકલવાયી સ્ત્રીની જિંદગીમાં કોઇ શું આશા રાખી શકે ? ભીતરના દરવાજા જાતે જ બંધ કરી દીધા પછી એ ખોલવાની ઇચ્છા કે હિંમત કશું નહોતું. આજે વરસો પછી કોઇએ દ્વાર ખટખટાવ્યાં છે. હું ખોલી શકીશ ખરી ?

લિ. સુહાના

તા. ૭, જાન્યુઆરી

પ્રિય સુહાના,

સુહાના, તારી દરેક વાત કોઈ વિરોધ... કોઇ શંકા... કોઇ દલીલ વિના સ્વીકારી શકું છું. અવિશ્વાસ રાખીને જિંદગીમાં જે ગુમાવ્યું છે તેના પરથી એટલું તો જરૂર શીખ્યો છું કે હવે ગુમાવીશ તો પણ વિશ્વાસ રાખીને જ.

સુહાના અતીતના આયનામાં કોઇ તિરાડ હોય અને એ તિરાડ દુઃખ સિવાય કશું આપી શકે તેમ ન હોય તો એ તિરાડને ભૂલી જવી બહેતર છે. મારે કશું જ જાણવું નથી સુહાના. તું જે છે... જેવી છે, મારી મિત્ર છે એટલું મારે માટે પૂરતું છે. આ બે વરસમાં મિત્રતાની વ્યાખ્યાઓ આપણે ઘણી કરી. હવે એ મિત્રતા જીવીશું ને ?

લિ. અનય



તા. ૯, જાન્યુઆરી

અનય,

આ આખું અઠવાડિયું મેં મારા અતીત સાથે વીતાવ્યું છે... વરસો બાદ... જાતની ઉલટતપાસ આદરી હતી. કેટલાંક ચોંકાવનારાં સત્યો... અને મારામાં એક ખળભળાટ !

દૃષ્ટિ બદલાય ત્યારે ભલભલા સમીકરણો બદલાતાં સમય નથી લાગતો. અમારી પણ દૃષ્ટિ બદલાઇ અને બદલાયાં સમીકરણો... સંબંધોની કરચ... અસ્તિત્વ લોહી-લુહાણ અંદર અહમ...'' સમાધાન શા માટે કરું ? મારી કોઇ ભૂલ નથી... (પોતાની ભૂલ જોવી સહેલી થોડી છે ?)

અપેક્ષાઓનું આકાશ વિસ્તરતું જતું હતું. પરિણામે સ્નેહનું આકાશ સીમિત બનતું જતું હતું. નાની નાની વાતોના મનગમતા અર્થો શોધાતા હતા... દલીલો બૂમરેંગ બનીને પાછી આવતી હતી... સાવ ક્ષુલ્લક વાતો બચકાની વાતો હકીકતે શું બની ગયું... કયારે... કેમ બની ગયું અને અમે કેમ છૂટાં પડયાં એ જાણ પણ પૂરી કયાં થઇ શકી છે ? અંતે અમે છૂટાં પડયાં... બસ એ એક માત્ર સત્ય... મિટાવી ન શકાય તેવું સત્ય જીવનનું સત્ય સમજાયું કે જીવનમાં ગમે ત્યાં જાવ સમાધાન એક કે બીજી રીતે... એક કે બીજી વ્યક્તિ પાસે કરવું જ પડે છે.

પોતાની એક વ્યક્તિ સાથે સમાધાન ન કરી શકેલ હું આજે અનેક પારકા લોકો સાથે સમાધાન કરી રહી છું...

આજે પણ એનો એક સાદ આવે તો ? પરંતુ હજુ કદાચ અહંકારની સીમાઓ પૂરી તૂટી નથી... કે પછી સંકોચ... શરમ... કયા મોંએ તેની પાસે... કયા હક્કથી.?

લિ. સુહાના...

તા. ૧૧, જાન્યુઆરી

સુહાના,

''કેલેન્ડરનું ફાટે પાનું, કેટલું
લઇ સંગાથે ?''

પવનની લહેરખી સાથે નહીં પણ કમ્પ્યૂટરના સ્ક્રીન બોર્ડ પર આવેલ ભીનાશ અહીં મેં પણ અનુભવી. સુહાના મારી કહાણી પણ કંઇક એવી જ છે. સાવ સાચી વાત છે. જીવનનાં અમુક સત્યો ઘણું બધું ગુમાવ્યા પછી જ સમજાય છે. ખેર !

એક વાત અચૂક કહીશ. માનીશ મારી વાત ?

મને તારી પરિસ્થિતિની કોઇ ખબર નથી. પરંતુ પાછા ફરવાનો કોઇ દરવાજો ખુલ્લો હોય તો તેની તલાશ જરૂર કરજે. કોઇ તારી પ્રતીક્ષા કરી રહ્યું હોય એવું પણ બની શકે. અશકય

કશું નથી જ. આજે મેં પણ ભીતરના આયનામાં મીટ માંડી છે. ચોંકાવનારાં અનેક સત્યો મારી સમક્ષ પણ ઉઘડયાં છે.

અનેક શુભેચ્છાઓ સાથે...

લિ. અનય

તા. ૧૪, જાન્યુઆરી

અનય,

સ્મૃતિઓ દ્વાર ખખડાવે ત્યારે ખોલવાં કે બંધ કરવાં... કશું આસાન નથી હોતું. ફિનિક્સ પંખીની માફક રાખમાંથી સ્મૃતિઓ સજીવન થઇ રહી છે.

અહમ્ અને સ્વમાન વચ્ચેની ભેદરેખા એવી તો બારીક હોય છે કે ભલભલા થાપ ખાઇ જતા હોય છે. હું પણ એમાં અપવાદ નહોતી જ. અને પરિણામ... આજની આ એકલતાં, જેને એકાંત માનીને જીવનને શણગારવાના પ્રયાસો કરતી રહું છું. પાછા ફરવાના દરવાજા જાતે જ બંધ કરી દીધા પછીના ડહાપણનો કોઇ અર્થ ખરો ?

ખેર તારી વાત કરીશ ? હૈયાના પેટાળમાં તું પણ કંઇક ખજાના ખડકીને જ બેઠો હઇશને ?

લિ. સુહાના...

તા. ૧૬, જાન્યુઆરી

પ્રિય સુહાના,

"ગયો કયાં અનાહત નાદ એ ? મને ઝંખતો હતો સાદ એ ?

હું વિરાટ વિશ્વમાં એકલો, કોઇ ભાવભીનો સ્વર નથી"

ભગવતીકુમાર શર્માની આ પંકિત આ ક્ષણે મનમાં ગૂંજી રહી છે.

સુહાના, તેં મને મારી વાત પૂછી છે. શું કહું ? મારી કથામાં કે વ્યથામાં પણ કશું નવું કયાં છે ? એ જ... પુરુષનો અહમ્, આશંકા, સતત અવિશ્વાસ સ્ત્રીને સમજી શકવાની અશક્તિ... પુરુષ દિમાગથી વિચારે અને સ્ત્રી દિલથી... પોતાના માપદંડથી સતત અન્યને માપવાનું... પોતાના ત્રાજવે બધાને તોલવાના, કાજી બનીને ન્યાય કરવાના, પછી પરિણામ ભોગવવું જ રહ્યું ને ?

ઘણીવાર વરસો સુધી સાથે રહ્યા પછી પણ એકબીજાને સાચી રીતે કયાં જાણી શકાય છે ? જાણીએ છીએ એવા એક ભ્રમમાં, વહેમમાં જ જીવતા હોઇએ છીએ આપણે..!

ખેર... સુહાના... આજે દિલની પૂરી સચ્ચાઇથી કહું છું તારી જેમ જ મારી અંદર પણ કોઇ જીવંત છે. એક સહીથી શરીર છૂટા પડી શકે... દિલ નહીં... એ ભાન થાય ત્યાં સુધીમાં બહુ મોડું થઇ ગયું હોય છે. બહુ મોડું ખેર ! પણ સુહાના... ફરી ફરી કહું છું. પાછા ફરવાનો દરવાજો બની શકે તો એકવાર જરૂર ખટખટાવી જોજે...

કદાચ કોઇને તારા ટકોરાની પ્રતીક્ષા હજુ પણ હોય.

લિ. અનય

તા. ૧૮, જાન્યુઆરી

અનય,

વાત તો તારી કયાં ખોટી છે ?

જે સંબંધોને તોડીને છોડીને આવી હતી તે મારી અંદર આટલાં વરસો બાદ પણ જીવંત છે ?

સંબંધો જોડાય ત્યારે કયારેક એની ભીનાશ ન સ્પર્શે એવું બની શકે પણ એ તૂટે ત્યારે એની કરચ દિલમાં સતત ચૂભતી રહે છે. જાતને ઓળખવી અઘરી અને અળખામણી પણ ખરી જ ને ?

શું થયું હતું.... કેમ થયું હતું ? આટલાં વરસે એ બધાનો કોઇ અર્થ ખરો ? પાછા વળવાની હિંમત કયાંથી લાવવી ? ના, હવે કોઇ અભિમાન નડતું નથી પણ શું મોં લઇને જાઉં ? એ શરમ જરૂર નડે છે. આજ સુધી એનો કોઇ અત્તોપત્તો પણ નથી... એની જિંદગીમાં કોઇ અન્યનો પ્રવેશ થઇ ચૂકયો હશે. એ કલ્પના... કે હકીકત જે હોય તે એનો સામનો કરવાની ઇચ્છા કે તાકાત નથી. એણે પણ મારી ભાળ મેળવવાનો કોઇ પ્રયત્ન કયાં કર્યો છે ? બાકી એ કંઇ અઘરું કામ તો નહોતું જ અને એટલે...

લિ. સુહાના



તા. ૨૦, જાન્યુઆરી

સુહાના,

કાલે તને સલાહ આપ્યા બાદ મને થયું ટકોરા તો હું પણ મારી જ શકું ને ? કદાચ દ્વાર ખુલ્લાં હોય તો ? સલાહ આપતાં પહેલાં જાતે અમલ કરવાનો એક પ્રયત્ન કરું છું. સુહાના, હું જાઉં છું.... મારી પત્નીની તલાશમાં... અમે અમેરિકામાં હતા, એ ભારત આવી ગઇ હતી. ત્યાં જઇને તેને શોધવાનો પ્રયત્ન જરૂર કરીશ. બની શકે ફરી એકવાર અમે...

કદાચ કશું ન બની શકે તો પણ એકવાર દૂરથી તેને જોઇને કે શકય હોય તો મળીને મારી બે ચાર ક્ષણોને ફરી એકવાર જીવંત કરી પાછો વળી જઇશ.

લિ. અનય

તા. ૨૧, જાન્યુઆરી

પ્રિય અનય,

આશ્ચર્ય... જે વાત મારા મનમાં ઊગી તે જ વાત તારા મનમાં પણ. તું ભારત આવે છે તારા ખોવાયેલ પ્રેમને શોધવા, ફક્ત એકવાર મળવા અને બની શકે તો ગેરસમજનાં વાદળો વિખેરવાના એક પ્રયાસમાં.

હું પણ મારો બધો સંકોચ, શરમ છોડીને અમેરિકા જાઉં છું... તારી વાત સ્વીકારીને હું પણ એક વાર મારા સ્નેહની તલાશ તો જરૂર કરીશ. બહુ આશા રાખ્યા સિવાય જ જાઉં છું. તને પણ તારું ખોવાયેલ જીવન મળી રહે એ માટે દિલની અનેક શુભેચ્છાઓ.

લિ. સુહાના.

તા. ૨૨, જાન્યુઆરી

પ્રિય સુહાના,

અર્થાત્ તારો સ્નેહ અહીં છે અને મારો ત્યાં તું ભારતમાં? એક કામ ન કરી શકીએ ? હું ત્યાં આવું છું... એક દિવસ... માત્ર એક દિવસ. આપણે મળી ન શકીએ ? અહીં અમેરિકામાં તારા સ્નેહને શોધવાની દરેક મદદ હું જરૂર કરી શકીશ. તારો સંપર્ક કેમ કયારે કરવો ? જણાવી શકીશ ? ન જણાવી શકે તો ના પાડવાનો પૂરો હક્ક છે જ. તને મળવાની... જોવાની ઇચ્છા, આતુરતા છે એમ કહું તો ખરાબ તો નહીં લાગેને ?

લિ. અનય,

તા. ૨૩, જાન્યુઆરી

અનય,

મારું સરનામું અને ફોન નંબર આ સાથે અલગ એટેચમેન્ટમાં મોકલી રહી છું. આજ સુધી મારું સાચું નામ સુધ્ધાં તને કહ્યું નથી એ બદલ સોરી કહું ? આજે મારી પૂરી અને સાચી વિગત આ સાથે સામેલ છે. તારી પત્નીને શોધવામાં હું મદદરૂપ થઇ શકીશ તો મને આનંદ થશે... એ લખવાની આવશ્યકતા ખરી ? તું અહીં કયારે પહોંચે છે ? એક સાચા મિત્રને મળવું મને પણ ગમશે.

લિ. સુહાના નહીં, પણ માધુરી

તા. ૨૪, જાન્યુઆરી

માધુરી ! મારી મધુ !

તું મધુ, મારી મધુ ! હૈયું એક ધબકાર જરૂર ચૂકી ગયું. આ સત્ય ? હું... હું અવિનાશ. તારો અવિનાશ માની શકે છે તું ? સ્વીકારી શકે છે ? હું આવું છું મધુ તને લેવા... આવકારવા આવું છું... બસ... હવે કોઇ શબ્દો નહીં. કોઇ ખુલાસાઓ નહીં... હું આવું છું. ફરી એકવાર આપણે... એટલું પૂરતું નથી ? મારી રાહ જોઇશને ? હું આવું છું... મારી મધુને લેવા આવું છું. હવે એ એક માત્ર સત્ય...

લિ. અનય નહીં... અવિનાશ. તારો અવિનાશ

તા. ૨૫, જાન્યુઆરી

અવિનાશ ! મારો અવિનાશ... મારો અવિ...

સાત જનમ બેસીને વિચારું તો પણ. ખરેખર ફરી એકવાર આપણે ?

આજે... આ પળે શબરીની પ્રતીક્ષાનો અર્થ સમજાય છે.

લિ. માધુરી.. તારી મધુ

*C/0 જયશ્રી ઠાકર, ૬, જાગનાથ પ્લોટ,*
*અક્ષરતીર્થ એપાર્ટમેંટ, ૩જો માળ, રાજકોટ-૩૬૦૦૦૧*
*મો. ૭૯૯૦૨ ૯૦૦૬૭*



# સામા પગલે...

*- નટવર ગોહેલ*

**'તે**જલ ભાગી ગઈ.'

ગામ આખામાં, ખોરડે-ખોરડે, ગામ કૂવે, નદી-તળાવે, સીમ શેઢે, પાદરે અને ઊભે વગડે - અરે, મંદિરે, બજારે અને ધૂળિયા બસ સ્ટેન્ડે, બસ, માત્ર ને માત્ર તેજલની જ ચર્ચા ચાલી રહી હતી.

'હેં તેજલ વઈ ગઈ !'

'સામંતસિંહના જીવતરને થૂ-થૂ કરાવતી ગઈ ?'

હજી તો માંડ મળસકું થયું હતું, ધૂળિયા ચીલે ગાડાખેડૂઓ ખેતરે અને વાડીએ જવા નીકળ્યા જ હતા, ઠાકરની મંગળા આરતીયે થઈ ગઈ હતી. નારણ પૂજારી ખાખી બીડી ચૂસતો, પૂંઠ ખંજવાળતો બેઠો હતો.

'કાંઈ સાંભળ્યું મા'રાજ ?' ખળાવાડે જવા નીકળેલા ખોડીદાસે ખભા પરથી ખેસ ઉઠાવી, કપાળ લૂછતા પૂજારીની પડખે ગોઠણ વાળીને બેસતા, 'લાવો તંઈ ખાખીવાળી કરતો જાઉં' કહી, સૂસવતા અવાજે કહ્યું : 'સામંતસિંહની દીકરી તેજુડી નાઠી !?'

'હેં નો હોય ?' આજુબાજુ જોઈને, ખોડીદાસને કોઈ ના સાંભળે તેમ કહ્યું : 'અલ્યા, ખોડિયા સાચું કેસ, હજી તો ચાની અડાળીય હોઠે માંડી નથ્ય, સૂરજદેવને અંજલિ દઈને હાશ કરતોક ને માંડ બેઠો હોઉં ન્યા...'

'મા'રાજ સાચું કઉ છું'

ખોડીદાસે વાત આગળ વધારી : 'આ તો તમારી બોન કૂવે ગઈ'તી ત્યાં વાતું થાતી'તી ગામને મોઢે ગરણું થોડું મંડાય સે, મા'રાજ !'

'અલ્યા ભારે ભૂંડી થઈ હોં'

'બાપુ જોયા જેવી થઈ !'

ઘડીક સોપો પડી ગયો. શું બોલવું, શું નહીં તે સૂઝ્યું નહીં, ગામ આખાનો ન્યાય ઉતારનાર સામંતસિંહ એટલે લગડી માણસ. બોલ્યા બીજું બોલે નહીં. રેતીમાં લીટી તાણે ઈ બીજા, સામંતસિંહ નહીં.

લોકોએ સરપંચો તો ઘણાયે ભાળ્યા હતા. પણ સામતસિંહ એટલે સો ટચનું સોનું. પ્રાણ જાય પણ વચન ન જાય. એકની એક દીકરી તેજલ આમ તો સાવ કોઈનેય હાથ ન મૂકવા દે તેવી. વછેરા જેવી. ડીલ માથે માખી બેઠી હોય તોય ચહેરો કટાણો કરી નાખે.

તેજલ યૌવનના ઉંબરે ઊભી હતી. આંખમાં સ્વપ્નાં આંજીને ગામની ધરતી ધમધમાવતી હતી. ઉંમરલાયક દીકરી છે હવે પરણાવવી જોઈએ એ સત્યને હૈયે ઉતારીને એક દિવસ બાપે કહી દીધું : 'દીકરી, પડખેના ગામે એક સરસ દીકરો છે. જયમનસિંહ જાતના રજપૂત, એમનો આ દીકરો. તું કહેતી હો તો સજુભાને મોકલું. વાત મૂકું. જોવાનું રાખીએ'

'ના, બાપુ, હમણાં નહીં ખમો' એમ કહીને તેજલે બાપુની વાતને કોરાણે કરી દીધી હતી : 'હું ખાલી દીકરી જ નહીં, તમારો દીકરો પણ સઉ, સું કિયો સો...?'

બાપ શું બોલે ?

સામંતસિંહ દીકરીની ઉપરવટ જવા માગતા ન હતા. મનોમન સમજતા, સમાધાન કરતા : જુવાન છોરું સે, ઈમ બળ નો કરાય, જે દી દીકરી હકારમાં માથુ હલાવશે તે દી જોયું જાશે...

સામંતસિંહ ઠરેલ જણ. ન્યાયનો દીવડો તગતગાવી ફળિયે બેઠા હતા. પાંચમાં પુછાતો જણ, ગામ આખું સારા-માઠા ટાણે સલાહ માંગે. સુખ-દુઃખનો ભેરુ. કોઈકના માથે આફત ઊતરી હોય તો સામંતસિંહ પડખે આવીને બેસતા : 'કઠણાઈ આવે ને જાય, હિંમત ખોવી પાલવે નહીં. હૈયે હામ રાખો !'

તેજલને ચારેક મુરતિયાની વાત કર્યા પછી દીકરીનો 'નકાર' આવ્યા પછી સામંતસિહે કહેવાનું જ માંડી વાળ્યું હતું : 'દીકરીનું મન રાજી હશે તે દી આગળ વધશું.'

સરપંચ સામંતસિંહનો કડપ જરાય હળવો ન થાય. ગેમાભાઈનો દીકરો પડોશીની દીકરી સાથે ગામનું પાદર વળોટી ગયો ત્યારે સરપંચ તરીકે ન્યાય ઉતારતા સામંતસિહે ગેમાભાઈને ગામ બહાર તગડી મૂક્યા હતા : ગામમાં બીજીયે જુવાન મા, બહેન દીકરીયું સે, ઈવડા ઈ ને સુ જવાબ દેવો ? ન્યાય સૌ સામે સરખો...

ગેમાભાઈ દૂરના ગામે જઈ વસ્યા.એ પછી વળી એક ઘટના ઘટી. કુંભાર કાનાભાઈની દીકરી કોઈ જણ સાથે લખુડી તળાવે નજરે પડી હતી, દૂરના સગાનો કોઈ જુવાન હતો. વાત ઊડતી ઊડતી સામંતસિંહના કાને આવી : કાનાભાઈની દીકરી ગામ બહાર કોઈ જુવાન છોકરા હાર્યે....

'સજુભા કાનાભાઈને તેડાવો' સરપંચ સામંતસિંહનો શબ્દ એટલે વેદવાક્ય : 'કાનાભાઈ શું ખબર્ય, આ ગામ આબરૂવાળાનું સે, અહીં દીકરીયું રેઢીયું નો મૂકાય, એલા, માવતરની આંખ્યું ફૂટી ગ્યુ સે કે શું ?'

ને પછી તો થાવાનું હતું તે થ્યું, કાનાભાઈને હવેલીએ

તેડાવ્યા : 'કાનાભાઈ શું માંડ્યું સે હેં દીકરીયું જુવાન થાય અને આંખ્યુ આડા અંધારા ઊતરી જાય ઈમ, પરણવા જોગ દીકરી થઈ હોય તો હાથ પીળા કરી દયો, એલા તમને ઘઘલાવવા માટેય અમારે ગામ ભેળું કરવાનું હેં ? તમારે કાંઈ કે'વું નથ્ય ?'

'અરે, પ્રભુ ! દીકરી વઈ નથી ગઈ. પણ, હવે તમને કે'વાનો વારો નઈ આવવા દઉ હોં બાપુ, તમમારે વિશ્વાસ રાખી નીંદર્યું માણો બાપુ !'

સામતસિંહ એટલે ગામનો મુકુટ, ગામની આબરૂ, એમના બાપ-દાદાએ ગામની ધજાને ફરફરતી રાખી હતી. બાપુ સામંતસિંહ ઘોડેથી નીકળે એટલે સ્ત્રી વર્ગ બાજુમાં ખસી માર્ગ કરી આપે.

એકલી બહેન દીકરીને ભાળીને તરત જ સામંતસિંહ કહી દેતા : 'કાં બેટા સાવ એકલાં, તારા બાપુ કે ભાઈ ભેળા નથ્ય. આ સૂરજ ડૂબ્યો ને અંધારા ઉતર્યા, હાલો ઘરે મૂકવા આવું.'

આવા સામંતસિંહ જુવાનજોધ દીકરી ઘરમાં બેઠી હતી છતાં નિરાંત જીવે નિદ્રા માણતા હતા. દીકરીના ચહેરા સામે જોઈને બાપ વિચારે ચડી જાય : છોકરી હઠે ચડી છે બાકી જયમનસિંહભાઈનો દીકરો દીવો સળગાવી ગોતવા જાઓ તોય નો જડે !

જયમનસિંહ વિશે સામંતસિંહ વિચારાતા : ઘરનાં ચાર મકાન. એક તો મહેલ રોખું ડેલાબંધ મકાન, વાડી, ખેતર, ઘરનાં વાહનો, દૂઝણાં ઢોર, નોકર-ચારકનો પાર નહીં, દી આખો હડિયું કાઢતા હોય, નામ એનું સૂરજસિંહ.

એક લોટીનો ઘડેલો જુવાન દીકરો, ગોરોવાન, વછેરા જેવો થનગનાટ, ક્યારેક બાઈક હાંકતો ઊભી બજારે નીકળે ત્યારે લોકો આંખો ફાડીને જોઈ રહેતા. કાઠુંયે ભારે મજબૂત. તેજલ અને સૂરજે સાથે કોલેજ કરેલી. બેય એકબીજાથી પરિચિત...

તેજલને સજુભા મારૂતિવાનમાં બેસાડી મોટા શહેર મૂકી આવતા અને લઈ આવતા. આ કામ એમને સોંપાયું હતું, પણ, છેવટે ભણવાનું છોડી તેજલ વાડીનાં ફળો અને આમળાના



વેપારમાં જોડાઈ.

કોઈ સગાએ કહ્યું : 'ભાઈ ભારે કરી હોં ! એલા આંયા નોકરોનો ક્યાં તોટો છે, બેય ટંક એક પંગતે ત્રાપટ બોલાવતા મુછાળા અને પાઘડિયુંના વળવાળા નોકરુંને ખેતર અને વાડીએ લગાડો. તેજલને ઘરની જવાબદારી સોંપો.'

'દીકરીને શું કે'વું !' સામતસિંહે મૂછમાં હસીને હળવેથી કહ્યું હતું : 'દીકરા જેવી દીકરી હોં, ઈને કાંઈ કે'તાં જીભ નો ઉપડે ! એલા, દીકરીયું બાપની ચંત્યા નઈ કરે તો કોણ કરશે હેં... મારી તેજલ તો તેજલ સે, ઈની સામું આંખ્યું કાઢનારના તો ડોળા સોત બારા આવી જાય હોં !'

'પણ, બાપુ, તમે તો ગામની દીકરીયુંનેય સામે મળ્યે ડારી દયો છે, તો પેટની જણીને કાં ડારો નથ્ય દેતા !' સગાની વાતમાં બળ હતું, પણ સામંતસિંહનો જવાબ એથીયે બળુકો હતો : 'ભાઈ ગામની સંધીયે બેન દીકરીયું મારી દીકરીયું સે, રહી વાત તેજલની તો મારી દીકરી તો સવાયો દીકરો છે. ઈની ચંત્યા મારે નો કરવાની હોય, ઈ દીકરી તો મારોય બાપ થાય ઈમ છે !'

ઘડીક પોરો લઈને કહ્યું : 'મને મારી દીકરીની ચંત્યા નથ્ય, ગામની મા, બહેન, દીકરીયુંની ચંત્યા ઝાઝી છે, સમજ્યા ?'

એ સગા આગળ બોલી શક્યા નહીં.

- સજુભાએ જ્યારે સરપંચ સામંતસિંહના કાને ધ્રૂજતા-ધ્રૂજતા વાત કરી ત્યારે સામંતસિંહની કરડી આંખ મંડાતા સજુભાથી એ આંખનો તાપ જીરવાયો નહીં.

સામંતસિંહ માનતા ન હતા, દીકરી રાતના ગઈ કે વહેલી સવારે ? ક્યારે ગઈ ? કોની સાથે ? છોકરો ગામનો કે પરગામનો ? દીકરી તેજલ આવું પગલું ભરે ખરી ? ઘર છોડીને તો તે ક્યાં જતી ન હતી તો પછી ગઈ ક્યાં ? ના, તેજલ આવું પગલું ભરી જ ના શકે ?

ઉછેર ખોટો હોય ?

સંસ્કારમાં ખોટ આવી ?

લોહીમાં ભેલાણ થયું ?

ના, કંઈક ખોટું થયું છે !

બપોર થતામાં તો વાત વાયરો લઈ ગઈ, બાપુની તેજલ ઘરે નથી. ક્યાં ગઈ તે કોણ જાણતું નથી. કોની સાથે નાસી ગઈ ને કોઈ જાણતું નથી.

સામંતસિંહે ઘોડા દોડાવ્યા.

ઘરના સેવકો, ચાકરો, નોકરો, મિત્રો અને ગામના આગેવાનો પણ જોડાયા. તેજલની ભાળ મળી નહીં. સામંતસિંહ જીવનમાં પહેલી વખત હિંમત હારી ગયા. કદી નહીં થાકનાર એક પોલાદી જણના પગ જાણે કે મીણની માફક ઓગળવા લાગ્યા. હૈયે હામ રહી નહીં, એમને તો દિશાઓ ઢબુરાઈ ગઈ હોય તેવું લાગતું હતું.

સામંતસિંહના મૂળ સુધી જઈ શકે તેવા એક જણ ગામમાં હતા, અને તે સજુભા, સજુભા અને સામંતસિંહ વચ્ચે પાકી ભાઈભંધી, સાથે રમેલા, ફરેલા અને એક ભાણે જમેલા. દૂધભાઈ એવા કે વાગે એકને અને પીડા બીજાને થાય. તેજલ સજુભાને કાકા કહી સંબોધતી.

તેજલ ઘર છોડીને ગઈ એ વાતનો આઘાત જેટલો તેજલના બાપને થયો હતો એનાથી ડબલ આઘાત સજુભાને થયેલો. બંને ભેરુઓ ૬૦-૬૫ના. ઉંમર વચ્ચે ક્યાંય આવતી ન હતી. આમ તો સામંતસિંહે જ સજુભા કહેવાનું શરૂ કર્યું હતું, એ હુલામણું પછીથી ગામ આખાયે ઉપાડી લીધું હતું.

તેજલનો પત્તો લાગ્યો નહીં.

બીજા દિવસની સાંજે સજુભાએ સામંતસિંહના ઓરડે પ્રવેશ કર્યો. ઝુરાપે ચડ્યા હોય ઈમ સામંતસિંહ ઢોલિયે બેઠા હતા. માથું નીચે ઢાળીને વિચારના સરાણે ચડ્યા હતા. તેમના પત્ની રૂપાબા બાજુના ઓરડે સૂતાં હતાં, નીંદર તો ક્યાંથી આવે ? બેય જીવ ચિંતામાં ડૂબેલા હતા.

પગરવ થતા સામંતસિંહે માથુ ઉપાડી સામે ઊભેલા સજુભા સામે જોયું. બંને કંઈ બોલ્યા નહીં, બોલવાની ક્યાં જરૂર હતી, વગર શબ્દે મૌનની ભાષા ઉકલેવાની બંને જણ વચ્ચે ફાવટ હતી.

'સજુભા, કાલ સવારે માલ-સામાન ટેમ્પા ભેગો કરી આ ગામને ઝાઝા જુહાર કરવા છે.'

'ઈ શું બોલ્યા ?' સજુભાના હોઠ ઊઘડ્યા.

'સાચુ કઉસુ હોં ?' સામંતસિંહે આંખ ઝુકાવી તરત ઉમેર્યુંઃ 'માથે પાઘડી નથી હોં !' ઘડી પળ અટક્યા, ઓરડો ભારેખમ બની ગયો, ઉદગાર ભીંજાયેલો હતો : 'પાઘડી તો તેજલ હાર્યે ગઈ... આંયા હવે ઝાઝું નો રે'વાય ભા !'

બને ચુપ થઈ ગયા.

'સજુભા ! કાલે ન્યાય કરવો સે' સામંતસિંહે બાકીનું વાક્ય ઉચ્ચારતાં બળ વાપરવું પડ્યું : 'હું હવે આ ગામમાંથી ઉચાળા ભરું છું. ન્યાય સૌ માટે સરખો, ને હવે સરપંચ હું નહીં, મારા સજુભા'સે' !



હવેલીના પ્રાંગણમાં હકડેઠઠ મેદની ઉમટી હતી. ડાબેજમણે ગોઠવેલી ખુરસીઓમાં ગામના વૃદ્ધજનો, આગેવાનો ગોઠવાયા હતા. સજુભાની જગ્યા ખાલી હતી. એ આવે પછી કામ ચાલવાનું હતું. સમય સરકતો જતો હતો. બધાના ચહેરા માથે ઉત્સુકતા, આશ્ચર્ય, પ્રશ્નાર્થ અને આઘાતના લિસોટા ઉપસતા હતા એ વધુને વધુ પ્રગાઢ થતા જતા હતા.

'આ ગામનું સરપંચપદુ હવે મારે હાથ રહ્યું નથી !' સામંતસિંહે ભારે હૈયે વાતને રમતી કરી આ એ માણસ હતો જેની આંખ સામે કોઈ આંખ માંડી શકતું ન હતું. કાળી શાહીથી ચહેરો ખરડાઈ ગયો હોય એમ સામંતસિંહ ઊંચે જોયું : 'મોડી રાતથી કામ શરૂ કર્યું હતું. બહાર ચાર ટેમ્પામાં સામાન ગોઠવાઈ ગયો છે. તેજલે બીજા જણ હાર્યે ભાગી જઈ મારા માથાની પાઘડી ઉછાળી દીધી છે. બસ, સજુભા આવે પછી હું ગામ છોડું છું, છેલ્લે સૌને મારા જીવ્યા મર્યાના ઝાઝા જુહાર...!'

'ના, ભા !' તમારા માથાની પાઘડી ક્યાંય નથી ગઈ, આયા સે... હું કાકો થોડા મટી ગ્યો સુ હેં ?' ડેલીમાં એક ડોકુ ઉપસ્યું, આકાર પણ વરતાણો, ઈ હતા સજુભા, તરત પડખે તેજલ પણ વરતાઈ. એટલું જ નહીં પાછળ, સૂરજ પણ નજરે ચડ્યો.

'ભા ! વેવાઈ થવા સારું જયમનસિંહ વાટ જોતા હતા અને આપણી તેજલ વહેલી પૂગી. સૂરજ અને તેજલ જાતે રજપૂત. બેઉનાં હૈયે પહેલેથી જ પરસ્પરની તસવીર અંકાઈ ગઈ હતી. બે જણ એક કોમના હોય અને વિધિવત્ રીતે અગ્નિની સપ્તપદી ફરતે ફેરા ફરવા રાજી હોય તો પાઘડી ક્યાંથી જાય...'

'પાઘડી તો અમારી પાસે છે વેવાઈ !'

સામંતસિંહ ચમક્યા. સૂરજની બાજુમાં જયમનસિંહ પણ દેખાયા; તેમણે કહ્યું : સજુભાને વહેલી સવારે જ તેડાવી લીધા હતા. કાકો એટલે બાપ બરાબર, સું, કાકો, દીકરી તેજલ-સૂરજની સગાઈ પૂર્વે ગોળ ખાઈ ના શકે ? દરબાર શું કિયે છે, હોકારો કાં દેતા નથી, પડકારા સાથે હા ભણો રાજ !'

હાજર ગામ આખાએ હોકારા સાથે હા ભણી અને વેવાઈ જયમનસિંહે વેવાઈ સામંતસિંહના માથે પાઘડી પહેરાવી દીધી. સામા પગલે આવી સગાએ પાઘડીની લાજ રાખી, તેજલે દોટ મૂકી, બાપને બાથ ભરી લીધી.

*ડી-૬૬, માયા રોહીદાસ ટેનામેન્ટ, કાશી વિશ્વનાથ સોસાયટી,*
*વિભાગ-૧ની બાજુમાં, ઈસનપુર, અમદાવાદ.*
*મો. ૯૮૨૪૯૨૧૫૮૦*

# મા બનેલી સાસુ

- *અવિનાશ પરીખ*

**દ**શરથભાઈની નિવૃત્તિ આડે પૂરું એક વર્ષ બાકી હતું. એક રાષ્ટ્રિયકૃત બેંકમાં આસિ. જનરલ મેનેજરના હોદ્દા ઉપર તે કાર્યરત હતા. બેંકિંગ સર્કલમાં તે કડક અમલદાર તરીકે પંકાતા હતા. કામમાં બાંધછોડને તે જરા પણ ચલાવી લેતા નહીં. ગેરશિસ્તના તે દુશ્મન હતા. સમયપાલનના આગ્રહી દશરથભાઈ પોતાની કારકિર્દી દરમિયાન એક દિવસ માટે પણ ઓફિસમાં મોડા પહોંચ્યા નહોતા. હા, ઓફિસેથી મોડા ઘરે જવાનો વિક્રમ પણ તેમના નામે બોલતો હતો.

ક્લર્ક તરીકે તે બેંકમાં જોડાયા હતા. આવડત અને હોંશિયારીના જોરે તે આસિ. જનરલ મેનેજરના પદ સુધી પહોંચી ગયા હતા. ડેપ્યુટી જનરલ મેનેજર બનવાની તેમની ક્ષમતા આડે મેનેજમેન્ટ સાથે બાંધછોડ ન કરવાની નીતિ તેમને નડી ગઈ હતી. પણ, આ વાતનો તેમને રંજ નહોતો. સચ્ચાઈના માર્ગે ચાલનાર માટે આ બધી બાબતો તુચ્છ સાબિત થતી હોય છે.

દશરથભાઈ માટે ચિંતાનો કોઈ વિષય હતો તો તેમનો પુત્ર અમૂલ હતો. અમૂલ નાનપણથી સામાન્ય કહી શકાય તે કક્ષામાં સામેલ થઈ ચૂક્યો હતો. અભ્યાસમાં માંડ માંડ પાસ થતો, તે બી.કોમ. સુધી પહોંચ્યો હતો. સાહિત્યમાં તેની રૂચિ નહિવત હતી. રમતગમત સાથે તેને સ્નાન-સૂતકનો સંબંધ નહોતો. રમતગમત રમવી તો દૂર રહી, કોઈ પણ રમત જોવાનું પણ તે ટાળતો. ઘરમાં સામયિકો અને સમાચારપત્રો તેના સ્પર્શથી દૂર રહેતાં હતાં.

હા, ફિલ્મોનો તેને ગાંડો શોખ હતો. ટી.વી. ઉપર અને સિનેમાઘરોમાં ફિલ્મો જોવી અને ફિલ્મના નાયકની જેમ અશક્ય સપનાઓ જોવાની તેને ટેવ પડી ગઈ હતી. પોતે કંઈક બનશે તેવી આશામાં તે મસ્તીથી જીવી રહ્યો હતો. કંઈક બનવા માટેની મહેનત કરવામાં તે માનતો નહોતો.

દશરથભાઈના પત્ની દેવીબહેન માટે પુત્રપ્રેમ જીવનના અગત્યનાં અંગોમાંથી એક અંગ હતું. અમૂલની જેમ તેમને પણ વિશ્વાસ હતો કે, પુત્ર જીવનમાં કંઈક અસાધારણ હાંસલ કરવા માટે જ જન્મ્યો હતો. પતિને તે હંમેશા પુત્ર માટે દિલાસો આપતાં રહેતાં. દશરથભાઈ પત્નીની મૂર્ખતા ઉપર મનોમન હસી લેતા.

તે દિવસે દશરથભાઈ ઓફિસેથી વહેલા ઘરે પહોંચી ગયા. દેવીબહેન માટે આ વિસ્મયકારી દશ્ય હતું. તેમણે પતિને આવકાર આપતાં ડ્રોઈંગરૂમની ભીંત ઉપર લટકેલી ઘડિયાળ તરફ જોયું.

દશરથભાઈ સોફા ઉપર બેસતા સહજ ભાવે બોલ્યા, ''ઘડિયાળ સામે જોઈને મૌન સંવાદ ઉચ્ચારવાની જરૂર નથી. આજે સ્ટાફ મેમ્બરને ત્યાં લગ્નના રિસેપ્સનમાં જવાનું હોવાથી સહુ વહેલા જ ઘરે જવા નીકળી ગયા છે. પટાવાળા સુધ્ધાં. હું પણ આવી ગયો. બરાબર એક વર્ષ બાદ હું આજના જ દિવસે નિવૃત્ત થઈને ઘરે આવી પહોંચીશ. બીજું કામ હું નહીં કરું તે તને કહી ચૂક્યો છું. સંગીત અને પુસ્તકો મારા આજીવન સાથી બનશે. જીવનની મોજ માણીશ.''

દેવીબહેન, પતિ પાસે ગોઠવાયાં. ''તમે રિટાયર્ડ થાવ તે પહેલાં અમૂલનાં લગ્ન થઈ જાય તો સારું. તમારા હોદ્દાને લઈને સારા ઘરની છોકરી તો મળી જશે. તમારી નિવૃત્તિ બાદ લગ્ન ગોઠવતાં તકલીફ તો પડશે જ.''

દશરથભાઈ પત્નીના ગૌરવર્ણ સુંદર મુખને તાકી રહ્યા હતા. તે મનોમન કશુંક વિચારી રહ્યા હતા. દેવીબહેન આશ્ચર્યમાં ડૂબેલાં હતાં. થોડી ક્ષણો બાદ દેવીબહેને ઊંડો શ્વાસ લીધો.

તે બોલ્યાં, ''કોઈ સારો વિચાર મનમાં ઘોળી રહ્યા છોને ?''

દશરથભાઈ હસી પડ્યા. ''આપણા મહાનાયક સત્તાવીસના થયા છે. પંદર હજારની સામાન્ય નોકરી કરે છે. બે વર્ષથી તેને માટે છોકરી શોધી રહ્યાં છીએ. હું એ.જી.એમ. છું, છતાં સારાં માગાં આવતાં નથી તે તું જાણે છે. છતાં તને આશા છે કે, મારા હોદ્દાના પ્રતાપે તેને સારા ઘરની કન્યા મળી જશે. શા માટે મૃગજળ પાછળ દોડી રહી છે, તું...!''

દેવીબહેન સહેજ ગંભીર બન્યાં. તેમની નજર પગ નીચેના ગાલીચા ઉપર હતી. અચાનક તેમની આંખો ભરાઈ આવી. તેમણે સાડીના પાલવથી ઝડપથી આંસુ લૂછી નાખ્યાં. તરત જ સ્વસ્થતા ધારણ કરી લીધી.

તેમણે કહ્યું, ''અમૂલને સામાન્ય વ્યક્તિત્વ પ્રદાન

કરનારા તમે જ છો. નાનપણથી શિસ્તના નામે તમે તેને એવો તો ડરાવી દીધો છે કે, તે તેનો આત્મવિશ્વાસ ખોઈ બેઠો છે. આ રીતે બાળ-ઉછેર ન થાય. તમે બેંકમાં ભલે સફળ છો, પિતા તરીકે નિષ્ફળ છો. આ તો મેં અમૂલને પ્રેમ આપ્યો, નહિતર અમૂલ ગાંડો થઈ ચૂક્યો હતો. અને એક વાત પુનઃ દોહરાવું છું... કે અમૂલને લગ્ન બાદ તેની પત્ની સામે અપમાનિત નહીં કરતા. નહિતર, મારાથી તમારું અપમાન થઈ જશે.''

દશરથભાઈ ઊભા થતા બોલ્યા, ''જલદી તૈયાર થવા માંડ. આપણે રિસેપ્સનમાં વહેલા જઈ વહેલા પરત આવી જઈશું. આજે રાતના નેટફ્લિક્સ ઉપર મુવી જોવાની ઇચ્છા છે.''

દેવીબહેન પણ ઊભાં થઈ ગયાં.

★★★

પત્નીના આગ્રહથી દશરથભાઈએ પુત્ર માટે યોગ્ય પાત્ર શોધવાની ઝુંબેશને વેગવાન બનાવી. અમૂલની સામાન્ય નોકરી બાધારૂપ બની રહી હતી. દેવીબહેન ચિંતાના વિશ્વમાં હવે પ્રવેશ કરી ચૂક્યાં હતાં. રાતના તે ઊંઘમાંથી ઝબકીને જાગી જતાં. દશરથભાઈનો નિવૃત્તિનો કાળ નજીક આવી રહ્યો હતો. તે, હકીકતમાં નિવૃત્ત થવા માગતા જ નહોતા. અમૂલની સમસ્યા યથાવત્ હતી.

દશરથભાઈ નિવૃત્તિથી ત્રણ મહિના દૂર હતા. એક શનિવારથી સાંજે તે પત્ની સાથે ભોજન લઈ રહ્યા હતા. ચુપચાપ કોળિયા ગળે ઉતારી રહેલા પતિ ઉપર દેવીબહેનની નજર મંડાએલી હતી.



તે મંદ સ્વરમાં બોલ્યા, ''એક વિચાર મનમાં રમી રહ્યો છે.''

''બોલી નાખ.'' દશરથભાઈ ભોજન પૂરું કરતા બોલ્યા.

''અમૂલ પાસે કોઈ ધંધો કરાવીએ તો ?''

''અને મૂડી ક્યાંથી લાવીશું ?'' દશરથભાઈના સ્વરમાં નારાજગી હતી.

''તમારું રિટાયરમેન્ટ ફન્ડ...'' દેવીબહેન અટકી ગયાં.

દશરથભાઈએ પત્ની તરફ વિચિત્ર રીતે જોયું. ''આપણા સુપુત્રમાં જરા પણ ટેલન્ટ હોત તો હું રોકાણ કરતા અચકાત નહીં. સમજી તું ?''

દેવીબહેન મૌનમાં ડૂબી ગયાં.

દશરથભાઈ એક મહિના બાદ નિવૃત્ત થવાના હતા. અમૂલનો લગ્નયોગ આવી ગયો હોય તેમ તેનાં લગ્ન અચાનક જ નક્કી થઈ ગયાં. શહેરના એક ફિલ્મ ડિસ્ટ્રિબ્યુટરની સહેજ સ્થૂળ કન્યા મિતવા સાથે અમૂલનાં લગ્ન નક્કી થઈ ગયાં. દશરથભાઈની નિવૃત્તિના એક અઠવાડિયા બાદ અમૂલ અને મિતવા પરણી ગયાં. દેવીબહેન સાસુ બની ગયાં. તે અધિક ખુશ હતાં.

મિતવા પૈસાદાર પિતાની પુત્રી હતી. લાડકોડમાં તેનો ઉછેર થયો હતો. સ્વભાવમાં મીઠાશ હતી. રીતભાત પણ સારી હતી. બસ, ઘરકામની આદત નહોતી. દેવીબહેનને આ મંજૂર હતું. વહુના કામની જવાબદારી શિરે લેવા તે તૈયાર થઈ ગયાં.

દશરથભાઈને આ નામંજૂર હતું.

તેમણે એકાંતમાં પત્નીને એક દિવસે કહ્યું, ''દેવી, વહુને તારે કામ શીખવવાનું હોય. આમ, તેનું કામ જાતે કરીને તારે ભાગે પસ્તાવો જ આવવાનો છે. તું ખોટું કરી રહી છે.''

દેવીબહેન સ્વસ્થ સ્વરમાં બોલ્યાં, ''મિતવા સુખી ઘરની કન્યા છે. કામની આદત નથી. તેને કામ શીખવવા કરતા હું તેનું કામ કરી લઉં તો મારું વજન ઊતરી જવાનું નથી. અને આમ પણ ઘરનાં કામ હું જ કરું છું. અને કામમાં રસોઈ સિવાય છે શું ? કચરાંપોતાંવાળી છે, કપડાં ધોવા માટે બાઈ આવે છે... માળી છે..! મારી ઉપર ભાર નહીં આવે. વળી, મિતવા વહુ કેટલી મીઠડી છે !તમે જોજોને, એક દિવસે સામેથી તે મને કામમાં મદદ કરવા દોડી આવવાની છે. બાંધછોડ તો કરવી જ રહી.''

દશરથભાઈએ મૌન સેવવાનું પસંદ કર્યું.

તે જાણતા હતા કે ઘરમાં નાનાં - નાનાં સેંકડો કામ હોય

છે. પત્ની આ સત્ય જાણતી હોવા છતાં આંખ આડા કાન કરી રહી હતી. સમય જ તેનો શિક્ષક બનશે તેમ મનને મનાવી, દશરથભાઈએ જીવનના નવા દાવની શરૂઆત કરવામાં ઔચિત્ય માન્યું.

અમૂલના સસરા ભગવાનદાસની મિતવા એક માત્ર દીકરી હતી. તેમનો ફિલ્મ ડિસ્ટ્રિબ્યુશનનો ધંધો સારો એવો જામેલો હતો. તેમણે લગ્નના ત્રણ મહિનાની અંદર જ અમૂલને પોતાનો ભાગીદાર બનાવી લીધો. મહિને સત્તર હજાર કમાતો અમૂલ લાખોની વાતો કરતો થઈ ગયો. અને આમ પણ ફિલ્મોનું ગાંડપણ રાખનાર અમૂલને મનગમતી કેડી મળી ગઈ હતી.

દશરથભાઈ અને દેવીબહેન પુત્રની પ્રગતિથી ખુશ હતાં, સંતુષ્ટ નહીં. સસરા ઉપર તેનું અવલંબન વધી રહ્યું હતું. તેને શરાબ પીવાની આદત પડી ચૂકી હતી. એક દિવસે દશરથભાઈ અને દેવીબહેનની જાણમાં આવ્યું કે મિતવા પણ પોતાની બેડરૂમમાં પતિ સાથે શરાબની લહેજત મર્યાદામાં રહીને માણતી હતી. બેંકના નિવૃત્ત અધિકારી માટે આ સમાચાર આઘાતજનક હતા. દેવીબહેન આઘાતમાં હતાં, પણ તેમની પીડા તે પી ગયાં હતાં.

દેવીબહેન ઉનાળાની એક સાંજે પતિ સાથે બહારથી આવ્યાં. દશરથભાઈ ટી.વી. જોવા બેસી ગયા. દેવીબહેન પોતાના બેડરૂમમાં ગયાં. તેમણે જોયું તો કેસર કેરીનાં પાંચ ખોખાં તેમના પલંગ નીચે મૂકાએલાં હતાં. પોતાના આખા ઘરને વ્યવસ્થિત રાખતાં દેવીબહેનને આ વ્યવસ્થા ન ગમી.

તે તરત જ મિતવાની બેડરૂમમાં ગયાં. મિતવા પગંલમાં આડી પડીને પશ્ચાત્ય સંગીતની મોજ માણી રહી હતી. સાસુને જોતાંવેંત જ તે પલંગમાં બેઠી થઈ ગઈ.

તે દેવીબહેનને જોઈને મુસ્કુરાઈ. તેણે સાસુમાને પલંગ ઉપર બેસવા વિનંતી કરી.

દેવીબહેન સ્મિત વેરતાં વહુ સન્મુખ બેઠાં.

''કોઈ કામ હતું, મમ્મી ?'' મિતવાએ પૂછ્યું.

''કેસર કેરી તેં મંગાવી છે ?''

''હા.''

''મારા બેડરૂમમાં તેં મુકાવી ?''

''હા... મને તે જગ્યા યોગ્ય લાગી, મમ્મી.'' મિતવા સહજ ભાસતી હતી.

''ઠીક છે. કેસર કેરી તારા સસરાને પ્રિય છે.'' દેવીબહેન ઊભાં થયાં.

''તેથી જ મેં પાંચ બોક્સ મંગાવી લીધાં.'' મિતવા ખુશ દેખાતી હતી.

રાતના સૂતી વેળાએ દેવીબહેને પતિને કેસર કેરીની વાત જરા અણગમાથી કહેતાં કહ્યું, ''મિતવાનો બેડરૂમ આપણા બેડરૂમ કરતા મોટો છે. તે પોતાના બેડરૂમમાં બોક્સ મૂકાવી શકી હોત. મને મારા બેડરૂમ ઉપરનું આક્રમણ ન ગમ્યું.''

દશરથભાઈ ઠંડે કલેજે બોલ્યા, ''વહુ સારી છે તેથી ચલાવી લે.''

અઠવાડિયા પછી મિતવાએ ચાના ટેબલ ઉપર ખૂબ જ નમ્રતાથી કહ્યું, ''મમ્મી, આજે રાતના ડિનર માટે મારા અને અમૂલનાં ચાર કપલ આવવાનાં છે. તમારા હાથની દાલ-બાટી ખાવાની સહુની ઈચ્છા છે. બનાવી આપશોને ?''

દેવીબહેનની ઈચ્છા ઢસરડો વેંઢારવાની નહોતી. પણ, ઈન્કાર કરવાની અક્ષમતા તેમને ફરી નડી. તેમણે હસતે મુખે હા પાડી દીધી. દશરથભાઈની જાણમાં આ વાત આવી અને તે પત્નીને ઠપકો આપતા બોલ્યા, ''આ મને ન ગમ્યું. મિતવા મદદ કરવાની નથી અને કુલ બાર જણાની દાલ-બાટી બનાવતાં તારે નાકે દમ આવી જવાનો છે. તું ના પાડતાં શીખ. મિતવા તારું શોષણ કરી રહી છે.''

દેવીબહેન સહમત હતાં. પણ, પતિ આગળ મિતવાનો પક્ષ લેતાં તે હસીને બોલ્યા, ''મિતવા તો વહુ નથી, દીકરી છે, મારી. કેટલા પ્રેમથી તેણે મને વિનંતી કરી હતી. ના પાડી હોત તો તેને માઠું લાગ્યું હોત.''



દશરથભાઈ બબડ્યા. ''મિતવાની મીઠાશ તને ડાયાબિટીસની દરદી ન બનાવી દે...!''

સાત દિવસ પસાર થઈ ગયા.

દેવીબહેન એક સવારે અચાનક માંદા પડી ગયાં. ફેમિલી ડૉક્ટર આવ્યા. દેવીબહેનને તપાસ્યા બાદ તેમણે કહ્યું, ''અશક્તિ છે. ઉંમરનો થાક છે. બને તેટલો

આરામ કરે તો સારું. નહિતર, લાંબો ખાટલો આવશે.''

દેવીબહેનને ભાગે ચાર દિવસનો ફરજિયાત આરામ આવ્યો. રસોઈ કોણ બનાવશે તેનો પ્રશ્ન આવીને ઊભો રહ્યો. મિતવા દેવીબહેનને મળવા તેમના બેડરૂમમાં આવી. દશરથભાઈ પત્ની પાસે પલંગ ઉપર બેઠા હતા.

મિતવા નમ્રતાથી બોલી, ''મારે પપ્પાના કામ માટે આજે મુંબઈ જવાનું છે. આપણાં મમ્મી માંદા છે. જવાની ઇચ્છા થતી નથી. પણ, જવું પડે તેમ છે. તમે રસોઈની ચિંતા ન કરશો. અમારા બંગલાના રસોઈવાળા મહારાજ તેમના નાનાભાઈને અહીં મોકલી આપશે. મમ્મીની દેખભાળ માટે મેં એક નર્સની વ્યવસ્થા પણ કરી લીધી છે. નર્સ આવતી જ હશે. આઈ એમ સોરી. હું સંજોગોની ગુલામ છું.''

અને મિતવા મુંબઈ જતી રહી.

દશરથભાઈ અને દેવીબહેનને તકલીફ ન પડે તેનું આયોજન કરતી ગઈ. અમૂલ ઘરે જ હતો, પણ, તેના કામમાં તે અત્યંત વ્યસ્ત હતો. હા, તે ઓફિસમાંથી દિવસના બે ત્રણવાર ફોન કરીને ખબરઅંતર જરૂર પૂછી લેતો. મિતવાના ફોન મુંબઈથી આવતા રહેતા.

દેવીબહેન ચાર દિવસમાં સ્વસ્થ થઈ ગયાં હતાં. તેમણે રસોઈ કરતા મહારાજ તથા નર્સને પણ રજા આપી દીધી. મિતવા બે દિવસ બાદ આવવાની હતી.

રાતના નવ વાગ્યા હતા.

દશરથભાઈ અને દેવીબહેન ડ્રોઈંગરૂમમાં એક મૂવી પૂરું કરીને બેઠાં હતા. મૂવી ઉપરની જ ચર્ચા ચાલી રહી હતી. મૂવી તેમના મનગમતા રાજકપૂરની હતી. અંતે, ચર્ચા પૂરી થઈ.

દશરથભાઈએ બગાસું ખાધું.

દેવીબહેન હસ્યાં.

તે બોલ્યાં, ''ચાલો, સૂઈ જઈએ.''

''બેસ. એક વાત કરવી છે.'' દશરથભાઈ સહજ રીતે બોલ્યા.

દેવીબહેન પતિને તાકી રહ્યાં હતાં.

''સાંભળ, એક વાતનો જવાબ આપ.'' દશરથભાઈ શાંત જણાતા હતા.

''પૂછો.''

''આપણે વહુથી ખુશ છીએ ?''

પતિની વાત સાંભળીને દેવીબહેન ચમક્યાં. તે સવાલનો જવાબ કઈ રીતે આપવો તેની ગડમથલમાં હતાં. દશરથભાઈ સ્મિત રેલાવી રહ્યા હતા. પત્નીની મૂંઝવણ તે સમજી શકતા હતા. દેવીબહેન મૌન હતાં.

દશરથભાઈએ પત્નીનો હાથ પકડ્યો. ''દેવી, લોકોને ત્યાં વહુ આવે છે. કાં તો તે કામ કરે છે અથવા નથી કરતી. કામ કરનાર વહુ સમસ્યાનો વિષય નથી. ન કામ કરતી વહુથી સાસુ અને સસરા નારાજ રહે છે, દુ:ખી રહે છે. અને એક શીતયુદ્ધ ઘરમાં ચાલતું રહે છે.''

દશરથભાઈ અટક્યા.

થોડી ક્ષણો બાદ તે આગળ વધ્યા. ''આપણી વહુ મિતવા જરા પણ કામ નથી કરતી અને છતાં પણ તેની સાથે તારો ઝઘડો નથી. આ પરિસ્થિતિ અદ્ભુત કહી શકાય. કોઈપણ કુટુંબમાં મોટા ભાગના ઝઘડાઓ આર્થિક બાબતને લઈને હોય છે, કામને લીધે હોય છે. આ ઘરમાં વહુ કામ નથી કરતી પણ તેનો સ્વભાવ રૂડો છે. તે લુચ્ચી છે તેમ કહેવું પણ યોગ્ય નથી. તે તારી પાસે લુચ્ચાઈથી કામ નથી કઢાવતી. હા, તું કામ કરીને થાકી જાય છે. મનોમન તને બળતરા પણ થાય છે. પણ, તું મિતવાને સહન કરી લે છે. આ તારું મોટપણ છે.''

દેવીબહેન થોડી ક્ષણો માટે મૌન રહ્યાં.

બાદમાં બોલ્યાં, ''હું તો એક જ વાત વિચારું છું કે, આપણો અમૂલ આજે મિતવાને લીધે જ સુખી છે. તેના ભવિષ્યની ચિંતા આપણને રહી નથી. રહી કામની વાત. તો, આપણા દીકરાના સુખ ખાતર હું આ ઘરમાં કામ કરતી રહીશ. મિતવા પાસે હું કોઈ જ અપેક્ષા નહીં રાખું. અન્ય ઘરોમાં વહુ કેટલાય કિસ્સાઓમાં સાસુની વલે કરતી હોય છે. મનદુ:ખો વચ્ચે સાસુ અને વહુ જીવન વ્યતીત કરતાં હોય છે. મારી વહુ કામ નથી કરતી, પણ મારું પૂરું સન્માન જાળવે છે. તે ભોળી નથી તો લુચ્ચી પણ નથી. અમૂલ અને તેની જોડી સલામત રહે તે જ ઈશ્વરને પ્રાર્થના છે.''

દશરથભાઈને પત્નીમાં એક મા બનેલી સાસુનાં દર્શન થઈ રહ્યાં હતાં.

*૨, ''વૃંદાવન'', સ્ટેટ બેંક સોસાયટી,*
*ભાવસાર હોસ્ટેલ પાસે, નવા વાડજ,*
*અમદાવાદ-૩૮૦૦૧૩. મો. ૯૮૨૫૯૧૨૩૧૭*

# વટેમાર્ગુ

*- ડૉ. સુરમ્યા જોષી*

**પૃ**થ્વીના વિશાળ કેનવાસ પર કોરાકોરા ડુંગરાની હારની હાર અને સાથે એવું જ સૂક્કું ભઠ્ઠ મેદાન દોરતાં દોરતાં ઈશ્વરને અણગમો થાય ત્યારે એ લીલુંછમ્મ ઘાસનું મેદાન, એક તળાવડી, લીસ્સી માટીની ટેકરીઓ અને છૂટાછવાયાં ઘટાદાર વૃક્ષો દોરે પછી એનેય જોવું ગમતું હશે ને ! બસ, આવું જ કોઈ ચિત્ર હોય એવી એ ભૂમિ. ઊંચા ને મોટા સૂકા ડુંગરાની હારમાળા અને કોરાધાકોર મેદાનની સામે દૂર દૂર ઊંચે લીલું મેદાન વિસ્તરીને આગળ ને આગળ જાય. પાછી ત્યાં વસ્તી પણ હોય ને ! આછી આછી વસ્તી. પાસે પાસે થોડાં ગામ. આવું જ, પાસે પાસે ગામવાળું એક સ્થળ.

આમ તો આ સ્થળ ઠંડકવાળું પણ આજે બપોર થવાને વાર હતી તોય તાપ માથે ચઢવા માંડયો'તો. ઘાઘરી, પોલકું ને ઓઢણી પહેરેલી એક કિશોરી કપાળે વળેલો પરસેવો લૂછતાં લૂછતાં ઝાડ પાસે આવી પહોંચી. સાથેનું ડોલચું અને બોઘેણી બાજુમાં મૂકીને ચબૂતરે બેસીને ઓઢણીના પાલવના છેડાથી એણે ધીમે ધીમે પોતાને પવન નાંખવા માંડયો.

અહીં બેસવું એને કાયમ ગમતું. અહીંથી એ આઘેના ડુંગરા અને મેદાન જોતી. કોઈ કોઈવાર ત્યાં અવાર-જવર થતી હોય એમ જણાતું ને તે ટાણે જાણે મેદાન સરસા ધૂળના ગોટા ઊઠતા હોય એવું લાગતું પણ અત્યારે બધું સૂમસામ દેખાતું હતું.

"અહીં ઠંડક છે, બાકી તો કેવો તાપ છે ?"

બાજુમાં કોઈ બોલ્યું અને કિશોરીએ એ તરફ જોયું. એક વાંકડી મૂછોવાળો માણસ આવીને બાજુમાં બેઠો'તો.

"હોઉ," કિશોરી એ પવન ખાતાં ખાતાં કહ્યું.

"આ ડોલચામાં પાણી છે ?"

"ના, દૂધ," કિશોરીએ ઉત્તર આપ્યો.

"ઓહ, આ તો ગળું સુકાતું' તું તે મેં'કુ કે પાણી હોય તો લગાર બે ઘૂંટડા ભરું," પેલા માણસે કહ્યું.

"તેમાં હું ! બે ઘૂંટડા દૂધના ભરો ને ! એટલું તો રહ્યુંય હોય સેવટનું, લ્યો", બોલતાં કિશોરીએ ડોલચું ધર્યું. પેલા માણસે ડોલચું લીધું, ખોલ્યું, પછી અંદર જોઇને ઊંચું કર્યું અને ઊંચેથી ઘૂંટડા ભર્યા. ડોલચું પાછું બંધ કરીને કિશોરીને આપ્યું. કિશોરીએ ડોલચું પોતાની પાસે લીધું.

"આ અમારા જેવા વટેમાર્ગુને કોઈ પાણી પાય તોય રૂડું લાગે, ને તેં તો પાણી માંગતા દૂધ દીધું !" પેલા માણસે હસતાં હસતાં કહ્યું.

કિશોરી હસી પડી, ને બોલી, "એમાં હું ! ગળું હુકાતું તો મટ્યું ને!"

"હા, પણ પાણી એટલે પાણી," પેલા માણસે કિશોરીને ચીડવવા કહ્યું. પણ કિશોરી ચિડાઈ નહીં.

એતો ફરી પાછી ઓઢણીથી પોતાને પવન નાંખતી બેસી રહી, પછી સ્હેજ વારે એણે પૂછ્યું,

"તમે હું કીધું ? વટેમાર્ગુ ? એ કોણ હોય ?"

"એટલે. આમ... હું અહીં રહીને જતો'તો, ને પોરો ખાવા બેઠો, તેવું કોક," પેલા માણસે સમજાવ્યું.

"હં... તે ઉં રોજએં રૈ ને જઉં સું, ને એં પોરો ખાવા બેહું સું, તે ઉંવટેમાર્ગુ. હં...," જાણે કે સમજી હોય એમ કિશોરી બોલી.

"ના ના, તું રોજ અહીં રહી ને જાય ને ! એટલે તું નહીં. હું રોજ થોડો જઉં છું ? એટલે હું વટેમાર્ગુ," પેલા માણસે ચોખવટ કરી.

"હં," કિશોરી બોલી, અને કંઈ નવું જાણવા મળ્યું હોય તેમ રાજી થઇને પેલા માણસ સામે હસી પડી.

"હું તો વટેમાર્ગુ પણ તારું નામ શું ?" પેલા માણસે પૂછ્યું.

"બાપુ મું ને રૂડી કેસે, માવડી મું ને મોંઘી કેસે, પણ નામ મારું લીમડી સે," કિશોરીએ કહ્યું.

"લીમડી ? આવું કેવું નામ?" વટેમાર્ગુએ પૂછ્યું.

"એ તો, જે વારે મારા બાપુ આંગણામાં મીઠી લીમડી રોપતા'તા, તે વારે જ માવડીને વેણ ઊપડી'તી ને ઉં થઇ'તી, તો બાપુએ લીમડી નામ જ રાખી દીધું," કહેતાં કિશોરી ખડખડ હસી પડી.

"હં... તે... આ પેલી બોઘેણીમાં શું છે ?" વટેમાર્ગુ એ બોઘેણી જોઈને પૂછ્યું.

"એમાંય દૂધ હતું, મોટા દેગડા લઇને બધે દૂધ દેવા માવડી જાય, ને એં પાંહેના ચાર ઘરમાં ઉં દૂધ દઈ આઉં," લીમડી બોલી.

"તે... તું પાણી રાખતી જ નથી જોડે ?" વટેમાર્ગુએ નવાઈથી પૂછ્યું.

"રાખું ને ! જે દા'ડે રોટલો લાઈ હોઉં તે દાડે પાણીય રાખું જોડે પણ આજ તો રોટલો નો'તી લાઈ," કહેતાં લીમડી એ વટેમાર્ગુને સમજણ પાડી. "માવડી રાતે નૌ રોટલા ટીપે. તણ બાપુના, તણ માવડીના ને તણ મારા. જે વારે મારાથી તણ નો ખવાય તે વારે ઉં અટાણે જોડે લેતી આઉં ને એં બેહીને ખાઈ લઉં પણ કાલ તો ઉં બધા ખાઈ ગઈ તી, તે આજ નો'તો એટલે નો લાઈ," લીમડીએ વિગતે સમજાવ્યું.

"લે ? રોટલા કંઈ ગણીને ટીપાય ? કોક વાર વધારેય જોઈએ તો ?" વટેમાર્ગુ બોલ્યો. લીમડીએ બાકીની સમજણ પાડી, "માવડીને ખબર ને કેટલા જોયે ? ને, બાપુય કે સે કે ધાન જોયતું જ રાંધવાનું. ખોટું બગાડીએ તો કોક દા'ડો ખૂટી પડે, ને ચૂલો ટાઢો રયે.ચૂલો કોઈ દા'ડો ટાઢો ના રેવો જોયે."

વટેમાર્ગુ સાંભળી રહ્યો ને જોઈ રહ્યો. ત્યાં તો લીમડી બોલી, "અવે ઉં જઉ. બાપુ કામેથી આવે એને મારે પગ ધોવરાવવાના હોય સે. ને, ઉં પાસી નૈ જઉ તૈ લગી માવડી ભાત નૈ રાંધે."

"કેમ એવું ?" વટેમાર્ગુએ પૂછ્યું.

"બાપુ એવું કે સે કે લીમડી પગ ધોવરાવે કે તરત થાક ઊતરી જાય સે ને ઉં સેક નાન્કુડી અતી તે વારની લોટી થી જ, હોં કે !" મલકતાં મલકતાં લીમડીએ કારણ આપ્યું, પછી ઉમેર્યું, "ને, ભાત તો ઊનો ઊનો ખાવાનો, તે ઉં જઉં પસી જ માવડી ચોખો ઓરે ને અમે તણેય જણ ખાઈએ," ઠાવકાઈથી કહી ને પછી ઊભી થતાં બોલી. "મારું મોં જોઇને જ માવડી ભાણે બેહે, હોં !" કહેતાં ડોલચું ને બોઘેણી લીધાં ને પછી ઘર ભણી દોડી.

વાંકડી મૂછોવાળો વટેમાર્ગુ પણ ઊભો થયો ને બીજી તરફ જવા માંડયો. હવે એને કંઇક ઠીક લાગતું હોય એમ જણાતું હતું. બાકી ચબૂતરે આવીને બેઠો ત્યારે તો હજીય એ હાંફતો હતો. એનાં ધૂળમાટીવાળા કપડાં, લાલઘૂમ આંખો અને તડકામાં તપી ગયેલો ચહેરો જોતાં તો હમણાં એ ચાલતાં ચાલતાં પડી જશે એવું લાગતુ'તું.

સાંજે ગોરજ ટાણે વળી ચબૂતરા પાસેથી જતાં જતાં લીમડી પોરો ખાવા બેઠી, સ્હેજ વારે વટેમાર્ગુ આવ્યો ને એની બાજુમાં બેઠો.એને જોઈ ને લીમડી મઝાનું હસી પડી.

"બપોરે ભાત ખાધા કે ?" વટેમાર્ગુએ પૂછ્યું.

"હોઉ," પાછું હસી દેતાં લીમડી બોલી.

"ભાત ખાતાં વધે તો તું અત્યારે લઇને નીકળે કે ?" વટેમાર્ગુ એ તરત જ પૂછ્યું.

"ના રે, આમ તો વધે જ નૈ ને !" લીમડીએ સાહજિકતાથી કહ્યું, ને વળી બોલી," માવડી જોઈતો જ ચોખો ઓરે ને! ને જો મારાથી ખાતાં રે તો રાતે રોટલો ખાતાં ટાણે ખાઈ લઉં."

"હં..." વટેમાર્ગુથી જાણે એકદમ જ બોલાઈ ગયું, "મને એમ કે જો તું ભાત લાવી હોય તો થોડો ખાઉં. કોણ જાણે કેટલા દા'ડા થયા હશે ! મેં ધાન નથી ખાધું."

"હાય રે માડી ! હું વાત કીધી આ ? ધાન નથ ખાધું ? તમારી માવડીથી રીહાયા સો ? એવું નો કરાય. ધાન પર રીહ નો કઢાય, દૈવ કોપે," લીમડીએ ચિંતા કરી.

"ના રે, રીસાયો શું કામ ? પણ હું તો અહીં છું, ને મારી માવડી તો બહુ આઘે દૂર દેશાવર છે," વટેમાર્ગુએ કહ્યું.

"હં... તેમાં. તેમાં આ બહુ દાડાથી ધાન નથ ખાધું," લીમડીને જાણે કે કારણ સમજાયું.

વટેમાર્ગુ ચુપચાપ બેસી રહ્યો. ત્યાં તો લીમડી બોલી "હાલ ને હાલ મારે ઘેર લઇ જાત પણ માવડીએ રોટલા ટીપી દીધા અહે ને ચૂલોય ઠારી દીધો અહે," એને તો જાણે મોટી મૂંઝવણ આવી પડી.

"અરે ના ના, એમાં શું. મને કંઈ ભૂખ નથી લાગી, મને તો નીંદર આવે છે," બોલતાં બોલતાં વટેમાર્ગુએ મોટું બગાસું ખાધું, પછી લીમડીને કહ્યું, "જો, ઉજાસ ઓછો થતો જાય છે, તું જા. તારી માવડી વાટ જોતી હશે."

"હો," કહેતાં લીમડી ઊભી થઇ, પોતાનાં વાસણ ભેગાં કર્યાં ને દોડતી દોડતી જતી રહી.

બીજે દા'ડે સવારે તો લીમડી એ ઝટ ઝટ બધે દૂધ દઈ દીધું અને ઉતાવળે પગલે ચબૂતરે પહોંચી ગઈ. ખાલી વાસણ બાજુ પર મૂક્યાં. જૂની ઓઢણીની ઝોળી જેવું બનાવીને ખભે લટકાવ્યું'તું તે બીજી બાજુ મૂક્યું ને પછી પોતાની ઓઢણીના પાલવના છેડાથી પોતાને પંખો નાંખતી બેઠી.

થોડીવારે પગલાંનો અવાજ આવતાં એણે એ તરફ જોયું. વટેમાર્ગુને આવતો જોતાં જ એનું મોં હાસ્યથી ભરાઈ ગયુ. વટેમાર્ગુ ધીમે ધીમે આવીને બેઠો ત્યાં સુધીમાં તો એણે જૂની ઓઢણીની ઝોળીમાંથી એક ડબ્બો ને એક ડોલચી કાઢી ને મૂકી દીધી અને વટેમાર્ગુને કહ્યું "લો, એક રોટલો લાઈ સું, ને આમાં પાણીય સે."

"ના, એ તો તારે ખાવાનો, મારાથી ના ખવાય," વટેમાર્ગુએ કહ્યું.

"ઉંહું, આ તો તમારા હાટું જ લાઈ સું, લો ખાઈ લો," લીમડીએ સીધે સીધી વાત કરી.

"હં... તે... તેં કાલે ઓછું ખાધું, ને મારે માટે આ રાખ્યો, એમ ને ! હું જાણી ગયો હોં !" વટેમાર્ગુએય સીધે સીધી વાત કરી.

પોતે જાણે પકડાઈ ગઈ હોય એમ મીઠું હસીને લીમડી બોલી, "તે એમાં હું ! કેટલા દા'ડાથી ધાન નો ખાધું હોય એ કઈ હાલે ? લો, અવે ખાઈ લો," કહેતાં કહેતાં એણે ડબ્બો ખોલી ને સામો મૂક્યો ને બાજુમાં પાણીની ડોલચી મૂકી.

વટેમાર્ગુએ રોટલાના કટકા કર્યા. પહેલો કટકો મોંમાં મૂકીને અન્નદેવતાને મનોમન વંદન કરતો હોય તેમ આંખો મીંચીને ચાવવા માંડયો. એણે એક એક કરીને બધા કટકા ખાધા. વચમાં પાણી પીધું. થોડી વાર એ મૂંગો મૂંગો બેસી રહ્યો પછી ડબ્બો બંધ કરીને લીમડી ને આપતાં બોલ્યો, "બહુ મીઠ્ઠો ને કેવો સરસ શેકેલો રોટલો છે!"

"હો, માવડીએ ટીપ્યો સે," લીમડી હરખથી બોલી.

"કોઈ દા'ડો તુંય માવડીને રોટલો ટીપવા લાગે કે ?" વટેમાર્ગુ એ પૂછ્યું.

"માવડી જ ટીપે ને ! મુને નો આવડે," લીમડી બોલી.

"પણ તું સાસરે જઈશ, તે વારે તો તારે રોટલો ટીપવો પડશે ને ?" વટેમાર્ગુએ કહ્યું.

"મારે કેમ હાહરે જવાનું ?" લીમડીએ પૂછ્યું.

"લે ! લગન થયું હોય તે સાસરે તો જવું પડે ને !" વટેમાર્ગુ એ કારણ કહ્યું.

"પણ મારું તો લગન નથ થયું," લીમડી બોલી.

"જો, તું નાનકડી, ઘોડિયામાં હઈશ ને, તેવારે જ કોક નાનકડા છોકરા જોડે તારું લગન કર્યું હશે તારા બાપુ એ ને તારી માવડી એ. બધાંયના લગન ઘોડિયામાં થઇ જાય. તું મોટી થઈશ ને, પાછી તારે તારા ધણીને ઘેર જવાનું થશે. તેવારે તને નવાં નવાં લૂગડાં ને કાચની બંગડીઓ પેરાવશે. એ પેરીને તું બહુ રૂડી દેખાઇશ. બધીય દીકરીઓ તે વારે રૂડી દેખાય હોં ! એમના બાપુની રૂડી," વટેમાર્ગુ જાણે સ્વગત બોલતો હોય એમ બોલી રહ્યો'તો. કદાચ એનું ગળુ ભારે, ભારે..!

ત્યાં તો લીમડીએ પૂછ્યું, "ધણી ? એ કોણ હોય ?"

"એ... તારા બાપુ છે ને ! એ તારી માવડીના ધણી કેવાય," વટેમાર્ગુએ દાખલો આપ્યો.

"હં..." લીમડી બોલી, પણ એને કંઈ ખાસ રસ પડયો હોય એવું ના લાગ્યું. પાછા એણે વાસણ એકઠાં કરવાં માંડ્યાં. ઝોળીમાં ડબ્બો મૂક્યો. વટેમાર્ગુએ નાની ડોલચી હાથમાં લીધી અને થોડું પાણી લઇને હાથ ધોવા ઊભો થયો ત્યાં તો એકદમ

જ પાછો બેસી પડયો ને એનાં મોંમાંથી ઊંહકારો નીકળી ગયો. આંખો મીંચીને પગ ઝાલીને એ બેઠો. લીમડી ઊભી રહી ગઈ. સ્હેજ વારે વટેમાર્ગુએ આંખો ખોલી. સામે લીમડી ઊભી ઊભી એને જોઈ રહી'તી.

"તું ગઈ નહીં ? તારે મોડું..?" કષ્ટ સાથે માંડ માંડ એટલા શબ્દો વટેમાર્ગુના મ્હોંમાંથી નીકળ્યા.

"હો, જતી જ'તી, પણ તમે ઉંકારો કરી ને બેહી પડ્યા, તે ઉં ઊભી રૈ જઇ," કહેતાં લીમડીનું ધ્યાન વટેમાર્ગુના પગની પીંડી પરથી સ્હેજ ઊંચી ખસી ગયેલી ધોતી પર ગયું ને એનાથી ઝીણી ચીસ નંખાઈ ગઈ.

"માડી રે ! આ તો મોટો ઘા પડયો સે," બોલતાં બોલતાં એ બધું મૂકીને નીચે બેઠી ને ઘા જોયો, પછી દોડીને ક્યાંક ગઈ. તરત પાછી આવી ને પાછી નીચે બેસી ગઈ. પોતાના ખોળામાં ઢગલીક નાનાં - મોટાં પાંદડાં મૂક્યાં. થોડાંક નાનાં પાન તેમાંથી લઈને બે હથેળીમાં જોરથી ઘસીને લૂગદી જેવું બનાવ્યું અને વટેમાર્ગુના ઘા પર ભરી દીધું. ઉપર ચાર મોટાં પાન મૂક્યાં અને, "આને હાથથી ઢાંકી રાખો, હું આઈ," કહેતી વળી પાછી દોડી. ઝટપટ હાથમાં પાતળી વેલીનો મોટો ટુકડો લઈને આવી અને પાંદડા પર પગ ફરતે બાંધી દીધો.

"અવે આને ખોલવાનું નૈ. થોડા દા'ડામાં ભરાઈ જહે," કહીને પછી ડોલચીનાં પાણીથી હાથ ધોયા. વટેમાર્ગુને ય હાથ ધોવડાવ્યા. પોતાનાં વાસણ ભેગાં કર્યાં ને લઈને ઘર તરફ દોડી ગઈ.

સાંજ થઇ. ચબૂતરે બેસીને લીમડીએ ઓઢણીની ઝોળીમાંથી ડબ્બો કાઢ્યો ને વટેમાર્ગુની વાટ જોતી બેઠી. થોડીવારે વટેમાર્ગુ આવ્યો. લીમડીએ ડબ્બો ખોલ્યો ને વટેમાર્ગુને કહેવા માંડી "લ્યો, આ ખાઈ લ્યો."

"અરે ! પણ સવારે તો તેં મને રોટલો દીધો તો ને !" વટેમાર્ગુએ કહ્યું.

"હો, પણ આ તો ભાત સે," બોલતાં લીમડીએ થોડો ભાત ઢાંકણામાં કાઢ્યો.

"આ ભાત લાલ કેમ ?" વટેમાર્ગુએ પૂછ્યું.

"તે ભાત તો લાલ જ હોય ને !" સાહજિકતાથી કહેતાં લીમડીએ ઝોળીમાંથી ગોળનાં બે ઢેફાં કાઢીને ભાતના ડબ્બામાં મૂક્યા. ઉપર ઢાંકણાવાળો ભાત પાથરીને બોલી, "આ ઢેફાં ભાતમાં ભાંગી નાંખો ને ખાઈ લ્યો."

"ભાતમાં ગોળનું ઢેફું ભેગું કરાય ?" વટેમાર્ગુએ નવાઈથી પૂછ્યું.

"હો, ઘા દુ:ખે નૈ," લીમડીએ જાણે જ્ઞાન આપ્યું.

વટેમાર્ગુએ લાલ, જાડો ચોખો કદી જોયેલો નહીં તો'ય એણે ગોળનું ઢેફું ભાંગીને ભેગું કર્યું ને ભાત ખાવા માંડયો. ધીમે ધીમે એ બધો ભાત ખાઈ ગયો. વળી પાછી એ... જ... મીઠ્ઠા રોટલા જેવી જ ઠંડક વળી.

એને એકદમ અનેક ટાઢા ચૂલા જાણે આંખો સામે ફરતા દેખાયા. એક દાણો ગળે અટક્યો. એણે ઉપર પાણી પીધું.

થોડીવાર એ એમ જ ચુપચાપ બેસી રહ્યો પછી સહસા એણે લીમડીને પૂછ્યું, "તને સાવજ ખબર છે! સાવજ... હાવજ....?"

લીમડી હકારમાં માથું ધુણાવતા બોલી, "હો ! વાઘ જેવો હાવજ. વાઘને પટ્ટા હોય, હાવજને નો હોય."

"હં.., તેં દીઠો છે સાવજ કોઈ દા'ડો ?" વટેમાર્ગુએ પૂછ્યું.

"ના રે માવડી, હાવજ ને વાઘ ને બધું તો બઉ આઘે જંગલમાં હોય. મેં નો દીઠું હોય," લીમડી બોલી.

વટેમાર્ગુ ડોલચીના પાણીથી હાથ ધોવા ઊભો થયો અને લીમડીને કહેવા માંડયો, "એ સાવજ તો..." પણ ત્યાં તો એની નજર ખૂબ... ખૂબ... આઘેના પેલા કથ્થઈ ડુંગરિયાળા વિસ્તાર તરફ ગઈ. એ ઊંચા ઊંચા ડુંગરાની પાછળથી થઈને ડાબે હાથે આગળ સુધી ફેલાયેલા સૂક્કા મેદાન પર છેક જમીન સુધી ટપકા જેવું વાદળું ઊતરી આવ્યું હોય એવું કેમ લાગતું'તું ? વાદળું ? કે પછી ?ડમરીઓ...?

એણે ઝડપથી ઢાંકણું વાસીને ડોલચી લીમડીના હાથમાં મૂકી અને કહ્યું, "જા. તું અજવાળામાં ઘેર પોંચી જા."

"હો," બોલતાં લીમડીએ ડબ્બો અને ડોલચી ઝોળીમાં મૂક્યાં. બીજાં વાસણ ઉપાડ્યાં અને જવા માંડી.

"લીમડી..." વટેમાર્ગુ એ ધીમેથી સાદ દીધો.

"હં !" કહેતી લીમડી પાછળ ફરી અને ઊભી રહી.

"આજે ત્રણેય રોટલા તું ખાઈ જજે. મા'રે હાટુ થઈને તું ભાત ને રોટલા રેવા દે છે ને ! પણ હવે તો મેં ખાધું ને ! એટલે," વટેમાર્ગુ સળંગ બોલી ગયો. ગળે ખખરી બાઝી હોય એમ એણે સ્હેજ ખોંખારો ખાધો.

"હારું અવે જઉં ?" લીમડી બોલી.

માત્ર ડોકું હલાવીને હા કહીને વટેમાર્ગુ બીજી તરફ ફરી ગયો.

લીમડી દોડતી દોડતી જતી રહી.

આજે પાછો તાપ હતો. લીમડી ઓઢણીના પાલવથી પવન ખાતી અને દૂર મેદાનો જોતી ચબૂતરે બેઠી. થોડીવાર થઈને કંઈક ખખડાટ થયો એટલે એણે હસીને પાછળ જોયું, પણ એ તો કોઈ પંખી હતું. ખરીને નીચે પડેલાં પાંદડા પર કૂદકતું ફરતું'તું. વળી થોડી વધારે વાર થઇ, પણ કોઈ ખખડાટ નહીં, કોઈ પગલાંનો અવાજ નહીં. લીમડીએ આજુબાજુ જોયું પણ વટેમાર્ગુ દેખાયો નહીં.

'મોડું થહે. બાપુને પગ ધોવરાવવાના સે', વિચારતી ડોલચું ને બોઘેણી લઈને લીમડી ઊભી થઇ ને દોડતી દોડતી ઘર ભણી ચાલી.

સાંજે આવીને પાછી એ ચબૂતરે બેઠી. ઘણીવારે પગલાંનો અવાજ થયો ને એણે તે તરફ જોયું. થોડે દૂર ગામના માધાકાકા ને એમનો કીકો ચાલતાં ચાલતાં જતા'તા. માધા કાકા એમના કીકાને કંઈ કહેતા'તા તે લીમડીએ હાંભળ્યું. એ બંનેના ગયા પછી લીમડીય ઊઠીને દોડતી દોડતી ઘેર ગઈ.

રાતે વાળુ કરતાં લીમડીએ માવડીને પૂછ્યુ, "માવડી ! અજાણ્યા મનેખ હાથે વાત નૈ કરવાની, એટલે ?" "અજાણ્યા એટલે, જેને આપડે જાણતા ના હોઈએ એવા મનેખ. એની જોડે વાતેય હું કરીએ ?" માવડીએ જવાબ આપ્યો.

"હં... તે જ. માધાકાકા આજ એમના કીકાને એવું કે'તા'તા કે અજાણ્યા મનેખ જોડે વાત નઈં કરવાની, એવું

દરોગાજીએ કીધું સે,'' લીમડી બોલી. પછી એણે ભાણામાંથી અડધો રોટલો રાખ્યો ને ડબ્બામાં મૂક્યો. ડબ્બો ઓઢણીની ઝોળીમાં મૂક્યો.

રાતે સૂતાં સૂતાં એણે નક્કી કર્યું કે 'કાલને કાલ આ વાત વટેમાર્ગુને કેવી રૈ. એની તો માવડી દૂર દેશાવર સે! એને તો બચારાને કોઈ નઈ કે આ અણજાણ્યા મનેખા જોડે વાત નૈ કરવાવાળી વાત !'

પણ બીજે દા'ડે હવારેય વટેમાર્ગુ ના દેખાયો; ને હાંજેય નૈ. એમેને એમ ઘણા દા'ડા ગયા.

....પછી તો વર્ષોનાં વ્હાણાં વાયાં.

લીમડી મોટી થઇ. એને માટે ઘરમાં નવાં નવાં કપડાં આવ્યાં. કાચની બંગડીઓ આવી. ઢોલ નગારાં વાગ્યાં ને નવાં કપડાં ને બંગડીઓ પેરીને લીમડી એને હાહરે ગઈ.

લીમડીને વટેમાર્ગુ હાંભર્યો.

'લે ! એની વાત તો હાચી ! છનાકાકાના રતનિયા હારે એનું લગન તો એ ઘોડિયામાં અતીને જ થઇ ગયેલું. આ નવાં નવાં લૂગડાં ને બંગડીઓવાળી વાતેય હાચી. આજ બધાય કે' તા'તા કે લીમડી કેવી રૂડી દેખાય સે ?'

હાહરે એનો ધણી રતનિયો, એને બહુ વાત્યું કરવા જોયે. ને લીમડીનેય તે. તે ઝટ દઈને બેય વચ્ચે પાક્કી દોસ્તી થઇ ગઈ.

...વળી પાછા વર્ષોનાં વ્હાણાં વાયાં.

લીમડીને છોકરાં થયાં ને મોટાંય થવાં માંડ્યાં. દા'ડો આખો તો લીમડીને વખત ના મળે; તે એના બાપુ જાતે લીમડીની નાની લોટીથી પોતાના પગ ધૂએ પણ હાંજે ગોરજ ટાણે લીમડી અચૂક માવડીને મ્હોં બતાડી આવે.

હવે તો લીમડીય માવડી જેવા રૂપાળા રોટલા ટીપતી'તી. રોજ એ થોડોક ભાત અને અડધો રોટલો એક છીબામાં ઢાંકીને રાખે. છોકરાંવનેય કીધેલું કે ''કોક ભૂખ્યું કોક દાડો આઈ ચઢે તો બચારું ધાન વના નો રે, એટલે રોજ આઢલું ઢાંકી રાખવાનું''

...મોટા મોટા આઠ ઓરડાવાળું ડેલું છે. આગલા ચોક ને ફરતો કોટ છે. મુખ્ય દરવાજે લાકડાનાં બે મોટાં મોટાં બારણાં છે, તેમાંનાં એક બારણામાં નાનું બારણું આવ જા કરવા માટે ખુલ્લું છે. નાનાં બારણામાંથી બે મુછાળા જુવાનિયા અંદર આવ્યા અને જમણે હાથે ચોકડીમાં જઈ ઊભા. દોડતીક ને એ બેયની નાની દીકરીઓ પોતપોતાના બાપુને પગ ધોવડાવવા ગઈ.

બારણાને જમણે હાથે ચોકમાં કોટને અઢેલીને ખાટલો છે એમાં ગાદલું અને તકિયો છે. તકિયે અઢેલીને ભૂરા'ભા બેઠા છે. હવે તો ઉંમર ઘણી થઇ. દીકરીઓનાં છોકરાં મોટાં મોટાં થઇ ગયાં છે. દીકરાઓને ત્યાંય વસ્તાર છે. 'ભાનાં ઘરવાળાં બધાયનું ધ્યાન રાખે ને રાજીપે ઠારે એવાં ગુણિયલ છે. 'ભાનાં ઘરડાં માવતર હજીય ખાટ પર બેઠાં બેઠાં તપકીરનો ચપટો લે છે.

ઘરમાં ભૂરાભાનો પડયો બોલ ઝીલાય છે. પરિવાર મોટો, તે ઝાઝી બધી રસોઈ રોજ થાય પણ 'ભાની કડક સૂચના, એમના નિયમ આકરા, રોજ માપનું જ રાંધવાનું. ધાન વેડફવાનું નહીં, એવું 'ભાનું હુકમનામું. 'ભાનું દિલ પાછું મોટું. આસ-પ ડોશમાં કોઈનોય ચૂલો ટાઢો રહ્યાની જાણ થાય કે તરત ઘરના કોઠાર ખોલાવીને ધાન મોકલાવી દે.

જુવાનીમાં 'ભાએ બહુ આકરી મહેનત કરીને ધન એકઠું કરેલું તે પેઢીઓ ખાય તેટલું છે. પોતે તો હવે દોઢ દશકા ઉપર વખત થયો હશે આ ઘર છોડ્યું નથી પણ લોકો 'કે છે કે, 'પહેલાં 'ભાને દૂર દેશાવર આંબાવાડિયાં હતાં. સોનાવરણો પાક ઊતરતો ને મબલખ કમાણી થતી. 'ભા ને લાંબો લાંબો વખત ત્યાં રે'વાનું થતું ને આવે ત્યારે રોકડા રળીને ઘેર આવતા પણ... એક દા'ડો ત્યાં ઊંચે આંબેથી પડયા'તા તે નીચે મોટો અણિયાળો પ્હાણો હતો તેનાથી પગની પીંડી ચિરાઈ ગઈ'તી. બસ, તે દી ને આજનો દી, 'ભા પાછા વળ્યા તે વળ્યા. દૂર દેશાવરે આંબાવાડિયાં વેચી સાટીને ઘણું ધન લઈને આવ્યા ને પછી અહીંજ ફળની વાડીઓ કરી. લીલી વાડીઓ છે. હવે તો દીકરાઓ બધું સંભાળે છે.

ભૂરાભાના દીકરાઓ ને એમની નાની દીકરીઓએ પગ ધોવડાવ્યા પછી રોજની જેમ બન્ને દીકરાઓ 'ભાને પગે લાગીને ઘરમાં ગયા. કોટને અઢેલીને ખાટલામાં ગાદી તકિયે'ભા બેઠા છે,ત્યાં કોટની પાછળના રસ્તેથી જતાં કોક ડોસા અને જુવાનિયાની વાતચીત 'ભાને કાને પડી.

જુવાનિયોઃ ''તે... મોટા ! અમે બહુ નાના હતા ત્યારે 'સાવજ ડાકુ'નું નામ ગાજતું હોં ! આ કેટલોય વખત ગયો હશે, સાવજની ત્રાડયું નથી હંભળાતી, કાં !''

ડોહાઃ ''આ હા હા.., એયને આ તેં તો જૂનું હંભાર્યું. હાંભળ્યું 'તું કે ધીંગાણામાં સિપાઈની ગોળીએ વીંધાઈને એની આખીય ટોળીની હંગાથે મૂઓ તો 'સાવજ'. વળી કોક તે વખત એમેય 'કે તું 'તું કે ગોળીએ વિંધાઈને ઊંચા ડુંગરાની પછી તેથી એ એવો તો પડયો'તો કે ભલભલાના રામ રમી જાય. બસ, તે દા'ડે એ મૂઓ. કોઈનેય એની ભાળ ના મળી, એવું મોત. બાપ ડો હતો બા'દૂર હોં ! પણ આવરદા ખૂટી પડી હોય; બીજું હું.''

જુવાનિયો : ''તે..... ડોહા...!.....''

પછી રસ્તે બેય આગળને આગળ ચાલ્યા તેમ તેમ એમના અવાજ ધીમા થતા ગયા ને 'ભાને કાને પડતા બંધ થયા.

ભૂરાભાને પગમાં સણકો આવ્યો. આમ તો પેલો આંબાવાડિયાવાળો પ્હાણાનો ઘા બહુ જૂનો, તે રુઝાઈ ગયેલો પણ હજીય 'ભાને કોક કોક વાર એમાં સબાકા આવે અને તે વખતે 'ભા ઘરમાં વાટકો ભરીને લાલ ચોખા ઓરાવે. પછી એ ભાતમાં બે ઢેફાં ગોળનાં ભાંગીને ખાય ને એમને દુઃખાવો ઓછો થાય.

કેટકેટલાં વર્ષો થયાં, પણ ઘરમાં એમનું આ નોખું વૈદું આજ સુધી કોઈનેય સમજાયું નથી.

*૫૩-સી, હસ્તિનાપુર કોલોની*
*કારેલીબાગ, વડોદરા, ૩૯૦૦૧૮*
*મોઃ ૯૮૯૮૫૨૨૩૫૨*



# નિઃસહાય

*- પ્રવીણ ગઢવી*

**કા**શીરાજ એમની ત્રણ પુત્રીઓ અંબા, અંબાલિકા અને અંબિકાનો સ્વયંવર યોજવાના છે, તેવું જાણી ભીષ્મ, અનુજ ભ્રાતા વિચિત્રવીર્ય માટે ગયા. શાલ્વરાજ જેવા અનેક પ્રતિસ્પર્ધી રાજાઓએ કાશીરાજ સમક્ષ વાંધો નોંધાવ્યો. સ્વયંવરમાં વિચિત્રવીર્યે સ્વયં ઉપસ્થિત રહેવું જોઈએ... 'ભીષ્મ શા માટે આવ્યા છે ?'

'રાજન્યો, આ સ્વયંવર મહોત્સવ છે. મારી પુત્રીઓ જેને પસંદ કરશે એની સાથે વરાવીશ.' કાશીરાજે ઉત્તર આપ્યો, 'પણ કદાપિ કોઈ રાજકુમારી ભીષ્મને પસંદ કરશે તો ?'

'અસંભવ. ભીષ્મ પ્રૌઢ છે અને તેમણે બ્રહ્મચર્યનું વ્રત લીધેલું છે. તેમ છતાં જો કોઈ કુમારી એમને પસંદ કરશે તો હું તો અનુમતિ આપીશ, પરંતુ વિચિત્રવીર્ય વેરે નહિ પરણાવું.' કાશીરાજે સ્પષ્ટતા કરી.

રાજાઓ હસી પડ્યા.

'આ ખોટું તો છે જ. આપ કુરુવંશની ધાકથી આમ બોલો છો. કાશીરાજ !' શાલ્વરાજે સ્પષ્ટ કહ્યું.

આ વિવાદથી ભીષ્મ ક્રોધિત થયા એમણે એમના રક્ષકો પાસે ત્રણેય રાજકુમારીઓનું અપહરણ કરાવ્યું અને રથમાં પૂરી કાશીથી ભાગ્યા.

તો કાશીરાજ, શાલ્વરાજ, શાલ્વ અને અન્ય રાજન્યો એમની પાછળ પડ્યા. ઘમાસાણ યુદ્ધ થયું. ચોદિશ શરવર્ષા થઈ રહી પણ ભીષ્મને તે રોકી ન શક્યા અને ભીષ્મ એકવાર એમના રાજ્યની સીમામાં પ્રવેશી જાય પછી તો એમના સૈન્યને કોઈ હરાવી શકે તેમ નહતું. એટલે કાશીરાજ અને શાલ્વરાજ હાથ મસળતા રહ્યા, અને પાછા વળ્યા. કુરુઓ સામે યુદ્ધ કરવાની એમની શક્તિ નહોતી.

ત્રણમાંથી મોટી અંબા તો પોતે શાલ્વરાજને મનથી વરી ચૂકી છે, હૃદય આપી બેઠી છે, એમ રડતાં રડતાં કરગરી એટલે ભીષ્મે એને કાશી પાછી જવા દીધી અને બીજી બે બહેનો અંબિકા અને અંબાલિકાનાં લગ્ન વિચિત્રવીર્ય સાથે કરી દીધાં.

ભીષ્મ બલવાન હતા. ઉત્તરાપથમાં એમની હાક વાગતી હતી. કોઈ કશું ન બોલી શક્યું.

રાજકાજ બધું ભીષ્મ સંભાળતા હતા. વિચિત્રવીર્ય નામનો રાજા હતો, એટલે એ દિવસે ઊંઘ્યા કરતો અને આખી રાત જાગતો. સંધ્યાકાળ પછી સુરા પીવાનું શરૂ કરતો. રાજવલ્લભો સાથે ઠિઠિયારા કરતો, નર્તકીઓને નચાવતો, વીણાવાદન સાંભળ્યા કરતો. અંબિકા અને અંબાલિકાને સાથે મધ્યરાત્રી વીત્યા પછી શયનખંડમાં જતો.

પાંચ-છ વર્ષ સુધી એને સંતાન ન થયું. એની અસંયમી દિનચર્યાને કારણે એને ક્ષય રોગ થયો. પાંચ-સાત માસમાં તો તેની છાતીની પાંસળીઓ ગણી શકાય તેટલો દુર્બળ થઈ ગયો, સતત ખાંસ્યા કરતો અને કફ થૂંક્યા કરતો. એના ઠૂઠૂથી અંબિકા અને અંબાલિકા ત્રાહિમામ્ પોકારી ગઈ. પણ શું થાય? સ્વામી હતો, એટલે સહન કર્યે છૂટકો.

ભિષજ પાસે ઘણાં ઔષધ કરાવ્યાં. હિમિગિરિમાંથી એના માટે વિશિષ્ટ ઔષધ મંગાવ્યાં, તોય ફેર ન પડ્યો અને આખરે એણે એક દિવસ પ્રાતઃકાળે અંતિમ શ્વાસ લીધા ત્યારે અંબિકા અને અંબાલિકાને હાશ થઈ.

વિચિત્રવીર્ય અપુત્ર મરણ પામ્યો. તેથી સત્યવતી વિહ્વળ થઈ ગયાં. 'કુરુવંશ નિર્વંશ જશે ?' એવી ભીતિ એમને પેઠી.

એમણે ભીષ્મને બોલાવ્યા. 'બેટા, વિચિત્રવીર્ય અપુત્ર મરણ પામ્યો, હવે કુરુવંશનું શું થશે ?'

ભીષ્મ નિરુત્તર રહ્યા. પોતે કુરુવંશના જયેષ્ઠ પુત્ર હતા. પરંતુ પિતા સમક્ષ બ્રહ્મચર્યની ભીષ્મ પ્રતિજ્ઞા લઈ બેઠા હતા. 'હવે શું થાય?' એ વિચારમાં પડી ગયા. 'બેટા, હવે તું જ કુરુવંશનો વેલો આગળ વધાર. તું અંબિકા અને અંબાલિકાનો સ્વીકાર કર એમની સાથે નિયોગ કર, અને કુરુવંશને પુત્રરત્ન આપ.'

'અરે માતા, આપ આ શું બોલ્યાં ? આપના પિતા સામે આપનાં લગ્નવેળાએ જ મેં બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધી છે, તેનાથી તો આપ વિદિત છો. મારાથી પ્રતિજ્ઞા કેવી રીતે તોડાય ?' ભીષ્મે નન્નો ભણ્યો.

'મારા પિતાની ભૂલ હતી કે સ્વાર્થ હતો, એટલે તારે આવી પ્રતિજ્ઞા લેવી પડી. પરંતુ હવે તો મારી કૂખે થયેલા ચિત્રરથ અને વિચિત્રવીર્ય બન્ને રહ્યા નથી, અપુત્ર ગયા છે, તો હવે તું જ મારો પુત્ર ગણાય. હવે તું જ રાજધૂરા સંભાળી લે અને અંબિકા, અંબાલિકાથી મને સો પુત્ર આપ.' સત્યવતીએ હઠ પકડી,

'ના, મા, ના, એ કોઈ કાળે, કદાપિ શક્ય નથી. હિમગિરિ એની જગ્યાએથી કદાચ ખસે પણ હું મારી પ્રતિજ્ઞાથી ન હટું. પૃથ્વી ગંધ છોડી દે, જળ રસ છોડી દે, તેજ રૂપ છોડી દે, સૂર્ય પ્રકાશ છોડી દે, અગ્નિ ઉષ્ણતા છોડી દે, ચંદ્ર શીતલતા છોડી દે, આકાશ શબ્દ છોડી દે, ધર્મરાજા ધર્મ છોડી દે તોય હું ચલિત થવાનો નથી.'

'આ તારી જડતા છે, મારો ગર્ભપુત્ર સિંહાસને બેસી શકે, એટલે તું જ્યેષ્ઠ ગંગાપુત્ર હોવા છતાં તેં બ્રહ્મચર્યની ભીષ્મ પ્રતિજ્ઞા લીધી હતી. પરંતુ હવે મારે પુત્ર જ રહ્યા નથી, પછી તને શો વાંધો છે ?' સત્યવતીની આંખો છલકાઈ આવી.

ના, મા મને કોઈ ત્રિલોકનો રાજા બનાવે કે બ્રહ્માનું પદ આપે કે મોક્ષની લાલચ આપે તોય હું પ્રતિજ્ઞાભંગ કરવાનો નથી. 'ભીષ્મ વધુ મક્કમ થયા.'

'ભલે, બેટા, તારી ઈચ્છા, ભલે કુરુવંશ પૃથ્વીપટ પરથી ભૂંસાઈ જાય. મારે શું ?' એમ બોલી સત્યવતી ઢીંચણના ટેકા વડે ઊભાં થયાં અને નિશ્વાસ છોડી ચાલતાં થયાં.

★★★

હર્મ્યમાં રાણીવાસમાં ભીષ્મ અને સત્યવતીના સંવાદના સમાચાર પહોંચ્યા, તો અંબિકા અને અંબાલિકા - બંને પ્રસન્ન થઈ ગઈ. 'ઓહ ! ભીષ્મ જેવો વીર્યવાન પુરુષથી તેમનું જીવન સાર્થક થઈ જાય !' અંબિકાથી ન રહેવાયું.

'કેટલા ભવ્ય, હિમાલય જેવા ઊંચા અને વિશાળ વક્ષ, પ્રલંબ બાહુ... કેટલા બહુવાન - વીર્યવાન !' અંબાલિકા તો મનમાં નાચી ઊઠી. હું તો ભીષ્મને જ ઈચ્છું.'

'પાછા આજીવન બ્રહ્મચારી !' કોઈ દાસીએ કટાક્ષબાણ છોડ્યું.

'શતપુત્રવતી થાઓ મહારાણીઓ !' દાસીએ ભ્રામણ (દુખણાં) લઈ ટચાકા ફોડ્યા.' તો અમને પણ દાન-પ્રતિદાન મળે ને ?'

સર્વ દાસીઓ ખિલખિલાટ હસી પડી.

'જો અમને ભીષ્મથી પુત્રો થશે તો તમને સર્વને સુવર્ણથી મઢીશું, બસ !' બંને બહેનોએ હર્ષ વ્યક્ત કર્યો.

રાત પડી. પ્રાતઃકાળે અંબિકા જાગી ગઈ. એણે અંબાલિકાને હચમચાવી 'ઊઠ અંબાલિકા, ઊઠ, મને સ્વપ્નમાં ભીષ્મ આવ્યા.'

'અરે !' તેં મને કેમ ઊઠાડી ? સ્વપ્નમાં હું પણ ભીષ્મ સાથે !'

બને હસીને એક મેકને ભેટી પડ્યાં.

★★★

સત્યવતીએ ફરી ભીષ્મને બોલાવ્યા.

'બેટા, તું તો ધ્રુવના તારક જેવો અવિચલ છે, તો મને એક ઉપાય સૂઝે છે.'

'બોલો માતા, બોલો. ઝટ એ ઉપાય આપણે કરીએ.' ભીષ્મના મુખારવિંદ પર તેજ આવ્યું.

'હું કુમારિકા હતી ત્યારે ગંગાના દ્વીપમાં વિહાર અર્થે ગઈ હતી. ત્યાં પરાશર મુનિ રહેતા હતા. મને જોતાં જ એ આસકત થયા. હું ગર્ભવતી થઈ, પુત્ર અવતર્યો, એને મારે આશ્રમમાં જ આપી દેવો પડ્યો.' સત્યવતીએ આંખો લૂછી.

'હા, મા, હા, હું ઓળખું છું. કૃષ્ણ દ્વૈપાયન ને ?'

'હા, પુત્ર.'

'તો તેનું શું ?' ભીષ્મ કંઈ સમજ્યા નહીં.

'એને હું બોલાવું. એ અંબિકા, અંબાલિકાના ગર્ભમાં પુત્ર ઉત્પન્ન કરે, નિયોગ કરે.'

'પણ એ તો ઋષિ છે. ઘોર તપસ્યા કરે છે. વેદ પાઠ-યજ્ઞ યાગમાં રત છે, તે સંસારમાં કેવી રીતે આવે ?' ભીષ્મે પૂછ્યું.

'મારા કહેવાથી આવશે જ !'

'તો હું સંમત છું. આપના જ લગ્નેતર પુત્ર દ્વારા કુરુવંશનો વેલો લીલો રહેતો હોય, તો હું પ્રસન્ન છું, માતા !'

રાજ્ઞીવાસમાં દાસીઓ આ સમાચાર લઈને આવી, તેવો જ અંબા અને અંબાલિકાને હૃદયમાં ધ્રાસકો પડ્યો.

'હા, મને તો આ મુનિઓ-બાવાઓના લાંબાવાળ અને વડવાઈ જેવાં શ્મશ્રુ ગમતાં જ નથી.' અંબાલિકાને કમકમિયાં આવ્યાં.

અને આ ઋષિઓ તો ગંગાના જળમાં ડૂબકી મારી સૂર્યને અર્ઘ્ય આપી નીતરતે શરીરે બહાર નીકળી જાય. એ

લોકો આપણા જેવું સુગંધી દ્રવ્યયુક્ત જળમાં થોડું સ્નાન કરે ?' દાસીઓએ ટાપસી પૂરી.

'એ લોકો તો શરીરે સુખડ-ચંદન નહીં, યજ્ઞ કુંડની ભસ્મ ચોળે' એક દાસી બોલી.

'અરે, ઘોરીઓ તો સ્મશાનની ભસ્મ શરીરે ચોળે !' બીજી દાસી બોલી.

'ગંધ મારે ગંધ' અન્ય દાસીએ નાસિકા દબાવી. બધાં હસી પડ્યાં.

'દુર્ગંધ કહે, દુગંધ !' અંબિકાએ કહ્યું.

અંબિકા અને અંબાલિકા હતાશ થઈ ગયાં.

'અંબાલિકા, આપણે ભલે રાજરાજ્ઞીઓ કહેવાતાં હોઈએ, પરંતુ વાસ્વતમાં તો આપણએ પુરુષોની ઈચ્છાદાસી છીએ.' અંબિકાએ પસ્તાવો કર્યો.

'હા, સાચી વાત છે મોટી બહેન, આપણે સ્વયંવરમાં મનગમતો વર પસંદ કરવાનાં હતાં. ત્યારે ભીષ્મ આપણને બલાત્ હરી લાવ્યા અને પોતે આપણી સાથે ન પરણ્યા, પણ વિચિત્રવીર્ય સાથે આપણી ઇચ્છા અનિચ્છા પૂછ્યા વગર આપણને વરાવ્યાં.'

'હા, એ વિલાસી, વ્યસની, રોગી સાથે આપણે છ વર્ષ વીતાવ્યાં.

'ને હવે તેના ગયા પછી હતું આપણને ભીષ્મ વરશે. આર્ય સંસ્કારમાં દેવર, જયેષ્ઠ સાથે દેહસંબંધ નિયોગ માન્ય છે.'

'હાસ્તો, મને હતું હાશ ! ભીષ્મ જેવો પ્રતાપી પતિ મળશે.'

'સારું થયું, ન થયો એ આપણો પતિ. એ તો કેવો જડ અને હઠીલો છે !'

અંબિકા ક્રોધમાં બોલી.

'ખોટી ભીષ્મપ્રતિજ્ઞા લઈ બેઠો છે. એ જે હેતુ હતો તે પૂરો થયો. હવે સત્યવતી માને કોઈ પુત્ર જ નથી તો પછી એને રાજસિંહાસને બેસવામાં શું ચૂંક આવે છે !'

'દૈવ જાણે ! એ ન માન્યા, એટલે સત્યવતી કૃષ્ણ દ્વૈપાયનને લઈ આવ્યાં.'

'આપણાં દુર્ભાગ્ય છે, બહેન ! એક ભવમાં બીજો ભવ કરવો પડે છે. વળી મોટી બહેન અંબાને હરી લાવ્યા. અહીંથી છૂટી શાલ્વ પાસે ગઈ તો એણે ન સ્વીકારી, ભીષ્મ પાસે આવી તો ભીષ્મે ન સ્વીકારી. ન ઘરની, ન ઘાટની થઈ રહી, અભાગી !'

બંને બહેનો રડવા લાગી. કોણ કોને છાનું રાખે ?

આખરે કૃષ્ણ દ્વૈપાયન આવ્યા. લઘરવઘર વલ્કલ, લાંબી દાઢી, મૂછ અને શિરકેશ. ભવ્ય પણ કુરૂપ, ડર લાગે તેવો, જાણે ભૂતનાથ !'

અંબિકા અને અંબાલિકા તો એમને જોઈને જ અભાન થઈ ગઈ.

સત્યવતીને થયું, કદાચ અંબિકા અંબાલિકાથી પુત્ર ન થાય તો ? એટલે એમણે પટદાસીને કૃષ્ણ દ્વૈપાયન પાસે મોકલી. દાસી તો શું બોલી શકે ?

ત્રણેય હતી નિઃસહાય !

કૃષ્ણ દ્વૈપાયન હસ્તિનાપુર ચાતુર્માસ રોકાયા.

નવ માસે અંબિકાએ જન્માંધ ધૃતરાષ્ટ્ર, અંબાલિકાએ પાંડુરોગી પાડું અને રાજદાસીએ વિદ્વાન વિદુરને જન્મ આપ્યો.

---

*આસવલોક, ૪૬૬/૨, સેક્ટર-૧,*
*ગાયત્રી મંદિર પાછળ, ગાંધીનગર.*
*મો. ૯૯૭૯૮૯૩૯૯૦*



# ઇનામ...

*- ડૉ. સ્વાતી નાયક*

"ધિબાંગ ઢીબ, ધિબાંગ ઢીબ..." ડીજેના અવાજ કાનના પડદા ધ્રુજાવી રહ્યા હતા. લગ્નની વાડી તો હજી ખાસ્સી છેટી હતી. વરરાજા લાંબી મોટી એરકન્ડિશન ગાડીમાં બેઠાં બેઠાં દેખાય તેટલો તમાશો જોઈ ખુશ થતા હતા ને રૂપલી આ બધુંય સમેટીને, આંખોમાં ભરીને, પાંપણો સજ્જડ બંધ કરી દેવાના મનસૂબા સાથે એકીટશે જાનૈયાઓને જોઈ રહી હતી. ખોબા જેવડા ગામમાંથી આવડી ભપકાબંધ જાન તો નીકળે જ શાની ? આ તો વળી ગામના માસ્તરનો દીકરો હોંશિયાર પાક્યો ને અમેરિકા જઇ ગાડે ગાડાં ભરાય એટલું કમાઈને પરણવા ગામમાં જ આવ્યો. હવેલી ને રંગરોગાન કરાવી, ઝબુકિયા લાઈટો લગાડી ને ઉપરથી ઝુલવાળો લાલચટક માંડવો... મેસુબ ને મોહનથાળ તો ઠીક, પાણીપૂરીને પીઝ્ઝા ય પાછા લટકામાં... ને શરબત તો જેટલું પીવાય તેટલું ! ને જાનૈયાઓ કેવા તૈયાર થાય !! ચમકદાર કપડાં ને ઘરેણાં તો ઝગમગ ઝગમગ.

રૂપલી પંદર સત્તર વર્ષની હશે ત્યારે એણેય આવાં જ સપનાં જોયેલાં... એનો રાજકુમાર એય ને મોટો વરઘોડો લઈને આવે... ઢોલ ધબૂકે...ને જાનૈયાઓ ગાંડાતૂર થઈને નાચે...ને એ વરમાળા લઇ આવે... વરરાજા એનોય હાથ પકડીને એનેય એવી નચાવે કે...

"અલી રૂપલી આઘી ખસ... પેલો ફટાકડો ફૂટવામાં જ છે કાંક દાઝી ગઈ તો ? આંધળી છે ? જો તો કેવી ગુલતાન છે જાનૈયાને જોવામાં તે..! હાવ બાઘી"

રૂપલીના વર રામલાનો સડકને સામે પારથી અવાજ આવ્યો. પાછળથી જાનડીઓમાં ગુસપુસ થઈ," દાઝી તોય હું ફરક પડવાનો ? કોલસાની બેન જ તો છે..." ને દબાયેલું હાસ્ય... આ કાળો રંગ જ એકમાત્ર એને વળગી રહેલો એકમાત્ર દોસ્ત હતો ને... બાકી બધું લગ્ન પછી છૂટી ગયેલું. આનંદ... મસ્તી... હોંશ... એક ઉદાસી ને એવો જ કાળો રંગ...

તરત બાદ વિચારોને એક ઝાટકે મનમાંથી ખંખેરીને, થોડુંક ખસીને રૂપલી પાછી જાનૈયાઓને જોવા લાગી... આવો લ્હાવો પાછો કોણ જાણે મળે કે ના મળે... અહાહા !! રંગ રંગના રેશમી કપડાં !! દાગીનાની ચમક... મેકઅપ... અત્તરની સુવાસ લઈને ફરતો વાયરો... નાચતાં જુવાનિયા... આજે તો રૂપલી મદહોશ થઈ ગઈ જાણે... એના પગ આપોઆપ થિરકતા હતા. હાથની ચપટી વાગતી હતી. કમરનો લચકો એવું સ્પષ્ટ કરતો હતો કે એ મનોમન બરાબર ઝૂમી ઝૂમીને નાચી રહી છે.

'સટ્ટાક...' રૂપલીના મનમાં રામલાના તમાચાની ગુંજ પડઘાઇ... સાથે ખરબચડો, કાંટાળો અવાજ :" ખબરદાર, નાચવાનાં વેન લીધાં છે તો... પગે ડામ દઈશ... ટાંટિયા જ તોડી નાખીશ."

ત્યારે એનાં બાળકો બંટી ને બિંદી ત્રણેક વર્ષનાં હશે... કોઈ ફિલ્મી ગીત પર બંને નાચવાં લાગેલાં તે જોઈ રૂપલી એમને શીખવવાના બહાને થોડું નાચી લેવાની ઇચ્છા રોકી નહોતી શકી

આમ તો તેણે બાથરૂમમાં બહુ એ ઓરતા પૂરા કરેલા. પણ એ દિવસે રૂપલીને નાચતી જોઈ બન્ને જોડિયાં બાળકોય મા ભેગા નાચવાં લાગેલાં... અને એ જોઈ રૂપલીય બમણા જોશથી નાચતી હતી ત્યારે જ સટ્ટાક કરતો તમાચો પડેલો... ને ગાજવીજ પછીના વરસાદ જેવો ગાળો ને ધમકીનો વરસાદ...

એક તો વગડાના વાંસ જેવો ને ઉપરથી કાળો... રામલો રૂપલીને જોવા આવ્યો ત્યારે જ એને ન્હોતો ગમ્યો. પણ થાય શું ? રૂપલી પોતેય તો કાળી જ હતી. નમણી, ઘાટેલ... પણ કાળી...ને રમતિયાળ... મહોલ્લામાં છોકરાઓ ભેગી લખોટી રમે, ઝઘડે ને સીટીઓ ય મારે... સત્તરમું પૂરું થતાં જ રામલો જોવા આવેલો... કોઈ વાતચીત નહીં. કોઈ એ એની મરજીય નહોતી પૂછી... પાછળ બે બહેન હતી. ને કાળીને જે મળ્યું તે... અરે મળ્યું એ જ બહુ છે...

રામલો મિલમજૂર હતો. એય ભૂલી જઈએ પણ રૂપલી હોંશિયાર હતી એય ભૂલવાનું હતું... એ સારું ગાતી, ડાન્સ, ગરબા, વાંચવું, લખવું... બધું પિયર ભૂલી, મૂકીને આવવું અઘરું હતું... હજીય છે... પણ રામલો આનંદનો દુશ્મન... દુનિયાભરની ચિંતા એની દોસ્ત... કાયમ પડી પાથરી જ રહે... ગલગોટા જેવાં છોકરાં હતાં... બન્ને સરસ ભણતાં હતાં ત્યારે રામલાભાઈને ફી ભરવાની ચિંતા... હજુ તો બન્ને પાંચમા ધોરણમાં હતાં... તોય...

"અરે, આમ શું ઢીલું ઢીલું નાચો છો ? છોકરીવાળા નાક કાપી લેવાના... વરરાજાને વિદેશમાંય યાદ આવે એવું નાચવું જોઈએ... ચાલો ચાલો..."

કોઈક બોલ્યું. ને એમાં થોડા સુર ભળ્યા. પણ હવે બધા થાક્યા હતા. અને ફોટા, વીડિઓના શોખ પણ પૂરા થઈ ગયા હતા... એટલે સરવાળે ઉત્સાહ ઓછો જ રહ્યો... એટલે વરરાજાના બાપે એલાન કર્યું..." કોઈને નાચતા જ નથી આવડતું ? અલ્યા કોઈ તો સારું નાચો... ચાલો, જે સરસ નાચે એને અગિયારસો રૂપિયા ઇનામ...'.

વરઘોડામાં હસાહસ થઈ ગઈ... "છેવટે તો માસ્તર જ ને... ઇનામ, ને પહેલો નમ્બર ને એવું બધું એમની વાતમાં આવવાનું જ..."

"મારી રૂપલી ભારે હોંશિયાર... જુઓ પહેલો નંબર લાવી..." માએ બાપુ તરફ રિઝલ્ટ કાર્ડ લંબાવતાં કહેલું... ત્યારે રૂપલી સાતમા ધોરણમાં... એણેય હાથની મુઠ્ઠી લંબાવતાં કહેલું..." જુઓ ઇનામ..."

એના હાથની પચાસની નોટ લઈ લેતાં બાપુ બોલેલા : "રાંધતાં ને ઘર હાચવતાં શીખવો. ભણવાથી કાંઈ મુરતિયો નઈ મળે... આવી મોટી... ભણેશરીની પૂંછડી"

"મા બબડેલી, ભણી જાય ને નોકરી મળી જાય તો બસ... લગન તો થાય નો થાય... ચાલી જાય..."

ત્યારે રૂપલીને કોઈની વાત સમજાઈ નહોતી... એટલું સમજાયું હતું કે હાથમાંની પચાસની નોટ, જે એની મહેનતની કમાણી હતી તે વગર વાંકે છિનવાઈ ગઈ હતી...

અને લગ્ન પછી એ જ કહાની ચાલુ રહેવાની હતી.

આમ તો રૂપલીને ગવર્નમેન્ટ ઓફિસમાં નાનું મોટું કામ મળી શકે એમ હતું. પણ અભણ રામલાનું નાક નીચું ન પડે એટલે એ ઘરમાં જ સીવવાનું કામ કર્યા કરતી... એના રૂપિયા આવે એટલે રામલો કોઈ ને કોઈ ખર્ચ બતાવી ઝઘડે ને રૂપિયા લઈ જ લે. ને છોકરાની ફી ભરવાની આવે ત્યારે ફરી ખિસ્સાં ખાલી... કાલે જ છોકરાંઓ સ્કૂલેથી વાત લાવેલા,'' અંદાવાદ ફરવા લેઇ જવાના, એક જણના પાનસો રૂપિયા.'' ને રામલાએ ખિજવાઈને બેઉને મારવા લીધેલા ને છેલ્લે કહી દીધેલું...'' તમારી મા ને કો કે રૂપિયાનું ઝાડ ખંખેરે... ભટકવામાંય સાલા મા પર જ ગયા.''

રૂપલીએ સડકની પેલે પાર જોયું... રામલો ગીધની જેમ એને જ જોઈ રહેલો... ક્યાંક ભૂલમાં નાચવા લાગી તો હુમલો કરી જ દેવાય એમ... છોકરા ફૂટી ગયેલા ફટાકડાના રંગીન કાગળ ભેગા કરતાં હતાં... ખુશ હતાં... ફૂટેલાં નસીબ કે ફૂટેલા ફટાકડા સાથે એમના આનંદ ને કોઈ લેવા દેવા ન હતી. એમને તો બે દિવસથી મોજ હતી. જાતભાતનું જમણ, રમત ને જલસા... રૂપલીને એનું બચપણ યાદ આવી ગયું.'' આ મોટા થવાની માથાકૂટ બહુ... નાના જ રે'વું સારું... જો અત્યારે એય નાની હોત તો મન મૂકીને નાચી હોત...ને સામે ઊભેલા રામલાને જોઈને એને થયું,'' રામલો ક્યારેય નાનો હશે ખરો ? કદાચ જનમ્યો ત્યારેય કપાળે કરચલી લઈને જ...''

એને હસવું આવી ગયું... મોં પર હાથ દબાવી એ થોડી આગળ નીકળી ગઈ... રામલાની નજર ન પહોંચે એમ વરરાજાની ગાડી પાછળ ઊભી રહી... વરઘોડે મહાલતી સ્ત્રીઓ એને જોઈ ફરી પંચાત કરવા લાગી... નાકનું ટીચકું ચડાવી એને જ જોવા લાગી. રૂપલીએ વરરાજાની ગાડીના કાચમાં જોઈ સાડીનો છેડો ખભે લીધો... ઝાંખા ગુલાબી રંગની સાડીની ટીલડી ઝળકી ઊઠી... અરીઠાના પાણી અને કાળી માટીથી ધોયેલા લાંબા વાળ ફરફરી રહ્યા હતા... લાંબી માછલી જેવી આંખો પાણીદાર હતી... એમાં છબછબિયાં ન થાય... ડૂબી જ જવાય... જો કોઈ એ જુએ તો ને... બધાને એક કાળો રંગ જ દેખાતો હતો... જાણે કે રૂપલીએ કાળા કામ કરી કરી એ મેળવ્યો હોય ઈનામમાં...

ઈનામ સાંભળી હસાહસ થઈ પછી ટોળામાં કોઈક બોલ્યું : ''માસ્તર ઈનામ વધારો. તમારો દીકરો ડૉલરમાં કમાય છે. અગિયારસો તો ડીજેવાળાને અપાય...''

અવાજો સાંભળી વરરાજાએ ગાડીમાંથી ડોકું બહાર કાઢ્યું. અને તરત કહી દીધું...'' અગિયાર હજાર''

''અરે વાહહ... આ દિલદારી કહેવાય રાજજા જે જોરદાર નાચે તેને અગિયાર હજાર... જોજો બોલીને પાળવું પડે હોં...''

''અરે આપીશ... નાચો તમતમારે'' કહી ખિસ્સામાંથી એણે કવર કાઢી રૂપિયા બતાવ્યા... વરઘોડામાં કંઈક વધુ પ્રાણ ફૂંકાયો... રૂપિયા જ આખરે તો પ્રાણવાયુ છે ને... લોકો થોડું સરખું નાચવા લાગ્યા. એટલે કેમેરાવાળા અને ફોનમાં રેકોર્ડ કરવાવાળાય વધુ સતેજ થઈ ગયા... ડીજેવાળાએ દેશી મૂડવાળા તોફાની ગીતો ચાલુ કર્યાં...

પણ ત્યાં અચાનક વરસાદના છાંટા પડ્યા... માવઠું થાય એવું લાગતું તો હતું જ... બધા ઝાડની આડશ શોધવા લાગ્યા... પણ રૂપલીને એક જ શબ્દ સંભળાયેલો જાણે...'' કોઈને જ નાચતા આવડતું નથી ? જોરદાર નાચે તેને અગિયાર હજાર...''

મન મક્કમ કરી એણે સડક પરથી નજર ફેરવી લીધી ને રામલા તરફ પીઠ ફેરવી... સાડીનો છેડો કમરે ખોસ્યો.'' થાય તે કરી લેજે, હવે જો ખંખેરું રૂપિયાનું ઝાડ !!'' એવું એલાન કરતી હોય તેમ એણે ડીજેના અવાજ વચ્ચેય સંભળાય એવી જોરદાર સીટી મારી...ને મંડી નાચવા... અહાહા... વર્ષોની તરસ જાણે ખુદ વરસી પડી... જાણે મનની બધી ભૂખ તરસ, એકસામટી ભાંગવી હોય તેમ રૂપલી સંગીત પીવા લાગી... એના પગ, એની મુદ્રાઓ... જાણે રાધાએ વાંસળી સાંભળી લીધી... કામ કરીને કસાયેલી કમરની લચકને કુંવારી છોકરીઓય આંખો ફાડીફાડી જોઈ રહી... અજાણતાં જ બધા જાનૈયાઓ ટોળું કરી ઊભા રહી ગયા... વચ્ચે વરરાજાની ગાડી અને એની આગળ રૂપલી... અનાયાસ તાળીઓ પડવા લાગી... રૂપલીનો કાળો રંગ એના પરસેવા ભેગો નીતરી ગયો જાણે...ને નૃત્યની છોળો જ દેખાઈ રહી... રૂપલીનેય ક્યાં કઈ દેખાતું કે સંભળાતું હતું !! કોઈ અદૃશ્ય તાર એને વરસો પછી ખુદ એની સાથે જોડી રહ્યો... રૂપલી ને રૂપલી જડી જાણે... ડીજેવાળો ય ખુશ ને કેમેરાની આંખોય ખુશ... સામૈયું કરવા આવેલા કન્યાપક્ષવાળાએ એના પર રૂપિયા ઓવારીને ડીજેવાળાની ગાડી પર નાખ્યા... જાણે ઝાડ પરથી રૂપિયા ખર્યા...

મુહૂર્ત વીતી જવાનો ડર ન હોત તો આ આનંદલીલા અનંત ચાલી હોત... અટકી એટલે બધા હોશમાં આવ્યા જાણે... ગૂસપૂસને બદલે ઉદ્‌ગારો સંભળાવા લાગ્યા... અલી આ હતી ક્યાં અત્યાર લગી ? કેવું જોરદાર નાચે છે... જાણે શંકર ભગવાનનું તાંડવ !!

રૂપલીના મનનું તાંડવ શમી ગયું... છોકરાં નજીક આવે એ પહેલાં તો એણે પાલવથી પરસેવો લૂછતાં ચાલતી પકડી... જાનૈયાઓએ એને રસ્તો આપ્યો. કન્યાપક્ષવાળા શરબતના ગ્લાસની ટ્રે લઈ સામા આવ્યા એમાંથી એક ગ્લાસ ગટગટાવી એ આગળ વધી ગઈ... પાછળથી પડતી બૂમોય ક્યાં સંભળાતી હતી...'' આ તારું ઈનામ તો લેતી જા !!!''

ખાલી હાથેય ઈનામ હાથમાં હોય એવો સંતોષ એના ચહેરા પર હતો. એનો વર એની પાછળ આવે ત્યાં વરરાજા એ એના હાથમાં પકડાવેલા કવરના વજનથી એના પગ જડાઈ ગયા ત્યાં જ... રૂપલી ઘણી આગળ નીકળી ગઈ... દેખાય નહીં એટલી... એના ચહેરા પરની રોનક કહેતી હતી જાણે... એને ઈનામ મળી ગયું...

---

*૪૫, રુખમણી સોસાયટી, ટીઘરા જકાતનાકા,*
*ગણદેવી રોડ, જમાલપોર, નવસારી-૩૯૬૪૪૫૩.*
*મો. ૯૮૭૯૪૬૦૬૧૨*



# સંતોકની ગુલાબ અને મંછા

*- દર્શના ભગલાણી*

**'આ** "સોનુ કે ટીટુ કી સ્વીટી" હોય તો "સંતોકની ગુલાબ અને મંછા" કેમ નહીં ?' ચારુએ મોટીબહેનને પ પૂછ્યું. 'ભઈસાબ, વાત તો તારી સાચી હો' મોટીબહેનના અવાજ માંહેનું હાસ્ય ફોનના બીજા છેડે પડઘાયું. ચારુ આજ બે ત્રણ દિવસથી વાર્તાના શીર્ષકમાં ગૂંચવાઈ ગયેલ તે આજે તો મોટીબહેનને પૂછી જ લીધું. જુલાઈ મહિનાની શરૂઆત છે અને 'વાયુ' વાવાઝોડું હજુ તો હમણાં જ હાઉકલુ કરીને ગયું. છૂટાછવાયા છાંટા પડે ન પડે ત્યાં ઘડીકમાં વળી વાદળાં વિખરાઈ જાય છે. ચોમાસું કેવું રહેશે એના વર્તારા સમાચારોમાં આવતા રહે છે પણ ચોમાસું હજુ જોઈએ એવું જામ્યું નથી અને એમાં મોટીબહેન ઉવાચ : 'ઉંહ, કંઈ જામતું નથી !'

આમ મનમાં નક્કી તો કરી જ રાખેલ કે, આપણે તો આજ શીર્ષક છતાંય વિચારો સતત ગોરંભાયેલા રહેતાં છેવટે આ અવઢવમાં હંમેશની જેમ ચારુને મોટીબહેન યાદ આવી." સોનુ કે ટીટુ કી..." તાજેતરમાં જ રિલીઝ થયેલ પિક્ચરનું ટાઈટલ હાથવગું જ હતું ચારુ પાસે ! હજુ તો કંઈ જામે એ પહેલાં ફરી સામેથી સવાલ સળવળ્યો, 'મંછા તો સમજ્યા જાણે પણ આ ગુલાબ વળી કોણ ???'

'હાય હાય, મોટીબહેને ગુલાબને ભુલાવી દીધી!' ચારુને ભારે રીસ ચડી.

'ઉંહ, વાત સંતોકની હોય અને ગુલાબ વગર તો ક્યાંથી અને કેમનું ચાલે ? સંતોક, ગુલાબને ઘડીકેય રેઢી ન મૂકે !!! જો કે સંતોકની વાત ક્યાંથી માંડવી ને ક્યાં પૂરી કરવી એનીય ભારી મૂંઝવણ તો છે જ !!!' ચારુની અકળામણનો પાર નહોતો. ચાલો ત્યારે ચારુની સાથે જ ટાણું ટંક સંતોક અને એની વહાલી ગુલાબ તથા મંછા ને હરુભરું મળી આવીએ.

★★★

'આ મંછાડીએ, રા'એ આજ સવારથી ઉપાડો લીધો છે, મારી હવે ઉંમર થઇ, કંઈ ભાન છે આને કે નહીં ! ટાંટિયામાં જોર છે તે મલક ફરવા નીકળે તો ભલે નીકળે પણ ટાણે ઘરભેગું તો થવાય ને !' સંતોકમાએ ફળફળતો નિસાસો નાખ્યો. 'મારાથી હવે થાય ન થાય ક્યાં મારા પનારે પડી ?' ભભડતાં ભભડતાં સંતોકમા ઘર આખામાં ફરી વળ્યાં પણ ગુલાબ ક્યાંય હાથમાં ન આવી. ગુલાબ જરાક આડીઅવળી હોય ત્યાં તો અકળાઈ ઊઠતાં સંતોકમા ! આજ તો સવારથી અસુખ જેવું હતું એમાં આ મૂઈ ગુલાબનાં ઠેકાણાં નથી અને મંછાય સાવ કહ્યામાં જ નહીં !!!

ઓસરીની કોરે, અડધી ઊભેલ દીવાલના ટેકે રાખેલ ચૂલા પાસે, ઉભડક બેસી, સંતોકમાએ છાણાનું બટકું લઈ ઉપર બે ટીપાં ઘાસલેટ છાંટી દીવાસળી મૂકી. છાણાનો કટકો પેટાવીને ચૂલામાં મૂક્યો ને બે ત્રણ છાણાં ભાંગી આજુબાજુ ગોઠવી બળતણ સંકોર્યું. ચૂલા કને મોઢું લઈ જઈ સંતોકમાએ જોર જોરથી ફૂંક મારી એવો જ ધુમાડો નીકળવા લાગ્યો. રોજની માફક આંખ, નાક, ગળામાં ધુમાડો ભરાઈ જતાં બળતરા ઊપડી ગઈ. બંને આંખમાં મોતિયા પાકી ગયેલ તે સવી, સવિતા, સંતોકમાની દીકરી, હજુ હમણાં તો વીરનગર લઈ જઈ મોતિયા ઉતરાવી આવેલા. મહિનો માસ આંખનું ધ્યાન રાખવાનું દાક્તરે કહ્યું હોવા છતાં સંતોકમા ગણકારે તો ને !!! ધુમાડાને લીધે આંખ-નાકમાંથી પાણીની ધાર થઇ એ સાથે જ જોરથી ઉધરસ ઉપડી અને આવું થાય ત્યારે એકવડિયું શરીર જરાય ખમી ન શકે અને હંમેશની જેમ આજે પણ ચણિયો સહેજ ભીનો થઈ ગયો !!!

સંતોકમાને પહેરવેશમાં ખલતા જેવું કાળું પોલકું, ઝાલર વગરનો ધોળો દૂધ જેવો ચણિયો અને બ્લૂ કલરનો સાડલો. મોટાનો મોટો દીકરો, એકવીસ વરસનો જુવાનજોધ અકસ્માતમાં પાછો થયો તે સંતોકમા ને ખૂણો મુકાવવા માવતારમાંથી કોઈ તેડી ન ગયું તે ત્યારનો બ્લૂ સાડલો ને કાળું પોલકું પહેર્યું તે પહેર્યું હવે તો કાયમનો એ જ પહેરવેશ. ખોટકાના કામે ગયાં હોય કે હટાણું કરવા. પણ બાર ગાઉ છેટેથીય સંતોકમા અછતાં ન રહે !!!

ઘર પાસે જ રામમંદિરનો ચોરો અને ચોરાની ડાબી બાજુએ, જેઠાભાઈ વાણિયાની, કરિયાણાની દુકાન ને જમણા હાથે સતીમાનું થાનક. તે સંતોકમા જ્યારે પણ ત્યાંથી નીકળે એટલે સતીમાની દેરીએ બેઠેલ શૂરાપૂરા બાપાની લાજ કાઢે. ગામમાં સમ ખાવાને એક કુટુંબી જેઠ, પરષોતમબાપા, એ પણ ઘર પાસેથી નીકળે એટલે ખોંખારો ખાય ને સંતોકમા સડપ કરતાંક ને સાડલો માથે ખેંચે. પાંસઠ વરસેય સંતોકમા ને આમ લાજ કાઢતાં જોઈ મોટીબેન સહિતનાંને બાળ સહજ નવાઈ ને રમુજ થાય અને ક્યારેક બાનો સાડલો માથેથી ઉતારી લેવાની મસ્તી કે ખિખિયાટાં કરે અને સામે સંતોકમાય મધમીઠું રૂપાળું હસી પડતાં ઘુરકિયું કરે, 'પીટયાવ, છોકરાંવ તમને શું ખબર પડે !' એમ કહી ફરી સાડલાનો છેડો ઓરો ખેંચે !

સંતોક, ભર્યા ભાદર્યા પરિવારના ઘાઘરિયા ઘેરામાં મોટી થયેલ. મા-બાપ, બે ભાઈ-ભાભીઓ અને પાંચ બહેનોમાં, હેમંતબાપાનું છેલ્લેથી બીજું સંતાન એટલે દીકરાની તોલની દીકરી તે આ સંતોક. ભાઈઓની હારોહાર ખેતીવાડીનું કામ કરે, ત્રીજો દીકરો જ જોઈ લ્યો જાણે !!!

ચૂલા પર આંધણ ચડાવી થાળીમાં અડધી વાટકી થૂલી કાઢી વળી અડધી વાટકી થૂલી ઉમેરતાં સંતોકમા એ મનમાં જ વિચારી લીધું કે લાવ ને થૂલી થોડી વધુ ઓરી દઉ, મંછાનેય થૂલી તો છાશ હારે ભારી ભાવે છે... થોડું તેલનું મોણ દઈ તપેલામાં પાણી ઉકળવા લાગતાં, ઉકળીને માપે રહ્યું કે સંતોકમા એ થૂલું ઓરી દીધું. આજુબાજુ ખાંખાંખોળા કર્યા પણ વેયણું હાથમાં ન આવતાં બાજુમાં પડેલ જેયણી ઉપાડી, ઊંધી કરીને થૂલીને બરાબર હલાવી નાંખી. માથે છીબું ઢાંક્યું, 'ઘડીક આમ ઢાંકી રાખું તો ચડી જાય ને બરોબર !' એમ બબડી સંતોકમા વળી પાછા ઓસરીની કોરે, થાંભલાને અઢેલીને બેઠા. બાજુમાં પડેલ કળશામાંથી હાથવાટકી કરી પાણી લઇ કોગળા કરી સાડલાના છેડાથી મોઢું લૂછ્યું. વળી ગુલાબ યાદ આવી ગઈ પણ મન કાઠું કર્યું.

સંતોકમાના બત્રીસેય દાંત અડીખમ, ભીનેવાન, લાંબુ પહોળું નીકળતું નાક અને હવે તો ઉંમર થઇ એટલે કરચલિયાળી ચામડી, કેડેથી થોડું શરીર વળી ગયેલ, શરીર તો કહેવાનું, બાકી મુઠ્ઠીભર હાડકાં એમાં થાઈરોઈડનું દરદ ઘર કરી ગયેલ તે ગળામાં ગાંઠ ઉપસી આવેલ અને આંખના ડોળા પણ થોડા બહાર આવી ગયેલ છતાં સંતોકમા હસે તો પરાણે વ્હાલાં લાગે એવાં !

'આ મંછાને જરાય ભાન છે કે ડોશી ઘેર એકલી છે તો એણે ટાણા સમું ઘરભેગું થઇ જવાય', સંતોકમાના અવાજમાં ઉચાટ હતો. મંછાથી તો ઘર-ફળિયું હતુંય હર્યું ભર્યું અને આંગણુંય કેવું શોભી ઊઠતું ! મૂઈ છેય કેવી રૂપાળી ને નમણી. સંતોકમા એટલે જ દર પંદર દહાડે, મહિને મંછાની નજર ઉતારી લેતા. અહીં ગામડે તો હું, તું ને રતનિયો એમ સંતોક, મંછા ને ગુલાબ... એકમેકના સથવારે દહાડા ટૂંકા થતા !! મંછાને ય સંતોકમા ઉપર હેત એવું જ અને સમજુય ભારી એટલે ક્યારેક તોફાને ચડે પણ સંતોકમાનો અવાજ ફરે કે સમજી જાય એવી ચબરાક !!!

સંતોક ઢીંગલા ઢીંગલી રમવાની ઉંમરે, અગિયાર વરસે



તો પરણીને સાસરે આવેલા. શામજી, તુળસીબાપાનો એક નો એક દીકરો, ચાર સાંતીની જમીનનો ગામ ધણી પણ હિન્દુસ્તાન પાકિસ્તાનના ભાગલા પછી ખેડે એની જમીન એ કાયદા હેઠળ તમામ જમીન ભાગિયાઓને જતી રહેલ. સીમનાં ખેતરું હારે ગામના વાડાય ખેડુને જતા રહેવા પામેલા. ગામના ચોરા પાસેનું વીઘા એકના ફળિયાવાળું આ રહેણાક અને કોર્ટ કાર્યવાહીને અંતે ખાધાજોગ બાર એકર જમીન વળી રહી ગઈ એટલી ગયઢાની પુનાઈ તે ઘર ઉઘાડું રહી ગયું.

શામજીને ખેડ મોટી હતી એટલે બીજો કંઈ કામ ધંધો કરેલો નહીં, ઉપરથી મોટાનાં છોરુંની ટેવ એવી કે ગામને પાદર કોઈ સાધુ બાવા કે ભૂખ્યાજનને દેખે કે તાણ કરી ઘરે, બપોરા કે વાળુપાણી માટે લઇ જાય. તાવડી તેર વાના માંગે એ સંતોક ઘણુંય સમજે, વળી ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને પાડોશી ને આટો એમ આ પારકી પરોણાગત !!!

સંતોક છાને ખૂણે ભગત જેવા ધણીને વારેય ખરી પણ 'ચીભડાંની ચોરટી...'થી શરૂ થઇ અડધી રાત્રે આઝાદી જાણે !!!... ઢસડીને ફળિયામાં... આખી રાત એમ જ પડી રહે, સંતોક... અને છેવટે ધાર્યું ધણીનું થાય... સંતોકના શરીરનું એકેય હાડકું ભાંગ્યા વગર નહીં રહ્યું હોય... હજુય સંતોકમાને શિયાળામાં શરીર કળે ને વાત નીકળે તો આજની વહુવારુઓના ચહેરા ઉપર આવું તે શેં ખમાયનો ભાવ ઉપસી આવે પણ સંતોકમાના ચહેરા ઉપર તો ધણી ઉપરનું હેત ને સંતોષ જ નીતરતાં હોય સદા !!!

શામજી જો કે નાની ઉંમરે જ મોટા ગામતરે હાલી નીકળેલો તે છત્રીસમે વરસે તો સંતોકને રંડાપો આવ્યો. ગામડાની ખેડ મૂકી છોકરાવને લઇ સંતોક તાલુકે રહેવા આવી ગઈ. આડોશ-પાડોશના લોહાણા મહાજને સમજાવી કે બહેન ઘર બહાર નીકળી નાનું મોટું કામ કર તો કાલ છોકરાં મોટાં થઇ રહેશે !!! આમ એક વખતની ગામ ધણિયાણી સંતોક, કાલા કપાસ વીણવાથી લઇ બાર ગાઉ છેટેથી પાણી સારવા કે મીલોમાં દાણા વીણવાનું કામ પણ રાત દી'જોયા વગર ખોળો વાળી મંડી કરવા !!! એમ કરતાં દાયણનું કામ શીખી લીધું તે સરકારી નોકરી મળી ગઈ. પિસ્તાળીસ રૂપિયાના પહેલા પગારવાળી નોકરીમાં શરૂઆતમાં તો મૂંઝવણ થયેલ કે કેમ પૂરું થશે પણ વળી હામ ભણી નોકરીમાં હાજર થઇ ગયેલ તે લાગલગાટ વીસ વરસ ઉપરની નોકરી પૂરી કરેલ. ચારેય છોકરાંવને વરાવી પૈણાવી દીધાં ! અધૂરામાં પૂરું નોકરીમાં ઊગીને ઊભા થતા પોતાના હાથનાં છોકરાંવ જેવડા ડૉક્ટર અને સ્ટાફનર્સ ને જોઇને પોતે શિક્ષણ-નોકરીનું મહત્ત્વ એટલું સમજી ગયેલ કે નાના હકાને માસ્તરનું ભણાવી લીધું અને હકાની વહુ પરણીને આવ્યાં પછી એનું દસમા ધોરણનું પરિણામ આવ્યું ત્યારે સંતોકે જ હકાને પાસે બેસાડી વહુને પીટીસી કરાવી લેવા કહેલ અને આજે હકો ને એની ઘરવાળી બંને

સરકારી નોકરિયું કરે તે સંતોકમાના પ્રતાપ... એક ખાલી સવીને સાસરે ધણીમાં રામ નહીં તે બે દીકરિયું હારે સાસરેથી માવતરે આવ-જા કરે અને એમ કરતાં સવીનેય દાયણ તરીકે નોકરીએ લગાડી દીધેલ તે એનેય રોટલાં જોગ થઇ ગયેલ. હકાને નોકરી વતનની નજીક તે ગામડે આવતાં જતાં ખેડનું ધ્યાન રાખે. બે પાંદડે થયા પછી હકાએ અહીં ચોરા પાસે ઉપર નીચે એક-એક ઓરડાવાળું પાકું મકાન ચણાવેલ પણ ઉપલા મળે પ્લાસ્ટર રહી ગયેલ તે હજુ એમ જ બાકી રહી ગયું હતું.

સંતોકમાના ખંતીલા, અબોલ અને શાંત સ્વભાવને કારણે નોકરીમાંય ડૉક્ટર, સ્ટાફ, દરદી અને દરદીના સગાવહાલાંમાં પણ ''સંતોકમા'' તરીકે ઊપડ્યા ન ઊપડતાં ! પૂરી નોકરી દરમિયાન માંડ ત્રણેક બદલી થઇ હશે અને એ વખતેય દીકરા દીકરિયુંનાં છોકરાં વારાફરતે વરસ વળોટ ભણવા આવતાં રહેતાં. એમાંય સવીની મોટી, મોટીબેન તો સંતોકમા પાસે જ મોટી થઇ !!! નોકરી પૂરી થઇ ત્યારે છોકરાંવે ભેગા રહેવા કહેલું પણ મારે તો જ્યાં પરણીને મોડિયો ને ચુંદડી ઊતાર્યાં એ ગામ ને એ ખોરડાનાં નેવાં ભલાં એમ કહી સમજાવી દીધેલ.

પિયરમાં ઘરઆંગણે જ મોટાભાઇએ વાંચતાં લખતાં શીખવેલ બાકીનું થોડું ઘણું નોકરીમાં શીખેલ તે અહીં ગામડે થોડું ધરમ ધ્યાનનું ઘરમેળે વાંચે અને આજુબાજુની વહુ દીકરિયુંને ય સંભળાવે. બાકી નજીકનું કુટુંબ તો હતું નહીં અને ચાર પાંચ પેઢીએ છેટાં કુટુંબ ખરાં પણ એ બધાં ખાલી કહેવાનાં ! સમયની સાથે તેણે બધો મોહ છોડી દીધો હતો બસ એક આ મંછામાં તેનો જીવ એવો તો ચોંટ્યો હતો કે વાત ન પૂછો !

'આને ખબર નહીં પડતી હોય કે ઓલી ડોહી હવે ભૂખી થઇ હશે...', સંતોકમાથી મણ એકનો નિસાસો મુકાઈ ગયો. સાવ સાદો અને સાચો ખોરાક એટલે સંતોકમાને શરીરે તો નરવાઈ પણ હમણાં છેલ્લે ચાર દીનો ખાટલો પોતે ક્યાં ઢાળ્યો કે જાણે જમ ભાળી ગયા હોઈ એમ સંતોકમાને મંછાની ઉપાધિ ઘેરી વળેલ. પોતે તો મરતી હોય તો ભલે ને લાકડાં ભેગી થાતી પણ આ મંછાનું શું ?' હમણાં હમણાંથી સંતોકમા રાત દી મંછાના વિચારે ચડી જતાં... 'એલા જેન્તીયા, મને આ મંછાનું શું કરવું એ ખબર નથી પડતી ?' સંતોકમાએ એક દી ટેવ મુજબ દાંતે બજર ઘસતાં ઘસતાં જેન્તીને પૂછતાં તો પૂછી લીધું પણ મનમાં થયું ખરું કે ખોટા ઠેકાણે વાત નાખી...

જેન્તી સંતોકમાનો ચાર પેઢીએ છેટો દિયર, રોજ ઘર પાંહેથી નીકળે અને સંતીભાભીને હસતો જાય. દેર-ભોજાઈનો નાતો ગજબનો ! જેન્તી ફક્કડ ગિરધારી, લગન થયાને છ મહિનામાં જ ઘરવાળીએ જેન્તીને છોડીને જેન્તીથી નાનાભાઈનું ઘર માંડી લીધેલ. ઘરવાળીની વાત કાઢી કોઈ ફજેતો કરે એ પહેલાં જેન્તી હંમેશાં સામેથી જ કહી દયે કે ઘી ઢોળાણું તો ય ખીચડીમાં ને બાપ... એ પછી જેન્તીએ પાછું, ઘર કરવાનો વિચાર માંડી જ વાળ્યો તે મોટેરાઓ એ ઘણું સમજાવ્યો પણ કંઈ વળ્યું નહીં. જો કે મોતી વાઘરણનું ઘર એનું કાયમી ઠેકાણું... પણ આ સિવાય બીજી કોઈ એબ નહીં. નિરુપદ્રવી જીવ અને હવે તો જેન્તીનેય સાંઈઠ થયાં... ઘર પાસેથી નીકળે એટલે ઘડી બે ઘડી સંતોકમા પાસે આવી બેસે ખરો !!! દેર ભોજાઇ થોડીક મજાક મશ્કરીની સાથે સાથે નાત જાતની અલક મલકની, સુખ-દુ:ખની બે વાતો પણ કરી લ્યે.

'મંછાનું શું છે વળી?' જેન્તીને વાતનો કંઈ તાળો ન મળ્યો.

'અરે હું તો ખર્યું પાન કહેવાવ, કાલ દડી જાવ...'

'અરે ભાભી, તું તો સાક્ષાત જમ જેવી છો, યમરાજાય તને જોઈ પોબારા ગણે, તું ક્યાં એમ ઉકલી જાવાની ???' જેન્તીએ ટોળમાં હસી લીધું. જેન્તીની વાતેય સાચી હતી. નોકરીમાંથી પરવારી સંતોકમાએ ગામડે આવી ખેડ સંભાળી તે આ ઉંમરેય કેડે દાતરડું ખોસી અડધી રાત્રે વાડીએ જઈ ચડે !!! વાડીવજીફા, ખાતર-પોતર, મૂલી-મજૂરની દેખરેખ સંતોકમા જ રાખે !!! શામજીબાપા લગી એક દીકરાનો વસ્તાર જ હાલ્યો આવે એટલે ટાંચા માણાહની સામે ઘેરો એક દીકરાવાળા, કાકા કુટુંબના હારે કાયમી શેઢા-પાળાની તકરાર ચાલુ જ હોઈ તે પોલીસ ફરિયાદ કે કોર્ટ કચેરીની કંઈ નવાઈ નહીં. ભણતર ઓછું પણ ગણતર ઝાઝું એટલે સંતોકમા ગમે એવા ચમરબંધીનેય જવાબ આપી દયે. મનને અબળખાય ખરી કે મારાં છોકરાંવ ભણી ગણી મોટા સાયબ કે વકીલ થાય.

'એલા જેન્તીયા, રોયાં હાંવ કર, હું કંઈ અમરપટો લખાવીને નથી આવી' સંતોકમાએ જેન્તીને છાસિયું કર્યું.

'વાત તો તારી સાચી ભાભી...', જેન્તીએ પણ વાત વાળી લઈ, હકારમાં સૂર પૂરાવ્યો અને ઉમેર્યું,' થઇ રહેશે એ તો ઉપરવાળો કોઈને ભૂખ્યો નથી સુવડાવતો, દાંત દીધા એ ચાવણું દઈ જ રહેવાનો... તું ખાલી ખોટી ચિંતા કરે છે ભાભી !!!



હા, આમ તો સંતોકમાએ બધી પળોજણ મૂકી જ દીધેલા ને ! આ તો વળી આ એક જીવ એના આશરે તે... અડધી રાત્રે ઊઠી ને પોતે મંછાને માથે હાથ ફેરવી લેતાં. પોતાનો જીવ સાવ થોડો અને અભાગિયો એમાંય હમણાંથી તો પોતાનું મન એટલું ઉચક થઈ ગયેલ તે આજે તો મોંસૂઝણું થતાંવેંત ઊઠીને કોગળા કરી, દાંતે બજર ઘસતાં ઘસતાં જ મંછાનો બરાબરનો ઉધડો લેતાં કેવું કેવું બોલી નાંખેલ,' 'મૂઈ મરતીય નથી, મારો જીવ લઈને રહેશે...' સવારની વાત યાદ આવતાં મનોમન ભોંઠપ અનુભવતાં અકળામણમાં ઓસરીની કોરેથી ઊભા થઈ, ભરબપોરે બહાર ફળિયામાં ખાટલો ઢાળીને સંતોકમા ખાટલે બેઠાં. ફળિયામાંથી સીધો રસ્તો ગામના પાદર સુધી વયો જાતો. સંતોકમાએ હાથનું નેજવું કરી દૂર લગી નજર દોડાવી છેવટે નિરાશામાં એમજ નજર પાછી વળી ગઈ.

'હું જ કરમ ભમરાળી, એક જીવનેય સરખી રીતે સાચવી નથી શકતી !', સંતોકમાએ કંટાળીને આદતવશ ખાટલાની ઈસ પર હાથ ફેરવ્યો, બજરની ડાબલી હાથ ન લાગી.

'એલા કરશન, આગળ મંછા ક્યાંય દેખાય તો મોકલને દીકરા...', જેવો ગામનો વાણોતર કરશન દેખાણો કે સંતોકમાએ સાદ દીધો.

'કોણ મંછાને, સંતોકમા ? દેખાય તો મોકલું હો !' કરશન હોંકારો ભણતોક ને આગળ નીકળી ગયો. સૂરજદાદા સાવ માથા ઉપર આવી ગયેલા. બાર ઉપર થયું હશે. રોજ તો આ ટાઈમે બંને થોડું થોડું ખાઈ ને આડા પડખે થાય પણ આજ સવારથી દી જ કોની પા ઊગ્યો તે... સંતોક્માનો ઉકળાટ વધતો જતો હતો અને હવે તો ભૂખેય મરી ગઈ. થૂલી તો પોતાને અને મંછાનેય કેવી ભાવે પણ આજે....

ગામ સાવ રોડ કાંઠાનું એટલે જેટલી લોકલ, એક્સપ્રેસ બસ નીકળે તે ગામને પાદર ઊભી રહે. તાલુકે ભણીને છોકરાં બપોર થાય ત્યાં આવી જાય ને ઘર પાસેથી જ રસ્તો તે દેકારા પડકારા કરતાં નીકળે. દરરોજ તો સંતોકમાને મંછા બંને ફળિયાના ઝાંપે ઘડીક ઊભે તે છોકરાંવ સાથે હાં, હોંકારો કરે.

આજેય બસ પાદરમાં આવી ગયેલી લાગી. છોકરાં બધાં ગામમાં આવી રહ્યાં હતાં... પણ આજ તો સંતોકમા ખાટલે જ બેઠાં રહ્યાં. જાણે ઊભા થવાની હામ ન હોય એમ જીવ ચૂંથાતો હતો !!! છોકરાંવ તો બધાં એની રીતે કલબલાટ કરતાં, એકબીજાને ટાપકટપલી કરતાં નીકળતાં હતાં. રોજ ભરબપોરે ચોરા પાસે છગનો રેંકડી લઈને ઊભી જાય તે વડલાનાં લીલાછમ પાંદડાં ધોઈને કપડામાં વીંટીને રાખે. પાંદડામાં બરફના છોલનો ઢગલો ઉતારી બે-ત્રણ જાતના કલર છાંટી ગોલો બનાવે અને એ પાંદડાને હાથમાં લઈ ગોલો ખાતાં ખાતાં છોકરાંવ સંતોકમાનાં ઝાંપે ટોળું વળી ઊભે અને સંતોકમા ને મંછા હારે વાતે વળગે પણ આજ તો ઝાંપો અધખુલ્લો ઢળીને પડ્યો હતો અને સંતોકમા ને મંછા હજુ કળાતાં નહોતાં...

'સંતોકમા આ આ આ..., આ તમારી મંછા જુઓને છેક પાદરમાં વડલાના ઓટલે બેઠી હતી રાજરાણી, જાણે ગામતરે જવું હોઈ એમ !!!', કરશન વાણોતરે ઝાંપે આવતાંક ને સાદ દીધો અને સંતોકમા સડપ ઊભા થઈ દોડ્યા ત્યાં જ ગુલાબ, બજરની ડાબલી પગને ઠેબે આવી.

સંતોકમાએ જોયું ન જોયું કર્યુ અને ત્યાં તો ભાંભરતી મંછાએ ચારપગે ઠેકડો માર્યો.

ક્યાં મરી ગઈ હતી મારી મા ???' સંતોકમા એ ઝાંપા પાસે જ પોતાને વળગી ગયેલ મંછા પાસે બેસી પડતાં મંછાને બથ ભરી લીધી... આંખમાંથી પાણી છલકાયાં... મંછા પણ સંતોકમાને ખભે, હાથે મોઢું ઘસતી વધુ ને વધુ સંતોકમાની સોડમાં ભરાતી હતી.

'લે હાંવ કર બાપલિયા મને પાડી નાખવી છે કે શું ?' ક્યાંય સુધી સંતોકમાએ મૂંગા મૂંગા આ અબોલ જીવને મોં-માથે હાથ ફેરવે રાખ્યો. આ જોતાં જોતાં છોકરાંવ બધા ગોલા ખાતાં ઝાંપે વળગ્યાં હતાં.

'છોકરાંવ ઝાંપાને તો મૂકો, માંડ માંડ ટકી રહ્યો છે તે સાવ તોડી નાંખવો છે કે શું ? સંતોકમાએ પડકારો કર્યો. 'લે મંછા, હાલ ત્યારે થોડું થોડું કટક બટક કરી લઈએ', છોકરાંવને ટપારી સંતોકમાએ મંછાને ટહુકો કર્યો અને ત્યાં તો મંછાએ ગમાણ ભણી દોટ મૂકી... અને છોકરાંવ પણ પોતપોતાનાં ઘર ભણી વળ્યાં. કલબલાટ દૂર થતો જતો હતો, ઉપર આભમાં તડકોય ઢળવાની તૈયારીમાં હતો !!!

થૂલીને છાશમાં ડોઈ, મંછાને પાઈ પોતેય બે કોળિયા ખાઈ સંતોકમાએ ઢાંકોઢૂંબો કર્યો. આજે સવારથી મંછાબાઈની મોકાણમાં છાણ-વાસીદું કરવાનાં રહી ગયેલા તે સંતોકમાએ ઢાળિયું-ગમાણને કોરા કર્યા. મંછાનૅય ગમાણ એમ તો ચોખી ચણાક જોઈએ, નહીં તો બાઈ એમ કંઈ ગમાણે બંધાય થોડાં !!! ખીલે બે પૂળા લીલી નીરણ નાંખી સંતોકમાએ ફળિયામાંથી ખાટલો ઊંચકીને ગમાણ ભણી મોં રહે એમ ઓસરીમાં ઢાળી ખાટલે બેસી નિરાંતવા જીવે ગુલાબ હાથમાં લઈ ચપટી ભરી દાંતે ઘસી. વાતાવરણ ગુલાબછાપ બજરની સુંગધથી મઘમઘી ઊઠ્યું. મંછાનું ઓગાળવાનું ચાલુ હતું એ સાથે ટગર ટગર ઘડીક ગુલાબ બજરના ડાબલા સામે તો ઘડીકમાં સંતોકમા તરફ વહાલથી જોઈ રહી હતી !!!!

*મુ. માળીયા હાટીના, "શ્રી",*
*જયેશભાઈ એમ. મહેતા,*
*રણછોડનગર, જિ. જુનાગઢ*

# ડોલીની જીવનકથાનો પ્રારંભ

*- પિનાકિન દવે*

**એ**નું નામ તો રિદ્ધિ હતું પરંતુ દેખાવમાં અને વર્તનમાં રમકડા જેવી હતી તેથી બધા એને ડૉલી કહેતા. એ વાત વાતમાં હસી પડે, બધા દાંત દેખાય તેમ મોટેથી હસે. ઉજળો વાન, અણિયાળું નાક, ધારદાર કાળી આંખો, માથે વાંકડિયા કેશ, બહુ ઊંચી નહીં, બહુ નીચી નહીં. કોઈની પણ નજરમાં વસી જાય તેવી ડૉલીએ રમતાં રમતાં શાળાનું ભણતર પૂરું કર્યું ને એમ જ રમતાં રમતાં યૌવનમાં પહોંચી ગઈ.

કોલેજમાં તો એટલી બધી આંખો એની આસપાસ મંડાયેલી રહેતી કે ડૉલીને ખુદને અચરજ થતું એ હસતાં હસતાં સહુમાં ભળી જતી. બહેનપણીઓ એને છોકરાઓ વિશે ચેતવતી પણ ડૉલીને તો કશાની જાણે પરવા જ નહોતી.

પરંતુ એકવાર એકાન્ત જોઈ ઈશાને એનો હાથ પકડી લીધો, ત્યારે એ પહેલાં તો હેબતાઈ ગઈ પણ પછી એનું હાસ્ય લોપાઈ ગયું. એનો સદા પ્રસન્નતાભર્યો ચહેરો લાલઘુમ થઈ ગયો. એણે બળપૂર્વક ઈશાનના હાથમાંથી પોતાનો હાથ છોડાવી દીધો ને તેના ગાલ પર તમાચો લગાવી ત્યાંથી સડસડાટ ચાલી ગઈ.

આમ છતાં ઈશાને એનો પીછો ન છોડ્યો. એ ડૉલીને કાગળો લખતો ને એની બહેનપણીઓ મારફત મોકલાવતો. ડૉલી વાંચ્યા વિના જ કાગળ ફાડી નાખતી ને દૂર ઊભા ઊભા આ જોતો, ઈશાન મોઢું ફેરવી લેતો પણ નિરાશ ન થતો. છેલ્લા કાગળ પર એણે મોટા અક્ષરે લખ્યું, કૃપા કરી આ કાગળ ન ફાડી નાખશો, એક વાર વાંચી પછી તમને ઠીક લાગે તેમ કરજો.

કાગળ મેળવી ડૉલીએ ફાડી નાખવા માટે ઊંચા કરેલા હાથને રોક્યા ને કાગળ પોતાની પર્સમાં મૂકી એ ચાલી ગઈ. પર્સમાંનો કાગળ તેને ગુદગુદી કરતો રહ્યો. ઘેર પહોંચી એણે પહેલું કામ કાગળ વાંચવાનું કર્યું. એવું શું છે કે ઈશાન આટલાં અપમાન વેઠવા છતાં મન પાછું વાળી લેતો નથી ? શું આને જ પ્રેમ કહેતા હશે ? ડૉલીને સવાલ થતા હતા.

કવર ખોલી કાગળ બહાર કાઢતાં તો એના હાથ ધ્રૂજી ઊઠ્યા. ઘણા છોકરાઓ સાથે એણે મુક્ત મને વાતો કરી હતી પણ કોઈના હૃદયની વાત સાંભળવાનું બન્યું નહોતું. ઈશાન જાણે દીવાલો પડઘા પાડે તેમ મોટેથી કહી રહ્યો હતો - રિદ્ધિ, હું તને પ્રેમ કરું છું, હૃદયના ઊંડાણથી પ્રેમ કરું છું. આનું કારણ હું ઘણા વિચારને અંતે પણ નક્કી કરી શકતો નથી. ભગવાનની જેમ તારું નામ સતત રટતો રહું છું. કદાચ આગલા જન્મની આપણી ઓળખાણ હશે ! મેં જેટલી જોઈ છે તેટલી છોકરીઓમાં તું સૌથી નિરાળી છે તેથી હશે ? તું બોલે છે, તું હસે છે ત્યારે તારી આંખોમાં કોઈક એવા ભાવ ઉપસી આવે છે કે, હું તો શું કોઈપણ તારા પરથી દૃષ્ટિ પાછી ફેરવી ના શકે. તે દિવસે મેં તારો હાથ ચૂમી લીધો અને તેં મને લપડાક લગાવી દીધી તે સારું જ કર્યું. એ મારી ભૂલ હતી. પણ હું શું કરું ? મને બીજી કોઈ રીતે મારો પ્રેમ બતાવતાં આવડ્યું જ નહીં. મને તું માફ નહીં કરી શકે ? તું કહે તે સજા ભોગવવા હું તૈયાર છું.

ડૉલીએ કાગળ પાછો કવરમાં મૂકી દીધો ને બીજે દિવસે બધી બહેનપણીઓની સામે કાગળ મૂકતાં બોલી : ઈશાનને સજા કરવી છે પણ શું સજા કરવી તે સમજાતું નથી. તમે બધાં નક્કી કરો.

બધાંએ જુદાં જુદાં સૂચનો કર્યાં, તેમાંથી એક સ્વીકારાયું. ઈશાન ડૉલીના પગે હાથ લગાડી માફી માગે.

ઈશાને સહુની હાજરીમાં તેમ કર્યું ને પછી ડૉલીનો કાયમી સાથીદાર બની ગયો. ડૉલી તેની સાથે શહેરની હોટલોમાં, સિનેમાગૃહોમાં, બગીચાઓમાં બેસી પ્રેમના કોલ-કરાર કરતી. ડૉલીને ઈશાનની વાણી ગમતી. ઈશાનના કાગળ એણે કબાટમાં સાચવી મૂક્યા હતા. એ પણ ઈશાનને પત્રો લખતી. તે બંને સાથે ફનફેરમાં ગયાં હતાં ત્યાં તેમણે એક તસવીર પડાવેલી. ઈશાન રજાઓમાં જ્યારે બહાર ગામ જતો ત્યારે ડૉલી આ તસવીર જોઈ મન મનાવતી.

કોલેજના છેલ્લા વર્ષમાં તેમના જીવનમાં અચાનક તોફાન આવી પડ્યું. ઈશાનના પિતા સરકારી અફસર હતા, તેમની બદલી થઈ અને તેમનું કુટુંબ બીજા પ્રદેશમાં ચાલ્યું ગયું. ઈશાન એક નામ રહી ગયું ડૉલીના જીવનમાં. તેનાં સ્મરણો ધીરેધીરે ઝાંખા પડતાં ગયાં. ન ફરી ઈશાન આવ્યો, ન ઈશાનનો કોઈ સંદેશ.

ડૉલીનું ભણતર પૂરું થતાં એના લગ્નની તૈયારીઓ થવા લાગી. છોકરાઓ જોતાં જોતાં કુટુંબના બધાંએ એક છોકરાને પસંદ કર્યો. તેનાં ખૂબ વખાણ કરી તેમણે ડૉલીની સંમતિ પણ મેળવી લીધી. લગ્ન પૂર્વે તે છોકરા સાથે વાત કરતાં ડૉલીએ ઈશાન સાથેના સંબંધ વિશે કહેવા ઘણી ઇચ્છા કરી પણ કાંઈ કહી ન શકી : લગ્ન પછી પણ ન કહી શકી.

જેની સાથે ડૉલીનાં લગ્ન થયાં તે છોકરો-હેમાંગ - થોડાક નાદાન - નાસમજ દિલનો ભલોભોળો પણ ઘણું વધારે ભણેલો હતો. તેણે પ્રેમથી ડૉલીને તરબતર કરી દીધી. ડૉલીના જીવનમાં ઈશાનનું સ્મરણ ઝાંખું ઝાંખું પણ ન રહ્યું ત્યારે એક દિવસે ઈશાન

ખુદ જ એના આંગણે આવી ઊભો રહ્યો.

સારું હતું કે તે સમયે ઘરમાં કોઈ નહોતું. ઈશાને એને સીધો જ સવાલ કર્યો - તેં મારી વાટ કેમ ન જોઈ ?

'ક્યાં સુધી વાટ જોઉં ? તેની કોઈ મર્યાદા તો હોય કે નહીં ? પણ તને શું થયું હતું ? તું ક્યાં ખોવાઈ ગયો હતો ?'

'ત્રાસવાદીઓ મારું અપહરણ કરી ગયા હતા.'

પહેલાં તો આ સાંભળી ડૉલી ડઘાઈ ગઈ. પણ પછી એ બોલી : 'હું આ માનતી નથી. તે ઉપજાવી કાઢેલી આ વાત છે. પણ તને મારું સરનામું કેવી રીતે મળ્યું ?'

'તારી બહેનપણીઓ પાસેથી.'

તે કાંઈ કહ્યા- કર્યા વિના ચાલ્યો ગયો. પછી થોડા દિવસો બાદ ડૉલીને સમજાયું કે બહેનપણીઓએ દુશ્મનનું કામ કર્યું હતું. ડૉલીના દિયરે જ એને પૂછ્યું : 'ભાભી, ઈશાન કોણ છે ?'

તેના મોંઢે ઈશાનનું નામ સાંભળી ડૉલી ચોંકી ગઈ. પછી જાતને સંભાળી લેતાં બોલી, 'કોણ ઈશાન ? હું એવા કોઈને જાણતી નથી.' તે આંખો નચાવતાં લુચ્ચાઈથી બોલ્યો : 'તેનો કાગળ મારી પાસે છે. તેમાં તમારા બંન્નેના ફોટો પણ છે.'

'મને બતાવો તો.'

તેણે દૂરથી કાગળ અને ફોટોગ્રાફ બતાવ્યા પછી તેને ખિસ્સામાં મૂકતાં તેણે કહ્યું : 'ભાભી, તમે છો જ એવાં કે કોઈ પણ તમારા પર મોહી પડે મને પણ તમે બહુ જ ગમો છો.'

'કાંઈ શરમ આવે છે આમ બોલતાં ?' ડૉલીએ ગુસ્સાથી કહ્યું.

'ના' તે ખંધાઈથી બોલ્યો : 'તમને મારા ભાઈને છેતરતાં ક્યાં શરમ આવી ?' પછી મને શાની આવે ?

તેણે આંખો નચાવતાં કહ્યું : 'હું મારા ભાઈને કે પપ્પાને આ કાગળ આપું તો ? 'એમ ન કરશો.' કરગરતાં એ બોલી : 'તમારા ભાઈ એ નહીં વેઠી શકે એ મને ખૂબ પ્રેમ કરે છે ને હું પણ તેમને એટલો જ પ્રેમ કરું છું. શા માટે અમારી વચ્ચે ખાઈ ખોદવા તૈયાર થયા છો ?' આ કાગળ ને ફોટો મને આપી દો. હું તમારો ઉપકાર કદી નહીં ભૂલું.'

તેણે કહ્યું : 'એમ ઉપકાર યાદ રાખવાથી શું ? અમને બંને ભાઈને તમે સાથે પ્રેમ ન કરી શકો ? તમે કહેશો તો હું લગ્ન પણ નહીં કરું. હું પણ તમને મેળવવા ઈચ્છું છું. તમને છૂપાઈને સંતાઈને ઘણો સમય જોયાં કર્યા છે. આજે મને તમારી પાસે આવવાનો મોકો મળ્યો છે તે હું જવા દેવા માગતો નથી.'

'તમે મારી લાચારીનો લાભ ઉઠાવવા માગો છો ? હું કોઈપણ ભોગે હેમાંગને ખોવા નથી માગતી. એ ઈશાન સાથેના મારા સંબંધ વિશે જાણશે તો જીવી નહીં શકે. શા માટે તમારા ભાઈનો વિચાર કરતા નથી ? કાગળ મને આપી દો.'

'મને તો એક તમને મેળવવાનો જ વિચાર આવે છે. તમને મેળવ્યા પછી તમે કહેશો તે આપી દઈશ. કાગળ ને ફોટો પણ આપી દઈશ. તે પહેલાં કદાપિ નહીં.'

'આ પાપ છે.'

'મારે પાપ કરવું જ છે' તે આંખો વાટે આજીજી કરતો ઊભો રહ્યો.

ડૉલી બોલી : 'હું હેમાંગને એટલો બધો પ્રેમ કરું છું કે તેને ન ખોવા હું ગમે તે કરવા તૈયાર થાઉં. હેમાંગને હું ખોવા નથી માગતી. એ છે જ એવો સારો માણસ..'

ડૉલી સતત મનમાં રટ્યાં કરતી હતી : 'હેમાંગ, હું તને ખૂબ પ્રેમ કરું છું. હું તને ખોવા નથી માગી. તું મને માફ કરી દેજે. ભગવાન, તમે પણ મને માફ કરી દેજો. હેમાંગ, આ બધું મારા શરીર સાથે છે, મારું મન તો તારામાં જ રમે છે. પ્રેમ શરીરથી પર છે, એ હૃદયની લાગણીઓ સાથે જોડાયેલો છે. મારું અણુ તારા પ્રેમથી સીંચાયેલું છે. તે મને જે આપ્યું છે તે બીજું કોણ આપી શકે ? તું ઓફિસથી ઘેર પાછો ફરતાં મારી સામે જોઈ જે રીતે પ્રફુલ્લિત થઈ ઊઠે છે - જાણે કેસૂડો મહોર્યો હોયઃ'

પલંગમાંથી ઊઠી એણે વસ્ત્રો પહેરી લીધાં. ને પછી ટેબલ પર પડેલા કાગળ ને ફોટો લઈ લીધા. તે લઈ ડૉલી સીધી બાથરૂમમાં ગઈ. પહેલો એણે ઈશાનનો કાગળ વાંચ્યો.

'ડૉલી, તને કશું સંબોધન લખતો નથી. મારો તે અધિકાર મેં ખોઈ દીધો છે. ત્રાસવાદીઓ મારું અપહરણ કરી ગયેલા તે તદ્દન સત્ય છે. હું બરાબર ચૌદ મહિના તેમના બંદી તરીકે રહ્યો. મેં ઘણો ત્રાસ વેઠ્યો છે. વધારામાં તારો વિયોગ પણ વેઠવાનો રહ્યો. નસીબ મારા પર મહેરબાન નથી. તારા બધા કાગળ મેં ફાડી નાખ્યા છે. આ ફોટો તને મોકલું છું. તું ચાહે તો રાખજે અને ચાહે તો તેનો પણ નાશ કરી નાખજે.

તું ઘણી બદલાઈ ગઈ છે. તને જોતાં એમ જ લાગ્યું જાણે આ પહેલાંની ડૉલી છે જ નહીં અને એ બરાબર છે. હું તારા માર્ગમાં ક્યારેય આવવા માગતો નથી. તારા પતિની સાથે તું સુખી છે તે જોઈ રાજી થયો હતો. જીવનમાં કેવું કેવું બની જાય છે ? આપણે કલ્પ્યું પણ ન હોય. અલવિદા.'

ડૉલી ડૂસકાં ભરતી રડવા લાગી. એણે તે કાગળ અને ફોટો ફાડીને નાખી દીધા ને પછી શાવર ચાલુ કરી તેની નીચે ઊભી રહી. પાણીના શીતળ સ્પર્શે ન તો એનાં આંસુને ટાઢા પાડ્યાં, ન એના રુધિરના વેગને.

પાણીના પ્રવાહમાં શરીરનો મેલ વહી જશે ? એ વિચારતી રહી.

---

*૫, ન્યુ ઉમિયા વિજય સોસાયટી,*
*રન્નાપાર્ક પાસે, ઘાટલોડિયા,*
*અમદાવાદ-૩૮૦૦૬૧. ફોનઃ ૨૭૪૭૧૯૬૯*

# ક્યાં... સુધી ?

*- પ્રફુલ્લ કાનાબાર*

કિશનગઢ એટલે માત્ર દસ હજારની વસ્તીવાળું ગામ. ગામથી ત્રણેક કિ.મી. દૂર રેલ્વે સ્ટેશન. શહેરમાંથી સુરજસિંહની બદલી જયારે આ સાવ ખોબા જેવડા નાના સેન્ટરમાં થઇ ત્યારે તેઓ નારાજ થઇ ગયા હતા. પચ્ચીસ વર્ષ સુધી સુરજસિંહે મોટા શહેરોમાં જ નોકરી કરી હતી. આવા નાના રેલ્વે સ્ટેશન પર તેમને ઇન્ચાર્જ તરીકે જાણે કે ધકેલી દેવામાં આવ્યા હતા. એકની એક દીકરી પ્રીતિ કોલેજમાં ભણતી હતી તેથી પત્ની સુરેખા પણ શહેર છોડીને સુરજ સિંહની સાથે આવી શકે તેમ નહોતી. આખરે સુરજસિંહે એકલાએ જ કિશનગઢની વાટ પકડી લીધી હતી.

કિશનગઢના સ્ટેશન પર પગ મૂક્યો કે તરત ત્રીસેક વર્ષના ધનજીએ સુરજસિંહના હાથમાંથી બેગ લેતાં કહ્યું હતું ‘‘આવો સાહેબ’’ સુરજસિંહ આમ તો અહીં હાજર થતાં પહેલાં જ આ સેન્ટરની રજેરજ માહિતી જાણીને જ આવ્યા હતા. તેમને એ પણ ખ્યાલ હતો કે અહીં આ ધનજી એક જ માણસ તેમના હાથ નીચે છે જે લાઈનમેન કહો, કેરટેકર કહો કે પ્યૂન કહો ઓલ ઇન વન આ જ માણસ છે. ‘‘અચ્છા તો તારું નામ જ ધનજી બરોબર ને ?’’

‘‘જી સાહેબ’’ દસેક મિનિટ ચાલીને બંને રેલ્વે સ્ટાફ ક્વાર્ટર્સ પાસે આવી પહોંચ્યા. ચાર રૂમનું વિશાળ સ્વતંત્ર સ્ટાફ ક્વાર્ટર હતું. ચારે બાજુ ખુલ્લી જગ્યા અને ગેટની બહાર ધનજીની ઓરડી. સુરજસિંહ મનમાં જ હસ્યા. શહેરમાં તેઓ જે ફ્લેટમાં રહેતા હતા તે આનાથી ત્રીજા ભાગનો હતો. ત્રણેક માસમાં તો સુરજસિંહને ખુલ્લી અને તાજી હવાવાળા વાતાવરણમાં ફાવી ગયું. સવારે અને બપોરે બે ટંકની ચા તો ધનજી તેની ઓરડીમાં જ બનાવતો અને નિયમિતપણે સુરજસિંહને પહોંચાડતો. ધનજી બપોરે તથા રાત્રે સાયકલ પર ગામમાં જઈને જમી આવતો અને સુરજસિંહ માટે ટિફિન લઇ આવતો. આખા દિવસમાં માત્ર બે જ ટ્રેન કિશનગઢ સ્ટેશને ઊભી રહેતી તેથી અહીં કામ પણ ખૂબ ઓછું રહેતું.

જોકે સુરજસિંહને રજા મેળવવાની સમસ્યા હતી કારણકે સુરજસિંહને રજા લેવી હોય તો બાજુના મોટા સેન્ટર માંથી કોઈ એક બાબુને ડેપ્યુટેશન પર કિશનગઢ આવવું પડતું. આજે સવારે જ સુરજસિંહ શહેરમાં ઘરે ત્રણ દિવસની રજા ભોગવીને કિશનગઢ પરત આવ્યા હતા.

દરરોજ રાત્રે બાર વાગે ફ્રન્ટીયર મેલ કિશનગઢ સ્ટેશનેથી પસાર થતો. તેનું સ્ટોપ કિશનગઢ નહોતું તેથી ધનજી હંમેશાં ગ્રીન સિગ્નલ આપી દેતો.આજે વાતાવરણમાં ઠંડક હતી. હજુ દસ જ વાગ્યા હતા.

શહેરમાંથી થાક અને ઉજાગરાને સાથે લઈને આવેલા સુરજસિંહની આંખ ક્યારે મળી ગઈ તેનો તેમને ખ્યાલ જ ના રહ્યો. બહાર ધીમો વરસાદ શરૂ થયો. બારીમાંથી ધીમી વાછંટ આવતાં અડધી ઊંઘમાં જ સુરજસિંહે બારી બંધ કરી. અચાનક લાઈટ ગઈ. સુરજસિંહ હંમેશાં ટોર્ચ ઓશીકા પાસે જ રાખતા. મોડી રાત્રે દરવાજો ખખડયો.બહાર વરસાદ બંધ થઇ ગયો હતો. સુરજસિંહે હાથમાં ટોર્ચ લઈને દરવાજો ખોલ્યો. બહાર અંધારું હતું. સુરજસિંહે ટોર્ચના પ્રકાશમાં જોયું કે સામે એક યુવાન છોકરો અને એક છોકરી ઊભાં હતાં.

‘‘સાહેબ, આજની રાત અમને આશરો આપશો ?’’ યુવાને પૂછયું.

‘‘કોણ છો તમે ?’’ સુરજસિંહે ટોર્ચના પ્રકાશ વડે બંનેના ચહેરાને વારફરતી જોઇને પૂછયું.

ગોરો ગોળ ચહેરો,પાણીદાર આંખો, લાંબા વાળ અને સપ્રમાણ શરીર સૌષ્ઠવ ધરાવતો છોકરો બોલી ઊઠયો ‘‘સાહેબ, મારું નામ જયદેવસિંહ છે..જયદેવસિંહ જાડેજા. મારી સાથે આ પાયલ છે.અમે જૂનાગઢથી આવીએ છીએ. આજની રાત જો આપ અમને આશરો આપો તો મહેરબાની’’.

છોકરાના નામ પરથી સુરજસિંહને તરત ખ્યાલ આવી ગયો કે આ છે તો કોઈ દરબારનો દીકરો. સુરજસિંહે નોધ્યું કે છોકરી પારેવાની જેમ ધ્રૂજતી હતી.

‘‘ભાઈ, લાઈટ ગઈ છે. ક્યારે આવશે તે નક્કી નહીં. અંદર આવો.’’ સુરજસિંહે ટોર્ચનો પ્રકાશ વિશાળ ઓરડામાં નાખ્યો. ત્રણે ખૂણામાં એક એક પલંગ હતા. બે પલંગમાં ગડી વાળેલાં ગાદલાં પડયાં હતાં. સુરજસિંહની પાછળ પાછળ બંને દોરવાયા.

સુરજસિંહની અનુભવી આંખે એટલું તો પારખી લીધું હતું કે, આ કોઈ ઘરેથી ભાગી નીકળેલાં પ્રેમીપંખીડા છે. સુરજસિંહ પોતાના પલંગ પર બેઠા. બંને જણા અલગ અલગ પલંગ પર પડેલાં ગાદલાં પાથરવામાં લાગી ગયા.

‘‘ખૂબ ખૂબ આભાર સાહેબ’’. જયદેવસિંહ બોલી ઉઠયો.

‘‘તમે બંને અહી સુધી આવ્યા કઈ રીતે ?’’ સુરજસિંહે મુદ્દાનો સવાલ કર્યો.

‘‘ફ્રન્ટીયર મેલ માં’’ બંને એક સાથે બોલી ઊઠયા.

સુરજસિંહે ટોર્ચનો પ્રકાશ દીવાલ પરની ઘડિયાળ પર ફેંક્યો. એક વાગ્યો હતો.મતલબ કે ફ્રન્ટીયર મેલ પસાર થઇ ચૂક્યો હતો.

‘‘તમે બંને ખોટું બોલો છો. ફ્રન્ટીયર મેલ તો અહીં ઊભો જ નથી રહેતો’’.

‘‘સાહેબ, અમે ચેઈન પુલિંગ કર્યુ હતું’’. જયદેવસિંહ હતી એટલી હિંમત ભેગી કરીને બોલ્યો.

‘‘કોઈ પણ જાતની ઈમરજન્સી વગર સાંકળ ખેંચીને આખી ટ્રેનને ઊભી રાખવી એ ગુનો બને છે. દોસ્ત તને ખબર છે ને ?’’

‘‘હા સાહેબ ખબર છે. પણ આગળના જે સ્ટેશને ટ્રેન

ઊભી રહે ત્યાં ઊતરીએ અને અમે પકડાઈ જઈએ તો ?'' છોકરીથી અનાયાસે જ બોલાઈ ગયું.

''ઓહ, તો મારું અનુમાન સાચું છે. તમે બંને ઘરેથી ભાગીને જ નીકળ્યા છો''. સુરજસિંહે આંખ ઝીણી કરીને કહ્યું.

''જી સાહેબ. અમે કાલે વહેલી સવારે અહીંથી પણ નીકળી જઈશું''. જયદેવસિંહે વિવેકપૂર્વક કહ્યું.

''તમને પોલીસનો ડર નથી લાગતો ?'' સુરજસિંહે અંધારામાં ગોળીબાર કરતા હોય તેમ પૂછયું.

''સાહેબ, મારી ઉંમર બાવીસ વર્ષ છે. પાયલને પણ ગઈ કાલે જ અઢાર પૂરાં થયાં છે. અમે કોર્ટમાં બાકાયદા લગ્ન કરી શકીએ તેમ છીએ''. જયદેવસિંહનું દરબારી લોહી બોલી ઊઠયું.

સુરજસિંહે ટોર્ચનો પ્રકાશ પેલી છોકરી પર ફેંક્યો. તેની આંખો ઝિલમિલાઈ. તે બોલી ઊઠી ''સાહેબ, પોલીસના ડર કરતાં તો વધારે ડર મને મારા પપ્પા અને મોટાભાઈનો લાગે છે. અમે રહ્યા ચૂસ્ત કર્મકાંડી બ્રાહ્મણ. તેઓ આ દરબારના દીકરા સાથે કોઈ પણ સંજોગોમાં મારા લગ્ન નહીં થવા દે''.

બહાર વરસાદ ચાલુ થયો. ''સારું તમે બંને આરામ કરો''. બંનેએ અલગ અલગ ખૂણામાં રાખેલા પલંગ પર લંબાવ્યું. અચાનક બહાર વીજળીનો કડાકો થયો. બારીના વેન્ટિલેટરમાંથી વીજળીના પ્રકાશમાં સુરજસિંહે યુવાન જયદેવસિંહની આંખોમાં એક અજીબ પ્રકારની ચમક નિહાળી. તે બોલ્યો ''સાહેબ એક વાત પૂછું ?''

''પૂછો'' સુરજસિંહે ટોર્ચનો પ્રકાશ તેના ચહેરા પર ફેંકીને પૂછયું.

''સાહેબ ક્યાં સુધી સમાજ આ નાત-જાતના વાડાને પકડી રાખશે ?'' ક્યાં સુધી ?''

અચાનક બહાર કૂતરાના રડવાનો અવાજ સંભળાયો. તે પણ જાણે કે જયદેવસિંહની વાતમાં સુર પુરાવી રહ્યો હતો... ક્યાં... સુધી ? ક્યાં સુધી ?

બહાર વરસાદ બંધ થઇ ગયો હતો. સુરજસિંહે એક પણ શબ્દ બોલ્યા વગર ટોર્ચ બંધ કરીને ઓશીકા પાસે મૂકી દીધી. ઓરડામાં અને બહાર પ્રસરેલી વાતાવરણની ઠંડકને કારણે સુરજસિંહની આંખ ક્યારે મળી ગઈ તેનો તેમને ખુદને પણ ખ્યાલ ના રહ્યો.

સવારે દરવાજો ખખડયો. સુરજસિંહે ભરઊંઘમાંથી ઝબકીને આજુબાજુ જોયું. બંને ખૂણામાં પલંગ પર કોઈ જ નહોતું. ગાદલાં વાળેલાં પડયાં હતાં. સુરજસિંહ એક ઝાટકે બેઠા થઇ ગયા. દરવાજો બીજી વાર ખખડયો. સુરજસિંહે દરવાજો ખોલ્યો. સામે ધનજી ચાની કીટલી અને કપ લઇને ઊભો હતો.

ધનજી અંદર આવ્યો. સુરજસિંહે પૂછયું ''ધનજી, કાલે ફ્રન્ટીયર મેલ કેટલા વાગે ઊપડયો હતો ?''

''સાહેબ, એ ક્યાં અહીં ઊભો જ રહે છે ? રોજની જેમ કાલે પણ બાર વાગે ધા એ ધા પસાર થઇ ગયો હતો''.

હવે સુરજસિંહ ચમક્યા. ''ધનજી, કાલે ચેઈન પુલિંગ નહોતું થયું ?''

''ના રે ના સાહેબ, તમે કાંઈ સપનું તો નથી જોયું ને ?''

સુરજસિંહ સમજી ગયા કે ગઈ કાલે તેમણે સપનું જ જોયું હતું. સપનું પણ પાછું કેટલું ક્લીઅર... સાલું આવું ક્લીઅર સપનું તો તેમને આજ દિન સુધી ક્યારેય આવ્યું નહોતું. બ્રાહ્મણની દીકરી અને દરબારનો દીકરો ભાગીને પરણવા માંગતાં હતાં.

સુરજસિંહના ચિત્તમાં ગઈકાલના સ્વપ્નવાળો બનાવ ભમરાની જેમ ફરવા લાગ્યો.

હજુ બે દિવસ પહેલાં જ સુરજસિંહ તેમની એકની એક દીકરી પ્રીતિને બ્રાહ્મણના દીકરા સાથે લગ્ન કરવાની ચોખ્ખી ના પાડીને આવ્યા હતા. માત્ર ના જ નહીં પરંતુ ધમકી પણ આપીને આવ્યા હતા...''પ્રીતિ, જો તું જીદ કરીશ તો તારી ડૉલીને મારી લાશ પરથી પસાર થવું પડશે. સુરેખા બાપ દીકરીના ઝગડામાં બોલી હતી ''જુવાન દીકરી સાથે આ રીતે વાત કરતાં તમને શરમ નથી આવતી? કાંઇક આડું અવળું પગલું ભરી બેસશે તો ?''

''ખબરદાર, સુરેખા તું તો વચ્ચે બોલતી જ નહિ. એ છોકરી કોલેજમાં ભણવા જાય છે કે લફરાં કરવા ? હું કોઈની ધાકધમકીથી ડરું તેવો નથી.'' સુરજસિંહ તાડૂક્યા હતા.

બાપનું રૌદ્ર સ્વરૂપ જોઈને પ્રીતિ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી હતી. સુરજસિંહ કિશનગઢ આવવા માટે રવાના થઇ ગયા હતા.

એકાદ કલાક બાદ કિશનગઢ સ્ટેશનથી થોડે દૂર પાટા પાસે આખું ગામ ભેગું થયું હતું. કપાયેલી હાલતમાં બે લાશ મળી આવી હતી. પોલીસ પણ આવી પહોંચી હતી.

ધનજી તે તરફથી દોડતો આવીને હાંફતો હાંફતો કહેવા લાગ્યો.'' સાહેબ પોલીસને એક ચિઠ્ઠી પણ મળી છે. કોઈ દરબારના દીકરાએ અને બ્રાહ્મણની દીકરીએ વડીલોની બીકથી આત્મહત્યા કરી લીધી છે''. સુરજસિંહના શરીરમાંથી ભયનું લખલખું પસાર થઇ ગયું. તેમણે તરત સેલફોન પરથી ફોન લગાવ્યો.

સામે છેડેથી પ્રીતિનો રડમસ અવાજ સંભળાયો... ''હેલ્લો''

''બેટા, તારી ઇચ્છા એ જ મારી ઇચ્છા. તું તારા પેલા ફ્રેન્ડ સાથે લગ્ન કરે તેમાં મને નાત જાતનો કોઈ જ વાંધો નથી. હવે રજામાં હું ત્યાં આવીશ ત્યારે તેને ઘરે બોલાવી લેજે.''

''જી પપ્પા... થેન્ક યુ પપ્પા'' પ્રીતિના અવાજમાં ઉત્સાહ છલકાતો હતો. પ્રીતિએ મમ્મીને ફોન આપ્યો.

''હેલ્લો... સુરેખા, મેં પ્રીતિ સાથે વાત કરી છે. આખરે ક્યાં સુધી આપણે આ નાત જાતના વાડા પકડી રાખીશું ? ક્યાં... સુધી ?

---

*જી-૨૨, સચીન ટાવર, પ્રહ્લાદનગર રોડ,*
*સેટેલાઈટ, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો. ૯૯૨૫૬૬૫૬૦૫*





# મધ્યમવર્ગની સાડી

*- સંજય થોરાત*

મકાઈના દાણાને ગરમ તવા પર મૂકતાં પૉપકૉર્ન થવાની ખુશીમાં જેમ કૂદકા મારે એવું જ રાજેશનું મન કૂદકા મારતું હતું. કારણ આજે એને બોનસ મળ્યું હતું. એ પોતાની સાઇકલ પર સવાર થઈ પવન સાથે વાતો કરતો પેડલ મારતો હતો. કેક આપણા મોંમાં પાણી લાવે અને ઉપરની આઈસિંગ આંખોને લલચાવે એમ જ મહિનાનો પગાર અને બોનસ કાયમી જરૂરિયાતને પૂરી કરવાનો સ્વાદ વધારે છે. કોઈ તહેવાર હોય ત્યારે તો બોનસ મળતું જ હોય છે, પણ આ વખતે તો કામની કદર કરતાં બોસે રાજેશને બોનસ આપ્યું હતું. મારું બોનસ જોઈને રમીલાને કેટલો આનંદ થશે એનો એ વિચાર કરતો હતો...

દૂધ ગરમ કર્યું ત્યારે માખી પડી નહીં. દૂધ પર ઢાંકણું નહોતું, ત્યારે પણ માખી પડી નહીં. દૂધ ગ્લાસમાં ભર્યું ત્યારે પણ માખી પડી નહીં. અને પીનારાના હાથમાં ગ્લાસ આપતી વખતે જ માખી પડી... એવું જ રાજેશ બોનસની ખુશખબરી રમીલાને આપવાનો હતો ત્યારે થયું ! રાજેશના પાડોશીના ઘરે બાળકનો જન્મદિવસ ઉજવાતો હતો, એ જોતાં જ એણે સાઇકલને કચકચાવીને બ્રેક મારી અને ઘરે ન જતાં બજારમાં જવા સાઇકલને વાળી. સવારે જ્યારે રમીલા તૈયાર થઈને સુંદર લાગતી હતી ત્યારે ધ્યાન ન પડ્યું. નાસ્તામાં ઈડલી-સાંભાર બનાવ્યો ત્યારેય યાદ ન આવ્યું. બોનસ મળ્યું ત્યારેય યાદ ન આવ્યું અને હવે મધ્યમવર્ગને પોસાય એવી બધી દુકાન બંધ થઈ ત્યારે જ માખી આવીને પડી,એટલે કે અત્યારે જ યાદ આવ્યું કે આજે તો પોતાના લગ્નની તિથિ છે !

બજારમાં હવે મોટા શોરૂમ જ ખુલ્લા હતા. શ્રીમંત સ્ત્રીઓ પોતાના પતિને ખુશ કરવા સંજીવ કપૂરની મોંઘી ચોપડીઓ ખરીદી કરે અને ગરીબ રમીલા જેવી સ્ત્રીઓ પેન-કાગળ લઈને એમાંથી રેસિપિ કોપી કરી લે એવી જ રીતે રાજેશની નજર સાડીની દુકાન શોધતી હતી. ઘરમાં ખાંડ પતે એટલે, ન ચા પી શકીએ કે ન દૂધ. સોંઘા ભાવની દુકાન બંધ થઈ એટલે રાજેશ સાડી પણ લઈ શકતો નહોતો અને મોંઘી સાડી લઈને ઘરે પણ જઈ શકતો નહોતો. હવે જો રાજેશ ગિફ્ટ લીધા વગર ઘરે જાય તો રમીલા નારાજ થઈ જાય. એ સવારથી કોઈ તહેવારની જેમ તૈયાર થઈ ખુશખુશાલ ફરતી હતી. એને એના કંજૂસ સ્વભાવની પણ ખબર હતી. જો મોંઘી સાડી લીધી તો એ ઊકળતા તેલની જેમ અકળાશે...

તો ક્યારેક મોંઘી સાડી પણ લેવી પડે. આવો વિચાર કરતો રાજેશ શોરૂમમાં ગયો. ત્યાં સાડીઓનાં અનેક કાઉન્ટર હતાં. રાજેશ એ બધી સાડીઓ જોતો હતો.

સેલ્સમેન બોલ્યો, 'બોલો, કઈ સાડી બતાવું ?' એકાદો છોકરો અમેરિકાથી પાછો ફરતો હોય અને મમ્મીએ ખૂબ વાનગીઓ બનાવી રાખી હોય ને છોકરો કહે, 'ખીચડી બનાવો.' એમ રાજેશ બોલ્યો, 'કોટન બતાવો.'

'અરે ભાઈ ! આ સિલ્કનું કાઉન્ટર છે. કોટન સામેના કાઉન્ટર પર મળશે.' ત્યાંના કાઉન્ટર પર પહોંચેલા રાજેશની સામે સેલ્સમેને જોયું અને ગોખેલું બોલવા લાગ્યો.

'બે હજાર !' ખિસ્સામાંથી બોનસના રૂપિયા કાઢીને આપવાના ભાવ સાથે રાજેશ બોલ્યો.

સેલ્સમેને વિચાર કર્યો, આ માણસ મારા જેવો જ મધ્યમવર્ગીય છે, આપણે એને મદદ કરવી જોઈએ. સરખા લેવલના માણસો એકબીજા તરફ આકર્ષાય એનું શ્રેષ્ઠ ઉદાહરણ.

'કોના માટે સાડી લેવી છે ? કયા પ્રસંગ માટે લેવી છે ?'

'શું કહું યાર ? મારા બજેટની બધી સાડીની દુકાન બંધ થયા પછી યાદ આવ્યું કે આજે લગ્નતિથિ છે. પત્ની માટે સાડી લેવી જોઈએ. આખા માર્કેટમાં તમારો જ શોરૂમ ખુલ્લો છે. મને સમજાતું નથી કે હું કઈ સાડી લઉં ?'

'તમે શું કામ ચિંતા કરો છો ? બે હજારમાં મસ્ત સાડી બતાવું છું. આ જુઓ, એકદમ લાલમલાલ ડિઝાઈનર સાડી. ભાભી જોઈને ખુશ થશે એની ગેરંટી. આવો સામેના કાઉન્ટર પર...'

એ રાજેશને ત્યાં લઈ ગયો. એક નવા જ પેકેટમાંથી સાડી બહાર કાઢી. ત્યાંના ગાદલા પર બિછાવી દીધી. રાજેશ તો એ લાલ રંગની ડિઝાઈનર જ્યોર્જેટની સાડી જોતાં જ પ્રેમમાં પડી ગયો.

'સાહેબ, સેમ્પલનો પીસ છે. ઉપર કિંમત તો જુઓ, પાંચ હજ્જાર. પણ તમને તો આ બે હજારમાં મળશે !'

રાજેશે સેલ્સમેનનો આભાર માન્યો અને સાડીને ફટાફટ પેક કરવા કહ્યું. પોતાના બજેટમાં એટલે કે ખિસ્સામાં રહેલા રૂપિયા જેટલી કિંમતની સાડી મળતાં એ ખુશખુશાલ હતો. તેલમાં તળેલી પૂરી જેમ ફૂલીને નાચવા લાગે એમ રાજેશ સાડીનું પેકેટ લઈ ખુશીથી સાઇકલ પર સવાર થઈ ગયો.

થોડું ટટળાવીને વસ્તુ આપતાં બાળક વધુ ખુશ થાય એમ વિચારી એણે સાડી સાઇકલના કેરિયર પર જ રહેવા દીધી. એ ખાલી હાથે ઘરમાં પ્રવેશ્યો. કેરી ખૂબ દિવસ ઘાસ વચ્ચે પકવવા મૂકી હોય અને પાકી હશે એ દૃષ્ટિથી જોવા બહાર કાઢીએ એ દૃષ્ટિએ રમીલાએ રાજેશ સામે જોયું. પણ એની સાડી લેવાની આશાની કેરી પાકી નથી એ રાજેશનો હાથ ખાલી જોતાં જ ખબર પડી ગઈ.

રમીલા કંઈપણ ન બોલતાં રસોડામાં ચાલી ગઈ. રમીલાનો ચહેરો પડી ગયો. અને એ જોઈ રાજેશને હસવું આવતું હતું. રાજેશની થાળી પીરસીને રમીલા પણ સાથે જ જમવા બેઠી, એટલે વાત કરવા આ જ યોગ્ય સમય છે એમ કરી એણે વાત શરૂ કરી...

'આ શું ? આજે એક જ રોટલી ?'

'હા, માણસે ઓછું જ જમવું જોઈએ. શરીર ફિટ રહે.'

'મારું તો જાણે ઠીક છે, પણ તારે આખો દિવસ કામ રહે છે. શું તને મારો પગાર ઓછો પડે છે ? કે બગાસાં ખાઈને પેટ ભરે છે ? સારું, હવે હું બીજી નોકરી શોધી લઉં છું. જો તારા નસીબમાં બે ટંકનું ભોજન ન હોય તો એવી નોકરી કરીને શું કરવું ?'

'અરે ! ના... ના... એવું કંઈ નથી. ગયા મહિને મેં અરધા કરતાં વધુ પગાર બચાવ્યો છે. રમીલા જમતાં જમતાં જ ઊભી થઈ ગઈ અને કિચનમાં જઈને ચોખાના ડબ્બામાં સંતાડી રાખેલા રૂપિયા રાજેશને ગર્વભેર બતાવવા લાગી.'

'આ જુઓ,ગયા મહિનાની બચત...'

મસાલા ઢોસાના તવા પર રમતાં મુકેલા ઘીની જેવી ચમક હોય એવી જ ચમક રમીલાના ચહેરા પર હતી. ગુલાબજાંબુ બનાવવા મેંદાના ગુલ્લાની જેમ તેલમાં નાખતાં લાલ થાય એમ જ લાલ થતાં રાજેશ બરાડ્યો, 'શું કરીશ આ રૂપિયાનું? રોટલી વણીને ખાઈશ ?' પછી પાછો શાંત થતાં પોતાના જ શબ્દોને ખાંડની ચાસણીમાં ડબોળતાં બોલ્યો, 'રમી, આ નોટો તારી થાળીમાં રોટલીનું કામ ન કરી શકે. બે રોટલી વધુ ખાવા આ રૂપિયા ખરચવાનું રાખ. ખાધેલી રોટલી કામમાં આવશે, આ ડબ્બામાં સંતાડેલા રૂપિયા નહીં !' રમીની આત્મપ્રશંસા થતાં એ શરમાઈ. પણ પરિસ્થિતિ હવે બગડશે એવું ધ્યાને આવતાં ખારા શાકમાં જેમ લીંબુ નિચોવવાનો નિર્ણય કરતાં એ ઘરની બહાર નીકળ્યો અને સાઈકલ પરથી સાડી લાવીને બેડ પર એવી રીતે પાથરી જેમ બટાટા-પૌંઆની ડીશ પર ટોપરું અને કોથમીર શણગારાય.

રમીલા કિચનમાંથી હાથ લૂછતી બહાર આવી. બેડ પર પડેલી સાડી જોતાં જ છપ્પનભોગનાં દર્શન કરતી હોય એમ તાકી રહી. ધરાઈને જોયા પછી પહેલો જ પ્રશ્ન, 'કેટલા રૂપિયાની છે ?'

ઘુઘરો ખાતાં કાળી એલચીના દાણાની જગ્યાએ મરીનો દાણો આવ્યા જેવો સ્વાદ રાજેશને આવ્યો.

'તારે શું કરવું છે ? તું સાડી જો ને.'

'અરે ! કહોને કેટલા રૂપિયાની છે ?'

સાચી કિંમત કહીશ તો હમણાં જ શોરૂમ ખોલાવી આ પાછી આપવા મોકલશે, અને ઓછી કહીશ તો ખુશ થશે એમ વિચારી એ બોલ્યો,

'એક હજાર !'

'એક હજાર ? સાચ્ચે જ ? કેટલી સુંદર સાડી છે !'

રમીલા પણ અટકીને બોલી, 'એક હજારની સાડીની શું જરૂર હતી ? સો-બસોવાળી પણ ચાલી જાત. આટલો ખર્ચો શું કામ કર્યો ? મારી પાસે ઘણી સાડી છે.'

'અરે ! સાડી જોતાં જ તારા ચહેરા પર જે ચમક આવી ને, એમાં જ મારા પૈસા વસૂલ થઈ ગયા.'

'જુઓ, આપણે આ મધ્યમવર્ગની મર્યાદા સમજીને ચાલવું પડે. મારી મા અને દાદીએ તો બે સાડીમાં જિંદગી કાઢી નાંખી. તમારી એટલી જ ઇચ્છા હતી તો એકાદી સસ્તી સાડી લાવવી હતી...'

'સારું, સારું. હવે ઉપાડ આ સાડી એટલે મને થોડું ઊંઘતાં ફાવે.'

રમીલાએ સાડી ઉપાડી લીધી અને કેટલીય વાર એને પાલતુ કૂતરાની જેમ પંપાળતી બેસી રહી.

●●●

રમીલા સવારે ચા તૈયાર કરીને લાવી. બંને સાથે જ ચા પીવા બેઠાં. એટલામાં રાજેશ મોં બગાડતાં બોલ્યો, 'આ શું ? ચામાં ખાંડની જગ્યાએ ગોળ કેમ નાંખ્યો છે ?'

'ગોળ શરીર માટે સારો. બહુ દિવસથી મારા મનમાં તમારી ખાંડ છોડાવવાનું ચાલતું હતું. છેલ્લે આજે શરૂઆત કરી.'

'એમ ? તો કાલથી ચા જ ન બનાવતી. તારો ચા પાવડર અને દૂધનો ખર્ચો પણ બચી જશે.'

'અરે ! તમને ચાની ટેવ છે, જો ચા નહીં પીવો તો તમારું માથું દુખવા લાગશે અને કામમાં ધ્યાન નહીં લાગે.'

'એક કામ કર, કાલથી હું બહાર જ ચા પી લઈશ.'

'એનાથી શું ફાયદો ? ઊલટાના પૈસા વધુ જશે.'

'એટલે તું કંઈ સુધરીશ નહીં, એમ જ ને ?'

કાયમ સારું ખાવાની ટેવ ધરાવતી વ્યક્તિને બીમાર થતાં જેમ મગની ખીચડી ખાવા આપીએ તો અડધી થાળી મૂકી દે એમ જ રાજેશે અડધો કપ ચા પડતી મૂકીને ઑફિસ જવા નીકળી પડ્યો.

રમીલા લાલ સાડીમાં ખૂબ સુંદર લાગતી હશે. અત્યાર સુધી તો એણે એ સાડી દસ વખત તો પહેરી લીધી હશે. આજે તો અરીસાને પણ આરામ નહીં હોય એવા વિચાર રાજેશને આખો દિવસ આવતા હતા. આજે ઓવરટાઈમ જતો કરીને એ સમયસર ઘરે જવા નીકળી પડ્યો. જેમ જેમ રાજેશનું ઘર નજીક આવતુ હતુ એમ રમીલાની જ કલ્પના કરતો હતો કે આજે તો એ દરવાજે નવી સાડી પહેરીને એના સ્વાગતમાં ઊભી હશે...

પણ રાજેશ ઘરે પહોંચ્યો ત્યારે ન તો એ દરવાજે ઊભી હતી કે ન તો એણે લાલ સાડી પહેરી હતી. ગામ આખા માટે જમણવાર કર્યો હોય પણ કોઈને આમંત્રણ જ ન આપી શકાયું હોય એવી અવસ્થા રાજેશની હતી. હશે ત્યારે ! શુદ્ધ ઘીની જગ્યાએ ડાલડાથી જ ચલાવી લઈશું, એમ માનીને એણે મન મારી લીધું.

'અરે વાહ ! આજે તો તમે જલદી આવ્યા ને કાંઈ !'

'હા.'

'ચા બનાવી લાવું ?'

'લાવ.'

જેમ એક ખરાબ રસોયો હોટેલનો ધંધો બગાડી શકે એમ રમીલાના ગોળવાળી ચાથી રાજેશનો ચા પીવાનો ઉત્સાહ જ બગડ્યો હતો.

ચાનો ઘૂંટડો લેતાં લેતાં રમીલાએ પૂછ્યું, શું થયું ? તમારો ચહેરો કેમ આમ ઊતરી ગયો છે ? ઓફિસમાં કંઈ ટેન્શન છે ?'

'કંઈ નહીં.'

'નક્કી, કંઈક તો છે.'

'એ... હું...'

'હા, સાંભળું છું, બોલો.'

'તું મને કાલે લાવેલી સાડી પહેરીને બતાવીશ ?'

રમીલાના ચહેરા પર તો આ વાત સાંભળતાં જ શરમના શેરડા પડ્યા.

'અરે ! તમે લાવેલી લાલ સાડીએ તો કમાલ કરી દીધી.'

'કેમ ? શું થયું ? એટલે તેં એ સાડી પહેરી હતી ?'

'અરે ના, એ સાડી મેં મારી બહેનપણીને બતાવી.'

'એમાં શું નવાઈ ?'

'નવાઈની વાત એ છે કે એ સાડીના કારણે મને બસ્સો રૂપિયાનો ફાયદો થયો.'

ચાનો કપ પૂરો કરતાં રાજેશે પૂછ્યું, 'એ કેવી રીતે ?'

'મારી બહેનપણી માનસીને આ સાડી એટલી ગમી, એટલી ગમી કે મને બારસો રૂપિયા રોકડા આપીને એણે લઈ લીધી.'

'અને તેં એને આપી દીધી ?'

'હાસ્તો ! બસ્સો રૂપિયાનો ફાયદો હું કેવી રીતે જતો કરું ? મેં તો તરત જ એ સાડી માનસીને આપી દીધી.'

રાજેશને તો કાપો તો લોહી ન નીકળે એવી અવસ્થા થઈ.

રાજેશે આ પ્રસંગ પછી 'મધ્યમવર્ગીય માનસિકતા' વિશે શોધ નિબંધ લખવાનો સંકલ્પ કર્યો.

---

*પ્લૉટ નં. ૬૩૫/૨, સૅક્ટર-૮ બી,*
*ગાંધીનગર-૩૮૨૦૦૮ મો. ૯૪૨૬૮ ૮૦૪૦૦*

# હાર-જીત

*- અઝીઝ ટંકારવી*

**ભા**સા'બની હવેલી બહાર આમ તો અવાર-નવાર ધમધમાટ ચાલતો જ રહેતો. પણ આ અદકેરા પ્રસંગ પર સૌના કદમ ફટાફટ ચાલતા હતા. હવેલીના કમ્પાઉન્ડમાં નાની-મોટી ટોળીઓ બનીને ચર્ચા-કામગીરી ચાલતી હતી. ભાસા'બ હવેલી બહારના એમના મોટ્ટા બેઠકખંડમાં ખૂબ નજદીકના માણસોથી ઘેરાઈને બેઠા હતા અને એમનો પડ્યો બોલ ઝીલવા સૌ કોઈ ખડેપગે હતા. એમનું નામ તો દેવુભા, પણ ઘર-ગામ પંથકમાં ભાસા'બના હુલામણા નામે જ બોલાવે. એમની હાક-ધાક એવી કે, ગુનેગાર એમની કરડાકીભરી આંખ જુએ અને પોપટની જેમ બોલવા માંડે, ગુનો કબૂલ કરી લે. એમની વિનમ્રતાઓની ચર્ચાઓ અવાર-નવાર ચાલ્યા જ કરતી. એકવાર ગામની છેવાડાની ઝૂંપડીમાં રહેનાર મંગાને માથાભારે તત્ત્વોએ હેરાન કરી ઝૂંપડી પડાવી લેવાનો ત્રાગડો રચ્યો, મંગાને કોઈકે કહ્યું : મંગા આ તોફાની ટોળકી તારો કેડો નહીં મૂકે, ભાસા'બ જ એમની શાન ઠેકાણે લાવશે. પણ મંગો બાપુ સુધી પહોંચતાં ખચકાટ અનુભવે. એક શાણી વ્યક્તિએ બાપુને મંગાની તકલીફની વાત કરી. સાથે કહ્યુંય ખરું કે, પેલા તોફાની ટારઝનો વધુ હેરાન ન કરે એટલે આપથી ફરિયાદ કરતાં ડરે છે. ભાસા'બે તરત જ એમના ચાકરને મંગાની ઝૂંપડીએ બોલાવવા મોકલ્યો.

ને મંગાની વાતમાં સચ્ચાઈનો રણકો ભાળી જતાં એક જ દિવસમાં પેલી તોફાની ટોળકીને મંગાથી દસ ગાઉ દૂર રહેવા અલ્ટિમેટમ બાપુએ આપી દીધું. મંગો જ નહીં એના વિસ્તારના સૌ કોઈ રાજીના રેડ થઈ ગયા.

એમના માણસોનેય કાયમ એક જ શિખામણ આપતા. કોઈને ખોટી રીતે હેરાન કરવો નહીં, અને કોઈ તિસ્મારખાં બનવાની કોશિશ કરે તો સમજાવીને; નહીં તો...! જરૂર પડે બે નાળીના ખાલી દર્શન કરાવી દેવાં.

ગામ, પરગામથી મળવા આવનાર ચાહકો ઢોલ-ત્રાંસા વગાડતાં બાપુને મળવા આવતા. મહેફિલમાં ચા વાળાને ચા, કૉફી, હળવો નાસ્તો અપાઈ રહ્યો હતો. એવામાં એક કાર્યકર જેના પર બાપુ ખૂબ ભરોસો કરતા હતા તેણે ઊભા થઈને કહ્યું: ભાસા'બ, હજી પરમ દિવસે આપણે આપણા પ્રચારના પોસ્ટરો લટકાવ્યાં, ને કોઈએ તેને રફેદફે કર્યાં. જુવાનિયાઓને એવું કરનારાઓની ખબર પડી એટલે તેઓ હોકી, દંડા લઈને એ વિસ્તારમાં જ ભેગા થયા, પણ મેં કહ્યું : ભાસા'બને પૂછ્યા વગર એવું અળવીતરું કદમ અત્યારે ન ભરો. મેં કહ્યું એટલે માની તો ગયા, પણ એ જુવાનિયા હજી અંદરથી બરાબરના ધૂંઆપૂંઆ છે. ગમે ત્યારે ગમે તેવું કામ કદમ ભરી શકે છે.

ભાસા'બે કહ્યું : એ જુવાનિયા કોણ છે ? પેલા ભાઈએ કહ્યું : એક તો આપણા પ્રભાતસિંહ, છોટેબાપુ અને બીજા એમના મિત્રો. ભાસા'બે કહ્યું : હમણાં બધા પોતપોતાના કામે જવા વિખરાઈએ પછી પ્રભાતસિંહ, એમના મિત્રોને મારી પાસે ૧૦ મિનિટ ઝટ મોકલો. પછી મારે તાલુકાની પૂર્વપટ્ટીનાં ગામો તરફ પ્રચાર માટે નીકળવું છે.

થોડીવારમાં સૌ પોતાને બાપુએ સોંપેલું કામ પૂરું કરવા નીકળ્યા.

'બેટા, પ્રભુ (પ્રભાતસિંહ), તમારો ગુસ્સો હું સમજી શકું છું. અન્ય કોઈ પ્રસંગ હોત તો થોડોક માર ચખાડીને તેમને સીધા કરીએ, પણ આ ચૂંટણીની બાજી તમને ખબર છે. એક પાસો ઊંધો પડે એટલે સામો ઉમેદવાર સવાર થઈ આપણી આગળ નીકળી જાય. એટલે ગુસ્સાને કાબૂમાં રાખવો, કળથી કામ લેવું, બળથી નહીં.

ઓકે, કહી જુવાનિયા વિદાય થયા.

તેઓએ બહાર નીકળી પેલા પોસ્ટરોની તોડફોડ કરનારાઓએ કોના કહેવાથી આમ કર્યું, તેના કામે બે-ત્રણ જણાને લગાડી દીધા. તોડફોડ કરનારાઓમાંથી એક થથરી ગયો. એણે કહ્યું કે, અમને તો રણજીતસિંહ બાપુના છોકરાએ કહ્યું કે, તમારે મોડી રાત્રે ભાસા'બના ચૂંટણી પોસ્ટરો તોડફોડ કરવા. એ માટે થઈને અમને રકમ પણ આપી. અને કહ્યું : કોઈ તમને આંગળી અડાડશે તો અમે બેઠા છીએ. એટલે અમે આમ કર્યું. પણ બાપુ, હવે અવી હરકત નહીં કરીએ.

પેલા પાસેથી સઘળી હકીકત મળતાં જ પ્રભાતસિંહ તથા તેમના ચાર ખાસ મિત્રોએ મોડી રાત્રે બેઠક કરી કે આ ઈંટનો જવાબ પથ્થરથી આપવાની રૂપરેખા તૈયાર કરીએ. એમ કહી તેઓ પ્રચારાર્થે ગાડીઓ લઈ નીકળી ગયા.

સામે પક્ષે ચૂંટણી લડનાર રણજીતસિંહ પણ કાચી માટીના ન હતા. તેઓના ડેલે પણ મળવા આવનારાઓની મોડી રાત સુધી લાઈન લાગતી.

મૂળ તો ભાસા'બ અને રણજીતસિંહ બે જાન એક જીવ હતા. પણ બંને વચ્ચે અંટસ પડી ગઈ, ને બંને જુદા જુદા પક્ષની ટિકિટ લઈને વિધાનસભાની બેઠક લડવા ચૂંટણીમાં ઊભા થઈ ગયા. બંને જ્યારે ગાઢ મિત્રો હતા ત્યારે રણજીતસિંહ ઘણીવાર કહે કે, ભાસા'બ તમેય રાજકારણમાં ઝંપલાવોને ! ત્યારે ભાસા'બ જવાબ દેતા : રણજીતસિંહ તમે છો તે હું જ

છું ને ! કોણ જાણે કેમ મને એવો ઉમળકો નથી થતો કે સક્રિય રાજકારણમાં પડું.

પણ ભાસા'બે પોતાના એ સિદ્ધાંતને આ વેળાની ચૂંટણીમાં અભરાઈએ ચઢાવ્યો. બંને મિત્રો વચ્ચે અંટસ કેમ પડી એ અંગે જાત-ભાતની વાતો પંથકમાં ચાલતી. કોઈ કહેતું ભાસા'બે રણજીતસિંહ બાપુની દીકરી ગૌરીનો હાથ પુત્ર પ્રભાતસિંહ માટે માંગ્યો, તેની તેમણે ચોખ્ખી 'ના' પાડી એટલે...! તો કોઈ કહેતું ભાસા'બે આ વેળા પોતે ચૂંટણી લડવા માંગે છે તેની રણજીતસિંહે ના પાડી. આમ બંનેની દુશ્મનાવટ માટે ભાત-ભાતની વાતો લોકોમાં વહેતી થઈ. પણ બંનેમાંથી એકેયે તેમને એક-બીજા વચ્ચે કઈ બાબતે વાંકુ પડ્યું તેનો ફોડ ન તે ન જ પાડ્યો.

★★★

ગામ તથા આજુબાજુના વિસ્તારમાં જેટલા મોઢાં એટલી વાતો ચૂંટણી પરિણામ અંગે થતી. કોઈ કહેતું : બોલો શરત મારવી છે ? આ ભાસા'બ જ ચૂંટણી દાવ મારી જશે. પ્રથમવાર જ ચૂંટણીમાં ઊભા છે છતાં દરેક વિસ્તારનું એમનું આયોજન, કાર્યકરોની ફોજ, એમના ચૂંટણી પ્રચારમાં પધારતા રાજ્ય કે રાષ્ટ્રકક્ષાના નેતાઓનાં વક્તવ્યો એવા કે પ્રજા ભાસા'બ માટે મત આપવા મતદાર મન ન બનાવે તો જ નવાઈ. સામો દલીલ કરતો, દોસ્ત તારી વાત સાચી, પણ રણજીતસિંહ કંઈ આજકાલના રાજકારણમાં નથી. બે દાયકાથી તાલુકાથી લઈને ગાંધીનગર સુધી એમના નામની બોલબાલા છે. લોકોના કેટકેટલાં કામ કરીને દિલ જીત્યાં છે. એટલે તો રણજીતસિંહ આજ સુધી રાજકારણના એક્કા જ સાબિત થયા છે.

★★★

ચૂંટણીના પડઘમ શાંત થયા. એટલે ઉમેદવાર, તેમના કાર્યકરો ઘેર ઘેર જઈ લોકસંપર્ક કરવા માંડ્યા. મતદારો માટેય એવી મુશ્કેલીની ઘડી આવી કે, બેમાંથી કોના નામ સામેનું બટન દબાવવું, કેટલાક તો ચૂંટણી પહેલાં જ અનુમાન કરવા લાગ્યા કે, જે કોઈ જીતશે તે તદ્દન નજીવા મતોએ જ જીતશે.

★★★

પ્રભાતસિંહ અને તેમના ચારે મિત્રો પોતાના દાવ ખેલવા સક્રિય થઈ ગયા. જાત સાથે વાત કરતાં ભાસા'બના પાટવીકુંવર મનોમન કે, અબ આયેગા ઊંટ પહાડ તલે. ને મનમાં સળગતી બદલાની આગ વધુ ભડકતી, આ માટે રજેરજ કામ કઈ રીતે ચૂપચાપ પાર પાડવું તેની તૈયારી સૌને સમજાવી; ને એની ગંધ સુધ્ધાં ભાસા'બને ન આવવી જોઈએ એમ ભારપૂર્વક કહ્યું. કોણ ક્યારે, કયું કામ કરી, કઈ દિશામાં અલોપ થઈ જવું તેની મિનિટે મિનિટની પાક્કી ગણતરી કરી લીધી.

છોટે બાપુ પ્રભાતસિંહે જમણા હાથે થાય તેની ખબર ડાબા હાથનેય પડે તેવું આયોજન કર્યું. કામ એટલું અઘરું કે, ચૂપચાપ ન થાય તો કેટલાંયે માથાં વધેરાઈ જાય. એમણે નક્કી કર્યું કે, આપણે જે મિશન પાર પાડીએ તે રણજીતસિંહના ઘરવાળાય પાછળથી જ જાણે. ચૂંટણીના આગલા દિવસથી જ તેઓ હક્કા બક્કા થઈ જાય, ચૂંટણીમાં અને બીજી રીતે પણ તેમનો પરાજય થાય.

આખરે પ્રભાતસિંહ અને એમના મિત્રોની ચૂપચાપ બાજીની ગંધ મોટા બાપુ ભાસા'બના કાનોકાન ગમે તેમ પહોંચી ગઈ. ને ભાસા'બ બાપુએ માથે બરફશિલા મૂકીને એમના એક અંગત સાથીને લઈને બે પ્રાણવાન ઘોડીઓ અડધી રાતે અંધારામાં પવનવેગે મારી મૂકી.

એમની પાસે પાક્કી માહિતી પહોંચી હતી. ગામથી આઠ-દસ કિ.મી. દૂરના કોતરોમાં આવેલા એક મંદિરે પહોંચતાં જ બાપુએ હવામાં ફાયરિંગ કરતાં પડકાર ફેંક્યો. જે કોઈ હોય એ બધા એક સાથે હું એક, બે, ત્રણ ગણું તે પહેલાં બહાર આવી જાવ, નહીં તો આ બે નાળારી તમારી સગી નહીં થાય.

બાપુએ હવામાં ફાયરિંગ કરતાં જ, ગણવાનું ચાલુ કર્યું. એક.... બે...ને એ સાથે ત્રણ જુવાનિયા અને એક યુવાન છોકરી મંદિર બહાર નીકળ્યાં. સોળે કળાએ ખીલેલી ચાંદનીના પ્રકાશમાં બાપુએ સૌને ઓળખી લીધા. ભાસા'બે મૃદુ અવાજે કહ્યું : દીકરી ગૌરી, તું મારી માણકી પાસે ઝટ આવી જા, આ તારા મોટા બાપુને માફ કરજે. કબૂતરીની જેમ ફફડતી ગૌરી ઝડપભેર ભાસા'બની ઘોડી પાસે પહોંચી મોટા બાપુ સાથે ઘોડી પર સવાર થઈ ગઈ. ને બાપુએ, એમના સાથીએ પૂરપાટ ઘોડીઓ હાંકી મૂકી. રણજીતસિંહના ડેલાના પાછલા ભાગે પહોંચતાં જ બાપુએ બૂમ પાડી. 'રણજીતસિંહ નીચે ઊતરો. ગૌરી દીકરીને લઈને આવ્યો છું. ને ઘોડી પરથી ઊતર્યા, દીકરીનેય ઉતારતાં કહ્યું : આ તમારી નહીં મારીય દીકરી છે.

રણજીતસિંહે નીચે ઊતરતાં જ ઝડપભેર હર્ષના આંસુ સાથે ભાસા'બને પગે લાગતાં કહ્યું : બાપુ તમે મારી પાઘડીની લાજ રાખી. તમે જીત્યા, હું હાર્યો.

*એ/૨૦, બાગે નવાન ફ્લેટ્સ,*
*શાહઆલમ, અમદાવાદ-૩૮૦૦૨૮*
*ફોન : ૦૭૯-૨૫૩૨૦૩૩૦*





" સાંનિધ્ય "
- રેખા વેગડ
મો.- ૯૪૨૭૨૫૦૫૦૫



# વિનોદિકા સંપુટ

રતિલાલ બોરીસાગર
નિરંજન ત્રિવેદી
પ્રવીણ દરજી
હરિકૃષ્ણ પાઠક
હર્ષદ પંડ્યા 'શબ્દપ્રીત'
ડૉ. નલિની ગણાત્રા
પરાગ ત્રિવેદી
ડૉ. જગદીશ ત્રિવેદી
અધીર અમદાવાદી
જીતેન્દ્ર ઠક્કર

રમેશ તન્ના
કિશોર અંધારિયા
નગીન દવે
ભર્ગદેવ ભટ્ટ, 'હાસ્યાયન'
કૃષ્ણ પંડિત
કલ્પના દેસાઈ
પ્રદ્યુમ્ન આચાર્ય
દિલીપ શાહ 'રસીલા'
નિપુણ સી. ચોકસી
મધુર દિ. ધ્રુવ

# દસમા-બારમાવાળાં બાબા-બેબીનાં માતા-પિતાનો ટીવી ઇન્ટરવ્યૂ

*- રતિલાલ બોરીસાગર*

ઉદ્‌ઘોષક : નમસ્તે દર્શક મિત્રો ! આજે અમારા ટીવી સ્ટુડિયોમાં એક દંપતી ઉપસ્થિત છે. આ દંપતીના બાબાએ એસ. એસ.સી.ની પરીક્ષા આપી છે અને એમની બેબીએ બારમા ધોરણની પરીક્ષા આપી છે. દંપતીના ચહેરા પર પરીક્ષા પૂરી થયા પછીના છુટકારાના ને પરિણામની ચિંતાના મિશ્રભાવો આપ જોઈ શકશો. અમારા અસંખ્ય દર્શકોમાંથી અનેકનાં બાબા-બેબી ચાલુ સાલે દસમા-બારમામાં આવશે. એમને હિંમત રહે, માર્ગદર્શન મળે, એમની ધીરજ ખૂટી ન જાય એ માટે આ દંપતીને આપણે ઇન્ટરવ્યૂ આપવા વિનંતી કરી અને આપણી વિનંતી માન્ય કરીને તેઓ અત્રે પધાર્યા છે. તો હવે આપણે પ્રશ્નોત્તરીનો પ્રારંભ કરીએ. હા, તો મિસ્ટર અને મિસિસ શાહ, આપની બેબી બારમામાં આવી ત્યારે આપને કેવી લાગણી થયેલી ?

મિસિસ શાહ : બેબી પહેલવહેલી આવી એટલે કે જન્મી ત્યારથી જ અમને ઇંગ્લિશ મીડિયમની સારી શાળાના કે. જી. વિભાગમાં પ્રવેશ મળશે કે કેમ એની ચિંતા થવા માંડી હતી. બેબીને સારો વર મળશે કે કેમ તેની અમને ક્યારેય ચિંતા નથી થઈ. પણ બેબીને ટ્યૂશન માટે સારા ટીચર મળશે કે કેમ એની અમને સતત ચિંતા રહ્યાં કરી છે. ટૂંકમાં, બેબી જન્મી ત્યારથી એના એજ્યુકેશન માટે અમે સતત ફફડતાં રહ્યાં છીએ.

મિસ્ટર શાહ : બાબા-બેબીના એજ્યુકેશનના પ્રશ્ને ફફડવા અંગેનાં અમે એટલાં બધાં રિહર્સલ કર્યાં હતાં કે બેબી બારમામાં આવી ત્યારે માનસિક રીતે અમે એકદમ સુસજ્જ હતાં.

મિસિસ શાહ : અમે આ દિવસ માટેનું આયોજન બરાબર કરી રાખેલું. બાબાનું નવમાનું અને બેબીનું અગિયારમાનું પરિણામ આવ્યું એ જ દિવસે અમે ટીવી માળિયા પર ચડાવી દીધું હતું. બેબીના પપ્પા તો ઇલેક્ટ્રિક કનેક્શન જ કપાવી નાખવા માગતા હતા, જેથી અમે પાંચ-છ કલાક માટે બહાર હોઈએ ત્યારે બાબો એમના મિત્રોની મદદથી માળિયા પરથી ટીવી ઉતારે નહીં. પણ ઇલેક્ટ્રિક કનેકશન કપાવી નાખીએ તો બાબા-બેબીને રાત્રે વાંચવા માટે પ્રોબ્લેમ થાય એટલે પછી ઇલેક્ટ્રિક કનેક્શન કપાવી નાખવાનો વિચાર પડતો મૂક્યો. પણ આખું વરસ અમે સાથે ક્યાંય બહાર ગયાં જ નહીં. લગ્નના રિસેપ્શનમાં પણ એ એકલા જ જતા. આ કારણે જોકે અમારા એક ઓળખીતાને તો મારા પતિ વિધુર થઈ ગયા છે એવો વહેમ પણ પડેલો. અને આવા ગંભીર સમાચારની જાણ પણ ન કરી એવો ધોખોય કર્યો હતો.

ઉદ્‌ઘોષક : આટલું બધું ટેન્શન થવાનું શું કારણ ?

મિસિસ શાહ : બેબી જન્મી એ જ દિવસથી અમે એને ડૉક્ટર બનાવવાનું નક્કી કરી નાખ્યું હતું અને એ દિવસથી આજ સુધી અમે એ બાબતની એકધારી ચિંતા કરી છે.

ઉદ્‌ઘોષક : પુત્રીના વિકાસ માટેની આપની નિષ્ઠા પ્રશંસનીય છે.

મિસિસ શાહ : વિકાસ-બિકાસ તો ઠીક સાહેબ, પણ મારાં સૌથી મોટાં બહેનની બેબી ડૉક્ટર થઈ, ડૉક્ટરને પરણીને અમેરિકામાં સેટલ થઈ. મારાં નણંદની દીકરી ડૉક્ટર થઈ છે. મારા જેઠની દીકરી ડૉક્ટર થઈ છે. હવે અમારી ડૉટર ડૉક્ટર ન થાય તો અમારું નાક જ કપાઈ જાય ને ! અમે તો બેબી જન્મવાની હતી ત્યારે જ નક્કી કરી નાખ્યું હતું કે, બેબી જન્મે તો એને ડૉક્ટર બનાવવી અને બાબો જન્મે એને સી.એ. બનાવવો.

ઉદ્‌ઘોષક : બાબાને સી.એ. કેમ, ડૉક્ટર કેમ નહીં ?

મિસ્ટર શાહ : મેં સી.એ. થવા માટે ઘણા પ્રયત્નો કર્યા હતા. પેલા કરોળિયાએ જાળું બનાવવા સાત વાર પ્રયત્ન કર્યા હતા. જ્યારે મેં તો સી.એ. થવા ચૌદ વર્ષ સુધી પ્રયત્ન કર્યા. પણ સફળ ન થયો. એટલે મેં તો નક્કી કરી નાંખ્યું હતું કે, હું ભલે સી.એ. ન થયો, પણ દીકરો જન્મે તો એને સી.એ. બનાવવો જ. એટલે મારાં લગ્નનું નક્કી થતું હતું, ત્યારે મારી શરત હતી કે, લગ્ન પછી દીકરી જન્મે તો દીકરીને એની માતા ઇચ્છે એવું ભણાવીશું, પણ દીકરો જન્મે તો એને સી.એ. જ બનાવવો. આ કારણે મારે કેટલાંય સારાં ઠેકાણાં જતાં કરવાં પડેલાં, પણ હું મક્કમ જ રહ્યો હતો. જોકે બાબાની આ મમ્મી જોડે સુખી થયો એટલે સારાં ઠેકાણાં જતાં કરવાં પડ્યાં એનો સહેજે રંજ નથી, પણ દુઃખી થયો હોત તોય મને મારા નિર્ણય અંગે પસ્તાવો ન થાત.

ઉદ્‌ઘોષક : પોતાને ડૉક્ટર થવાનું છે એવી બેબીને સમજણ આવી ત્યારે એને કેવું લાગેલું ?

મિસિસ શાહ : એને નહોતું ગમ્યું. એને તો નાચવા-ગાવાનો શોખ. અમે એને કહી દીધું કે, નાચવું-ગાવું એ આપણું કામ નહીં. એને તો નૃત્યના ક્લાસ કરવા હતા, પણ અમે એને આઠમા ધોરણથી ગણિત-વિજ્ઞાનના ક્લાસો કરાવેલા.

ઉદ્‌ઘોષક : બેબી પર એની કેવી અસર પડી હતી ?

મિસિસ શાહ : થોડું રડી-કકળી, પણ મૉડર્ન સાયન્સના આ જમાનામાં નાચવા - ગાવામાં એની જિંદગીનાં કિંમતી વર્ષો થોડાં બગાડાય છે ? મા-બાપ તરીકે આપણે એટલું તો સમજવું જ જોઈએ ને ?

ઉદ્‌ઘોષક : બાબાએ દસમાની પરીક્ષા આપી. એ. સી. એ. થશે એવું લાગે છે ?

મિસ્ટર શાહ : બાબાને ગણિતમાં મુદ્દલ રસ પડતો નથી. એને ડ્રોઈંગમાં બહુ રસ છે, એને ફાઈન આર્ટ્સનું ભણવું છે. ફાઈન આર્ટ્સનું ભણ્યે બે પાંદડે થોડું થવાય ? ચકરડાં-ભમરડાં

ચીતરીને આપણે કામેય શું છે ?

ઉદ્‌ઘોષક : આપે કદાચ ભવિષ્યના પિકાસોને પ્રગટ થવા ન દીધો એમ પણ બને.

મિસ્ટર શાહ : પિકાસો ? કોણ પિકાસો ? શેરબજારનો કોઈ મોટો એજન્ટ છે ? નામ પરથી તો કોઈ મલ્ટિનેશનલ કંપનીનો ડિરેક્ટર હોય એવું લાગે.

ઉદ્‌ઘોષક : પિકાસોની ચર્ચા જવા દઈએ. અત્યારે એ પ્રસ્તુત નથી. આમેય કલાકારો હવે ધીમે - ધીમે અપ્રસ્તુત થતા જાય છે. હા, તો બેબી માટે આપે ટ્યૂશન તો રાખ્યું જ હશે.

મિસિસ શાહ : ટ્યૂશન નહીં, ટ્યૂશનો રાખ્યાં હતાં. દરેક પેપરનું એક-એક ટ્યૂશન. એક પેપરનું તો સવા ટ્યૂશન રાખ્યું હતું.

ઉદ્‌ઘોષક : સવા ટ્યૂશન ? એ કેવી રીતે ?

મિસ્ટર શાહ : એક પેપરમાં ખાલી જગ્યાનો પ્રશ્ન પુછાય છે. એક પ્રોફેસર એનું જ ટ્યૂશન રાખે છે. મગજમાં ખાલી જગ્યા હોય એવા વિદ્યાર્થીના પણ એ પ્રશ્નમાં પૂરા માર્ક્સ આવે એવું સરસ એ પાકું કરાવે છે. ખાલી જગ્યાના પ્રશ્નના એ સર ખાંટુ છે.

ઉદ્‌ઘોષક : કેવા છે ?

મિસ્ટર શાહ : ખાંટુ - એક્સપર્ટ. સર એક પ્રશ્નના ટ્યૂશનનો પણ પૂરો ચાર્જ લે છે ને. અઠવાડિયામાં એક જ દિવસ ઘેર આવીને બે કલાક ભણાવે. જોકે સમય ઘેરથી નીકળે ત્યારથી ઘેર પાછા પહોંચે એ રીતે બે કલાક ગણવાના - ભાડાની ટેક્સીમાં કિલોમીટર ગણાય એ રીતે. અમારું ઘર સરના ઘરથી નજીક છે એટલે અમને થોડો લાભ થયેલો. આ સરને ત્યાં ટ્યૂશન માટે લાઈન લાગે છે. મારા એક મિત્રની લાગવગથી બેબીના ટ્યૂશનનું માંડ ગોઠવાયેલું.

ઉદ્‌ઘોષક : બીજાં બધાં ટ્યૂશનો આપની ઇચ્છા મુજબ ગોઠવાઈ શકેલાં ?

મિસિસ શાહ : ના, સાહેબ ! ગણિતના એક સરને ત્યાં બાળક આઠમા ધોરણમાં આવે ત્યારથી બુકિંગ કરાવી દેવું પડે છે. અમે બેબી નવમા ધોરણમાં આવી ત્યારે ગયેલાં એટલે મેળ ન પડ્યો. વેઇટિંગમાં પણ સત્તરમું નામ આવ્યું હતું. બુકિંગ થાય તો આખી ફી ભરી દેવાની. વેઈટિંગમાં અડધી ફી ભરવાની ને વેઇટિંગમાં વારો ન આવે તો પા ફી જ પાછી મળે. જે સરનું ટ્યૂશન રાખ્યું હતું એને નવમામાંથી જ બુક કરેલા. એ વખતે પણ બેબીનું નામ છેલ્લે હતું.

ઉદ્‌ઘોષક : આ હિસાબે આખું વરસ પણ તમારે ઘણી કાળજી લેવાની થઈ હશે.

મિસિસ શાહ : હું તો અડધી થઈ ગઈ, સાહેબ ? અમારા આમની તો ઊંઘ એવી કે બે-બે એલાર્મ મૂક્યા હોય તોય સાંભળે નહીં. એટલે બેબીને સવારે ચાર વાગ્યે મારે ઉઠાડવાની. બાબો રાત્રે એક વાગ્યા સુધી વાંચે. એને દર કલાકે ચા કરી દેવાની. છેલ્લે બાર વાગ્યે ચા બનાવીને સૂઉં ત્યાં ચાર વાગ્યે બેબીને ઉઠાડવાની હોય. હું ઊઠું, બેબીને ઉઠાડું, એને ચા કરી આપું. પછી કલાક માંડ સૂઉં ને છ વાગ્યે ઊઠીને કામે વળગું.

મિસ્ટર શાહ : હું સવારના સાતથી દસ ચકલીઓ ઉડાડતો હતો.

ઉદ્‌ઘોષક : શું કરતાં હતા ?

મિસ્ટર શાહ : ચકલીઓ ઉડાડતો હતો. સવારે બાબો અને બેબી વાંચતાં હોય ત્યારે ચકલીઓ બહુ ડિસ્ટર્બ કરે. એટલે એને સતત ઉડાડ્યા કરવી પડતી. નોકરને આ વધારાનું કામ કરવાનું કહ્યું. કચરા-પોતાના કામ કરતાં બમણા પૈસા આપવાની ઓફર કરી, પણ એ આટલો બધો ટાઈમ સ્પેર કરી શકે એમ નહોતો એટલે એણે ના પાડી. એટલે આખું વરસ ચકલીઓ મેં ઉડાડી.

ઉદ્‌ઘોષક : ધન્ય ! ધન્ય ! માતા-પિતા તરીકે આપે બાળકો માટે ઘણો ભોગ આપ્યો. પરીક્ષા પૂરી થઈ એટલે હવે આપને રિલીફ એટલે કે હળવાશ લાગતી હશે.

મિસિસ શાહ : બે દિવસ હળવાશ લાગી. પણ હવે બેબીના રિઝલ્ટની ચિંતા થાય છે. બેબીને ધાર્યા માર્ક્સ ન આવે તો કર્યું - કરાવ્યું બધું ધૂળમાં મળી જાય. એટલે કાલે અમારા ફેમિલી જ્યોતિષીને ઘેર બોલાવ્યા છે. એ હા પાડે તો પરિણામ આવે ત્યાં સુધી જાપ કરાવવા છે.

ઉદ્‌ઘોષક : જાપ ? શા માટે ?

મિસિસ શાહ : બેબી ઇંગ્લિશ મીડિયમમાં છે. એના પેપર્સ ગુજરાતી મીડિયમવાળા પાસે નહીં જાય ને ? - એવી ચિંતા થાય છે. વળી, જાપ કરાવીશું એટલે બેબીના પેપર્સ કોઈ દયાળુ પરીક્ષક પાસે જશે. મૂઆ કેટલાક પરીક્ષકો તો રાક્ષસ જેવા હોય છે. કુમળાં છોકરાંઓને રહેંસી નાખે ! એટલે બેબીના પરીક્ષકો દયાળુ હોય, ઉદાર હોય, પાંચ માર્ક્સ આવતા હોય ત્યાં એના હાથે દસ મુકાઈ જાય એ માટે જાપ કરાવવા છે. ટ્યૂશનના આટલા ખર્ચ્યા તો જાપના બીજા થોડા વધારે. છોકરાંઓની જિંદગી કરતાં શું વધારે છે ?

ઉદ્‌ઘોષક : પરીક્ષકો પાંચને ઠેકાણે દસ માર્ક્સ મૂકી દેશે તો બેબીને દરેક પેપરમાં સોમાંથી દોઢસો માર્ક્સ આવશે.

મિસિસ શાહ : સારું કર્યું આપે ધ્યાન દોર્યું. એટલા બધા સ્ટ્રૉંગ જાપ ન કરે એવું કહીશું. આપણે તો બેબીને મેડિકલમાં એડમિશન મળી જાય, બેબી ડૉક્ટર થઈ જાય, ડૉક્ટર છોકરો મળી જાય, ને બેબી અમેરિકામાં સેટલ થઈ જાય એટલે બસ ! બીજું આપણે શું જોઈએ ?

ઉદ્‌ઘોષક : આપની ભાવના સિદ્ધ થાય એ માટે ખૂબ - ખૂબ શુભેચ્છાઓ ! આપની મુલાકાતથી હવે જેમનાં બાબા-બેબી દસમા-બારમામાં આવશે એમને ઘણું માર્ગદર્શન મળશે. ધન્યવાદ ! નમસ્તે !

મિસ્ટર અને મિસિસ શાહ : નમસ્તે !

---

*એફ/૬૭, રતિલાલ પાર્ક,*
*દર્પણ છ રસ્તા પાસે, અમદાવાદ-૩૮૦૦૧૪.*
*ફોન : ૦૭૯-૨૭૬૮૦૨૬૪*

# કંકોતરીઓ વહેંચવાની સેવા

*- નિરંજન ત્રિવેદી*

**લા**લ રંગ ભયસૂચક ગણવામાં આવે છે. છતાં કંકોતરીઓ લાલ રંગમાં છપાય છે. (કે... પછી એટલા માટે જ કંકોતરીઓ લાલ રંગમાં છપાય છે !) ચેતવણીસૂચક લાલ રંગમાં છપાતી કંકોતરીની ચેતવણી તરફ મનુષ્યો લક્ષ્ય નથી આપતા, પછી ઈશ્વર શું કરે ?

કંકોતરી લખનાર, લખાવનાર, પામનાર, વહેંચનાર બધા જ જાણે-અજાણે વિવિધ પ્રકારના ભયો અને સંકટોનો સામનો કરે છે. કારણ કે એ જ એમનું પ્રારબ્ધ છે.

ઉપરનો પેરાગ્રાફ આપ ઝડપથી નહીં વાંચી ગયા હો તો આપને ખ્યાલમાં આવશે કે કંકોતરી વહેંચનાર પણ સંકટો વહોરે છે એવું જણાવ્યું છે. તેથી આશ્ચર્ય ન અનુભવતા. યુદ્ધ સમયે જેમ એરપોર્ટના રસ્તે આવેલ નિરુપદ્રવી બાંધકામો પણ બોમ્બમારામાં હોનારતનો ભોગ થઈ પડે છે તેમ લગ્ન પ્રસંગોએ કંકોતરી વહેંચવાનું સેવાભાવી કાર્ય ઉપાડી લેનાર સ્નેહીજન પણ ક્યારેક ભારોભાર આપત્તિમાં સપડાય છે.

કોલેજકાળ દરમિયાન મને લગ્ન પ્રસંગોએ કંકોતરી વહેંચવાનું કામ સોંપાતું, ફિક્સ ! જેમ ન્યાતની મિટિંગોમાં પ્રમુખ ફિક્સ હોય છે તેમ અમારા કુટુંબ, સગાંવહાલાં, મિત્રમંડળના લગ્ન પ્રસંગોમાં કંકોતરી વહેંચનાર તરીકે હું જ રહેતો. એટલે હું દાવા સાથે કહી શકું છું કે, અમદાવાદની ભૂગોળનું મને જેટલું જ્ઞાન છે એટલું અમદાવાદના મેયરને નહીં હોય. અમદાવાદની સોસાયટીઓમાં, પોળોમાં, ગલીઓમાં હું જેટલું ઘૂમ્યો છું. શાયદ કોઈ પોસ્ટમેન ઘૂમ્યો હશે !

લગ્ન કરનાર પાત્રો બદલાતાં, કંકોતરીઓ બદલાતી, કંકોતરીઓનાં કદ, ડિઝાઈનો બદલાતી... ન બદલાવામાં કંકોતરીના છાપકામનો લાલ રંગ અને કંકોત્રી વહેંચનાર હું.

શશિકાંત માળીને ફાંસી આપનાર વિષ્ણુએ નેવ્યાશી જણને ફાંસી આપ્યાનો દાવો કર્યો છે. (વિષ્ણુ આમ તો પાલનહારનું નામ છે, આ કિસ્સામાં ફાંસી કાર્ય કરી વિષ્ણુ પોતાના કુટુંબનું પાલન કરે છે !) મારો દાવો વિષ્ણુથી મોટો છે. મેં નેવ્યાશી શું એકસો નેવ્યાશી... કદાચ એક હજાર નેવ્યાશી જણની કંકોતરીઓ વહેંચી હશે. (આટલા જણને લટકાવી દેવામાં મારો ફાળો છે તેવું કહેવાનો મારો આશય નથી.)

''ગિનેસ બુક ઓફ વર્લ્ડ રેકોર્ડ''માં કંકોતરી વહેંચવાનો મારો રેકોર્ડ નોંધાવનાની મારી ઈચ્છા છે. સ્કૂલમાં નવમા કે દસમામાં હોઈશ ત્યારે મેં આ ક્ષેત્રે પ્રથમ વાર પગ મૂક્યો હતો. (કે સાઈકલનું પૈડું મૂક્યું હતું) મને સાઈકલ આવડે છે તે મારી લાયકાત લક્ષ્યમાં લેવામાં આવી હતી.

પ્રથમવાર કંકોતરીઓનો થોકડો મારા હાથમાં મૂકવામાં આવ્યો ત્યારે ટેસ્ટ પ્રવેશ મેળવનાર ક્રિકેટ જેટલો મને આનંદ થયો હતો. પણ મારે કહેવું જોઈએ કે જેમ હાથમાં નાળિયેર ગ્રહણ કરતા આનંદિત થતા વરરાજાને ભાવિનાં એંધાણ અંગે ખ્યાલ નથી હોતો તેમ હાથમાં કંકોતરીઓનો થોકડો ઝાલતી વખતે હું કેવળ આનંદવિભોર જ થયો હતો. ભાવિની વિપદા વિશે હું બિલકુલ અજ્ઞાત હતો.

''છોને બાપડા પરણતા, આપણે શું ? આપણે તો કંકોતરીઓ વહેંચી આપવી.'' આવી કોઈ ભાવનાથી કંકોતરી વહેંચવાનું કામ મેં હાથમાં લીધેલું. પણ ત્યાર પછી અનુભવથી ખબર પડવા માંડી કે કેવું વિકટ કાર્ય મેં માથે લીધું છે !

કંકોતરીઓનું સર્વસામાન્ય લક્ષણ કયું ?

એનો જવાબ છે...

જેમાં પ્રાપ્તકર્તાનું નામ કે સરનામું પૂરેપૂરું લખવામાં નથી આવતું તે કંકોતરી.

સ્થાનિક વહેંચવાની કંકોતરીઓમાં આવું જ થતું હોય છે. કંકોતરી લખનારાઓને ૫૦૦-૮૦૦-૧૦૦૦ કંકોતરી લખવાની હોય એટલે એ લોકો મિલિટરીમાં વાળંદ જે રીતે કામ પતાવે ફટાફટ... એ રીતે કામ પતાવીને મૂકી દે.

મને એ દિવસ યાદ આવે છે... મારા હાથમાં મુકાયેલી પ્રથમ થોડકાની પ્રથમ કંકોતરી ઉપર મારી નજર પડી. નામ હતું પુરીબહેન. ફક્ત પુરીબહેન, બીજું કશું નહીં. અને સરનામું હતું. આઝાદ સોસયટી.

એ વખતમાં વડીલોની ધાક વધારે હતી. વળી સ્વભાવે હું મહાભારતના પાત્ર જેવો. ''જી પિતાજી, જી પિતામહ.. જૈસી આપકી આજ્ઞા...!'' એવું બધું આપણા લોહીમાં એટલે બીતાં બીતાં વડીલને પૂછ્યું.

''કાકાશ્રી, આમાં ફક્ત પુરીબહેન જ લખ્યું છે...'' કાકાશ્રીને એમ લાગ્યું કે હું ઓડિટ કરી રહ્યો છું એટલે ભૃકુટી તાણી બોલ્યા,

''એટલું તો લખ્યું છે ને !''

''પણ... પણ... એટલાથી કઈ રીતે ખબર પડે ?''

''બાકીનું પૂછી લેવાનું... પૂછતો પંડિત થાય.'' એમણે સમાપન કરતાં કહી દીધું.

મને પંડિત બનાવવા માટે મારા કાકાનો દીકરો લગ્ન કરવાનું જોખમ લઈ રહ્યો હતો. એથી મારી હિંમત વધી ગઈ અને પુરીબહેન... આઝાદ સોસાયટી... એટલા અક્ષરો સાથે કંકોતરી પહોંચાડવાનું બીડું ઝડપી લીધું.

પહેલાંના વખતમાં ચિત્રકારો રાણીના નખ ઉપરથી આખું રાણીનું ચિત્રાંકન કરી આપતા હતા. એ કથાને પ્રેરણાસ્થાને રાખી હું કંકોતરી વહેંચવા નીકળી પડ્યો. અમદાવાની આઝાદ હોટેલનાં પૂરીશાક જાણીતાં પણ આઝાદ સોસાયટીનાં પુરીબહેન એટલાં જાણીતાં ન હતાં. હું પૂરી આઝાદ સોસાયટી ખૂંદી વળ્યો પણ પુરીબહેનનું ઘર ન મળ્યું.

વૈશાખની અમદાવાદની એ બપોર, પરસેવે રેબઝેબ હું... શર્ટ ભીનું અને ગળું સૂકું... એ બંગલાના કમ્પાઉન્ડમાં ઘરઘાટી કપડાં ધોતો હતો. એને મેં પુરીબહેન વિશે પૂછ્યું. એને પુરીબહેનની તો ખબર ન હતી. પણ આ આઝાદ સોસાયટી છે એ મેં એને કહ્યું ત્યારે એને ખબર પડી.

અમારા સંવાદો સાંભળી મકાન માલિક બહાર આવ્યા.

"રામા સાથે શું માથાઝીંક કરો છો ?" એમણે પૂછવા માંડ્યું.

"તમારા રામાને એ પણ ખબર નથી કે આ વિસ્તાર આઝાદ સોસાયટી છે ?"

"અમારે એનું ભૂગોળનું ટ્યુશન નથી રાખવાનું, ચાલવા માંડો."

મેં ચાલવા માંડ્યું... સાઈકલ લઈને.

આગળ એક બંગલામાં લીમડાના ઝાડ નીચે એક ભાઈ ખુરશી નાખી પુસ્તક વાંચતા બેઠા હતા. મને લાગ્યું આ કોઈ સારો માણસ લાગે છે. મને પુસ્તક વાંચતો માણસ સારો જ લાગે છે. ભલે ખરીદીને ન વાંચતો હોય.. માગીને લાવેલું પુસ્તક વાંચતો હોય... પાછું ન આપવાની દાનતથી લાવીને વાંચતો હોય તો પણ મને પુસ્તક વાંચતો માણસ ગમે જ છે. મેં એને પૂછ્યું.

"પુરીબહેન... ક્યાં રહે છે તે બતાવી શકશો ?"

મને પુસ્તક વાંચતા માણસ ગમે છે, પણ એ માણસને પુસ્તક વાંચવામાં ખલેલ પાડતા માણસો નહીં ગમતા હોય એમ એના ચહેરાના ભાવ જોતાં લાગ્યું. કંટાળાભર્યા અવાજે તેણે પૂછ્યું.

"પુરીબહેન એટલે ? બાપનું નામ નથી ?"

"બાપા તો મરી ગયા છે..." મેં ગબડાવ્યું.

"આવું જૂનવાણી નામ રાખનાર બાપ તો ગુજરી જ ગયા હોય ને ! પણ નામ તો મૂકી ગયા હશે ને !"

મેં પુરીબહેનના પિતાના નામ વિશેનું અજ્ઞાન જાહેર કર્યું.

"અચ્છા બંગલા નંબર શું છે ?"

"બંગલા નંબર તો ખબર નથી..."

"તમારું પોતાનું ઘર ક્યાં છે એ ખબર છે ?"

"સવારે હું નીકળ્યો ત્યારે રાયપુરમાં હતું... !"

"તો ત્યાં સીધા પહોંચી જાવ... આમ કંકોતરી વહેંચવા ન નીકળાય..."

પુરીબહેન તો ન મળ્યાં.. પણ ટાંટિયાની કઢી થઈ. આખો દિવસ રખડ્યો.

કંકોતરીની બીજી એક ખેપમાં પોળની કંકોતરી હતી. પુંજાભાઈના નામે. પત્તો ભાઉની પોળ.

દરેક પોળવાળાને પોતાની પોળ વિશે ભારે ગૌરવ - અભિમાન હોય છે. કોમવાદની જેમ, અમદાવાદમાં "પોળવાદ" પણ ફૂલ્યોફાલ્યો છે. એક 'ભાઉની પોળીયન' ને મેં પૂંજાભાઈ વિશે પૂછ્યું.

"ભાઉની પોળ ખરી પણ ખાંચો ક્યો ?" એણે સામે પૂછ્યું.

"એ તો ખબર નથી..."

"મિસ્ટર આ ભાઉની પોળ છે.. કોકડિયાની પોલ નથી, અહીંયાં ખાંચાનું નામ આપવું પડે..." "ભાઉની પોળ" શબ્દ ઉપર એકદમ ભાર આપી... અને કોકડિયાની પોળ શબ્દ ઉપર ઉપહાસ કરતો હોય તે રીતે એ ભાઉની પોળીયન બોલ્યો.

સવારે એણે મને કદાચ કોકડિયાની પોળમાં કંકોતરી વહેંચતાં જોયો હશે.

"મિસ્ટર... આ ભાઉની પોળ કોઈ નાની અમથી નથી સમજ્યા ?"

"મને કહેવામાં આવેલું કે નાનું છોકરું પણ પૂંજાભાઈનું ઘર પૂછશો તો બતાવશે..."

પેલાએ તરત બરફનો ગોળો ચૂસતા એક-બે વર્ષના છોકરાને પૂછ્યું. અલ્યા ભકલા, પૂંજાભાઈનું ઘર ક્યાં આવ્યું ?"

ભકલાએ તુરત ભેંકડો તાણ્યો. એને થયું હશે કે બરફનો ગોળો લઈ લેવાની વાત થતી લાગે છે.

"બોલો બીજા કોઈ નાના છોકરાને પૂછવું છે ?"

મારો કરુણ રકાસ થયો. અમદાવાદની પોળોની એ ગલીકૂંચીઓમાં કંકોતરીઓની ખેપમાં હું ઘણું ઘૂમ્યો છું.

એકવાર તો કંકોતરી વહેંચતાં થેલીના કારણે કમઠાણ થઈ ગયું.

થેલી વિશે તો તમે જાણતા જ હશો. થેલીઓ વેચનાર દુકાન બહાર ચોક્કસ પ્રકારના પટ્ટાવાળી થેલીઓ વેચતા જ હોય છે. જે લગભગ દરેક દુકાનમાં વેચાતી હોય છે. એટલે એકસરખી થેલીઓ તમને ઘણાં ઘરોમાં જોવા મળશે.

હું એવી એક પટ્ટાવાળી થેલીમાં કંકોતરીઓ લઈ વહેંચવા નીકળ્યો.

ઘણી જગ્યાએ ચા-પાણીનો આગ્રહ થાય. એક પ્રોફેસરને ત્યાં કંકોતરી આપવા ગયો. એમણે ચા માટે પૂછ્યું "રશ્મ ભી... ઔર મૌકા" બંને હતા. ચાનો સમય પણ હતો, પૂરતો આગ્રહ પણ હતો. એટલે બે વાર ના કહીને હા પાડી દીધી. સોફામાં ચા પીવા ગોઠવાયો. ચા પીધા પછી બાજુમાં પડેલી થેલી ઉપાડી ચાલવા માંડ્યું, બાકીની કંકોતરી કાલે વહેંચીશ એમ નક્કી કરી ઘેર ગયો. ત્યારે ખબર પડી કે પ્રોફેસરના ઘરમાં મેં 'પ્રોફેસર કૃત્ય' કર્યું હતું. એમના ઘરમાં પણ પ્રચલિત એવી પટ્ટાવાળી થેલી પડી હતી જે મેં ઉઠાવી લીધી હતી અને કંકોતરીની થેલી ત્યાં મૂકી આવ્યો હતો. ઘેર પહોંચીને મેં જોયું તો થેલીમાં કંકોતરીને બદલે રીંગણાં હતાં. સત્યનારાયણની કથામાં સાધુ વાણિયાની ધન-દોલતની જગ્યાએ ઘાસ - પાંદડાં - થઈ ગયાં હતાં એવો બનાવ મને લાગ્યો. પછી ખ્યાલ આવ્યો કે પ્રોફેસરના ઘરનાં રીંગણાં આપણે ત્યાં પહોંચી ગયાં છે. ઈત્તેફાકથી કંકોતરી અને રીંગણાનું વજન સરખું હશે એટલે ઉપાડતી વખતે મને ખ્યાલ નહીં આવ્યો હોય. બીજે દિવસે પ્રોફેસરે કંકોતરીઓ પાછી મોકલી આપી અને કહેવડાવ્યું : રીંગણાં પાછાં ન મોકલતા. શાક કરી નાખજો.

અમે રીંગણાંનું શાક કરી નાખ્યું. પ્રોફેસર કંકોતરીનું શાક કરી શકે તેમ ન હતા એટલે એ પાછી આવી... આ બનાવ મારા કુટુંબમાં, વર્તુળમાં બધે અતિ પ્રસિદ્ધ છે. દરેક વખતે મીઠું-મરચું ભભરાવી મારા સ્નેહીજનો તેનું બયાન કરતા રહે છે.

મારી સેવાભાવના, સાઈકલ અને શહેરની ભૂગોળની જાણકારીના કારણે વિદ્યાર્થીકાળમાં મેં કંકોતરીઓની અનેક ખેપ કરી હતી. આ તો અહીં તેના ચંદ-કિસ્સા તમને કહ્યા. બાકી હ્યુ-એન-સંગની જેમ મારી કંકોતરી -વિતરણ યાત્રા વિશે ગ્રંથ લખી શકું તેમ છું અને તેની હું વચન ધમકી આપું છું.

---

*શરણમ્ ફ્લેટ નં. ૯, ફ્લેટ નં. સી-૩૨,*
*ત્રીજો માળ, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો. ૮૪૦૧૨૦૫૧૧૫*

# હા, હા, હા.... !

- *પ્રવીણ દરજી*

**અ**મે અક્કર્મી ખરા પણ પડિયો કાણો થઈ જાય એવું કહેવું પડે ત્યાં સુધીના નહીં. જાણીએ બધું પણ કથીએ નહીં. અને કથીએ તો પછી બાકી પણ ન રાખીએ. અમે આમ નવરા ભાગ્યે જ બેસીએ. ખાતાં-પીતાં-સૂતાં પછી જે સમય રહે તે અમારો ધમધમતો સમય હોય. તેમાં ફોન કરીએ, આમ-તેમ લટાર મારીએ. રસ્તા પરથી જતા માણસોને, તેમની ચાલને, તેમના હાવભાવને નીરખીએ. ક્યારેક સામેના છજામાં બેઠેલાં, ક્રીડારત કબૂતરોને જોઈએ. વીજળી ખાતાના ને ટેલિફોનવાળાઓના લટકતા વાયરો જોઈએ, એ જોઈને તે વિભાગના સુખી કર્મચારીઓની ઈર્ષ્યા કરીએ, નળ આવ્યા હોય અને ડોલેડોલે રસ્તા પરપાણી રેલાવતા દેશના પાણીનો સદુપયોગ કરતા ભારતના નાગરિક સામે ટીકી ટીકી જોયા કરીએ. આંગડિયો ઘર પાસેથી પસાર થાય અને બારણામાં ન પ્રવેશે, આગળ ચાલી જાય, તો હાશકારો થાય. મનમાં એવું કે આજે તો છૂટ્યા આ ટપાલની બબાલમાંથી ! અને ક્યારેક શાળાએ જતાં, શાળા છૂટતાં, પાછા વળતાં, બાળકોને તૈયાર પેકેટમાંથી નાસ્તો કરતાં જોઈએ, દફતરથી વળી ગયેલી કમરને વાંકી ચૂકી થતી જોઈએ. ત્યારે દયા ઉપજે પણ થાય શું ! ભણ્યા વિના ભઈલા ! ચાલે કે ? અને વધુ તો કેટલાક બાળકોની સાથે દફતર - પાણી લઈ તેમની પૂજ્ય માતુશ્રીઓને દોડતાં જોઈએ ત્યારે એમ થાય કે, આઝાદ ભારત કેટલું નસીબવંતું છે કે, જ્યાં સંતાનોની સાથે માતા પણ બાળકોની બ્હાવરી બ્હાવરી થઈ ચિંતા કરતી હોય ! ભારતની, ભારતના યુવકોની આવતીકાલ સહસ્ર સૂર્યોની જેમ ઝગમગાટવાળી હશે એ નિશ્ચિત છે. અને શાળા છૂટ્યા પછી, સૂર્ય થાકીને એની ગુફામાં ભરાઈ જવા અધીરો બની જાય ત્યારે બદલાઈ રહેલા રસ્તા - માર્ગોની પણ બારીકાઈથી નોંધ લઈએ. હવે માણસો ઓછા, પણ પશુઓ વધુ હોય છે. કોઈકની ગાય, ગાયની સાથે વાછરડું, સાંઢ, કૂતરાં - બિલાડાં એવું તેવું ઘણું ઘણું... અંધકારના ઓળા ઊતરતાં અમારું આ નિરીક્ષણ કર્મ અટકી જાય છે. પ્રવૃત્તિ વિરામ આત્મઘાતી છે એ જાણીએ છીએ પણ દિવસે પ્રકાશ જ ઝૂંટવી લીધો છે. પછી કરવાનું શું ?

હું જાણું છું કે, મારી આ લાંબી એકોક્તિ તમોને મારા વિશે ખાંખાંખોળા કરવા પ્રેરશે. હું કોણ છું, કઈ જાતિ-જ્ઞાતિનો છું. ઊંચ કે નીચ કોમનો છું, ક્યા ધર્મનો છું, ક્યા દેશનો છું, આગળ વધીને કોઈ રાજકીય પક્ષ સાથે ઘરોબો તો નથી રહ્યો ને અથવા કોઈ વીઆઈપી છું કે કોઈ વીઆઈપીનો સંબંધી છું. અથવા નિર્ધન છું કે પૈસાદાર છું - વગેર વગેરે જાણવા માટે તમારા કાન સસલાના કાનની જેમ એકદમ ટટ્ટાર થઈ જશે. મારા દેખાવ વિશે પણ તમે એ દરમિયાન ઘણી કલ્પના કરી લીધી હશે. ખાસ તો ઊંચો છું કે ઠીંગણો છું, આંખો મોટી છે કે ચુંચળી છે, સહજ રીતે બોલું છું કે, થોડું ચાંપલાશભર્યું બોલું છું, રંગ કાળો છે, ગોરો છે કે ઘઉંવર્ણો છે વગેરે વગેરે વિશે પણ તમારી ઉત્સુકતા વધી ગઈ હશે. તમે મારા રૂપની સાથે રસનું શાસ્ત્ર પણ ફંફોસવામાં પડી જશો. મને કળામાં એટલે કે સંગીત - ચિત્ર - નૃત્ય વગેરેમાં રસ ખરો કે પછી નર્યો ઔરંગઝેબ, હું જીમમાં જાઉં છું કે, પછી કસરત બસરતને નવ ગજના નમસ્કાર, મારી ચાલ પૌરુષસભર છે કે, પછી અડધા પુરુષ અને અડધી સ્ત્રીની ચાલ જેવી થોડી થોડી લચકવાળી - આવું તેવું કેટલું તમે મારા હિતચિંતક થઈને વિચારતા હશો. વિચારવું જ જોઈએ. માણસ માણસ વિશે નહીં વિચારે તો પછી માણસનું થશે શું ? અરે, કઈ કઈ સંસ્થાઓ સાથે મારાં કનેકશન છે, રહ્યાં છે કે તૂટ્યાં છે, મારા વિશે બીજા લોકો શું કહે છે, વળી સાંભળનારને અનુકૂળ હોય તેટલું ગ્રહણ કરે અને પ્રતિકૂળ હોય તેટલું ઢાંકી-ઢબૂરી દે એ બધું તો પાછું ખરું. કેટલાક લોકો પૂરું ઓળખતા ન હોય છતાં વ્હાલ કરે અને ઓળખનારાઓ ટાળે એવું પણ અહીં જોવા મળવાનું. માનવજાતનું આ અને આવું વૈવિધ્ય તો દેશની સૂક્ષ્મ મૂડી છે, દેશના સંસ્કારની નિશાની છે. અને હા, મારી ઓળખમાં મારા ડ્રેસની ચર્ચાઓનો પણ સમાવેશ થઈ જતો હશે. પણ જવા દો. એકોક્તિનો મારે અંત લાવવો જોઈએ. મીઠા ઝાડનું મૂળ ન કાઢવાનું હોય...

હા, તો મિત્રો હું, આ મારી કથા-વાર્તા લખનાર, સ્વયં છું. કથા સૂધબૂધ સાથે લખું છું. અમારી કથાનું સૂત્ર છે, તેની વ્યવસ્થા છે. તમે તેને આરંભ-મધ્ય અને અંત તમે શબ્દોમાંથી કોરી-કાઢી શકો તેમ છો. અથવા એડવાન્સ હો તો તમે શબ્દોમાંથી તમારી અપેક્ષિત કથા પણ પામી શકો તેમ છે. અમે અંત ઉપરના તણખામાં માનતા નથી. અમે તો શબ્દે શબ્દે તણખો અનુભવી રહો તેવું માનીએ છીએ. તમે વાર્તાનાં બધાં તત્ત્વો ખોળો તો મળશે અને કદાપિ તમે કોઈ વાયવી તત્ત્વ ખોળશો તોય મળી જશે ! હા, આ વાર્તાનો નાયક હું છું, હું ઉર્ફ બુધાલાલ, બુધાલાલ ઉર્ફ માનવ મહેરામણનું એક મોજું, એક ઉછળતું મોજું, ફીણોટાતું મોજું, દરિયાનો અંશ, દરિયાનું ગાન-માન-ભાન -શાન જે ગણો તે... હા, હું બુધાલાલ છું. તમે મારા માટે કોઈ પણ વિશેષણ યોજી શકો છો. તમે મારા પર કશું પણ આરોપણ કરી શકો છો. મારા વિશેની મનઘડંત કથાઓ પણ તમે કહી શકો છો, વિસ્તારી શકો છો. બુધાલાલ હંમેશાં બધાંનું, નાગરવેલના પાનની જેમ, જતન કરતા આવ્યા છે. બુધાલાલને પૂર્વાપરમાં રસ નથી. બુધાલાલ ને રિયાલિટીમાં રસ છે. વર્ચ્યુઅલથી એ દૂર નથી તો નજીક પણ નથી. હા, બુધાલાલ પાંચ દાયકા જરૂર પસાર કરી ચૂક્યા છે ચઢાવ-ઉતારનો ખાસ્સો અનુભવ રહ્યો છે. છતાં બુધાલાલનો મહિમા બુધાલાલ તરીકે ટકી રહ્યો છે. મારી કથામાં કહો જાતિ-ફાતી ક્યાંથી આવે ? હું તો જાતિવિહોણો છું. મારા દેશને હું કોઈ સીમાઓમાં કેવી રીતે બાંધી શકું ? વ્યાસ અને વાલ્મિકીની ધરોહરમાંથી તો વિસ્તર્યો

છું. ત્યાંથી તો મારાં રક્ત-ચર્મ-માંસ પોષણ મેળવતાં આવ્યાં છે. અમે વીઆઈપી સાથે નહીં, ખુદની સાથે જોડાયેલ પ્રાણી છીએ.

અમારા મિત્રો ઘણીવાર તેથી જ કદાચ 'અદ્‌ભુત પ્રાણી' તરીકે અમારી ઓળખ આપતા હશે. બુધાલાલને તો ખૂંટિયે પોતિયું છે. આગળ ઉલાળ નથી, તો પાછળ ધરાર પણ નથી. બુધાલાલ સદા સ્વૈર છે, મસ્ત કલંદર છે. અમારે એક જ પક્ષ છે. સ્વયંનો પક્ષ. અમારો રંગ પણ એક જ છે. પાણી જેવો જેમાં જે ભેળવો તેવા અમે. ધર્મ વિશે પૂછશો નહીં. અમારું માથું મંદિર મસ્જિદે, જિનાલય, ગિરિજાઘર બધે જ નમે છે. નમે એ ગમે - એ સૂત્ર અમારી હૃદય કિતાબની ઉપર અમે કોતરી રાખ્યું છે. અમારી ઊંચાઈ કે અમારા કદની ચિંતા અમોને નથી. ઊંચા માણસને મળીએ છીએ તો પગના પંજાથી ઊંચા થઈને ભેટીએ છીએ તો નીચા કદની વ્યક્તિને મળીએ છીએ ત્યારે કમરમાંથી વાંકા વળીને તેને પ્રણામ કરીએ છીએ. અમે નિર્ધન - ધનવાનનાં ખાનાંને ગાંઠ્યા નથી. અમે મનથી સદાના ધનવાન છીએ. અમે કટુ-મધુ-તીખું-બધું ખાઈએ છીએ ને ખાતા રહેવાના છીએ. દાંત અને જીભની જુગલબંધીએ હજી અમોને કોઈ એક સ્વાદમાં બાંધી રાખ્યા નથી. અમે સ્વાદ અને વાદને જાણી ગયા છીએ. બંનેને પંપાળવાની વાત છોડી દેવા જેવી છે. અમે શુષ્ક નથી તો બરડ પણ નથી. અમે અમારી સાથે જંગ ખેલતા રહ્યા છીએ. સ્નિગ્ધ છીએ, લુખ્ખા નથી.

અમે જાણીએ છીએ બુધાલાલનું વર્ણન ન હોય, અમે એ પણ જાણીએ છીએ કે બુધાલાલને કશે સ્પર્ધા ન હોય. અમે એ પણ સમજીએ છીએ કે જ્ઞાનનાં સૂપડાં બુધાલાલને ફાવે તેમ નથી. તો લાગણીનાં ઝરણાંને તે સૂકવી દેવા પણ નથી માગતા. બુધાલાલને સંગીત ગમે છે, રાગ-ઉપરાગ ગમે છે તો ચિત્ર અને નૃત્ય પણ બુધાલાલના હાથ-પગ છે. બુધાલાલનું પરમ-ચરમ કર્તવ્ય હોય તો તે બુધાલાલ બની રહેવાનું છે. બુધાલાલના માથે માછલાં તો ધોવાતાં રહે છે. દરેક જણ કોઈને કોઈ રીતે ઊંડી સંશોધનવૃત્તિ દાખવી અમારો એકાદો દોષ તો અચૂક બતાવે છે જે. અમે તેઓને દુશ્મન નહીં, ગુણરાગી કહીએ છીએ. કારણ કે, દોષ શોધવા ગુણોનું તો સ્મરણ કરવું જ પડે છે.

બુધાલાલ ધારે તો પોતાની કથાને વિસ્તારી શકે તેમ છે. કથા અનંત છે, બુધાલાલ અનંત છે. બુધાલાલનું હોવું એ પૃથ્વીના પાટલે એક વિરલ ઘટના છે. બુધાલાલ ચાતરે છે અને ચાલે છે, બુધાલાલ મૂંગા રહે છે અને ક્યારેક બોલે છે. બુધાલાલ અટકે છે, અટકે છે અને કદીક ચાલે છે. બુધાલાલને પરીક્ષણમાં નહીં નિરીક્ષણમાં રસ છે. તમે તેમની આંખને ઘુવડ જેવી કહી શકો, બાજ જેવી પણ કહી શકો. પણ બુધાલાલ જેવી આંખ મળી છે તેવી આંખ વડે માત્ર જોયા કરે છે. જોવું એટલે રોવું નહીં, રોવામાંથી મુક્તિ. જોવું એટલે માત્ર નિહાળ્યા કરવું એવું નથી, જોવું એટલે કેટલુંક ખોવું પણ, ભૂલી જવું પણ, જોવું એટલે આંખો પટપટાવ્યા કરવી એમ નહીં, હૃદયને પટપટાવવાનું છે. બુધાલાલ ઘણીવાર જુઓને આ કથા લખવા બેઠા છે ત્યારે પ્રથમ પુરુષમાંથી તૃતીયપુરુષમાં પાછા સરકી ગયા ! બુધાલાલની કથન રીતિ વારે વારે ભાવાનુકૂળ બનતી જાય છે. બુધાલાલ ચેત ચેત હવે. ત્રીજો પુરુષ એકવચન નહીં, પ્રથમ પુરુષ એકવચન... હી... હી... હી...

તો, હા, બુધાલાલ ઉર્ફ આ વાર્તાનો નાયક હું પોતે છું. દશ્યો બદલાય છે, રસ્તા ફંટાય છે, ઘડી બદલાય છે. દૃષ્ટિ અને દૃષ્ટિકોણ બદલાય છે પણ હું, હું બુધાલાલ તો એમ જ વિઠોબા જેવો ઊભો છું. ઊભો હોઉં છું ત્યાં પંઢરપુર થઈ જાય છે. પંઢરપુર એટલે સંત ચોખા મેળા, સંત ગોરોબા અને સંત કાન્હોપાત્રા પણ ! બુધાલાલ ઉર્ફ આ હું માં એ બધું ઠાંસી ઠાંસીને ભર્યું છે. બુધાલાલના ઓઠે તમે 'બુધિયો' કહી મને હસી પણ નાખો, બુધાલાલને યાદ કરીને તમે બુધનું લીલા રંગનું નંગ પહેરવાનું પણ શરૂ કરો, બુધાલાલ કહીને તમે મારી ઠઠ્ઠા-મશ્કરી પણ કરી શકો. પણ મારા પેટનું પાણી હાલે તો ને ! અમે તો બંસીના નાદે ચાલનારા છીએ. બુધાલાલ ઉર્ફ અમને આંખ-કાન જ ભગવાને ક્યાં આપ્યાં છે. બંસીનો નાદ સંભળાય નહીં, પણ એ નાદથી ઝણઝણાટી તો અનુભવું છું.

હું ઝણઝણાટીનો માણસ છું. અક્કર્મી એટલે અકર્મી એવું પ્રમાણપત્ર તમે મને આપી શકો, જરૂર આપી શકો. કારણ કે આપણો સમય જ પ્રમાણપત્રો આપવાનો, તેનું વિતરણ કરવાનો છે. કોઈ ન આપે તો જાતે પ્રમાણપત્રો છાપતી સંસ્થા બની જવાનું. હુકમનો એક્કો ! જુઓ રંગ પછી ! અમને પ્રમાણપત્રોમાં રસ હવે ઊડી ગયો છે. અમારી શ્રદ્ધા પ્રમાણમાં દૃઢ થતી આવે. અમે ભાત ભાતના મિત્રોની ઠેકથી નાચીએ છીએ જરૂર પણ અમે અમારી ઠેકને ભૂલવાના નથી. હું બુધાલાલ હું જ છું એ મુદ્દો તો રુંવે રુંવે ડોકું કાઢતો જ રહેવાનો છે.

આજે હું મારી આ વેરવિખેર કથાનું કેલિડોસ્કોપ તમારા હાથમાં મૂકું છું. મને ખબર નથી કે, તમે તેને કયા હાથે પકડશો, કેવી રીતે ઘુમાવશો, કેવી રીતે પેલા રંગ-બેરંગી ટુકડાઓથી રાજી થશો. પણ એક વાત સો ટકા સાચી લેખશો. આ બુધાલાલ બુધાલાલ છે. શબ્દે શબ્દે બુધાલાલ, ડગલે ડગલે બુધાલાલ, વાતે વાતે બુધાલાલ, ભાતે ભાતે બુધાલાલ જાતે પાતે બુધાલાલ, બુધાલાલ, બુધાલાલ. અમે ઉર્ફ હું તમારી જેમ જ ખાઉં છું, પીઉં છું, બેસું - ઊઠું છું, ચાલુ-બોલું છું પણ મારો રિધમ તો મારો જ છે. બુધાલાલનો દેહ છૂટશે ત્યારે એમનો રિધમ તૂટશે. યાદ રાખો મારો રિધમ તૂટશે ત્યારે વિશ્વનો રિધમ પણ થોડોએક તૂટશે. આ બડાશ નથી, શેખી નથી, ખુદની બંદગી છે. એ બંદગી મને વૃક્ષરૂપે પુનઃ કદાચ અવતારી રહે, પંખી રૂપે મને જન્માવી રહે, ઝરણા રૂપે મને પ્રવહિત રાખે. બુધાલાલ ઉર્ફ હું એમ શાશ્વતનાદ છું. ચાહો, ઈચ્છો એવું સમજો, કહો, બોલો, બકો. કથાઓ વિસ્તારો, રાજીપાનો ઠેકડો ભરો, વાતોનાં સુરસુરિયાં સળગતાં રાખો. અમારા જમણા-ડાબા હાથનો અંગૂઠો ત્યારે ટટ્ટાર હશે. લગીરે વળ્યા વિનાનો.

એટલે તો કહું છું કે, અમે અક્કર્મી ખરા, પણ હજી અમારો પડિયો કાણો થયો નથી. અમે ભગવાન બુધાલાલ છીએ ! અમારી કથા તો અન્ - અંત છે.. .હા... હા... હા... !

---

*ફુવારા પાસે, વાગીશા,*
*લુણાવાડા, જિ. મહિસાગર.*
*મો. ૯૮૨૫૩૫૬૫૫૧*

# 'હાસ્યમંદિર'માં ડોકિયું

*- હરિકૃષ્ણ પાઠક*

**અ**ર્વાચીન સાહિત્યના આપણા સુપ્રસિદ્ધ લેખક સર્જક શ્રી રમણભાઈ નીલકંઠના - વ્યક્તિત્વ અને સર્જનના - વિવિધ પાસાંઓ વિશે વિદ્વાનો કહેવાના છે. તે સંજોગોમાં તેમને એક હાસ્યલેખક તરીકે નવાજવામાં તેમનું એક માત્ર - મુખ્યત્વે હાસ્યનું જ પુસ્તક 'હાસ્યમંદિર' વિશે કહેવું તેવું મેં મનોમન ઠરાવી દીધેલું. હાસ્યનો ઉલ્લેખ તો અન્ય સર્જનો વિશે કહેનારને પણ ક્યાંક નહીં ને ક્યાંક કરવાનો થશે જ, પરંતુ 'હાસ્યમંદિર'ની વિશેષતા એ છે કે તેમાં 'હાસ્યવિચાર' અંગેનો લેખ ૧૪૫ પાનાંનો છે ને બીજો 'ન્યૂસપેપર કોડ' આ બંને ખરેખર તો ગંભીર લેખો છે. અને તે લેખોમાં 'હાસ્ય'ને સમજાવવાનો અને વિવિધ ક્ષેત્રોમાં સક્રિય મહાનુભાવોને કાયદો અને નીતિ પાળવા ઉપરાંત સ્વેચ્છાએ કેવાં કેવાં નિયમનો - મર્યાદાઓ પાળવાં પડે તે ચીંધી બતાવવાનું લક્ષ્ય રહ્યું છે.

પુસ્તકના કુલ આડત્રીસ લેખોમાંથી ઉપરના બે લેખો બાદ કરીએ તો અહીં છત્રીસમાંથી બાર (૧૨) લેખો વિદ્યાગૌરીના છે. અને બાકીના ચોવીસ (૨૪) રમણભાઈના છે. બંનેના લેખોની કક્ષા, લખાવટ અને હાસ્ય નિષ્પત્તિ એવાં છે કે, તે સમકક્ષ ગણાય અલબત્ત વિષય પસંદગીમાં 'હિન્દુસ્તાનના વીસ અધમ પુરુષો' તથા 'નમૂનેદાર પુરુષ' વિશે વિદ્યાબહેન લખ્યું છે.

એક વાત આરંભે જ કહેવી જરૂરી લાગે છે કે, સમગ્રપણે આ સર્જકનું મૂલ્યાંકન કરનારે રમણભાઈને અર્વાચીન સાહિત્યના પ્રથમ 'હાસ્યલેખક' તરીકે નવાજ્યા છે, જો ગદ્યમાં રચાએલ હાસ્યના સર્જનને જ ધ્યાનમાં લઈએ તો પણ આ બહુમાન 'મિથ્યાભિમાન'ના સર્જક દલપતરામને દેવું પડે. ૧૮૭૧ની સાલમાં તે કૃતિ રચાઈ ત્યારે રમણભાઈ ત્રણ વર્ષના હતા. ત્યારબાદ પૂરા ૨૯ વર્ષ પછી તેમની કીર્તિદા કૃતિ 'ભદ્રંભદ્ર' મળે છે. જે આજના આપણા હાસ્ય-લેખકોને તેનું અનુસરણ કરવા કે પછી અનુકૃતિ કે પ્રતિકૃતિ રચવા પ્રેરે છે, તેટલી વિશેષતા ધ્યાનમાં લઈએ તો પણ હાસ્યની કૃતિ લેખે 'મિથ્યાભિમાન'ને કોઈ રીતે ઓછી કે ઊણી આંકી શકાય નહીં. 'ભદ્રંભદ્ર'નું પાત્ર જીર્ણમતના આત્યંતિક તરફદારોના પર્યાય રૂપે સ્થપાઈ ગયું છે તેવું જ 'મિથ્યાભિમાન'ના નાયક જીવરામ ભટ્ટનું થયું છે.

મનુષ્યમાં રહેલી 'હાસ'ની વૃત્તિને કારણે તે કોઈ ને કોઈ પ્રસંગે કે નિમિત્તે હાસ્ય અનુભવે છે, માણે છે. વ્યક્તિ કયા પ્રકારના ને કેવાં હાસ્યને વધાવે છે કે, માણે છે તે તેના ચરિત્રને પણ ઓળખાવે. હાસ્યમાં પણ સુરુચિ અને સંસ્કારિતા જળવાય તેને લેખક આવશ્યક ગણે છે એટલે કે તેમાંથી રસ ઉત્પન્ન થવો ઘટે. એવો ઉત્કર્ષ તેમાં હોવો ઘટે. આ માટે લેખકે ભોજા ભગતના ચાબખા અને ભવાઈમાં ગવાતી એક રચના નમૂના રૂપે પેશ કરી છે. બંને ઉદાહરણમાં ઢોંગી બાબાઓ નિમિત્ત બન્યા છે તેથી આપણને લાગે કે આ તો આપણા સમય અને જાણકારીની વાત થઈ ! પહેલાં ચાબખો ચાખીએ -

'જોઈ લો જગતના બાવા રે, જોઈ લો જગતના બાવા,  
ધર્યો ભેખ ધૂણીને ખાવા રે, જોઈ લો જગતના બાવા.  
ઘણી પ્રેમદા પાણી ભરે ત્યાં જાય બાવો નહાવા,  
રાંડીરાંડના ઘરમાં બેસીને, બાથે બેસે ગાવા. જોઈલો...

આ રીતને લેખક ગુનેગારને જાહેરમાં ફટકા મારવાની રીત ગણે છે. ભવાઈનું ગીત (ભવાઈનું હોવા છતાં, ને કદાચ તેથી જ સ્વીકાર્ય ઠરે તેવું છે.)

'પરણ્યો લાવે પાલખી, ને બાવો લાવે વહેલ  
પાલખીએ બેસું તો ઢળી પડું, મને ગમી બાવાની વહેલ,  
તા થઈ... તા થઈ...  
પરણ્યો લાવે ટોપરાં ને બાવો લાવે ગોળ,  
ટોપરાંના તો કૂચા પડે, મને ગળ્યો લાગે તારો ગોળ,  
તા થઈ... તા થઈ...'

લેખકે હાસ્યના વિવિધ પ્રકારો - જેવા કે Wit થી લઈ Humour અને કેરીકેચરથી કાર્ટૂન સુધીની વિશદ ચર્ચા કરી છે. તેમાં Wit કરતાં તેઓ Humour ને વધારે ગુણ આપે છે. એકંદરે લેખકે હાસ્ય વિશે જે અભ્યાસ કર્યો છે, જે તારણો આપ્યાં છે અને ઉદાહરણોથી સમજાવવા જે શ્રમ લીધો છે તે માન પ્રેરે તેવો છે.

'હાસ્યમંદિર'માં પ્રવેશતાં પ્રથમ લેખ છે 'તોછડાઈની કલા' વિશેનો. મુંબઈનાં વર્તમાનપત્રોમાં સુધારાની ટીકા કરતાં લખાણો પ્રગટ થયાં, જેમાં તોછડાઈભરી ભાષા પ્રયોજાઈ. આ વલણનો વિરોધ અને ઉપહાસ કરતા આ લેખમાં તોછડાઈને 'કલા' તરીકે સ્વીકારી લેવાનું કહી અન્ય એવી જ કલાઓ - ખિસ્સા કાતરવાની કલા, વહાણ ડુબાડી વીમો પકવવાની કલાનો

હવાલો આપી તોછડાઈના નમૂના રૂપ જે ઉદાહરણ ટાંકે છે તેનાથી લેખક વિરોધને વાજબી ઠરાવે છે. નમૂનો જોવા જેવો છે -

'ગઈકાલ રોજ સવારના કલાક પછી હિંદુસ્તાનનો નવો ગવર્નર જનરલ ડફરીન આ શહેરમાં આવી પૂગ્યો, અને પાલવા બંદરથી ગાડીમાં બેસી પરેલ તરફ રવાને થયો... તે બદશિકલ છે અને મોં પરથી ઘણો મીંઢો જણાય છે. તેની આંખમાં તેજી નથી પછી સુસ્ત છે કે, ખંધો છે. તે કોણ જાણે. તેનું કપાળ શોભી ઊઠતું નથી તેથી તેમાં હિન્દુસ્તાનના વિચાર ચાલે છે કે તે ખાલી છે તેની અટકળ કરી શકાતી નથી.'

રાજકીય ઉન્નતિ તોછડાઈ વિના પ્રાપ્ત થવાની નથી એ સિદ્ધાંત દૃઢ થયો હોવાનું આ હાસ્યકાર તારવે છે.

'બહેન કમલાનાં કાવ્યો' એ લેખ વિદ્યાબહેનનો છે. એમાં જે કટાક્ષ છે તે સાહિત્યક્ષેત્રે જે ગતિવિધિ ચાલે છે તેના પર છે. કશી પાત્રતા વિનાના કવિયશ પ્રાર્થીઓને હુલાવી ફુલાવી ચડાવી મારનાર વિવેચકો અહીં લક્ષ્ય થયા છે. બહેન કમલાની કાવ્યકૃતિનો નમૂનો જોતાં આ સ્પષ્ટ થાય છે - (વસંત તિલકા) -

'વાર્તા કહું કૂતરાની લડાઈ કેરી,
ને સાંભળો સકળ લોક તણા જ શેરી,
કહે એક શ્વાન ઘૂરકી ભસીને બીજાને
''કાં આવિયો અહીં જ,'' કહે ''ઝખ મારવાને''

'ભોમિયાને દીધેલી ભૂલ થાય' બે ભાગમાં લખાયો છે. પ્રથમ ભાગના આધારે બીજો ભાગ સંવાદ રૂપે લખાયો છે. પુનરાવર્તન લાગે - પ્રવાસે જનારાઓને ભોમિયાઓ જાતજાતનો ત્રાસ આપતા હોય છે. અને ભોમિયા વિના ચાલે પણ નહીં તે સ્થિતિમાં ખુદ ભોમિયાને ભૂલથાપમાં નાખીને જે વિતાડવામાં આવે છે તેમાં હકમચંદની બોબડી બોલી અને અવનવી તરકીબો હસાવે તેવી છે.

માત્ર 'કુતુબમિનાર' અને 'લોહસ્તંભ' ની મુલાકાતે જતાં હકમચંદ ભોમિયાને જે રીતે હતપ્રભ કરે છે તે સંવાદ હાસ્યથી સભર છે.

ગંગાપ્રસાદ : ભોમિયો - હજૂર દેખો એ કુતુબમિનારા હયે. કુતબુદ્દીન શાહ બાદશાહને બનવાયા. ઐસા મિનારા સારી જહાનમાં નહીં હયે. યે ઈસકી સામને હયે તો ભીમસેન કી ગદા હયે. તમામ લોહેકી, જિતની ઉપર હયે ઈતની જમીન કી અંદર હયે ભીમસેનને સબકુ મારે બાદ કોઈ ના રહા તો ગદા હ્યાં આકે જમીન મેં ગાડ દી.'

હકમચંદ : પણ હજી બહું જોવા ટો ડે, ગંગાપડશાદ, એ ટો ખ્ડુ પણ આ બેમાંઠી મિનાડો કયો અને ગડા કયી ટે ટો કહે.

ગંગાપ્રસાદ : 'મહારાજ યે મિનારા હયે, ઓર યે લોહેકી ગદા હયેં'

હકમચંદ : 'હં, ટાડે એમાં શું મોટું જોવાનું ? આપડે ટો જાણ્યું કે ઊંચી છે ટે ગડા હશે. મિનાડા ટો બઢે ઊંચા હોય. બીજું કાંઈ જોવાનું છે કે - ઉપર કહી તે રીતે ભોમિયો કશું જાણતો નથી, ને જે દેખાડે છે તે તો ઠીક છે કશું જોવા જેવું છે જ નહીં તેવું ઠસાવી ભોમિયાને હકમચંદ હતાશ કરી દે છે. અહીં હકમચંદની કેળવેલી બોબડી વાણિયાશાઈ ભાષાયે રમૂજ પૂરું પાડે છે. 'કારભારનો શિકાર'માં સત્તાનાં સ્થાનો હાંસલ કરવા માટે ખટપટો કરવાની મનુષ્યની વૃત્તિ, યોગ્યતા કે પાત્રતા કરતાં ખટપટ કરવાની શક્તિની જે બોલબાલા હોય છે તેનું નિરૂપણ છે. તો સત્તાધારીઓની પાત્રતા જોયા વગર તેની ખુશામદ કરવાની રાજરમતને લક્ષ્ય બનાવેલ છે. આજે પણ - કદાચ લોકશાહી છે તેથી અને તે છતાં આ બધું બરકરાર રહ્યું લાગે છે.'

વળી પાછું, 'નવાબસાહેબની મુલાકાત લેખ રૂપે, અને સંવાદ રૂપે મળે છે કોઈ અજાણ્યો, વિદેશી મુસાફર પોતાના રાજ્યમાં પ્રવેશે તે નવાબ સાહેબને માન્ય નથી, પણ એક દુભાષિયો નવાબ સાહેબને એવું સમજાવે છે કે, એ તો જાદુગર છે ને નવાબ સાહેબને રીઝવવા માગે છે. રૂબરૂ મુલાકાત પછી યોગ્ય લાગે તો તેને મંજૂરી મળી શકે. રાજ્યમાં પ્રવાસ કરી દુભાષિયો મુલાકાત ગોઠવે છે. નવાબ સાહેબ અને પેલો મુસાફર એક બીજાની ભાષા જાણતા નથી, તેથી દુભાષિયો એ બંને વચ્ચે સંવાદનો જે ખેલ પાડે છે તેમાં ભરપૂર હાસ્ય મળે છે એ સંવાદનો થોડો અંશ જુઓ' -

મુસાફર : એક અંગ્રેજ ખુદાવિંદ નવાબ સાહેબને કુરનિસ કરે છે. અને અરજ કરે છે કે તેનો સ્વીકાર કરશો. મારા દેશના રાજા નવાબસાહેબના દોસ્ત છે. દુશ્મન નથી.

દુભાષિયો : આ ગુલામ નેકનામદાર ખુદાવિંદ આલીજનાબ નવાબ સાહેબને કુરનિસ કરી પગે પડી ધૂળ ચાટે છે. અમારા મુલકમાં પણ નવાબ સાહેબનો જ અમલ ચાલે છે, અને, અમારો રાજા નવાબસાહેબનું નામ સાંભળીને કંપે છે.

નવાબ : સચ હય તુમારે મુલકમે ચિડિયાં હોતી હય ?

દુભાષિયો : તમારો મુલક અહીંથી કેટલો દૂર છે ?

મુસાફર : જે રસ્તે થઈને અમે આવીએ છીએ તે પંદર કે સત્તર હજાર માઈલનો છે. પરંતુ જો સીધો રસ્તો હોય તો ચાર કે પાંચ હજાર માઈલનો થાય.

દુભાષિયો : ચકલીઓ અમારા દેશમાં ઘણી થાય છે, અને ગુલામ ચકલીઓના ખેલ કરી જાણે છે. ચકલીઓ તોપ ફોડે છે.

નવાબ : વાહ ! અજબ ! તુમ મરઘે લડા સકતે હો ?

દુભાષિયો : તમને અહીયાં આવતાં કેટલો વખત લાગ્યો?

મુસાફર : મને લગભગ સાત મહિના લાગ્યા. પણ જો પવન અનુકૂળ હોય તો છ મહિના બસ થાય.

દુભાષિયો : હા, ખુદાવિંદ, મરઘા લડાવી શકું છું. સાપ અને નોળિયાને પણ લડાવી શકું છું. નોળિયાએ મારેલા સાપને જાદુના જોરથી જીવતો કરી શકું છું.

નવાબ : તુમારે મુલુકમેં ઘોડેકા બચ્ચા અંડેમેંસે હોતા હૈ એ બાત સચ્ચી ?

દુભાષિયો : તમે અહીં આવતાં ક્યાં ક્યાં મુસાફરી કરી ?

મુસાફર : હું પરભાર્યો આ દેશમાં જ વહાણમાં આવ્યો છું. હું મદ્રાસ ઊતર્યો અને દક્ષિણના દરેકે દરેક રાજ્ય જોઈ આવ્યો. આ પ્રાન્તમાં મુસાફરી કર્યા પછી ઉત્તર તરફ જવાનો ઈરાદો રાખું છું.

દુભાષિયો : ઘોડીનું ઈંડું કોળાથી મોટું પણ રંગે ધોળું થાય છે. મદ્રાસમાં એવાં થોડાં ઈંડાં આવ્યાં છે. ઘોડી એ ઇંડાં સેવતી નથી, પણ પાણીમાં મૂકી આવે છે એટલે તે ઈંડાં મગરી સેવે છે.

નવાબ : તબ તો વો ભઠીઆરે કી બાત સચ્ચી નીકલી. ભઠીઆરે કું એક ગાંવ ઈનામ દે દેના. (આગળ આમ ચાલે છે.)-

છેલ્લે જાદુ કરી દેખાડવાના સમયે દુભાષિયો ડિંગ મારે છે કે, જાદુના ખેલ કરવાનો સામાન તો રાજની હદની બહાર રહી ગયો છે -

અહીં આપણે જેને સાધારણ રીતે નિબંધ તરીકે ઓળખીએ છીએ તેવાં કોઈ રૂઢ કે સ્થિર થયેલાં સ્વરૂપને બદલે પાર વિનાનું વૈવિધ્ય જડે છે. ક્યાંક ચર્ચાપત્ર રૂપે, ક્યાંક ઈસપની કથાઓમાં યોજાએલ રીતથી અલગ રૂપે, ક્યાંક ટુચકા રૂપે.

'ન્યૂસ પેપર કોડ' આગળ કહ્યું તેમ સામાયિકોના અધિપતિએ કેવી મર્યાદાઓ પાળવી ને કેમ વર્તવું તે અંગેનો લેખ આજે કઈ રીતે જોશું ? અહીં લેખકના મનમાં 'અધિપતિ' એટલે કોઈ સામયિક - અખબારનો સર્વેસર્વા એટલે કે માલિક અને તંત્રી એક જ વ્યક્તિ હોય તેવી ધારણાથી લખ્યો જણાય છે, આપણે જાણીએ છીએ કે આજે અખબારોમાં એક શેઠ -માલિક હોય અને તંત્રી પગારદાર. અલબત્ત આ ફેરફાર છતાં આ શીખનું મૂલ્ય ઓછું થતું નથી.

'ચિઠ્ઠી' આ સંગ્રહનો ઉત્તમ નિબંધ છે. પોતાના સ્વાર્થ માટે માણસ વિવેક વિના ભલામણો મેળવવા કેવું કેવું વર્તન કરે તેની જે રીત-રસમોની અહીં ભાળ અપાઈ છે તે હાસ્યથી ભરપૂર છે.

એક લેખમાં પ્રાન્તભેદે થતા શબ્દોના ઉચ્ચારભેદથી થતી રમૂજ નોંધી છે. લેખકને ખેડા જિલ્લામાંથી 'ગામ'નું 'ગોંમ'ને 'નામ'ને 'નોંમ' જેવા ઉદાહરણો જડ્યાં. ભાવનગરમાંથી તો માત્ર 'નથી'નું 'નથ' મળ્યું. પણ ભૂલ એ કરી કે મહેસાણામાં ન ગયાં. ત્યાંથી અઢળક ખજાનો મળ્યો હોત ! એક જ શબ્દ 'દિયોર'ની વાત કરીએ. કેમ લખવો એ પ્રશ્ન તો ખરો જ ખરો પણ જ્યાં સુધી ત્યાંના - તળના માણસના મુખે એનો ઉચ્ચાર સાંભળવા ન મળે ત્યાં સુધી તેનું સૌંદર્ય અને માધુર્ય ન પામી શકાય.

આ એક એવો વિલક્ષણ શબ્દ છે કે તેના વૈવિધ્યપૂર્ણ ઉચ્ચારોથી જ કાકુ પ્રગટે તેમાંથી (કોઈના પ્રત્યેના) લાડ, મજાક, ટીખળ, અણગમો, ઠપકો અને - વ્યક્ત થઈ શકે અને જે તે ભાવ સાંભળનારને પહોંચે પણ ખરો !

લેખકની એકંદર સજ્જતા જોતાં એવું લાગે કે હાસ્ય સર્જનના ક્ષેત્રે તેમની કલમે આનાથી ઘણું વધારે મળી શક્યું હોત, મળવું જોઈતું હતું, પરંતુ લોકસંગ્રહ માટે અનેક ક્ષેત્રોમાં નિષ્ઠાથી યોગદાન કરનાર આ 'સકલ પુરુષ'નું હાસ્યસર્જનના ક્ષેત્રે જે કંઈ પ્રદાન થયું છે તેને આદરપૂર્વક વધાવવું ઘટે.

*પ્લોટ નં. ૬૨/૨, સેક્ટર-૨-એ,*
*ગાંધીનગર-૩૮૨૦૦૭.*
*ફોન : (૦૭૯) ૨૩૨૨૮૯૩૮*



# હું ગુજરાત છું, ગરવી ગુજરાત !

- હર્ષદ પંડ્યા 'શબ્દપ્રીત'

**મા**રું નામ ગુજરાત છે કારણ કે હું 'ગુજરાત' છું ! આમ તો આપણા રસકવિ પ્રેમાનંદે ગુર્જર શબ્દ પરથી મારું નામકરણ 'ગુજાત' કરેલું, પણ હું અને મારી પ્રજા કરકસરની બાબતે સહેજપણ કંજૂસ નહીં હોવાથી અમે સાડાત્રણ અક્ષરની કંજૂસાઈમાંથી બહાર નીકળી પૂરા ચાર અક્ષરોમાં વિસ્તરેલા 'ગુજરાત'થી ઓળખાતા થઈ ગયા. બસ, ત્યારથી આ 'વિકાસ' અને 'ગતિશીલ' શબ્દનો પ્રયોગ શરૂ થયો હોય એવું મારા સત્તાપુત્રોનું માનવું છે.

મારો જન્મ પહેલી મે, ૧૯૬૦માં 'મહાગુજરાત આંદોલન' નામના મેટરનિટી હૉમમાં થયેલો. એ સમયે એના સંચાલક અને ગાયનેકૉલૉજિસ્ટ તરીકે ઈન્દુલાલ યાજ્ઞિક હતા, પણ ધણી એટલે ભગવાન અને ભગવાનનું એક નામ જનાર્દન પણ છે. આ અર્થમાં 'મહાગુજરાત' માટે આંદોલન કરી રહેલી જનતાજનાર્દનનું જ ધાર્યું થયું અને ધામધૂમથી મારો જન્મ થયો.

બહુ ઓછા લોકો શ્રીમંત અને સુખી — એકસાથે હોય છે. આજે હું શ્રીમંત પણ છું અને સુખી પણ છું. આવી સ્પષ્ટતા મારે એટલા માટે કરવી પડે છે કે મારા કેટલાંક કઝીન સ્ટેટ્સ (પિતરાઈ રાજ્યો) કદાચ શ્રીમંત હશે, પણ સુખી નથી. મારો સાચો વૈભવ તો મારા દીકરાઓ અને દીકરીઓ છે. જુઓને, કેટકેટલાં દીકરા-દીકરીઓ મારાં સંસ્કારોને, મારી સંસ્કૃતિને અને મારી અસ્મિતાને જતનપૂર્વક જાળવી રહ્યાં છે. મારા આવા મોટાભાગના ધર્મપુત્રો, શબ્દપુત્રો, અર્થપુત્રો, ભૂમિપુત્રો, સત્તાપુત્રો, વિપક્ષપુત્રો, ઉદ્યોગપુત્રો, વિદ્યાપુત્રો, કર્મપુત્રો અને વેપારપુત્રો જેવાં નાનાં-મોટાં સૌ પુત્ર-પુત્રીઓનાં ગુજરાત તરીકે ઓળખાવાનો મને કંઈક જુદો જ આનંદ થાય છે ! મહાત્મા ગાંધી, સરદાર પટેલ અને રવિશંકર મહારાજ કે ઈન્દુચાચા કે નરેન્દ્ર મોદીના ગુજરાત તરીકે ઓળખાવાનો કંઈક જુદો જ રોમાંચ છે. વળી, ગુજરાત બહાર મારું કોઈપણ સંતાન જાય છે અને એને કોઈ બિનગુજરાતી પૂછે છે કે 'કહાંસે આતે હો ?' અને મારું સંતાન એટલું જ બોલે, કે 'ગુજરાત સે.' તો તરત જ પેલો કન્ફર્મ કરવા સામેથી પૂછે : 'નરેન્દ્ર મોદી વાલા ગુજરાત?' આ સાંભળીને મારી છાતી ગજગજ ફૂલે છે. ગુજરાત તરીકે ઓળખાવાનું મને પૂરું ગૌરવ છે !

સૌરાષ્ટ્ર અને કચ્છ તો મારાં બબ્બે ફેફસાં છે, જેના વિના હું શ્વાસ પણ કેવી રીતે લઈ શકું ? જેમ લોહીમાં ઑક્સિજન ભળે એમ સૌરાષ્ટ્રના ગાંઠિયા અને કચ્છના લાડુ, મારામાં ભળી ગયા છે. ભગવાનને પણ અમારા મહેમાન બનવાની લાલચ થાય એટલી ઉચ્ચ પ્રકારની મહેમાનોની આગતા-સ્વાગતા કરવામાં મારાં આ બંને ફેફસાં આજે પણ અજેય છે. આજ સુધી દુનિયાના કોઈ માણસે ભગવાનને એવી સીધી ચેલેન્જ નથી ફેંકી કે 'હે બૉસ, એકવાર મારા કાઠિયાવાડમાં તું ભૂલો પડ અને અમારી મહેમાનગતિનો અનુભવ કરી જો, પછી પાછા ફરવાનું તું નામ જ નહીં લે ! તને તારું સ્વર્ગ ભૂલાવી ન દઈએ તો અમે કાઠિયાવાડી નહીં !'

- અને સાહેબ, બન્યું પણ એવું જ. કૃષ્ણ ભગવાને આ ચેલેન્જ ઉપાડી લીધી, મારા કાઠિયાવાડમાં આવ્યા, એમણે મહેમાનગતિ માણી અને એ પછી તો દ્વારિકામાં એ રોકાઈ ગયા તે રોકાઈ જ ગયા, પાછા જવાનું નામ જ ના લીધું. 'અટ્ટેદ્વારકા' શબ્દપ્રયોગ એ પછી શરૂ થયો !

કચ્છડાની તો શું વાત કરું ! એ તો મારું નાનકડું જાપાન છે. અનેક ભૂકંપો પચાવી, એમાંથી બમણી તાકાત મેળવી, એ ફરી પાછું ધમધમતું થઈ જાય છે. ફિનિક્સ પંખીનો પર્યાય છે મારો કચ્છડો ! મારા આ કચ્છડાની સાચી અમીરી જ એની ખમીરી છે અને એટલે તો પેલા બચ્ચન સાહેબે ભારતના બીજા કોઈ પ્રદેશ માટે નથી કહ્યું એવું મારા કચ્છ માટે કહ્યું જ છે ને કે 'કચ્છ નહીં દેખા તો કુછ નહીં દેખા !' દેશનાં બીજાં બધાં રાજ્યના શહેરો કદાચ મહિના-બે મહિના માટે રહેવાની લાલચ પેદા કરતાં હશે, પણ મારું કચ્છ તો, તમે એકવાર ત્યાં જાઓ, તો બારે મહિના રહેવાની લાલચ તમે રોકી ના શકો એવો એનો એવરગ્રીન સ્વભાવ છે. એટલે તો મારા લોકસાહિત્યકારોએ ગાયું છે કે 'કચ્છડો બારે માસ !'

જેમ પંજાબને પોતાની પાંચ નદીઓનું ગૌરવ છે એમ મને પણ મારાં પાંચ શહેરોનું ગૌરવ છે. પાંચ નદીઓનાં સહિયારા પ્રેમથી જેમ પંજાબ એ 'પંજાબ' કહેવાય છે એમ મારા દેહની પાંચ ઈન્દ્રિયો સમા અમદાવાદ, ગાંધીનગર, વડોદરા, રાજકોટ અને સુરતને કારણે મને પણ કોઈ 'પંચાસ્થલી' તરીકે ઓળખાવે એ બહુ ગમે.

આ પાંચેય શહેરોમાં મારું સૌથી મોટું શહેર તો અમદાવાદ છે. એમાંય, મારું અમદાવાદી સંતાન દુનિયાના કોઈપણ ખૂણે જાય તો એ પાછું નહીં પડે, કેમ કે એણે ગળથૂથીમાં જ 'જબ કુત્તે પે સસ્સા આયા, તબ બાદશાહને શહર બસાયા'નો જુસ્સો પીધો છે. મારા સાચા અમદાવાદીની એક ઓળખ એ છે કે, એ દાન ભલે કરોડોનું કરે, પણ ચા તો એ અડધી જ પીવાનો.

વડોદરુ તો વડોદરુ છે — હું એને 'વડાપેટિયુ' કહું છું. મારા કેટલાક શબ્દપુત્રોનું એવું કહેવું છે કે વડોદરા મૂળ તો 'વડોદરુ' તરીકે જ ઓળખાતું. વડોદરુ શબ્દ 'વડો' અને 'ઉદર' શબ્દના સહયોગથી બન્યો છે. વડો એટલે મોટું અને ઉદર એટલે પેટ — જેનું પેટ ગણપતિની જેમ મોટું છે — મતલબ કે જે સુખ-

દુઃખ, આશા-નિરાશા, પ્યાર-ખાર, બધું જ પચાવી શકે તેવું ઉદાર અને ખાધે-પીધે સુધી હોય. આના કારણે જ મારું વડોદરુ ગણેશોત્સવ ધામધૂમથી ઉજવે છે. તત્કાલીન શાસક સયાજીરાવે શરૂ કરેલી સંસ્કારી શિક્ષણની સુગંધ આજે પણ દુનિયામાં ફેલાઈ રહી છે. એટલે તો એ 'સંસ્કારી નગરી' તરીકે ઓળખાય છે.

મારા રાજકોટના તો વખાણ કરું એટલા ઓછા ! આખી દુનિયા પૈસા કમાવા માટે રાત-દહાડો એક કરી હડિયાપાટી કરતી રહે છે અને રાતોની રાતો ઉજાગરા કરતી રહે છે, પણ મારું રાજકોટ? રાજકોટ તો દિવસનોય ઉજાગરો કરવામાં માનતું નથી ! લાખોનો નહીં, કરોડોનો વકરો કરાવતો કોઈ ઘરાક, નાના-મોટા કોઈપણ વેપારીની દુકાને બપોરના બેથી ચારના સમયગાળામાં આવે તો એ ઘરાક ભલે પાછો જાય, પણ એ બે કલાકના આરામનો સમય, બપોરનો ઉજાગરો કરીને વેડફી નહીં નાંખે. 'આરામ હી રામ હૈ'માં એ ચુસ્તપણે માને છે. કદાચ એટલે જ મારાં અન્ય શહેરો કરતાં અહીં હોસ્પિટલોનું પ્રમાણ ખૂબ ઓછું છે.

તમને કદાચ નવાઈ લાગશે, પણ અમેરિકાના ટ્રમ્પે અને રશિયાના પુતિને તો જ્યારથી 'સુરતનું જમણ અને કાશીનું મરણ' કહેવત સાંભળી છે ત્યારથી આ કહેવતના પૂર્વાર્ધના પચાસ ટકા ભાગને સાચી પાડવા, એ બંને નેતાઓએ પોતાના 'વીકએન્ડ' ડેસ્ટિનેશન તરીકે સોનાની મૂરત જેવા મારા સુરતને જ બુક કરી લીધું છે. પણ એ બિચારા હજી સુધી સુરત આવી શક્યા નથી. જોકે, એમાં ગુમાવવાનું એ લોકોને છે, સુરતને નહીં; કેમકે સુરતને તો પોતાની કર્ણપ્રિય બોલી અને લોચાની નવાઈ જ ક્યાં છે ? સુરતી બોલી અને સુરતી લોચાએ મને હોલસેલના ભાવે આંતરરાષ્ટ્રીય ખ્યાતિ અપાવી છે. તાપી નદીએ ઘણીવાર પોતાનાં ઘોડાપૂરથી સુરતને ધમરોળી નાખ્યું હોય, પણ મારા સુરતી સંતાનોએ તાપીને ક્યારેય સંતાપી નથી. એના મૂળમાં છે મારો સાચો મર્દપુત્ર નર્મદ — જેણે સુરતને 'સોનાની મૂરત' કહીને પોંખેલું ! ખરેખર, અહીંનો પ્રત્યેક સુરતી મારા માટે તો હીરો છે હીરો, કોહિનૂર હીરો !

મારું સૌથી નાનું સંતાન ગાંધીનગર છે. એ ભલે સૌથી નાનું હોય, પણ સત્ય, સત્તા, વચન અને વાયદા જેવા લોભામણા સદ્‌ગુણોને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ માટેના સદા-ચાર પુરુષાર્થ તરીકે નાની ઉંમરે સમજી ગયું છે, અને એટલે જ એના બાકીના ચારેય મોટા ભાઈઓ — ગમે એટલા મોટા હોય તો પણ એમને તો, આ નાના ભાઈને પૂછી પૂછીને જ નાનું-મોટું બધું રાજકીય અને વહીવટીય કામ કરવું પડે છે. આ અર્થમાં મારા આ નાનકા દીકરાએ પેલી કહેવતને સાચી પાડી છે કે ભ'ઈ, નાનો નાનો તોય રાઈનો દાણો !

આમ, મારાં નાનાં-મોટાં સૌ સંતાનોનાં સદ્‌ગુણો, કહેવા બેસું તો સદીઓ લાગે. તેમ છતાં એટલું જરૂર કહીશ કે આ'યમ પ્રાઉડ ઑફ માય ઑલ ગુજરાટીઝ ! જોકે, મારા ગુજરાતીઓ આમ તો બધી વાતે શૂરા, પણ માત્ર આરંભ કરવામાં જ ! આનું પણ એક કારણ છે કે પોતે આરંભેલું કોઈપણ કામ બીજાને સોંપી દઈને એ એવું સાબિત કરવા માગે છે કે એને, બીજાંની શક્તિ પર કેટલો બધો ભરોસો અને વિશ્વાસ છે ! વળી, આ કામ મેં કર્યું એવો કોઈપણ પ્રકારનો ભાવ કે ભાર એ રાખવા માગતો જ નથી. આ રીતે એ માત્ર ભાવનું જ નહીં, ભારનું પણ દાન કરી દે છે. આમ તો કુલ ચોસઠ કલાઓ છે, આને હું પાંસઠમી કલા કહું છું. વળી, એની ખુમારીની તો શું વાત કરું ? ગમે તેવો ભારે રોગ થયો હોય તો પણ જાણે મોટી ઉપલબ્ધિ મેળવી લીધી હોય એટલી ખુમારીથી એ કહેશે — 'ઓહ યેસ્સ, આ'યમ નોટ ઑન્લી ડાયાબિટીક પેશન્ટ, બટ ઓલ્સો હેવિંગ એ કૅન્સર !' આવું સાંભળીને ભગવાન પણ બે ઘડી તો ડિપ્રેશનમાં આવી જાય.

મારા ગુજરાતીઓમાં વૈભવની ઉદારતા પણ ખૂબ ઊંચી. માત્ર લગ્નો જ નહીં, અમુકનાં તો ડિવોર્સ અને બેસણાં પણ ખૂબ વૈભવી હોય. હમણાં થોડા સમય પહેલાં જ અમદાવાદમાં અને મુંબઈમાં આવો વૈભવી ડિવોર્સ પ્રોગ્રામ યોજાઈ ગયો. ખૂબ જ પ્રેમાળ અને એકબીજાં પર પોતાનો જાન ન્યોછાવર કરી દે એટલી બેહદ હદે પ્રેમ કરતાં કપલોમાં પણ એકાદ વ્યક્તિને, આવા વૈભવી ડિવોર્સની સમૃદ્ધિ જોઈને બે ઘડી તો મન લલચાઈ જાય અને એવું લાગવા માંડે કે, કા...શ હું પેલીની જગાએ હોત, તો... ! ! ! વળી, સહકારની ભાવનામાં તો મારા ગુજરાતીને કોઈ જ પહોંચી ન વળે. બેંકમાંથી કે ગમે ત્યાંથી એને લોન લેવી હોય તો એ પોતાની નહીં, પણ મિત્રોની આવકના કયા કયા અને કેટલા સોર્સ છે, તેનો પહેલો વિચાર કરશે, અને પછી પૂરેપૂરો વિચાર કરીને લોન લેશે.

ટૂંકમાં કહું, તો મારો પ્રત્યેક ગુજરાતી જલસાનો માણસ છે ! કોઈ એને પૂછે કે ભ'ઈ શું ચાલે છે ? તો એ તરત જ હસતાં હસતાં કહેશે — 'બસ, જલસા છે બૉસ, જલસા કૂટીએ છીએ જલસા !' બોલો, કૂટવામાંય જલસા !

આજે મને સવાયો આનંદ એ વાતનો છે કે મારા બબ્બે ગુજરાતી દીકરા આખા દેશની સત્તા સંભાળી રહ્યા છે. મારો મોટો દીકરો દેશનો વડો પ્રધાન બનીને પૂરી દુનિયામાં ડંકો વગાડી રહ્યો છે કે 'દુનિયાવાલોં, જરા ચેતી જજો... ભારત હવે મહાસત્તા બનવા જઈ રહ્યું છે' અને નાનો દીકરો ગૃહપ્રધાન બનીને દેશની કરોડરજ્જુને મજબૂત કરી રહ્યો છે. હવે તમે જ કહો, આવા પનોતા પુત્રોના ગુજરાત તરીકે મને એનું ગૌરવ કેમ ન હોય ? !

---

*બી-૧૦, દેવસીટી બંગલોઝ, આર.સી. ટૅક્નિકલ રોડ,*
*ઘાટલોડિયા, અમદાવાદ-૩૮૦૦૬૧*
*મો : ૯૭૨૪૫ ૦૧૯૮૭*

# વઘ્યો તો સમજો વઘારાયો... !

*- ડૉ. નલિની ગણાત્રા*

**અ.**સૌ. બોલે તો... અખંડ સૌભાગ્યવતીના સૌભાગ્યથી પીડાતા પતિદેવો, જેમને લંચના ભાતના દર્શન ડીનરમાં પણ થતા હશે તેઓ શીર્ષકથી જ સમજી ગયા હશે કે, નલિનીબેને અહીં ભાતની વાત માંડી છે હા, અહીં હું ભાતભાતનાં ભાતની વાત જ કરવાની છું. પરંતુ એ પહેલાં આ વિષયના કથાબીજના દાતાની પ્રાસંગિક વાત કરી દઉં.

એક પરમકૃપાળુ પત્નીએ મને કહ્યું કે, હું રોજ સવારે મૂઠી ભાત વધારે જ ઓરી દઉં. જેથી શું છે કે સાંજે 'એમને' વઘારી દેવાય. હું તો સાંજે બે પાતળા ખાખરા કે બે જાડી ભાખરી અને કેસર, બદામ, પીસ્તા, અંજીર, ખજૂરવાળું દૂધ પી લઉં એટલે મારે તો ચાલી જાય. પણ વઘારેલો ભાત ખાય તો એમને સંતોષ થાય ! પતિના સંતોષની ચિંતા કરનાર સદરહુ સંતોષીમા દ્વારા કહેવાયેલી આ નાનકડી કથા જ આ વિષયનું કથા બીજ છે.

એક ભર્યા ભાણામાં ઊડીને આંખે વળગે એવું શ્વેત સૌંદર્ય હોય તો તે ભાતનું છે. પણ બધા રૂપાળાનાં નસીબ રૂપાળાં નથી હોતાં. બે ચાર હીરોઈનના ઈન્ટરવ્યૂ લઈએ તો આ બાબત સવાસો ટકા સ્પષ્ટ થઈ જાય. એમના ઈન્ટરવ્યૂ કોઈક લેઈક-વ્યૂ જેવા જોવાલાયક નહીં પણ ડુંગળીના પડ જેવા રોવાલાયક જ મળે. કંઈક એવી જ દશા રમણીય ભાતની છે.

ભાતની વાત કરતાં પહેલાં ચપટીક વાત ચોખાની કરી લઈએ. ભાતનું મૂળ નામ ચોખા છે. અન્ય ધાન્ય કરતાં ગોરા મતલબ સફેદ અને પ્રાયઃ દાગ વગરનાં હોવાથી એનું નામ ચોખા રખાયું છે. પ્રાયઃ એટલા માટે કહું છું કારણ કે, કૃષ્ણ કમોદમાં આછા કાળા કલરનું એક ટપકું હોય છે. કિંતુ એ પણ બ્યુટી સ્પોટ જેવું દીસે છે. એટલે કૃષ્ણ કમોદને આપણે બ્લેક બ્યુટી કહી શકીએ. બીજું કે કોઈ ધોળી - રૂપાળી છોકરી નહાઈ ન હોય તો પણ ચોખ્ખી જ લાગે છે એમ ચોખા ધોયા વગરના હોય તો પણ ચોખા સફેદ જ લાગે છે. માણસની જેમ ચોખામાં પણ અનેક જાત જોવા મળે છે. જેમ કે કમોદ, બાસમતી, જીરાસર, ગુજરાત-૧૭, ૧૮ કે ૧૯, પરિમલ, અડધા, પોણિયા, આખા વગેરે વગેરે. આ છેલ્લી ત્રણ જાત તો માણસોમાં ઠેરઠેર જોવા મળે છે. મૂળચંદ ગમે તે જાતિનો હોય પણ આકરું તપ કર્યા પછી તપસ્વી કે સંત કહેવાય છે. છોકરી ગમ્મે તેવી હોય મતલબ જાડી, પાતળી, ઊંચી-નીચી કાળી, ધોળી, સવર્ણ, અવર્ણ, ભણેલી-અભણ... પણ પરણે કે તત્કાલ એ બધી જ અ.સૌ. બની જાય છે એમ બધા જ પ્રકારના ચોખા ચૂલે ચડીને પાકયા પછી તુર્ત જ ભાત કહેવાય છે. સહેજ ઑફ વ્હાઈટ રંગ ધરાવતા ચોખા અગ્નિતાપથી ભાત બન્યા પછી ઊજળા વર્ણના થઈ જાય છે. અહીં ભજન મંડળી કે મંજીરા વગર ભજન ગાવાનું મન થાય કે,

"નથી મફતમાં મળતાં, એના મૂલ ચૂકવવા પડતાં...
સંત અને ભાતને રે ઉજળાપણાં નથી મફતમાં મળતાં"

કાચા કુંવારા ચોખાની પર્સનાલિટી જોઈએ તો તે થોડા અણીદાર, એકવડા બાંધાના અને નક્કર કે કડક હોય છે. કંઈક કાચી કુંવારી ઝીરો ફીગર કરીના કપુર જેવા ! ! પરંતુ અગ્નિની સાક્ષીએ પાણી ગ્રહણ કર્યા પછી ચોખાનું અને પાણિ - ગ્રહણ કર્યા પછી છોકરીનું સ્વરૂપ ધરમૂળથી બદલાઈ જાય છે. ચાર ફેરામાં સ્ત્રીની અટક, એટીટ્યૂડ, સ્વભાવ, કામગીરી, જવાબદારી બદલાઈ જાય છે. પાછળને બદલે આગળ, 'અ.સૌ.'નું પૂછડું લાગવાથી સ્વ-રૂપમાં પણ ફેરફાર થાય છે. સ્વભાવે નરમ અને સમયાંતરે કદમાં ભરાવદાર થાય છે. એજ રીતે કૂકરની ચાર જ સીટીમાં નક્કર ચોખા નરમ થઈ ફૂલી જાય છે.

બીજી અજબ જેવી વાત એ છે કે, જેમ આપણે આખો દિવસ ધોળા મિત્રની સાથે હરીએ-ફરીએ તો પણ ધોળા નથી થઈ જતા એમ ધોળા ભાત રોજજે ખાવા છતાં માણસ ધોળો નથી થતો.એટલે સ્તો ધોળા ભાત ખાતા લોકો કાળા, ધોળા, ઘઉંવર્ણા, દાળવર્ણા, શાકવર્ણા કે કઠોળવર્ણા પણ જોવા મળે છે. ભાત પોતે વર્ણ સંપ્રદાયનો સખત વિરોધી છે. એની સાબિતી એ છે કે સાઉથ ઈન્ડિઅન્સ ભાતને સંપૂર્ણ આહારની જેમ આરોગે છે છતાં તેઓ જ વધારે શ્યામ હોય છે. (શ્યામ રંગ સમીપે... હોય છે.) એમને જાણે ભાતનું - ભાતના રંગનું જ રિએકશન

આવતું હોય એવું લાગે ! જોકે સાઉથ ઈન્ડિઅન્સ પાછા હોય છે બુદ્ધિ બ્લાસ્ટર મતલબ ઊજળી બુદ્ધિના ! એમનું કાળા અને બુદ્ધિશાળી હોવું સૂચવે છે કે, ભાતથી ચામડીનો નહીં, પણ બુદ્ધિનો રંગ બદલાતો હશે ! બાય ધ વે, એ લોકો ધોળા થવા સફેદ ભાત ખાય છે. વધુ કાળા ન થઈ જવાય એની સાવચેતી રૂપે સફેદ ભાત વધુ ખાય છે, એ બૃહદ સંશોધનનો વિષય છે.

હું, બાવો અને મંગળદાસની જેમ દાળ, ભાત અને શાક એક જ રૂમ (થાળી)નાં પાર્ટનર છે. ફરક એટલો કે દાળ અને શાક કાચા હોય ત્યારે અને પાકી ગયા પછી પણ દાળ, શાક જ કહેવાય છે. જ્યારે ભાતનું મૂળ નામ (પિયરનું નામ) ચોખા છે પરંતુ પરણ્યા પછી, સૉરી, રંધાયા પછી એ ભાત તરીકે ઓળખાય છે. જો કે આમાં મેં સૉરી ન કહ્યું હોત તો પણ ચાલત કારણ કે પરણ્યા પછી સ્ત્રી, જોષીમાંથી દોશી, ‘ગોરે’માંથી ‘કાળે’, ઠક્કરમાંથી ખખ્ખર, હાથીમાંથી માંકડ બની જાય છે એ જ રીતે ચોખા રંધાઈને ચોખામાંથી ભાત બની જાય છે. એટલે પરણવું અને રંધાવું એક જ થયું ને ? ! તો આ અંગે સૉરી લખાઈ ગયું એ બદલ સૉરી.

ભાત માટે એકવચન અને બહુવચન બંને વપરાય છે. કેટલાક ભાત ખાધો કહે છે તો કેટલાક ભાત ખાધા કહે છે. આમાં અનુમાન એવું કરી શકાય કે જેને ભાત ‘ભાવતો’ હશે એ ભાત ‘ખાધો’, કહેતા હશે અને ભાત ‘ભાવતા’, હશે એ ભાત ‘ખાધા’ કહેતા હશે, (અનુમાન તો આડેધડ જ હોય ને ?) કેટલાક તો દસ રોટલી અને શાક દાબી જાય પછી થોડો ભાત ખઈ લઉં ત્યારે... એમ કહી બફાયેલા ભાત પર દયા ખાતા હોય એમ ભાત ખાય. જ્યારે ‘સફેદીના ચાહકો’ દાળ, શાક,



રોટલીના ભારોભાર ભાત ખાય અને ‘ભાત ખાધા’ કહી, ભાત ને માનનીય દરજ્જો આપે !

ભાત ખુદ એક સફેદ, સ્વચ્છ, સુકોમળ ઉપરાંત સાદગીને વરેલા હોય છે. સાદગી મતલબ જેમ બે કાંસકા મારીને બાબરી પાડી દો એટલે બાબો તૈયાર કે પછી બે ડબલા પાણીથી નહાઈને પેન્ટ, બુશકોટ ચડાયા એટલે બાબાનો બાપો તૈયાર ! એમ ચોખામાં પાણી અને ચપટીક મીઠું નાખી અગ્નિસંસ્કાર કરી દો એટલે ભાત તૈયાર ! એમાં મીઠું નાખવું ય મરજિયાત ! મતલબ કોઈ નાખે છે, કોઈ નથી નાખતું. એટલે ‘મીઠાવાળી’ અને ‘મીઠા વગરની’, બહેનોનેય ભાત રાંધતા આવડે. દાળ-રોટલી સ્ત્રીલિંગી એટલે એમને જાતજાતનાં નખરાં હોય. જેમ કે રોટલી માટે કણક વ્યવસ્થિત બંધાવો જોઈએ. ઢીલો થઈ ગ્યો, તો વણતા વાર લાગે અને કઠણ થયો તો રોટલીની કુમાશમાં ભલેવાર ના આવે, વળી ખટકો રાખીને લોટ થોડો વહેલો બાંધીને રાખવો પડે. તત્કાલ બાંધીને વણવા બેસો કે મ્હોણ માપનું ન હોય તો રોટલીની કિનારી ફાટી હાલે અને રોટલીબેન ફૂલે નહીં. એ જ રીતે દાળનેય હીરોઈનની જેમ હજાર વાનાં જોઈએ. મીઠું, મરચું હળદર, ધાણાજીરું, આદુ,મરચાં, મેથી, હિંગ, લવિંગ લીંમડો, કોથમીર, લીંબુ, ગોળ, ટામેટાં વગેરે અને વઘારમાંય પાછા રાઈ, જીરૂ, તજ, તમાલપત્ર, લવિંગ, મેથી, હિંગ, આખું લાલ મરચું વગેરે વીસ વાનાં જોઈએ. એકાદ વસ્તુ ઓછી પડે તો દાળમાં સ્વાદ- ફેર નોંધાય. અને સાંભળવું પડે કે આજે તો દાળ બગડી અને દા’ડો બગડ્યો. જ્યારે ભાતમાં તો બગડવા જેવું કાંઈ હોય જ નહીં. એને સજાવ્યો હોય તો બગડે ને ? વળી દાળ-ભાતની જુગલ જોડી કહેવાય. પણ વધેલી દાળની સાંજ પડ્યે બહુ બહુ તો દાળ - ઢોકળી થાય. અને એમાં તો દાળને નવી બહેનપણી (ઢોકળી) મળે. દાળ-ઢોકળી ઊકળતી હોય ત્યારે અવાજ સાંભળજો. બે બહેનપણી અંદરોઅંદર ગળચટ્ટી ગપસપ કરતી હોય એવો અવાજ સંભળાશે.

જ્યારે ભાત... બિચ્ચારા મોળા-ધોળા ! ! અને મોળા-ધોળા ઉપર જ જાતજાતના અત્યાચાર થતા હોય છે એમ ભાતની જીવન સંધ્યાએ મતલબ સાંજ પડ્યે ભાતની દશા અવદશા કરતા પણ ખરાબ થાય છે. એવું કહેવાય છે કે, સવારનો ભૂલો પડેલો મૂળચંદ સાંજ પડ્યે ઘર ભેગો થાય તો એ ભૂલો પડ્યો નથી

કહેવાતો. જ્યારે ભલા ભાતની દશા તો એ આશ્વસ્ત મૂળચંદ કરતાં પણ ખરાબ. કારણ કે સવારનો વધેલો ભાત તો ઘરમાં ને ઘરમાં હોવા છતાં સાંજ પડ્યે થાળીમાં આવે તો ઓળખાણ નહીં એવો થઈ જાય છે. કારણ કે એના થેપલાં, મૂઠિયાં, પુલાવ વિ... કંઈ પણ બની ગયું હોય ! ! સીતાજીની તો ફક્ત અગ્નિપરીક્ષા જ થઈ'તી, જ્યારે ભાતની તો વાત જાવા દયો. ના, ના, જવા નથી દેવી. આજે તો ભાતની વાત કરવી જ છે. અને ભાતની જ વાત કરવી છે.

સવારનો તાજો ભાત સદ્યસ્નાતા સુંદરી જેવો સુંદર અને સુગંધિત લાગે છે. સવારે એ તાજો હોવાથી સિમ્પલ છતાં સારો લાગે છે. પણ તાજગીનું આયુષ્ય બહુ ટૂંકું હોય છે. સમય સરે... અને તાજગી ઓસરે, નવોઢાને નવ દિવસ નવેલી કહી નવાજે. પછી ઘરની જ સ્ત્રીઓ એની 'સિરિયલવાળી', કરે ! એ બિચ્ચારીની પદુડી કાઢવામાં પાછું વળીને જુએ નહીં, "તેરા પીછા ના હમ છોડેગેં..." એવું ગાયા વગર જ વધ્યા ભાતની, "શામ ઢલે... કીચન તલે..." થાય બૂરી વલે. વધ્યો તો સહુથી પહેલો સમજો વઘારાયો જ. સવારના વધેલા ભાતને સાંજે વઘારી દેવો એ ભાતનું પ્રાથમિક, સાદું અને સુપ્રસિદ્ધ, 'વ.સ્વ.' એટલે કે વલે સ્વરૂપ છે. તે ઝડપી સલામત અને વાજબી દરે પડે છે. એમાં ખાસ કાળજી લેવાની નથી હોતી. તેલમાં રાઈ, મીઠું, મરચું, હળદર નાખીને છમ્મ કરી દો એટલે રિનોવાશન પૂરું. વાસી ભાતના આ સ્વરૂપ પછી જોઈએ એનું ડિઝાઈનર - ફેશનેબલ સ્વરૂપ પછી જોઈએ એનું ડિઝાઈનર - ફેશનબલ સ્વરૂપ !

વઘારેલા ભાતમાં દહીં નાખી દો તો એ 'Curd - Rice' કહેવાય ! થોડી ટાપ-ટીપ કરીને અંબોડે ચંપાનું ફૂલ ખોસી દે એટલે 'ચંપાકલી' થઈ જાય એવું ! વળી 'Curd - Rice' બોલો તો જરા ઈંગ્લિશ રેસિપી લાગે. એ પછી ડુંગળી - ટામેટાની ગ્રેવી બનાવીને એમાં ભાત પધરાવો એટલે મીની પંજાબી ભાત તૈયાર ! આ ઉપરાંત ડુંગળી, ટામેટાં, બટાટા, કેપ્સીકમ, ગાજર, કોબીજ, વટાણા વેરો એટલે ગરમા-ગરમ વાસી પુલાવ તૈયાર ! આ પુલાવમાં કાજુ, લીલવા, દાડમ દાણા, કોપરું, કોથમીર વિગેરે શણગાર કરો એટલે બની જાય શાહી પુલાવ ! ભાત વાસી ભપકા ભારી ! ઔર યે તો કુછ ભી નહીં. ભાતને ભલે વિવિધ રીતે વઘારે, પણ ફક્ત વઘારી નાખે તો અર્ધાંગિનીની આવડતમાં અધૂરપ લાગે એટલે કોઈ કોઈ વાર ભાતનાં થેપલાં, મૂઠિયાં, રસિયા મૂઠિયાં, ચણાના લોટની ભેળસેળ કરી ભાતનાં ભજીયાં કે પૂડલા બનાવાય. આ બધી બનાવટોમાં ભાત વાસી છે. એવો અણસાર તો ન આવે પણ સદર રેસિપીઓમાં ભાત છે એનોય અણસાર ન આવે ! એની સાબિતી એ જ કે એનો ખાનાર આશ્ચર્યથી પૂછે છે કે, આ થેપલાં કે પૂડલા શેના બનાવ્યાં છે ? ! અરે ક્યારેક ભાત ઉપર ઝાઝો જુલમ કરવાની આળસ થાય તો સાંજે ગરમ દાળ બનાવી દે અને ભાતને જીરાથી વઘારી દે એટલે દાલફ્રાય અને જીરા રાઈસનું મેનુ કહેવાય ! આમાં ગરમાગરમ એટલે દાળ ગરમ અને ભાત અગરમ (વાસી) ! તેલ-રાઈને બદલે ઘી અને જીરામાં વઘારી દો અને 'નજર-બંધી' માટે એની ઉપર કાળા રંગનું ફ્રાઈડ લવિંગ ખોસી દો એટલે રઈસ ઘરાનાનો જીરા-રાઈસ તૈયાર થઈ જાય ! શર્ટ- પેન્ટ પર ફક્ત ટાઈ ચડાવી દો એટલે સાવ લીટી જેવા મૂળચંદની પર્સનાલિટીની ક્વૉલિટી બદલાઈ જાય એના જેવું જ !

મગની કાચી દાળ પલાળીને પક્વ ભાત સાથે એના ઘડીયા લગ્ન કરાવીને એની સાદી કે વઘારેલી ખીચડી બનાવે. આમાં સાદી ખીચડી એટલે જાણે રજીસ્ટર્ડ કે આર્યસમાજ પદ્ધતિથી કરેલ લગ્ન અને વઘારેલી ખીચડી એટલે જાણે ધામધૂમથી લગ્ન ! ભાતમાંથી જ ખીચડી બનાવી દે એને જાતીય પરિવર્તન પણ કહી શકાય ને ? ! બહેનોની કાબેલિયતની કોઈ સીમા નથી. આ ઉપરાંત ભાત જો છુટ્ટો બની ગયો હોય તો બપોર એનો દાણો દાણો છૂટો પાડી તડકે સૂકવીને રસકસ વગરનો કરી નાખે. સૂકવણી પછી અગ્નિપરીક્ષા તો ખરી જ. મતલબ ભાતની



એ સૂકવણીનો તળીને ચેવડો બનાવે. એ ચેવડો દીર્ઘાયુ બની રહે ! ઘણા દિવસો સુધી નાસ્તામાં ચાલે. મેં તો ભાતની ચકરી બનાવતી બહેનો પણ જોઈ છે. હજુ તો ભાતની ચટણી શોધાઈ નથી, એટલે ભાત પથ્થર પર ઘસવાનો બાકી છે. જે દી ચટણી બની એ દી ભાત પતી ગયા સમજો. મને તો રસોઈનો નબળો શોખ પણ નહીં, એટલે હું તો આવા ખતરા જેવા અખતરા ન કરું, પણ આ ચટણીનો ચમકારો વાંચ્યા પછી રસોઈનો જબરો શોખ ધરાવતી બહેનો વધ્યા ઘટ્યા ભાતની ચટણી ને બનાવીને જ રહેશે એવી મને પાકી શંકા છે એક વાત એ છે કે, સાંજે સાવ નવો વઘારેલો ભાત બને છે એને 'ખારી ભાત' કહે છે. તાજગીને આખરે લાગે વળગે સ્ત્રી જાતિ સાથે જ ! ! !

ડિઝાઈનને ગુજરાતીમાં, 'ભાત' પણ કહે છે. જેને જેવી ફાવે એવી ડિઝાઈન - ડેકોરેશન કરે. મતલબ ક્યારેક વઘારે, સૂકવીને તળે, સંચામાં ફેરવીને ચકરી બનાવે. તજ, લવિંગથી સુગંધિત બનાવે, મને લાગે છે કે વાસી ભાતમાંથી વાસને કાઢવા જ આટલા બધા નુસખા કરાતા હશે !

સવારે દસ વાગે દાળ, ભાત, શાક બનાવ્યાં હોય અને પરિવારનો કોઈ સભ્ય બપોરે એક-બે વાગે આવીને જમવા બેસે તો દાળ ગરમ કરી નાખો, ભાત તો ઠંડો ચાલશે. આમ દાળને ગરમાગરમ માન પાન મળે. ભાતને સાવ ઠંડા માન પાન મળે, આપણને ઘડીક તો એવું થાય કે આ તે ભાત છે કે, ભરથાર ! ! જો કે ભાત અને ભરથારની દશા સરખી જ હોય છે. લગ્ન પછી ટોકી ટોકીને ભરથારના દીદાર ઓળખાય નહીં એવા કરી નાખે અને વીસ વરસ પછી કહે કે, તમે હવે પહેલાં જેવા નથી રહ્યા ! એજ રીતે કિચન ક્વીનના કર્મે કરીને જ મોળા-ધોળા ભાતની સાંજ પડે સ્પાઈસી દશા થઈ જાય છે. આ ભાત - ભરથારના મોં પાસે માઈક લઈ જઈને પૂછો કે, "હે, બંને તમને કેવી લાગણી થાય છે ?" તો એ જરૂરથી કહે કે, અમને તો એક ભવમાં સાત ભવ ભોગવતાં હોઈએ એવી લાગણી થાય છે !"

આપણો સ્વભાવ જ બીજાના દુઃખદર્દ પ્રત્યે સ્થિતપ્રજ્ઞ રહેવાનો છે. અને એટલે જ ભાતની આપવીતી ને નજરઅંદાજ કરી એને આરામથી આરોગીએ છીએ. હું કરુણાસાગર નહીં, પણ કરુણાનું ખાબોચિયું તો ખરી જ. એટલે ભાતની કરુણ કથની કરી. જેથી સહુ ભાત ખાતી વખતે ભાતની થોડી થોડી દયા પણ ખાય. મારે ત્યાં ભૂલથી આવી ગયેલા મહેમાન જમવા બેસે એટલે હું આગ્રહ કરતાં અચૂક કહું કે, શરમાતાં નહીં હોં ! અને શરમાયા વગર રહી જ ન શકો તો ભલે શરમાતાં શરમાતાં પણ જમજો ભરપેટ ! એમ ભાતની દશા જાણ્યા પછી એની બધી વાનગી ખાવાની, પણ જરા દયા ખાતાં ખાતાં... !

દિવસ પછી રાત. ભોજનના અંતે ભાત.

ભાત સંતોષનું - તૃપ્તિનું પ્રતીક છે. સંતોષીજનને જ સરસ ઊંઘ આવે... એટલે જ ભાત ખાનારને નસકોરાબંધ ઊંઘ આવે છે. ભાર વગરનું ભણતર ન હોય, એમ ભાત વગરનું જમણ ન હોય. બંનેનો ભાર લાગે છે. શાયદ એટલે જ બંનેમાં ભારોભાર ઊંઘ આવે છે. ભાતની વાતથી અંતે સમજાયું તો એટલું સમજાયું કે, 'ચોખા', હોય એનેય જાતજાતની અગ્નિપરીક્ષામાંથી પસાર થવું પડે છે. જો કે ભાતની વાત ન થાય. અને એટલે જ મેં વાત નહીં, વતેસર કર્યું ! !

છમ્મવડું : 'તમે તો ભાતને બરાબરનો લીધો,'

'હા તે... ભાવે છે તો 'લીધો' !'

*એ-૭૦૪, સંપાર્ય ટાવર, નંદદીપ બંગલો પાસે,*
*વસ્ત્રાપુર, અમદાવાદ.*
*મો. ૯૪૨૮૩૫૧૧૨૦*



# બેસણામાં બેઠેલાઓ

*- પરાગ ત્રિવેદી*

**પાત્ર-૧ :** ''જયશ્રી કૃષ્ણ''
ગુજરનારના પરિવારનું કોઈ સભ્ય : ''જયશ્રી કૃષ્ણ''

**પાત્ર-૧ :** શું બીમારી હતી ?

ગુજરનારના પરિવારનું સભ્ય ''એટેક આવી ગયો.''

**પાત્ર-૧ :** ''બાયપાસ કરાવેલી... ?''

**ગુ.પ.સ. :** હા, બે વર્ષ પહેલાં...

**પાત્ર-૧ :** ન કરાવાય... !

**ગુ.પ.સ. :** તેની સામે જોઈ રહે છે.

**પાત્ર-૧ :** કહું છું ને ન કરાવાય. ડૉકટરો તો લૂંટવા બેઠા છે. બતાવવા જાઓ એટલે કરી નાખે બાયપાસ.

**ગુ.પ.સ. :** ના, એમને તો ત્રણે નળીમાં બ્લોકેજ આવેલા, ને અમે ત્રણ ડૉકટરના ઓપિનિયન પણ લીધેલા..

**પાત્ર-૧ :** અરે એ તો બધા મળેલા હોય... ખબર પડે કે આર્થિક રીતે ખામી શકે એમ છે, એટલે કહી જ દે - 'કરાવો બાયપાસ'. પણ બાયપાસ કરાવશો નહીં જિંદગીમાંય - યાદ રાખજો !''

**ગુ.પ.સ. :** તેમની સામે મૂંઝાયેલી નજરે જોયા કરે. બે વર્ષ પહેલાં તેમના કુટુંબે કરેલી દોડાદોડી, ગુજરનારની તે સમયે બધાએ કરેલી સેવાચાકરી, સારા ડૉક્ટર પાસે કરાવેલ બાયપાસ પછી નોર્મલ આવેલા રિપોર્ટ - બધું યાદ આવી જાય, અને 'આ બધું જ ખોટું હશે કશું ?' - એવી શંકા થવા માંડે એને પોતાને હૃદયમાં બ્લોકેજ જેવું લાગવા માંડે - છાતીમાં દુઃખતું હોય એવો ભાસ થાય. આમ, પાત્ર-૧ ગુ.પ.સ.ને, ગુજરનારના જવાથી થયેલ દુઃખને બાયપાસ કરાવી તેને આ નવી ચિંતાના રસ્તે દોડતો કરી દે. પછી જ પોતાને રસ્તે પડે.

**પાત્ર-૨ :** (હાથ જોડીને ડોકું મક્કમતાથી હકારમાં હલાવે - જાણે 'તમે બધા આ જ લાગના છો' એમ કહેવા માગતા હોય એવું લાગે) ભીંત/થાંભલાનો ટેકો મળે એવી જગ્યાએ બેસે. ''શું છે...?'' પાનના ગલ્લે કોઈને ૧૩૫ વાળું પાન ખાઈને પૂછતા હોય એમ પૂછે (એમના મોંમાં એ સમયે ૧૩૫ વાળું પાન હોઈ પણ શકે).

**ગુ.પ.સ. :** ''કિડની ફે...'' (તેને વાક્ય આગળ વધારવાનો મોકો ન આપતા).

**પાત્ર-૨ :** ''ક્રિયા માટે નર્મદા કિનારા સિવાય ક્યાંય જતો નહીં ! આ બધા હાલી નીકળ્યા છે - આ મંદિરે ને તે મંદિરે ક્રિયા કરાવવા - એમ કંઈ ક્રિયા થતી હશે....?''

**ગુ.પ.સ. :** ''હજી નક્કી કરવાનું...''
(અધવચ્ચે કાપતાં)

**પાત્ર-૨ :** આ મકાન કોના નામે છે ?

**ગુ.પ.સ. :** ''એમના જ નામે છે.''

**પાત્ર-૨ :** ''તે જઈ આવો રજિસ્ટ્રાર ઓફિસે... !''
(ગુ.પ.સ. તેની સામે જોઈ રહે. 'આ મને અત્યારે જ ઊભો કરશે કે શું ?' એવી ધાસ્તી તેને થઈ આવે.)
''...ને કરી લો ચારેય ભાઈઓના નામે... પછી વેંચીને પાડી લો ભાગ. અને પેલી દુકાન કોના નામે છે ?''

**ગુ.પ.સ. :** (હતપ્રભ થઈ ગયા હોવા છતાં પ્રયત્નપૂર્વક)
''એ મમ્મીના નામે છે.''

**પાત્ર-૨ :** ''તે હવે મમ્મી કોના ભેગા રહેવાના છે ?''

**ગુ.પ.સ. :** ''નક્કી નથી. હજુ તો બે દિવસ થયા...''

**પાત્ર-૨ :** ''અરે, અત્યારે પ્રોપર્ટીમાં ક્યારે મંદી આવી જાય કહેવાય નહીં. દુકાન વેચીને પાડી દો ચાર ભાગ ને મમ્મીને રહેવાના ત્રણ-ત્રણ મહિના...
આ પાત્ર ગુ.પ.સ.ની પીડામાં ભાગ પડાવવાને બદલે તેની પ્રોપર્ટીનો ભાગ પાડવાની પ્રેરણા પૂરી પાડી રવાના થશે.

**પાત્ર-૩ :** (હસીને ( !)) ''જયશ્રી કૃષ્ણ''

**ગુ.પ.સ. :** ''જયશ્રી કૃષ્ણ''

**પાત્ર-૩ :** (ફરી હસીને) ''મને સમાચાર મળ્યા ત્યારે હું ચિકેશના વરઘોડામાં ડાન્સ કરતો હતો. શું ડી.જે. લાવ્યા'તા બોસ - અરમાન ખુશ થઈ જાય... !''
(ગુ.પ.સ. બાઘાની જેમ માત્ર તાકી રહે) વરઘોડો પૂરો થયો ને વ્હોટ્સએપમાં મેસેજ વાંચ્યો. અમારું પેલું વ્હોટ્સએપ ગ્રૂપ ખરું ને - 'સાત અજાયબી ગ્રૂપ'... ? એમાં મૂક્યો કોઈએ મેસેજ''.

**ગુ.પ.સ. :** ''હમ્મ્.... મમ્મી રસોડામાંથી બહાર આવતાં'તાંને અચાનક... ?''

**પાત્ર-૩ :** ''રસોડું તો આલાગ્રાન્ડ બનાવ્યું છે બાકી ! આહા ! આ ચીમની ને આ માઈક્રોવેવ ને આ લેટેસ્ટ ડિઝાઈનની ટાઈલ્સ ને પ્લેટફોર્મ ને... આ બહુ સારું થયું ! જતાં-જતાં રસોડું જોતાં ગયાં ને ! બેસ્ટ ! (ઊભા થઈ બીજા રૂમમાં ને આખા ઘરમાં આંટા મારતાં) વાહ ! ફર્નિચર તો આવું જ હોવું જોઈએ ક્યા મિસ્ત્રી પાસે કરાવ્યું ?''

**ગુ.પ.સ. :** ''એક્સ-વાય-ઝેડ ફર્નિચર પાસે.''

**પાત્ર-૩ :** ''આ પડદાની પસંદગી કોની છે ?''

**ગુ.પ.સ. :** ''લિવાંગીની...''

**પાત્ર-૩ :** (તાળી પાડીને મોટેથી) ''શાબ્બાશ લિવાંગી શાબ્બાશ...''
ગુ.પ.સ.ને પોતાના મોઢા ઉપર એ પડદો ઓઢી

લેવાની ઈચ્છા થઈ આવે.

**પાત્ર-૩ :** (ઘરમાં રમતાં બાળકને) "આ વખતે દીવાળીમાં રોકેટ કરીશ કે બોમ્બ ?"

**ગુ.પ.સ. :** "દીવાળી ઉપર તો હજુ બાર-પંદર દિવસ જ થયા હસે એટલે આ વખતે ફટાકડા નહીં..."

**પાત્ર-૩ :** (બાળકનો હાથ પકડતાં) "સાતધડાકા" લાવજે તો ! બહુ જામશે - કલરે કલરના તિખારા ઊડે... (ખડખડાટ હાસ્ય).
ગુ.પ.સ.ના દિલમાં તિખારા ઉડાડી પાત્ર-૩ વિદાય લેશે.

★★★

**પાત્ર-૪ :** "આ જનુડો ચડ્ડી પે'રીને ફરતો ત્યારનો મારો મિત્ર."

**ગુ.પ.સ. :** (ડોકું હલાવી ધીમેથી હા પાડે).

**પાત્ર-૪ :** "અમુક માણસો છે ને, આપણું માને જ નહીં !" (ગુ.પ.સ. પ્રશ્નભરી નજરે જોઈ રહે.)

**પાત્ર-૪ :** "મેં એને ના પાડેલી કે યોગ-ફોગ રહેવા દે." કસરત - ફસરતને માર ગોલી ! એ યને મોજથી રે ! અને ડાયેટિંગનું દોઢ - ડહાપણ ના કર, શીરો - ભજીયાં ઝાપટ્યા કર... કશું નહીં થાય. પણ ઢીલો બહુ. કોલેસ્ટરોલ વધારે આવ્યું ત્યાં તો ગભરાઈ ગયો. અરે દાળય બીતાં - બીતાં પીવે એવો..."'
ગુ.પ.સ.ના મનમાં યોગ, કસરત, ડાયેટિંગથી થતા ગેરફાયદાઓ બરાબર ઠસાવી પછી જ આપણું પાત્ર-૪ મુક્ત થાય (અથવા કરે.)

★★★

**પાત્ર-૫ :** (ગુ.પ.સ.ની નજીક જગ્યા હોય અને બહુ વધુ માણસો ન હોય તો પણ બને એટલા દૂર જ બેસે) પોતાની સાથે આવેલાને (કાનમાં) "આજે છેલ્લો દિવસ છે." સાથે આવેલા ચોંકી ઊઠે. વિચારે 'આ - જેના બેસણામાં આવ્યા છીએ, તેઓ તો બીમાર હતા તે ખબર છે, હવે કોનો છેલ્લો દિવસ હશે..?'

**એટલામાં પાત્ર-૫ :** "એસ. બી. આઈ. લાઈફના શેરની અરજી કરવાનો આજે છેલ્લો દિવસ છે. લાખ બે લાભ ભરી દો !" સાથે આવેલા ડોકું હલાવી હા કહે.

**પાત્ર-૫ :** (મોબાઈલમાં જોઈને) "ગઈ પાંચમી ! હવે વીસ ઓવરમાં ૧૩૦ કરવાના છે. શું લાગે છે ?"
સાથે આવેલા, "જોઈએ" એવો ટૂંકો ઉત્તર આપી, સંકોચસહ સામે દેખાતી ગુજરનારની છબિ ભણી જુએ.

**પાત્ર-૫ :** (ખીસ્સામાંથી માવો કાઢી. દોરો ખોલી, ટેસથી ઘસતાં - ઘસતાં) "આવવું છે ૯ થી ૧૨માં ?"
સાથે આવેલા ડોકું હલાવી ના કહે.

**પાત્ર-૫ :** (માવો વધારે ઘસી હાથમાં લેતાં) "અરે ટોપ પિક્ચર છે - 'ઘનચક્કર' (માવો મોઢામાં મૂકતાં) ચાલો ઊઠીશું ?"

★★★

**પાત્ર-૬ :** ગમે તે સમયે આવે, ગમે એટલા માણસો બેઠા હોય, ગુ.પ.સ.ની પાસે બેસવાની જગ્યા હોય કે ન હોય, પાત્ર-૬ બધા વચ્ચેથી રસ્તો કરતાં કરતાં ગુજરનારના મુકેલા ફોટા પાસે પહોંચી, પુષ્પાંજલી અર્પણ કરે જ કરે. પછી ગુ.પ.સ.ની સામે, એકાદ-બે વ્યક્તને ખસેડવાની જરૂર પડે તો ખસેડીને પણ, નજીકમાં નજીક બેસે. વાતો કરે, આશ્વાસન આપે, વાતો કરતાં કરતાં આજુબાજુ જોતાં રહે, ગુ.પ.સ.ની આસપાસ બેઠેલા લોકો સામે જતા રહે. બધા લોકોએ તેમને જોયો એની ખાતરી કરતા રહે. ખાતરી થઈ જાય એટલે પોતાની હાજરી બરાબ્બર પુરાઈ ગઈ છે એના સંતોષ સાથે ઊભા થઈ જતાં - જતાં બધા સામે ત્રણ-ચાર વાર હાથ જોડી જોતા જાય જેથી કોઈના ધ્યાનમાં તેઓ હજુ સુધી ન આવ્યા હોય તો આવી જાય, તેમની પાસે પણ પોતાની હાજરી પુરાઈ જાય.

★★★

**પાત્ર-૭ :** આવે અને ગુ.પ.સ.ની બાજુમાં (સામે નહીં) બેસવા પ્રયત્ન કરે. જગ્યા ન હોય અથવા જગ્યા ન થાય તો ગુ.પ.સ. જે દિશામાં મોં કરીને બેઠા હોય એ જ દિશામાં એમની આગળ બેસી જાય ( !) - બધાની સામે મોં કરીને ! પાત્ર-૭ આ રીતે માત્ર બેસી નથી રહેતું. બે મિનિટ થતાં જ ઊભા થઈ ફોટા પરનો હાર (સરખો હોય તો પણ) સરખો કરી આવે છે. બીજી બે મિનિટ પછી ફરી ફોટા પાસે જઈ દીવામાં ઘી પૂરવાની જરૂર ન હોવા છતાં, ત્યાં પડેલ વાસણમાંથી ઘી પૂરી આવે છે. ત્રીજી વખત જ્યારે તેઓ ઊભા થાય ત્યારે વળી ગયેલું પાથરણું સરખું કરવાની સાથે ત્યાં મૂકેલા પંખાની દિશા થોડી બદલવાની હોય છે. ચોથી વખતે બે છોકરાને ઊભા કરી બધાને પાણી પિવરાવવાની સૂચના આપવાની હોય છે. પાંચમી વખતે ચાની કિટલી લઈ બધાની વચ્ચે ઊભા રહી જાય છે. એમને ખબર જ હોય છે કે, ચા તેમણે આપવાની નથી. ગુ.પ.સ.ના કહેવાથી કોઈ યુવાન તેમના હાથમાંથી કિટલી લઈ લેવાનો હોય છે. હવે, આ બધા સમય દરમિયાન હાજર હોય તે બધાએ સમજી જવાનું હોય છે કે પાત્ર-૭ ગુજરનારના પરિવારનું જ જાણે એક સભ્ય છે. અરે, ગુજરનારના પરિવારને પણ આ ખાતરી થયે છૂટકો છે - પછી ભલે તેમને કોઈને એ યાદ ન હોય કે પાત્ર-૭ સાથે તેમની છેલ્લી મુલાકાત કે ફોન પર વાત ક્યારે થઈ હતી !

*સી-૧૦૪, સત્યમ્ સ્કાઈલાઈન, એ.ઈ.સી. ચાર રસ્તા, ટોરેન્ટની સામે, ૧૩૨ ફૂટ રિંગ રોડ પાસે, નારણપુરા, અમદાવાદ. મો. ૯૮૯૮૩૫૭૩૫૭*

# મેચ જોવાની મઝા કે સજા ?

- ડૉ. જગદીશ ત્રિવેદી

**મા**ણસની જિંદગી લૂંગી જેવી થઈ ગઈ છે. કારણ એને ક્યાંય ચેન નથી. અમે બીજી જુલાઈની સાંજે ટોરોંટોથી એર કેનેડાની ફ્લાઈટમાં બેઠા અને ત્રીજી જુલાઈની સવારે લંડન ઊતર્યા. આમ તો પ્રવાસમાં હું એકલો જ હતો, પરંતુ અમે જ્યારથી નરસિંહ મહેતાની લખેલી પંક્તિ વાંચી કે, હું કરું, હું કરું એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે. ત્યારથી લેખન અને કથનમાં શક્ય હોય ત્યાં સુધી ‘હું’ની ચરી પાળી શ્વાન થવાનું ટાળું છું. કોઈકે બહુ સાચું લખ્યું છે કે Burn your Ego Before it burns you.

અમે ટોરોંટોથી આશરે અડધો ડઝન થેપલાનું વાળું કરીને નીકળ્યા હતા. ત્યારબાદ વિમાનયાત્રામાં પણ જે કાંઈ મળ્યું તે મોટું મન રાખીને આરોગી ગયા હતા. આમ તો મોટા મનની જગ્યાએ મોટું પેટ લખવું સત્યની વધુ નજીક ગણાશે. વિમાનયાત્રામાં ભોજન મળે પરંતુ ભાવતું ભોજન ક્યારેક ન મળે પરંતુ અમે દરેક વખતે ટિકિટના રૂપિયા પૂરેપૂરા વસુલવાની ભાવનાથી ડીસ્પોઝલ ડીશમાં એક કણ પણ બચતા દેતા નથી. એમ પણ લખી શક્યા કે અમે ધાન કરતાં ધનને કેન્દ્રમાં રાખીને ભોજન આરોગવામાં કુશળ છીએ. અમારી આ પ્રકારની કુશળતા અમારી તબિયતને કુશળ રહેવા દેતી નથી.

ત્રીજી જુલાઈની સવારે અમારી દશા ખરાબ હતી કારણ અમે દિશાએ ગયા વિના ઈમીગ્રેશનમાં ઊભા હતા. આ સમયમાં ઈંગ્લેન્ડમાં ક્રિકેટનો વર્લ્ડકપ ચાલુ હોવાથી ઈમીગ્રેશન ઓફિસરે અમને સીધું જ પૂછ્યું : જેન્ટલમેન, યોર પરપઝ ટુ વિઝિટ યુકે ઈઝ ક્રિકેટ ? અમારા માટે હિન્દી રાષ્ટ્રભાષા છે અને અંગ્રેજી કષ્ટભાષા છે. અમારા અંગ્રેજી ભાષાના અજ્ઞાનને કારણે અમને એમ લાગ્યું કે ગોરો અમને એમ પૂછે છે કે, આપને ક્રિકેટ રમતાં આવડે છે ? એમ તરત જ કહ્યું કે નો ક્રિકેટ બટ મોઈ-ડાંડિયા એને થયું કે આ અતિથિ ક્રિકેટ જોવા આવ્યા નથી પરંતુ ‘મોઈ-ડાંડિયા’ નામના કોઈ કારણથી પધાર્યા છે. એણે અમને બીજો સવાલ કર્યો કે હાઉ લોંગ યુ વોન્ટ ટુ સ્ટે ? અમને અત્યાર સુધી કોર્ટ પાસેથી લેવાતા ‘સ્ટે’ વિશેની જ માહિતી હતી. એટલે અમને થયું કે એ એમ પૂછે છે કે તમે સ્ટે લેશો ? અમે તરત જ બે હાથ જોડીને કહ્યું નો સ્ટે ઓન્લી રીકવેસ્ટ. અમે માત્ર વિનંતી કરીશું પણ સ્ટે લઈશું નહીં. ઓફિસરને થયું કે આ માણસ સાથે સવારના પહોરમાં મગજમારી કરવામાં દિવસ બગડે એમ છે એટલે એણે દિવસને બદલે મોઢું બગાડીને અમારા પાસપોર્ટમાં સ્ટેમ્પ મારી દીધો.

અમે શ્રી સ્વામીનારાયણ ગુરુકુળ પરિવાર - યુ.કે. દ્વારા આયોજિત પંચદિવસીય હિંદુ લાઈફ સ્ટાઈલ સેમિનારમાં ભાગ લેવા આવ્યા હતા. SGVP છારોડી સંસ્થાના પ.પૂ. માધવપ્રિયદાસજી સ્વામીની અધ્યક્ષતામાં અને આ સંસ્થાના અન્ય સાત સંતોની પાવન ઉપસ્થિતિમાં લંડન ખાતે આ શિબિરનું આયોજન થયું હતું. અહીં અમારા આવાસ અને આહારની ઉત્તમ વ્યવસ્થા હતી. જો આ બે પ્રકારની વ્યવસ્થા નિશુલ્ક હોય તો સત્સંગ મલયાલમ ભાષામાં હોય તો પણ અમને મજા પડે છે. જો એ બે વ્યવસ્થા ન હોય તો માતૃભાષામાં થતો સત્સંગ પણ અમને અબખે પડી જાય છે. તમામ ધર્મના તમામ ધાર્મિક આયોજનોમાં પધારતા મોટાભાગના ધર્મપ્રેમી લોકોની તાસીર અમારા જેવી જ છે પરંતુ ખેલદીલીથી સ્વીકારનારા ખૂબ જ ઓછા છે.

આ શિબિરમાં અમને જાણવા મળ્યું કે, અત્યારે ઈંગ્લેન્ડમાં ક્રિકેટનો વર્લ્ડકપ ચાલે છે. અમે એક શિબિરાર્થી જીતુભાઈ વરસાણીને પૂછ્યું કે, અમને ભારતની એકાદ મેચ જોવાનો વિચાર છે. એમાં કેટલો ખર્ચ થાય ? જીતુભાઈ બોલ્યા કે એકપણ રૂપિયાનો ખર્ચ થશે નહીં. એમનો જવાબ અમારી પ્રકૃતિને અત્યંત અનુકૂળ હતો. કારણ વ્યક્તિગત રીતે અમારો ધર્મ ‘નિશુલ્ક’ અને અમારું ગોત્ર ‘મફત’ છે. અમે ફરી પૂછ્યું કે મેચ સાવ મફત કેવી રીતે હોઈ શકે ? જીતુભાઈએ પોતાના દાંતને સળી કરીને ખીચડીનો દાણો બહાર થૂંકતા કહ્યું કે, તમે

વિચાર છે એમ કહ્યું હતું. વિચારમાં કશો ખર્ચ નથી જો રૂબરૂ જોવા જાવ તો ખર્ચ છે. આ સાંભળી અમે અવાચક થઈ ગયા.

જીતુભાઈને એ રાત્રે શું સૂઝ્યું કે, એમણે અમને બીજે દિવસે કહ્યું કે, તમે નવમી જુલાઈ ને મંગળવારે તૈયાર રહેજો. આપણે માંચેસ્ટરમાં ભારત અને ન્યુઝીલેન્ડ વચ્ચેની સેમિફાઈનલ જોવા જવાનું છે. અમે ફરી પૂછ્યું કે કેટલો ખર્ચ થશે ? એમણે કહ્યું કે તમારે એકપણ રૂપિયો આપવાનો નથી. અમે છેલ્લું વાક્ય સાંભળીને મેચ જોવા જવાનો મક્કમ નિર્ધાર કરી લીધો. અમે દરરોજ આઠ વાગ્યે જાગીએ છીએ પરંતુ તે દિવસે પરોઢિયે પાંચ વાગ્યે જાગી ગયા, અમને શૌચમાં વાર લાગે એટલીવાર સ્નાનમાં લાગતી નથી કારણ અમને પ્રથમથી જેટલો ખાવામાં રસ છે તેટલો રસ ન્હાવામાં નથી, જીતુભાઈ વરસાણી અને વાલજીભાઈ રાઘવાણી સાથે અમે લંડનથી સવારે છ વાગે નીકળીને મોટર માર્ગે સાડા નવ વાગે માંચેસ્ટરના ઓલ્ડ ટ્રેફોર્ડ સ્ટેડિયમ પહોંચી ગયા.

ત્યાં કાર પાર્કિંગનો પ્રશ્ન પેચીદો હતો - ટૉસ ઉછળીને ત્રણ ઓવર પૂરી થઈ ગઈ ત્યારે અમને મેદાનથી પાંચ કિલોમીટર દૂર પાર્કિંગ મળ્યું. ત્યાંથી ચાલીને જઈએ તો બીજી પાંચ ઓવર પૂરી થઈ જાય એટલે જીતુભાઈએ ઉબર બોલાવી. અમને જાણવા મળ્યું કે, કોઈ જુમ્મા નામનો ડ્રાઈવર પાંચ મિનિટ પછી આવશે. અમને થયું કે આજે જુમ્મા નથી. પરંતુ મંગળ છે એટલે કોઈ મંગલભાઈ આવ્યો હોત તો સારું હતું, પરંતુ એવી પસંદગીનો સમય નહોતો. એ પ્રતીક્ષાકાળમાં મેચનો સ્કોર



જાણવા જીતુભાઈએ સેલફોનમાં મેચ શરૂ કરી. ન્યુઝીલેન્ડે ટૉસ જીતી બેટિંગ લીધી હતી. ક્રિકેટરો બેટિંગ બોલિંગ બંને કરે અને બુકી માત્ર બેટિંગ કરે. એમાં વાલજીભાઈ જોસથી ચિલ્લાયા કે ગુપટીલ આઉટ - ગુંદરિયો ગુપટીલ સસ્તામાં આઉટ થઈ જતાં અમારાથી ઊંચો કૂદકો મરાઈ ગયો. માણસને વાનરમાંથી નર થતાં વરસો લાગ્યાં પરંતુ નરમાંથી વાનર થતાં આજે પણ એક જ ક્ષણ થાય છે. અમે નરમાંથી વાનર થવા ગયા એમાં અમારું પાટલૂન ફાટી ગયું. વાનરને વસ્ત્રની આવશ્યકતા નહીં એટલે અમારો સાથ છોડી દેવા માટે ફાટ્યું હોય એવું પણ બની શકે છે... ભગવાન શ્રી કૃષ્ણએ મહાભારતના યુદ્ધ વખતે પોતાની પ્રતિજ્ઞા તોડી તો એમનું ઉપવસ્ત્ર ખભા ઉપરથી નીચે પડી ગયું હતું. એવી જ રીતે અમે અમારો માનવ ધર્મ છોડ્યો અને વાનર ધર્મ સ્વીકાર્યો એમાં પેન્ટ નારાજ થયું હોય એવું ન બને ? આમ પણ સ્વધર્મ છોડનારની હાલત અમારા જેવી જ થતી હોય છે. ભારતનો રાષ્ટ્રધ્વજ અમે મેદાનમાં ફરકાવવા માટે લીધો હતો એ અમે ટુવાલની માફક વીંટી લીધો કારણ પેન્ટ એવી ખાસ જગ્યાએથી ફાટ્યું હતું તેથી બીજો કોઈ વિકલ્પ નહોતો. અમને થયું કે, સ્વધર્મ છોડનાર જ્યારે ઉઘાડો થઈ જાય ત્યારે રાષ્ટ્રધર્મ એબ ઢાંકી આપે છે.

અમે જુમ્માગાડીમાં ખડકાઈને સ્ટેડિયમમાં પહોંચ્યા ત્યારે દસ ઓવર પૂરી થઈ ગઈ હતી. અમે એકપણ રૂપિયાનો ખર્ચ કર્યો નહોતો. છતાં સો ઓવરમાંથી દસ ઓવરની મેચ ગુમાવ્યાનો અફસોસ થયો. માણસ નેવું ટકા મેળવવાની મજા માણવાને બદલે દસ ટકા ગુમાવ્યાનો રંજ કરે છે. એ દુઃખનું કારણ છે.

૪૬.૧ ઓવર સુધી મેચ બરાબર ચાલી એ વખતે વિકેટની ખાસ જરૂર હતી ત્યાં વિકેટ પડવાને બદલે વરસાદ પડ્યો. અમને થયું કે, કાઠિયાવાડમાં વરસાદની ખાસ જરૂર છે. ત્યાં વરસતો નથી અને અહીંયાં જરૂર નથી ત્યાં ખાબકે છે. વરસાદ પણ તકદીર જેવો છે એ વાવેતર કરેલાં ખેતરમાં ન વરસે અને રણમાં મુશળધાર વરસી જાય એવું પણ બને છે. સાડાચાર કલાકની પ્રતીક્ષા બાદ એમ્પાયર્સ દ્વારા જાહેર થું કે અહીંથી અધૂરી મેચ આવતી કાલે રમાશે.

એક દિવસની ટિકિટમાં બે દિવસ મેચ જોવા મળશે. એવી ગણત્રીથી અમે રાજી થયા. અમને એમ હતું કે, દર્શકોનાં રાત્રિ ભોજન અને નિવાસની વ્યવસ્થા ICC તરફથી હશે, પરંતુ એમણે હાથ ઊંચા કરી દીધા. જીતુભાઈને અધૂરી મેચ પૂરી કરવાની ખૂબ ઇચ્છા હતી પરંતુ એમાં નોકરી પૂરી થઈ જાય તેમ હતું. એમણે અમને હકીકત જણાવતાં કહ્યું કે, મેં મારા કાકા ગુજરી ગયા છે એમ કહીને એક દિવસની રજા લીધી છે. અમે અમારી બુદ્ધિની મર્યાદામાં રહીને સમસ્યાનું નિવારણ બતાવતાં કહ્યું કે આજે રાત્રે બોસને ફોન કરીને કહો કે કાકા ધામમાં ગયા. એના આઘાતમાં અત્યારે કાકી પણ ધામમાં ગયાં છે. કાકીની સ્મશાનયાત્રા આવતી કાલે રાખી છે.

આ બાજુ વાલજીભાઈનો ચહેરો સાવ રડમસ થઈ ગયો. અમે એમને કારણ પૂછ્યું તો એમણે પણ રહસ્યનું ઉદ્ઘાટન કરતાં કહ્યાં કે, મારા પત્નીને હું મેચ જોવા જઉં તે જરાપણ ગમતું નથી એટલે હું મિત્રના લગ્નમાં જવાનું બહાનું બનાવીને આવ્યો છું. એક દિવસની મેચ બે દિવસ ચાલે એવું બને પરંતુ લગ્ન બે દિવસ ચાલે એવું તો ક્યારેય ન બને. અમને થયું કે, એકની નોકરી જાય એવું છે અને બીજાને સસરાની છોકરી જાય એવું છે. અમારો મેચ જોવાનો મૂડ પારખી બંને મિત્રોએ મહામહેનતે રસ્તો કાઢી લીધો અને અમે રોકાઈ ગયા.

માંચેસ્ટરથી પચીસ કિલોમીટર દૂર ઓલ્ડહામ નામનું ગામ છે. ત્યાં જીતુભાઈના દૂરના સગા રહે છે. એ એટલા બધા દૂરના હોવાથી ખરેખર શું સગા થાય છે એ પણ ભુલાઈ ગયું છે. એ સગા ભલે દૂરના હતા પણ એમનું ઘર નજીક હોવાથી અમે ત્યાં રાતવાસો કરવાનો મનોરથ કર્યો. અમે ત્રણે ઓચિંતા વળી આમંત્રણ વગર જઈ ચડ્યા છતાં માસીએ અમને હસતાં મોઢે આવકાર્યા. માસી ભલાં હતાં પરંતુ અત્યંત વાચાળ હતાં. એ બોલવાનું બંધ કરે તો અમારે અમારા ઓચિંતા આગમનનું કારણ જણાવવું હતું - પરંતુ એમણે અમને બોલવાની તક જ આપી નહીં... મને માસાની ખૂબ દયા આવી અમે એમના તરફ દયામણા ચહેરે જોઈને પૂછ્યું કે, આપનાં લગ્નને કેટલાં વરસ થયાં ? એ મારા પ્રશ્નનો ગર્ભિત અર્થ પામી ગયા એટલે અમને વરસ કહેવાને બદલે સાચો જવાબ આપતાં બોલ્યા કે, હું આખો દિવસ ઘરની બહાર જ રહું છું એટલે વાંધો આવતો નથી.

માસીના ઘેર સિલાઈ મશીન હોવાથી એમણે અમારું પાટલૂન પણ સાંધી આપ્યું. અમે સવારે વહેલાં જાગીને નીકળ્યા હોવાથી ખૂબ થાક્યા હતા. અમે જમીને ડ્રોઈંગરૂમમાં લાઈનસર નાખેલા ત્રણ ગાદલામાં આડા પડ્યા. માસીની વાતો ચાલુ હતી પરંતુ અમે ઘસઘસાટ ઊંઘી ગયા. અમે બીજા દિવસે ચા-નાસ્તો કરીને રવાના થયા ત્યારે માસીએ અમને પૂછ્યું કે, તમે શું કરો છો ? અમે કહ્યું કે, અમે હાસ્યકલાકાર અને હાસ્યલેખક છીએ. માસીએ ફરી પૂછ્યું કે, એ બધું તો ઠીક પણ તમે ઘર-ગૃહસ્થી ચલાવવા માટે શું કરો છો ? એ ભોળા માસીએ વિદાય વખતે મને કહ્યું કે, હવે કંઈક લખો ત્યારે મારા વિશે પણ બે શબ્દ લખજો. અમે એમની આજ્ઞાનું પાલન કર્યું છે.

બીજે દિવસે ૪૬.૧ ઓવરથી મેચ શરૂ થઈ. ન્યુઝીલેન્ડે પચાસ ઓવરમાં ૨૩૯ રન કર્યા. કાયમ આસાનીથી અઢીસો રન કરતી ભારતની ટીમ માટે ૨૪૦ રનનો લક્ષ્યાંક સાવ સરળ રહેશે એવી અમારી માન્યતા હતી. વાલજીભાઈએ કહ્યું પણ ખરું કે, ૨૦૦૮માં જ્યારે મલેશિયામાં અન્ડર ૧૯નો ક્રિકેટ વર્લ્ડકપ હતો ત્યારે ભારત અને ન્યુઝીલેન્ડ સેમિફાઈનલ રમ્યા હતા. અને યોગાનુયોગ એ વખતે ભારતના સુકાની વિરાટ કોહલી અને ન્યુઝીલેન્ડના સુકાની વિલિયમસન જ હતા. આજે ઇતિહાસનું પુનરાવર્તન થવાનું છે. ભારત મેચ જીતવાનું છે. અમે ત્રણેય મિત્રોએ ચડ્ડી, ગંજી, રૂમાલ, મોજાં અને પેન્ટ - શર્ટનું આજે પણ



પુનરાવર્તન કર્યું હતું. કારણ અમે સાંજે લંડન પાછા ફરવાની ગણત્રીએ નીકળ્યા હતા. ઈતિહાસનું પુનરાવર્તન થાય કે, ન થાય પરંતુ વસ્ત્રોનું પુનરાવર્તન કરવું પડ્યું હતું.

સૌને એક જ ટિકિટમાં બે દિવસ મેચ માણવાનો અવસર મળ્યો હતો. મોદી સાહેબ આફતને અવસરમાં બદલે છે. જ્યારે અમારા માટે અવસરમાંથી આફત ઊભી થવાની હતી. અમે બાળપણમાં એક ટિકિટમાં બે વખત પ્રવાસ કરતા અથવા એક ટિકિટમાં બે વખત સરકસ જોવાની ચાલાકી કરતા હતા એ દિવસો યાદ આવ્યા. ભારતનો દાવ શરૂ થયો. રોહિત શર્મા આઉટ થયો ત્યાં ધ્રાસકો પડ્યો.કોહલી આઉટ થયો અને સોપો પડ્યો. પરંતુ રાહુલ આઉટ થતાં રીતસર સન્નાટો છવાઈ ગયો. મેદાનમાં ચોતરફ ભારતીય ટીમનો બ્લુ રંગ દેખાતો હતો. બધા ચાહકો ઢોલ, નગારાં, પિપૂડી, શંખ અને સિસોટી જેવા વાદ્ય લઈને આવ્યા હતા. પરંતુ લોકો અવાચક અને વાદ્ય અબોલ હતાં. ઋષભ પંત અને હાર્દિક પંડ્યા પોતાની ભૂલથી આઉટ થયા. ભારતની અડધી ટીમ આઉટ થયા પછી મેદાનમાં ભારતનો ધ્વજ અડધી કાઢીએ ફરકતો હોય એવો ઉદાસીન માહોલ હતો. દિનેશ કાર્તિકનો ખૂબ અઘરો કેચ થયો. રવીન્દ્ર જાડેજા અને મહેન્દ્રસિંહ ધોનીએ સૌથી વધુ રનની ભાગીદારી કરીને મેચને



જીવંત બનાવી દીધી. રવીન્દ્ર જાડેજાએ પચાસ રન પૂરા કરી તલવારની માફક બેટ ફેરવીને ક્ષત્રિયનો રંગ બતાવ્યો. એણે સંજય માંજરેકરની બોલતી બંધ કરી દીધી. ૪૦ ઓવર બાદ સૌ પ્રેક્ષકો ઊભા થઈ ગયા. માણસો સાથે માણસોનાં રૂંવાડાં પણ ઊભાં થયાં. વાજાં વાગવાં લાગ્યાં. મેદાન ગરમ થયું. પરંતુ જાડેજા આઉટ થતાં ફરી માતમ છવાઈ ગયું. ધોની જે રીતે રનઆઉટ થયો એ તો ધોની અને ભારત બંનેનું દુર્ભાગ્ય હતું. અંતે ભારત અઢાર રનથી મેચ હારી ગયું.

બીજા પક્ષના નેતાઓને પોતાના પક્ષમાં લઈ આવવા માટે કુશળ એવા નેતાજીએ કહ્યું પણ ખરું કે, અઢાર રન ખૂટતાં હતા એટલે હું લાચાર હતો બાકી અઢાર ધારાસભ્ય ખૂટતાં હોય તો ગમે તેમ કરીને લઈ આવું. અંબાલાલે અમને ફોનમાં કહ્યું કે, ભારતના ખેલાડીઓ વનડેના ખેલાડીઓ છે. એમને તમે વનડે બદલે ટુડે રમાડો તો નિષ્ફળ જાય તે સ્વાભાવિક છે ભોગીલાલે એમ કહ્યું કે ભારતના લોકોને એક દિવસનો પગાર આપીને બે દિવસ કામ પર બોલાવો એટલે એ બીજા દિવસે કામમાં વેઠ ઉતારે એ આપણો સ્વભાવ છે.

અમારું કોઈ સ્વજન મરી ગયું હોય એવાં મોઢાં લઈ અમે મેદાનની બહાર આવ્યા. બહારનું દશ્ય વધુ દુઃખદ હતું. એશિયાના અને અમુક તો ભારતના નાગરિક હોવા છતાં ભારતની હારનું જશન મનાવતા હતા. અમે ઘડીભર થયું કે, આ નમકહરામને બે શબ્દ કહેવા જોઈએ. પરંતુ પરદેશમાં વાત વણસી જશે તો મારા યજમાનને મુશ્કેલી થશે એ વિચારથી અમે અમારો ગુસ્સો દબાવી દીધો. લંડન પરત ફરતી વખતે સાડા ત્રણ કલાકનો રસ્તો સાત કલાક જેવો લાગ્યો. જીતુભાઈએ રસ્તામાં કહ્યું કે, આજ દિવસ સુધી એકપણ દાઢીવાળો કેપ્ટન વર્લ્ડકપ જીત્યો નથી, એટલે વિલિયમસન ફાઈનલમાં હારી જશે, એમની વાત સાચી પડી ઈંગ્લેડનો દાઢી વગરનો સુકાની ઈયાન મોર્ગન વિશ્વકપ જીત્યો પરંતુ એ જીવે ત્યાં સુધી એ નહીં કહી શકે કે એ કેટલા રનથી કે કેટલી વિકેટથી જીત્યો હતો !

*૨૦, શારદા સોસાયટી,*
*સુરેન્દ્રનગર. મો. ૯૮૨૫૨૩૦૯૦૩*

# સર્વે ગુણાઃ ગાડીમાશ્રયન્તે

*- અધીર અમદાવાદી*

**એ**ક જમાનામાં એવું મનાતું હતું કે, 'સર્વે ગુણાઃ કાંચનમાશ્રયન્તે', એટલે કે સોનામાં સર્વગુણ સમાયેલા છે. જેની પાસે સોનું હોય એ સમાજમાં ઇજ્જતદાર ગણાતો હતો. એવાં ઘરમાં છોકરી અપાય અથવા એવાં ઘરની છોકરી આવે એવું ઇચ્છનીય રહેતું. જોકે સાચું સોનું પહેરીને બહાર નીકળવામાં થોડું જોખમ છે. કારણ કે ચેઈન ચોરનારા પકડાવાનું, માર ખાવાનું અને જેલ જવાનું જોખમ વહોરીને ધૂમ સ્ટાઇલમાં આવે છે અને ચેઇન ઉડાવી જાય છે. એટલે જ કદાચ હવે સોનાનું સ્થાન મોંઘી ગાડી એટલે કે કારે લીધું છે. કારને એમ કોઈ સહેલાઈથી ઉડાવી શકતું નથી.કાર કોઈને ઉડાડી શકે છે એ જુદી વાત છે. એમાં પણ મોંઘી કારવાળાઓને લોકોને ઉડાડવા પોસાય પણ છે. આખરે ગરીબ માણસની કિંમત કેટલી ? બે કે પાંચ લાખ, બસ ?

એટલે જ અમારા મતે દરેક માણસે કાર લેવી જ જોઈએ એ માટે લોન લેવી પડે કે દેવું કરવું પડે તો કરી નાખવું, પણ કાર તો વસાવવી જ. ભલેને પછી કવર ચઢાવીને મૂકી દેવી, પણ કાર તો ખરીદવી જ. અહીં કારનું કવર ખરીદનાર માણસ મધ્યમવર્ગીય હશે એ અભિપ્રેત છે. મિડલ ક્લાસ ન હોય તો કંજૂસ હોય અથવા અમદાવાદી, જે કહો તે. કાર એ જરૂરિયાત ઉપરાંત સ્ટેટ્સ સિમ્બલ છે. આ કંઈ નવું નથી. મોંઘી ગાડી ચલાવનાર આપોઆપ મહાન બની જાય છે, પછી ભલે એ બંગડીવાળી ગાડીની બારીમાંથી રસ્તા પર કચરો ફેંકે કે પાનની પિચકારી મારે ! જોકે સસ્તી કાર વાપરનાર પાનની પિચકારી મારે તો એ ઘટનાની એટલી નોંધ નથી લેવાતી. સ્કુટરચાલક પિચકારી મારે તો એ એટલું નિંદનીય નથી બનતું જેટલું મોંઘી દાટ ગાડીમાંથી પિચકારી મારવી બને છે. મિડલ ક્લાસ લોકોને એવું કરવાની છૂટ આપણા સમાજે આપી છે.વળી કોઈ વ્યક્તિની પિચકારી મારવાની ક્ષમતા, અભ્યાસ, અનુભવ, લાક્ષણિકતાઓ અને સંભાવના લાઈસન્સ આપતાં પહેલાં ચકાસી શકાતી નથી. અમારું ચાલે તો માણસના દાંતનો કલર જોઇને લાઈસન્સની અરજી રદ કરી દઈએ. પણ...

જોકે એટલું સારું છે કે કાર ચલાવનાર પાસે ટ્રાફિક સેન્સની આશા રખાય છે એટલી સાયકલ ચલાવનાર પાસે નથી રખાતી. સાયકલ આમ તો પ્રદૂષણમુક્ત વાહન છે. પેડલ મારવાથી પાચનતંત્ર પણ મજબૂત થાય છે એટલે સાયકલ ચલાવનાર પણ પ્રદૂષણરહિત હોય છે. સાયકલ ચલાવનારો ચાલુ સાયકલે લૂંટ કરીને ભાગી નથી શકતો. સાયકલ ચલાવનારો એટલે જ એકંદરે નિર્દોષ અને નિરુપદ્રવી મનાય છે.

એક જમાનામાં લગ્ન કરવામાં અને કાર ખરીદવામાં ખાસ વિકલ્પ નહોતા મળતા. માબાપ નક્કી કરે તે મુરતિયો કે છોકરી અને કારમાં તો ફિઆટ અને એમ્બેસેડર બે જ. બાકીનાં મોડલ ફિલ્મોમાં જોવાનાં ! કારની બેટરી ઊતરેલી હોય અને તહેવાર-પ્રસંગે નીકળતી વખતે ગાડી ઉપાડવાની હોય ત્યારે એ જમાનામાં કાર અને સંબંધ બંને નિભાવવા અઘરા હતા. પુરાણ કાળમાં જેમ મૃત્યુલોકના માનવીઓ કેટલીવાર ખાવું અને કેટલીવાર નહાવું એનો ન્યાય કરવા શિવજી પાસે પહોંચ્યા હતા એમ ગાડી લીધા પછી એને કેટલી વાર સાફ કરવી અને કેટલી વાર ફેરવવી એ પુછાવવું પડે એવો સમય હતો. સરવાળે (અઠવાડિયાના)સાત વાર સાફ કરવી અને એક વાર ફેરવવી એ ધોરણે એમ્બેસેડરના માલિક છૈયાં - છોકરાં સહિત અઠવાડિયામાં સાત દિવસ કાર ઘસી ઘસીને સાફ કરતાં અને એકવાર ઉપયોગ કરતા. હવે કાર એટલી સામાન્ય થઈ ગઈ છે કે લોકો સાત દિવસ ઉપયોગ કરે છે ને એક દિવસ સાફ કરે છે. સાફ પણ પાછો એપાર્ટમેન્ટનો વૉચમેન કરે. જેમની કાર દર ચોમાસે ધોવાતી હોય એવાય અમદાવાદમાં મળી આવશે.કદાચ આપણી કાર તરફની મમતા ઓછી થઈ ગઈ છે. અથવા આપણી પાસે સમય નથી.

એ જમાનામાં એવી જોક પ્રચલિત હતી કે જો પત્ની કારમાંથી ઊતરે ત્યારે કોઈ યુવાન માણસ દરવાજો ખોલવા જાય તો કાં કાર નવી હશે અથવા પત્ની. અત્યારે પત્નીઓ પહેલા ઊતરી જાય છે અને પતિ કાર પાર્ક કરીને આવે ત્યાં સુધીમાં શોપિંગ શરૂ કરી દે છે. એટલે જ ઘણીવાર પતિઓ પાર્કિંગ શોધવામાં જાણી જોઇને વાર પણ લગાડે છે એવું એક અનધિકૃત સંશોધન કહે છે.

કારના રંગ અને દેખાવને કારચાલકની માનસિકતા સાથે જોડવામાં આવે છે. આ વિષયમાં ઘણું લખાયું પણ છે. લાલ રંગ જુસ્સાનું પ્રતિક ગણાય છે. આપણા ગુજરાતી લેખકો લાલ ગાડી વાપરે છે એનાથી એમના લખાણોમાં કેટલું જોશ આવે છે એ પણ સંશોધનનો વિષય છે. સફેદ રંગ પવિત્રતાનો પ્રતિક ગણાય છે. આ જો સાચું હોય તો ભારતના અંદાજે ૪૬% લોકો પવિત્ર છે. અડધા ભરેલા ગ્લાસની નજીક ગણી શકાય એવા આ આંકડાથી ખુશ થવું કે ૫૪% પવિત્ર નથી એનાથી દુખી થવું એ તમારે નક્કી કરવાનું છે. જોકે વાંકદેખા લોકો એમ પણ કહેશે કે સહેલાઇથી ટચ અપ થઈ શકે અને રીસેલ વેલ્યુ વધારે મળે એટલે ૪૬% લોકો પવિત્ર ગણાવવાનું પસંદ કરે છે.

કારમાં મોટે અવાજે ગીતો વગાડે એવી ફેશન પણ એક જમાનામાં હતી. પણ હવે કાચ ખુલ્લા રાખી કાર ચલાવવાથી લોકોને 'ડસ્ટ પ્રૉબ્લેમ' થાય છે. એસીમાં કાર ચલાવવાથી પેટ્રોલ વધારે બળે એ દાવે કાચ ખુલ્લા રાખીને ચલાવનાર હવે મિડલકલાસ પણ ગણાય છે. પહેલાં તો કારની પાછળ છોકરાઓના નામ લખવાની ફેશન હતી. હવે તમારી પાસે પચીસ-ત્રીસ લાખની કે એથી વધારે મોંઘી ગાડી હોય તો તેની પાછળ બાળકોનાં નામ લખવાની જરૂર નથી પડતી કારણ કે તમારે કેટલાં બાળકો છે અને શું કરે છે એ લોકો જાતે શોધી કાઢે છે. જૂની, ચીલાચાલુ મોડલની કાર પર છોકરાનાં નામ લખો તો બિચારાં છોકરાઓની બેઈજ્જતી એટલે કે બુલીઈંગ થાય છે કે 'હાય હાય રાજના પપ્પાની કાર સાવ આવી ?' આમ પણ લોકો કારનું નામ અને કંપની જ જોતા હોય છે. મોટું નામ અને ઊંચા દામનો મહિમા છે. જૂની કહેવત બદલીને એમ કહી શકાય કે એક નૂર આદમી, હજાર નૂર કપડાં અને લાખ નૂર ગાડી ! પછી ગાડીમાંથી ફાટેલાં જીન્સ ઉપર લખ્ખું પડી ગયેલું ટી-શર્ટ પહેરેલો અને સાવરણીના ઠૂંઠા જેવા વાળવાળો જણ નીકળે એ પણ 'ડૂડ' ગણાય છે.

હમણાં થયેલા ક્રિકેટ વર્લ્ડકપ ૨૦૧૯ દરમિયાન ક્રિકેટ ગોડ સચિન તેંડુલકર લંડનમાં એક જૂના મોડલની વિન્ટેજ કાર ચલાવતા હોય એવો વીડિયો વાઈરલ થયો છે. સચિનનો જૂના મોડલમાંનો રસ પણ કંઈ સાવ નવો નથી એટલે અમને એ વીડિયો જોઈ આશ્ચર્ય ન થયું.

કાર કોણે લેવી ? ક્યારે લેવી ? કઈ રીતે લેવી ? અને લીધા પછી ક્યાં જવું ? એ ગુગલ પર સૌથી ઓછા પુછાતા પ્રશ્ન ભલે હોય, પણ સમાજ અને કુટુંબમાં સૌથી વધારે ચર્ચાતો પ્રશ્ન જરૂર હશે. કર્મચારીઓમાં એરિયર્સ છૂટે કે સામે કાર છોડાવે એવી નવી પ્રણાલિકા પણ હવે પડી છે. જૂની કાર કે બાઈક લઈને ફરતાં કર્મચારીઓને પૂછવામાં આવે છે કે 'તમારે એરિયર્સનો હપતો હજી નથી છૂટ્યો ?' 'સાહેબ, બે કેળાથી શું વળશે, ડઝન લો. હવે તો ડીએનો હપતો પણ છૂટી ગયો !' એવું એક કર્મચારીને લારીવાળાએ સંભળાવ્યું એ અમોએ કાનોકાન સાંભળ્યું છે.અમારી તો કાર (અને ખાસ તો એની હાલત જોઈને) જોઈને મારી સાથે કામ કરતાં જુનિયર અવાર-નવાર 'સાહેબ, હવે કાર બદલો, નથી શોભતી' એવું સૂચન કરતાં હોય છે. એટલે જ હું આવા લોકો જ્યાં હાજર હોય તેવાં સ્થળોએ પત્ની સાથે જતાં ડરું છું.

કાર અને કૂતરાં બેઉ વચ્ચે ખૂબ જૂનો સંબંધ છે. મહાભારતકાળમાં પણ રથ પાછળ કૂતરાં દોડતાં હતાં. એ સમયે રથનાં પૈડાં એટલે જ મોટાં રાખવામાં આવતાં હતાં જેથી કરીને બેઠક ઊંચી અને કૂતરાઓની પહોંચની બહાર રહે. પાણીદાર ના હોય એવા ઘોડાઓ પણ કૂતરાને કારણે નવા રેકોર્ડ બનાવતા અને ઈતિહાસમાં અમર થઈ જતા. છેક બંધ બોડીની કાર બનતી થઈ ત્યાં સુધી વાહનના પરફોર્મન્સમાં કૂતરાઓનું યોગદાન મહત્ત્વનું રહ્યું છે. હજુ પણ અમુક ચોક્કસ રંગ અને મોડલની કાર જે તે વિસ્તારના કૂતરાની ફેવરીટ હોય છે. આવી કાર જોતા જ કૂતરાં દોડવાનું શરૂ કરી કારને પોતાની હદ પાર કરાવી આપે છે. કદાચ એમનો ઉદ્દેશ પોતાની હદમાં કાર થકી કોઈ ગુનો ના બને તેવો હોઈ શકે છે. તડીપાર જેવી વિભાવના છે અહીં ! ઘણી વખત કાર ચલાવનારને કૂતરાઓના આ ઉદ્દેશની ખબર પણ નથી હોતી. દ્વિચક્રીય વાહનચાલક કૂતરાના આવા ઉદ્દેશથી અજ્ઞાત હોય તે હજુ પણ ઈચ્છનીય નથી.

મહિલાઓ કાર ચલાવતી જોવા મળે એ હવે કોઈ નવાઈની ઘટના નથી. મહિલાઓમાં સાડી કે દુપટ્ટો દરવાજાની બહાર રહે તેવી રીતે કારમાં બેસવાની ફેશન પણ એક જમાનામાં હતી. પણ હવે સાડી અદશ્ય ને દુપટ્ટા ટૂંકા થવા લાગ્યા છે. આ સાડી દુપટ્ટો બહાર રહે તો સિગ્નલ ઉપર કે સાઈડમાં બાઈક ચલાવતા પુરુષચાલક (જ) મહિલાઓનું ધ્યાન દોરવાનું ઉમદા કાર્ય કરતા. બહેનો પણ આમ થવાથી જરાય છોભીલા પડ્યા સિવાય, મ્હોં પર ભૂલથી પણ કૃતજ્ઞતાના ભાવ કે સ્મિત ન આવી જાય એનું ધ્યાન રાખી, દુપટ્ટો કે સાડી અંદર લઈ લેતી. પણ હવે જિન્સ, કેપ્રી - ટીશર્ટનું ચલણ વધ્યું છે ત્યારથી આવા બાઈકચાલકો આવી તક ગુમાવી બેઠા છે. કારને જોકે ચાર પૈડાં હોવાથી દ્વિચક્રીય વાહનોમાં બેલેન્સ રાખવા કમ બ્રેક મારવા માટે ચાલી આવતી પગ નીચે ઘસવાની પ્રથા મહિલા કારચાલકોમાં ખાસ પ્રચલિત નથી. જોકે મહિલા ચાલકોથી ડરવાની પ્રથા ગમે તેટલા ચક્રીય વાહન હોય હજુ પણ ચાલુ જ છે, અને એટલી જ પ્રચલિત છે.અને કદાચ વાજબી પણ હશે જ !

આમ તો કોઈનાં નસકોરાં બોલતાં હોય તો સાથે સુવાવાળું નારાજ થઈ જાય છે. પરંતુ કાર ચલાવનાર કવચિત્ ઊંઘી જાય અને એનાં નસકોરાનો અવાજ સંભળાય તો કમસેકમ ખબર તો પડે કે એ ઊંઘે છે. પછી એને જાગતો રાખવાનાં પ્રયોજનો થઈ શકે. વાહન ચલાવતાં ચલાવતાં ઊંઘવાનાં સંયુક્ત પ્રયોજનોને કારણે નિર્ધારિત ગંતવ્ય સ્થાનને બદલે વૈકુંઠ પહોંચવાના બનાવો હજુ પણ બને જ છે. જોકે હવે ઊંઘનું સ્થાન મોબાઈલે લઈ લીધું છે.

પણ આ કાર-દોડ વચ્ચે ક્યાંક સાંભળેલું યાદ આવે છે કે નવી લીધેલી કાર ઈનામમાં મળેલા પેલા સુવર્ણચંદ્રક જેવી હોય છે, જેનાથી સમાજમાં માન-મોભો તો વધે છે પણ એને તોડાવીને દાગીનો નથી બનાવી શકાતો દોસ્ત !

---

*બી-૭૦૪ લા ગ્રાસિઆ રેસિડન્સી, વિવેકાનંદ ચોક પાસે, મેમનગર,*
*અમદાવાદ- ૩૮૦ ૦૫૨.*
*મો. ૯૯૦૯૯૫૬૬૬૧*

# "નવરી બજારનો રોડ-શો"

*- જીતેન્દ્ર ઠક્કર*

"**હ**વે તો બોસ ટાઈમ જ નથી... આખા વરસનું ભેગું કરી લેવાનો ટાઈમ છે બોસ..."

નવરો નવીનિયો વટથી ફેંકવા માંડ્યો... નવીનિયો મૂળ બેકસ્ટેજનો આર્ટીસ્ટ... તક મળ્યે નાના નાના રોલ કરી ખાતો... લોકસભાના બે-ત્રણ નવા ઉમેદવારોને કૂણીએ ગોળ ચોંટાડીને નવીનિયો પોતાનું ખીસું ભરવા માટે કુખ્યાત હતો. આ વખતે નવીનિયાએ ભાજપનો સંપર્ક સાધ્યો. ભાજપના કાર્યકરો નવીનિયાને ઓળખી ગયા હતા, એટલે એમણે નવીનિયાને ભાજપથી દસ ફૂટ દૂર રાખ્યો. હાર્દિક પોતાનો દૂરનો સગો છે, એવી ફેંકીને કોંગ્રેસનો સંપર્ક સાધ્યો. ત્યાં પણ એને જાકારો મળ્યો. છેવટે નવીનિયાએ વાંદરાના નિશાન સાથે અપક્ષ ઉમેદવાર તરીકે ઊભેલા વાલજીભાઈ દલપતરામ રામી (વાંદરા) નો સંપર્ક સાધ્યો... પોતાની ફેંકોલોજીથી વાંદરાને બાટલામાં ઉતારવામાં નવીનિયો સફળ થયો.

વાલજીભાઈ ત્રણ વાર ડિપોઝિટ ગુમાવી ચૂકેલો અપક્ષ ઉમેદવાર હતો. બાપાને ઘણી જમીન હતી, તે વેચીને વારંવાર ચૂંટણીમાં ઊભા રહેવાની ચૂલ સંતોષતો હતો. આ વખતે વાંદરાને નવીનિયાના નામનો દારૂ ભટકાયો...

"વાલજીભાઈ તમે ચિંતાના કરો બોસ, આ વખતે તમને જંગી બહુમતીથી ના જીતાડું તો મારું નામ બદલી નાખીશ" નવીનિયાએ દૃઢ વિશ્વાસથી કહ્યું - નવીનિયાને નામ બદલવાથી કોઈ ફરક પડતો નહતો, કારણ કે ગામ આખું નવીનિયાને ચહેરાથી ઓળખતું હતું. વાલજીભાઈ ઉત્સાહમાં હતા. તેમણે નવીનિયાને કહેવા માંડ્યું, "નવીનભાઈ, પૈસાની ચિંતા ના કરતા, કોઈ પણ સંજોગોમાં આપણે જીતવાનું છે..." નવીનિયાએ તક ઝડપી લીધી, "બોસ આપણે એક રોડ શો કરીએ અને પછી જાહેર સભા કરીએ... સાહેબ, લોકોમાં સટ્ટાકો પડી જશે... લોકો વાંદરા ઉપર જ સિક્કો મારશે... આપણું એક જ સ્લોગન રાખવાનું છે... "વાંદરો દુશ્મનોની લંકાને સળગાવશે... આપણો વોટ વાંદરાને..." બસ જોયા કરો... તમામ ઉમેદવારોની ડિપોઝિટ ગુલ કરશે આ વાંદરો..."

વાલજીભાઈ, નવીનિયાની વાતમાં ભરાયા... રોડ શો અને પ્રચાર સભા માટે નવીનિયા એ બે લાખ પડાવ્યા... રોડ શો માટેની તારીખ નક્કી થઈ. જુનિયર આર્ટિસ્ટ સપ્લાયરનો સંપર્ક સાધીને ૧૦૦ જુનિયર આર્ટિસ્ટને રોડ શો માટે બુક કર્યા. સો રૂપિયા લેખે મોબ આર્ટિસ્ટનું ફાઈનલ થયું. ગામના ઉતાર એવા વીસ-પચીસ સાયકલવાળા ઉત્સાહીઓને રોડ શો માટે તૈયાર કર્યા. ચાર બહુરૂપિયાઓને વાંદરાની વેશભૂષામાં રોડ શોની આગળ હૂપાહૂપ કરવાની સૂચના આપી દીધી. આમ રોડ શો માટે પંદરથી વીસ હજારનો ખર્ચો કર્યો. બાકીની રકમ નવીનિયાએ એની બાને સંતાડવા આપી દીધી.

રોડ શોનો દિવસ આવી ગયો. વાલજીભાઈ દલપતરામ રામી ઉર્ફે વાંદરો શેરવાની અને સાફો પહેરીને તૈયાર હતો. હનુમાનજીના મંદિરે દર્શન કરીને રોડ શો શરૂ કરવાનું નક્કી થયું. ઉત્સાહમાં વાલજીભાઈ મંદિરમાં લપસ્યા. માથા પર હનુમાનજીની ગદા પડી. ભૂલથી વાલજીભાઈના મોંઢામાંથી ગાળ નીકળી ગઈ. માથામાં મોટું ઢીમડું થયું. વાલજીભાઈની ફાટી ગઈ હતી, પણ થાય શું ? હનુમાનજીનાં દર્શન કરીને પોતાની માતાનાં આશીર્વાદ લેવા ગયો. માતાએ માથે હાથ મૂકીને આશીર્વાદ આપ્યાં... માથે થયેલું ઢીમડું, માતાના હાથ મૂકવાના કારણે દબાયું... વાલજીએ ફરીથી ચીસ પાડી... વાલજીભાઈ શણગારેલા ઊંટ ઉપર બેઠા... આગળ ચાર બહુરૂપી વાંદરા સ્વરૂપે કમાન્ડોની જગાએ હતા. પાછળ દસ સાયકલ વીરો અને લઘરવઘર કપડાંમાં મોબ આર્ટિસ્ટનું ટોળું...



(મોબ આર્ટિસ્ટ હતા કે ભિક્ષુકગૃહના સભ્યો, એ તો નવીનિયો જાણે !) કોઈએ બૂમ મારી "વાલજી વાંદરો" ટોળાએ જવાબ આપ્યો "જિંદાબાદ" - બસ ડીંડક ચાલ્યું... લોકો કૌતુક જોવા ઊભા હતા. કોઈએ ફટાકડો ફોડ્યો. ઊંટ ભડક્યું... પાછળ લાત મારી... ચાર સાયકલવાળા ભોંય પડ્યા... બહુરૂપી વાંદરાને જોઈને ઊંટ વધારે ભડક્યું અને દોડ્યું... ઉપર બેઠેલો વાલજી... ચીસાચીસ કરવા માંડ્યો... નવીનિયો ઊંટ પાછળ દોડ્યો... મોબ આર્ટિસ્ટો પણ નવીનિયાની પાછળ પેમેન્ટ માટે દોડ્યા... આખું લશ્કર દોડા દોડ. પોલીસની વાન પણ પાછળ... સાયરનના અવાજના કારણે ઊંટ બેબાકળું થયું... વાલજીભાઈને પોતાની પીઠ ઉપરથી પછાડ્યા... વાલજીભાઈના ઢેકા ભાગી ગયા. એક સાથે દસ ગંદી ગાળ ઊંટને અને દસ ભૂંડી ગાળ નવીનિયાને બોલી નાખી. છેવટે નવીનિયાએ વાલજીભાઈને ઠંડા પાડ્યા અને કહ્યું... "ઉમેદવારથી ગાળો ના બોલાય... વાલજીભાઈ હજી તો તમારે જાહેર સભામાં હિન્દીમાં ભાષણ કરવાનું છે..." માંડમાંડ વાલજીભાઈ શાંત થયા. ચાર ગ્લાસ શેરડીનો રસ પી ગયા... પોળના નાકે ઊભા કરેલા સ્ટેજ પર વાલજીભાઈ ગોઠવાયા. બાજુમાં ૨૦૦ કિલોનાં તેમનાં બા ગોઠવાયાં... નવીનિયાએ મોબ આર્ટિસ્ટોને આ સભા પછી પેમેન્ટ મળશે, તેમ સમજાવીને સભામાં બેસવા માટે ભરાવ્યા. સોથી દોઢસોની જંગી મેદની વચ્ચે વાલજીભાઈએ ચાલુ કર્યું...

"મેરે વહાલે ભાઈઓ ઔર બહેનો, આજ વાંદરા આપ સહુની વહારે ધાયા હૈ... આપ સબકો મેરી વિનંતી હૈ કે આપ અપના કિમતી વોટ વાંદરા કો દે. મૈં આપકો ખાતરી દેતા હું, આપકે જો જો વાંધે હૈ, જો તકલીફેં હૈં, સબકા મૈં ધરમૂળસે નાશ કરુંગા... આજ મેરી માં કી... તુમ્હારી માં કી... આશીરવાદ ચાહુંગા..." આટલું બોલ્યા ત્યાં તો, બહુરૂપી વાંદરોઓને જોઈને ઝાડ ઉપર બેઠેલો સાચો વાંદરો ભડક્યો... ડાળી ઉપરથી કૂદીને, વાલજીના ટેબલ ઉપર આવીને બેસી ગયો. લોકો ભડક્યા. બાજુમાં બેઠેલા બસો કિલોનાં બાએ હાકોટો કર્યો. વાંદરાએ બાને લાફો માર્યો. બા બેભાન થઈ ગયાં. સભામાં હોબાળો થઈ ગયો. નવીનિયાએ મોબ આર્ટિસ્ટના લીડરને પેમેન્ટ આપી દીધું એટલે બધા ઘેર ભાગી ગયા. વાલજીભાઈ ગભરાઈ ગયા. નવીનભાઈએ ૧૦૮ને ફોન કરીને એમ્બ્યુલન્સ બોલાવી. વાલજીભાઈ તેમનાં બા અને નવીનિયો ૧૦૮માં ગોઠવાયાં... વાલજીનો રોડ શો હવે શરૂ થયો. ૧૦૮માં વાલજીભાઈનું બે લાખમાં થઈ ગયું. નવીનિયાનું બાર મહિનાનું ગોઠવાઈ ગયું.

વાલજીભાઈ રોડ શો ના બદલે રોડ ઉપર આવી ગયા... બોલો કૃષ્ણ કનૈયા....

---

*૩, સંજય પાર્ક, સુંદરવન પાછળ,*
*ઈસરો પાસે, સેટેલાઈટ રોડ, અમદાવાદ.*
*મો. ૯૮૨૫૩૬૫૪૪૪*



# ઝીણકી ફોલ્લી

*- રમેશ તન્ના*

**અ**ભિનેત્રી અને હાસ્યલેખિકા જિગીષાબહેનને એક વખત જમણા પગની ટચલી આંગળી પર ઝીણકી ફોલ્લી થઈ. ઝીણકી એટલે સાવ ઝીણકી, જેના તમામ ઉમેદવારોની ડિપોઝિટ ડુલ થઈ જ જાય તેવા કોઈ પ્રાદેશિક રાજકીય પક્ષ જેવી ઝીણકી.

જિગીષાબહેન તો પહેલેથી જ મોટા મનનાં.

જો મોટી બીમારીનેય ભાવ ના આપે તો આ ઝીણકી ફોલ્લીને તો ગાંઠે જ શેનાં ?

હા, એમણે એકવાર તેની સામે જોવા ખાતર જોયું પણ પછી એકદમ નિર્દયી થઈને તેની ધરાર ઉપેક્ષા કરી, મનોમન બોલ્યાંય ખરાં, આવડા મોટા દેહમાં આવી નાની નાની ફોલ્લીઓ તો થતી રહે. જો એને ગંભીરતાથી લઈએ તો જીવન જિવાય જ કેવી રીતે ?

આમ તો આ વાત કંઈ ખાસ ગંભીર નહોતી.

વિશ્વમાં અનેક લોકોને ફોલ્લીઓ થાય છે અને મટી જાય છે, ફોલ્લી શરદીની સગી નાની બહેન હોય તેવું લાગે. દવા કરો તો મોડી મટે અને દવા ના કરાવો તો ઝટ મટે.

અફસોસ કે વિશ્વના ઈતિહાસમાં ક્યાંય ફોલ્લીની કોઈ નોંધ લેવાઈ નથી. ફોલ્લી એટલે ફોલ્લી.

એની શી વિસાત ?

... પણ અહીં કંઈક જુદું જ બન્યું.

જિગીષાબહેને ફોલ્લીની અવગણના કરી એટલે ફોલ્લીને સખત ખોટું લાગ્યું.

સખત શબ્દને તમે ૧૦૦૦ વખત મનમાં ઘૂંટોને એટલું બધું એ ફોલ્લીને ખોટું લાગ્યું.

ક્યાં પ્રેમાળ જિગીષાબહેન અને ક્યાં તેમના જમણા પગની ટચલી આંગળીએ થયેલી ફોલ્લી ?

એમ જ કહોને કે જમીન-આસમાનનો ફરક.

જિગીષાબહેન તો એવાં ઉદાર સ્વભાવનાં કે તેમને ક્યારેય કોઈ બાબતમાં ખોટું લાગે જ નહીં. ખોટું લગાડવું જ નહીં એવી તેમણે નાનપણમાં જ બાધા લીધેલી.

પહેલાં જો કે એવું નહોતું. એ નાનાં હતાં ત્યારે ખાસ્સું ખોટું લગાડતા. નાની નાની વાતે ખોટું લગાડીને ખૂણામાં બેસી જતાં. કોઈ મનાવવા જાય તો ઝટ માનતાં જ નહીં.

એમનાં પરિવારજનોનો એ વખતનો અડધો સમય તો જિગીષાબહેનને મનાવવામાં જ જતો.

એમને મનાવવા માટે પરિવારજનોએ વારા પાડેલા એટલું બધું એમને ખોટું લાગતું.

જો કે હદનીય લિમિટ તો હોય ને ? પરિવારજનોએ છેવટે કંટાળીને જિગીષાબહેનને મનાવવાની પરંપરાને જ પડતી જ મૂકેલી.

પછી તો એવું બનતું કે બધાં જમવા બેઠાં હોય ત્યાં જિગીષાબહેનને ખોટું લાગે. તેઓ રીસાઈને ભાણા પરથી ઊઠી જાય તોય બધાં હસતાં હસતાં જમી લેતાં.

આવું વારંવાર બનવા લાગ્યું એટલે જિગીષાબહેનને લાગ્યું કે આ તો ભારે કરી ! પછી તેમણે 'ખોટું લગાડવા' પર મોટી ચોકડી મારી દીધી.

જો કે તેમના જમણા પગની ટચલી આંગળી પર થયેલી ફોલ્લી એમના વિચારોવાળી નહોતી.

હવે તો સંતાનોમાંય માતા-પિતાના વિચારો આવતા નથી તો ફોલ્લી ફોલ્લામાં તો ક્યાંથી આવે ? એવી આશા રખાય જ નહીં.

ફોલ્લી તો ટણીવાળી નીકળી.

એને તો સખત ખોટું લાગ્યું.

તેણે નિર્ધાર કર્યો કે હું બળવો કરીશ.

વધીશ, વકરીશ અને વિદ્રોહ કરીશ.

તેણે આહવાન કર્યું કે જો તમે મારા અસ્તિત્વની નોંધ ના લો તો હું તમારા અસ્તિત્વને હચમચાવી નાખીશ.

બિચારાં, ભોળાંભટ્ટ જિગીષાબહેનને તો આ વાતની ખબર જ નહીં. ફોલ્લી આટલી હદે રિસાઈને બેઠી છે તેવી કોઈ જાણકારી તેમને નહીં.

એ તો પોતાની મસ્તીમાં જીવતાં હતાં.

એક દિવસ, બે દિવસ, ચાર દિવસ...

પેલી ટેણકી ફોલ્લી દિવસે દિવસે વધવા લાગી.

એક દિવસ તો તેણે જાતિ પરિવર્તન જ કરાવી નાખ્યું.

એ તો ફોલ્લીમાંથી ફોલ્લો થઈ ગઈ.

જિગીષાબહેન શાક લેવા જતી વખતે પગમાં ચંપલ પહેરવા ગયાં ત્યાં તેમણે જમણા પગની એકની એક ટચલી આંગળી તરફ જોયું તો તેમના મોંમાંથી નાનકડી ચીસ નીકળી ગઈ.

'હાય... હાય... આ શું થયું ?' જિગીષાબહેન મોટેથી બોલ્યા.

ચીસ સાથેની તેમની મોટી બૂમ સાંભળીને તેમના પતિ અર્ચનભાઈ તરત અંદરના રૂમમાંથી માપસરનું દોડતાં દોડતાં બહાર આવ્યા.

બોલ્યા : 'શું થયું મારી વહાલી જિગી ?'

જિગીષાબહેને પોતાના પગ પર ઈશારો કરતાં તેમને કહ્યું, 'આ જુઓ... નવું થયું !'

અર્ચનભાઈને જિગીષાબહેનના પગ તરફ જોયું. ધારી ધારીને જોયું. એ પછી હસતાં હસતાં બોલ્યા, 'અરે, વાહ, જિગી વાહ, અભિનંદન... તને નવી આંગળી ઊગી ? લોકોને ડહાપણની દાઢ આવતી હોય છે તને ડહાપણની આંગળી આવી...'

જિગીષાબહેને થોડોક રોષ અવાજમાં લાવીને વહાલથી કહ્યું, 'મારા વહાલા ભરથાર, જરા વાંકા વળીને બરાબર જુઓ. નવી આંગળી નથી આવી. ટચલી આંગળી પર મસમોટી ફોલ્લી થઈ છે...'

અર્ચનભાઈએ નીચે બેસી જઈને ફોલ્લીને બરાબરની જોઈ. ખૂબ દુ:ખી થયા. જે પત્નીને હથેળીમાં રાખી હોય... ખૂબ સાચવી હોય, તેને ઊની આંચ ના આવે તેવી તેની સતત કાળજી રાખી હોય, તેણે પાણી માગ્યું હોય ત્યારે પાણી જ આપ્યું હોય.. તેને, કોઈ વાંક-ગુના વગર આવી ફોલ્લી થઈ જાય તે કેમ ચાલે ?



અર્ચનભાઈ શર્ટ પહેરતાં પહેરતાં બોલ્યા, 'ચાલ જિગી, અત્યારેને અત્યારે દવાખાને જઈએ. ફોલ્લીની સર્જીકલ સ્ટ્રાઈક કરાવી નાખીએ.' જિગીષાબહેન તો પરંપરાગત ભારતીય નારી. એમ તરત માને તો નહીં જ ને !

'મટશે એ તો એની મેળે' એમ કહીને તેઓ સોફા પર બેઠાં.

એ પછી તેઓ પોતે, જાતે જ વાંકાં વળીને, ઝીણી આંખે ફોલ્લીને જોવાં લાગ્યાં... તેઓ વિચારવાં લાગ્યાં કે આ સાવ નાની ફોલ્લી હતી તે અચાનક મોટો ફોલ્લો કેવી રીતે થઈ ગઈ ? રાઈના દાણાએ જાણે કે મોટી સોપારીનો અવતાર લીધો !

'રોજ બળ્યું શાક શું કરવાનું ? આજે ખીચડી-દૂધ ખાઈ લઈશું' એમ કહીને જિગીષાબહેને શાક લેવા જવાનું માંડી વાળ્યું.

ફોલ્લીની આ હતી પહેલી જીત !

એ એવી રાજી થઈ, એવી રાજી થઈ કે વાત જ ના પૂછો ! તેનો એ રાજીપો બે દિવસ ચાલ્યો.

બે દિવસ પછી ફોલ્લી વકરી.

વકરી એટલે કેવી ? કોઈ ઝગડાળું સ્ત્રી બેફામ થઈ જાયને એવી વકરી.

જિગીષાબહેનને તો એવુ દુ:ખે, એવુ દુ:ખે કે વાત ના પૂછો.

આમ તો જિગીષાબહેને ઘણીવાર ભગવદ્ ગીતા વાંચેલી અને સુખ તથા દુ:ખને તેઓ એક જ ગણતાં પણ, આ દુ:ખ સાવ જુદું હતું.

અંદર એવા લબકારા મારે કે જિગીષાબહેનનું સ્થિર મન હચમચી જાય.

એ વોટ્સઅપ કરવા બેઠાં હોય તો ફેસબુક થઈ જાય અને ફેસબુક કરવાં બેઠાં હોય તો વોટ્સએપ થઈ જાય. બોલવા મોં ખોલે તો સિસકારો જ નીકળે.

કોઈ કામ પણ ના સૂઝે.

ફોલ્લીબહેન તો રાજી થતાં જાય અને સણકા મારતાં જાય.

જિગીષાબહેનને થયું કે સોય લઈને આ ફોલ્લીને ફોડી નાખું અને તેના દુ:ખમાંથી બહાર નીકળી જાઉં.

મોટી સોય લઈને તેઓ બેઠાં પણ ખરાં. સોયને ફોલ્લી પાસે લઈ ગયાં ત્યાં ફોલ્લીબહેન સહેજ હચમચી ગયાં.

ગભરાયાં. 'હવે મારું આવી બન્યું' તેમ મનોમન બોલ્યાં પણ ખરાં.

જો કે છેલ્લી ઘડીએ જિગીષાબહેને પોતાનો નિર્ણય બદલ્યો. સોયથી ફોલ્લીને ફોડીશ અને જો તે વકરશે તો વધુ હેરાન થવું પડશે એમ માનીને તેઓ અટક્યાં.

અચાનક તેમને યાદ આવ્યું કે સુખ વહેંચવાથી વધે છે અને દુઃખ વહેંચવાથી ઘટે છે.

તેઓ બધાંને ફોન કરીને પોતાની ફોલ્લીની વાત કરવા લાગ્યાં. કણસતાં જાય ને ફોલ્લીની વાત કરતાં જાય.

તેમના ઘરે આવતાં કામવાળાં બહેનને તો પોતાની સામે બેસાડીને પૂરો અડધો ક્લાક માત્ર ફોલ્લીની કથા કરી.

કામવાળાં બહેનને એટલા બધા હોકારા ભણવા પડ્યા કે એટલી વાર બે ઘરના વાસણ થઈ જાય.

જો કે સારું લાગ્યું, કામવાળા બહેનને અને જિગીષાબહેન, બંનેને,

અલબત્ત, ફોલ્લીબહેનને તો એ બંને કરતાંય વધારે સારું લાગ્યું.

તેમને થયું કે લો, હવે મારી થોડી કદર થઈ.

એક મોટા લેખકનો ફોન આવ્યો તો, જિગીષાબહેને તેમની સાથે બીજી કોઈ વાતો કરવાને બદલે માત્ર ફોલ્લીની વાતો કરી.

ફોલ્લી તો પાણી-પાણી થઈ ગઈ.

કેવું સરસ ! આવડા મોટા લેખક સાથે મારી વાતો થઈ રહી છે.

લેખક પણ સામા છેડેથી ફોલ્લીની વાતો સાંભળીને હૂંફાળો પ્રતિસાદ આપતા હતા.

નાનકડી ફોલ્લી પણ મહત્ત્વની હોય છે. જો તેને ગંભીરતાથી ના લેવાય તો કેવી મોટી સમસ્યાઓ થાય છે તેનું પણ તેઓ સાહિત્યિક ભાષામાં વર્ણન કરતા હતા.

ફોલ્લીને તો પોતાને રણજીતરામ સુવર્ણ ચંદ્રક મળ્યો હોય તેવી પ્રતીતિ થઈ.

તેને થયું હતું કે હમણાં લેખક ફોલ્લીને કારણે ઈતિહાસમાં બનેલી કોઈ મોટી ઘટનાની વાત કરશે પણ એવું તેમણે કશું કહ્યું નહીં એટલે ફોલ્લી થોડી નિરાશ થઈ.

જોતજોતામાં આખા એપાર્ટમેન્ટમાં ફોલ્લીની વાત વાયરલ થઈ ગઈ. વોટ્સઅપ અને ફેસબુક પર ફોલ્લી છવાઈ ગઈ. જિગીષાબહેનને ફોલી થઈ એ જાણે કે રાષ્ટ્રીય આપત્તિ હોય તેવું વાતાવરણ સર્જાયું.

ઢળતા બપોરે તો એપાર્ટમેન્ટની અનેક મહિલાઓ જિગીષાબહેનની ખબર પૂછવા આવી.

તેમણે જિગીષાબહેનને શું શું કહ્યું તેના આ રહ્યા કેટલાક નમૂનાઓ :

★

'હાય... હાય.. જિગીષાબહેનને ફોલ્લી થઈ છે. એ એવાં લાગતાં તો નહોતાં.'

★

'જિગીષાબહેન તો ભગવાનનાં માણસ ? તેમને પણ આવી પીડા ભોગવવાની ? ખરેખર ઘોર કળિયુગ આવ્યો છે. બધું ભોગવવાનું સારાંના નસીબમાં જ છે. જિગીષાબહેન હિંમત રાખજો. કાંઈ કામ હોય તો કહેજો.'

★

'હાય, હાય - જિગીષાબહેન - આવડી મોટી ફોલ્લી થઈ છે ને તમે અમને કહ્યું પણ નહીં ? એક વોટ્સઅપ તો કરવો તો ? હું તો નિયમિત વોટ્સઅપ ચેક કરું છું.'

★

'જુઓ જિગીષાબહેન, ચેતતા નર સદા સુખી, હું તો કહું છું આજેને આ જે બાયોપ્સી કરાવી લેજો. હવે તો કેન્સર સ્ટેટસ



-બેટસ કંઈ જોતું નથી. ગમે તેને થઈ જાય છે. પછી કહેતાં નહીં કે તમારું ધ્યાન દોર્યું નહોતું.'

★

'જિગીષાબહેન, તમે સાવ આવાં નીકળશો તેની કલ્પના પણ નહોતી. આવડી મોટી ફોલ્લી થઈ ને અમને કહ્યું પણ નહીં. તમે તો અમને પારકાં જ ગણ્યાં ને ! સવાર-સાંજ તમારા બધાંની હું રસોઈ બનાવી દેત !'

★

'કોઈ પણ રોગની શરૂઆત નાના પાયે જ થાય છે. એ પછી ખબર પણ ના પડે એ રોગ આખા શરીરમાં ઘેરો ઘાલે છે. અમારા સગા બનેવીને આવી, અરે આનાથી પણ નાની, ફોલ્લી થઈ હતી, ને કેન્સર નીકળ્યું, બિચારા એક મહિનામાં તો ઉપર પહોંચી ગયા.'

★

'ફોલ્લીના પણ અનેક પ્રકાર હોય છે, બહેન. આપણને એમ કે ફોલ્લીમાં વળી શું ? કાલ મટી જશે, પણ મારાં સાસુને ૨૩ વર્ષથી ફોલ્લી થઈ છે, પણ હજી મટી નથી.' (ખરેખર એ મસો છે. બહેનને ખબર નથી.)

★

જિગીષાબહેને બધાં માટે મેંગોનું શરબત બનાવ્યું. બધી બહેનો શરબત પીતી જાય અને ફોલ્લીની પારાયણ કરતી જાય, એક બહેને તો ફોલ્લીની એટલી બધી વાતો કરી કે તેમને બે -બે વાર શરબત પીવું પડ્યું.

એક ધાર્મિક પ્રકૃતિના બહેન જિગીષાબહેનનો ચહેરો ધારી ધારીને બોલ્યાં, ભગિની, તમે ગયા જન્મમાં જરૂર રાધા હશો. તમને બીજી કોઈ નહીં ને ટચલી આંગળીએ જ ફોલ્લી થઈ છે. ખબર છે ને, ભગવાન શ્રી કૃષ્ણએ ટચલી આંગળીએ ગોવર્ધન પર્વત ઊંચક્યો હતો !

પત્યું. વાતાવરણમાં આરોગ્યને બદલે અચાનક આધ્યાત્મિકતાએ પ્રવેશ કર્યો.

ગોવર્ધન પર્વતવાળી વાત સાંભળીને એક-બે બહેનો તો ફોલ્લીને પગે પણ લાગી.

એક બહેને કંકુ-ચોખા માગ્યાં પણ જિગીષાબહેને ના આપ્યાં, નહીંતર એ દિવસે આ પૃથ્વી પર ફોલ્લીમાતાનો જન્મ થઈ જાત !

ફોલ્લી તો રાજીની રેડ, પોતાની આટલી બધી કદર થઈ તે જોઈ-સાંભળીને ફોલ્લી ખૂબ રાજી થઈ.

તેની આશા પૂરી થઈ.

ભલે પોતે નાનકડી ફોલ્લી હતી અને કોઈની ટચલી આંગળીએ થઈ હતી પણ છેવટે તેને પણ પોતાની કદર થાય તેવી અપેક્ષા હતી. છોટા સા દિલ હૈ, છોટી સી આશા...

ફોલ્લીની પૂરતી પ્રશંસા થઈ એટલે તેને સારું લાગ્યું.

જિગીષાબહેને જ્યારે તેના પર નવસેકા દિવેલનો પાટો લગાયો ત્યારે તો તેને થયું કે મને કેવી સરસ હૂંફ મળી !

દિવેલે પોતાની ફરજ નિષ્ઠાપૂર્વક નિભાવી એટલે ફોલ્લીને આનંદ થયો. તેઓ ખૂબ હસ્યાં.

એટલું હસ્યાં, એટલું હસ્યાં કે ફૂટી ગયાં.

જિગીષાબહેનને સિગ્નલ મળ્યું કે ફોલ્લીબહેન આવજો કહી રહ્યાં છે.

જિગીષાબહેને હસતાં હસતાં તેમને આવજો કહ્યું.

રાત્રે, વાળુમાં, શીરો જોઈને અર્ચનભાઈએ પૂછ્યું કે કેમ શીરો બનાવ્યો છે ? કોઈ મહેમાન આવવાના છે ?

હસતાં હસતાં જિગીષાબહેન બોલ્યાં, ના, મહેમાન આવવાના છે તેની ખુશીમાં નહીં મહેમાન ગયા છે તેની ખુશાલીમાં શીરો બનાવ્યો છે !

એ પછી જિગીષાબેને ગરમ મસાલો નાખીને ફોલ્લીબહેનની વાત કહી.

'ફોલ્લીબહેન, આઈ લવ યુ...' કહીને અર્ચનભાઈએ મોંમાં શીરાનો મોટો કોળિયો મૂક્યો.

*૩, સંજય પાર્ક, સુંદરવનની પાછળ,*
*સેટેલાઈટ રોડ, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો. ૯૮૨૪૦૩૪૪૧૫*



# હાસ્યલેખ ટાઈમ ઈઝ મની ? હાઉ ફની !

*- કિશોર અંધારિયા*

**એ**ક કંપનીના અતિવ્યસ્ત મેનેજર મિ. દેસાઈની ચાલુ ઑફિસે તબિયત બગડી ગઈ. બેભાન થઈ ગયા. કર્મચારીઓ એકઠા થઈ ગયા. ઉપરની ઑફિસે આપેલાં ટાર્ગેટ અને કામનું ભારણ. ઘણી બધી તકલીફ અને તાણ હતી એમને. તાત્કાલિક હોસ્પિટલ લઈ જવામાં આવ્યા. ઝડપી સારવાર મળી એટલે થોડીવાર પછી ભાનમાં આવ્યા. આંખો ખોલીને વિહવળ થઈ બોલી ઊઠ્યા : '...અરે, કેટલા વાગી ગયા ? અને મારું ઘડિયાળ ક્યાં... ?'

ડૉકટર ત્યાં જ હતા. તેણે જવાબમાં કહ્યું : 'મને નબળાઈ લાગે છે... અમારે પેશન્ટ ભાનમાં આવે તો પૂછે છે... અરે, હું ક્યાં છું ?'

'પણ ડૉકટર સાહેબ...'

તેમને અધવચ્ચે અટકાવીને ડૉકટર બોલ્યા : '...મારા સાહેબ તમારું ઘડિયાળ ને મોબાઈલ આ રહ્યાં ટેબલ પર... અને તમારે ટાઈમ જોવો હોય તો સામે વૉલ ક્લૉક પણ છે... પરંતુ એક વાત સમજી લો. આ તમારું ઘડિયાળ એ તમારું હૃદય નથી. જુઓ, એ હાથ પરથી કાઢી લીધું છતાં તમે જીવો છો અને પૃથ્વીલોક પરની અમારી હોસ્પિટલમાં છો !

'એમ ?'

'યસ, તમારા બ્લડપ્રેસર વધવા પાછળ તમારા આ ઘડિયાળનો હાથ, ખરું કહું તો એ ઘડિયાળના કાંટા છે !'

સમયપાલનની ગુલામીથી માણસની સ્થિતિ ક્યારેક દયાજનક બની જાય છે. અમુક વાગે ઊઠવાનું. અમુક વાગે જમવાનું. અમુક વાગે ધંધા કે રોજગારીના ચક્કરમાં જોડાઈ જવાનું. ઘડિયાળના કાંટા માણસને દોરવે પણ છે અને દોડાવે પણ છે. મોટાભાગના લોકો સમયપાલનથી આઝાદ એવી દુનિયાની જીવનભર કલ્પના પણ નથી કરી શકતા.

એથી વિરુદ્ધ જે વીરપુરુષો (અને વીરાંગનાઓ પણ શું કામ નહીં ?) સમયપાલનને ઠેબે ચડાવી, તેના બંધનમાંથી મુક્તિ મેળવી આઝાદીની જિંદગી જીવે છે એ તો રાજાઓના પણ મહારાજા હોય એવો ઠાઠ ભોગવે છે.

એવા જ એક મસ્તફકીર તરીકે ઓળખાતા મનસુખલાલને તેના મિત્રના દીકરાએ આમંત્રણ આપ્યું : 'કાકા, કાલે મારા ઘરે સત્યનારાયણની કથા રાખી છે. સાંજે છ વાગે. તમે ખાસ આવી જજો...'

મનસુખલાલે અણગમા સાથે કહ્યું : 'મને આવવાનું કહ્યું એ ગમ્યું પરંતુ તારા પપ્પાને ખબર છે... હવેથી મારી સાથે એક બાબતનો ખાસ ખ્યાલ રાખજે. આ તમારી ઘડિયાળમાં છ વાગે મારે પહોંચી જવાનું છે એવું કયારેક મને કહેતો પણ નહીં ને એવી આશા પણ ન રાખતો...'

'મને તમારો ખ્યાલ છે કાકા, સત્યનારાયણની કથા છે એટલે અસત્ય નહીં બોલું... મેં કથાનો સમય છ વાગ્યાનો છે એમ કહ્યું હતું, તમારે એટલા વાગે પહોંચી જવું એવી વાત નથી... તમારે ગમે ત્યારે આવવાની છૂટ છે.'

'તો ઠીક.' મનસુખલાલ મસ્તફકીર હસ્યા, '...બાકી આ ઘડિયાળ એ કંઈ મારી પત્ની એટલે કે તારી કાકી નથી કે હું એ નચાવે એમ નાચું... ! હા, જૂદો અર્થ ન લેતો... આ ઉંમરે હું કયાં નાચવા જાઉં ને કોની સાથે હેં ? ...ભાવાર્થ એકે હું સમયનો ગુલામ નથી.'

મનસુખલાલ ખરેખર અવધૂત જેવા હતા. એ કહેતા : 'સાચો યોગી કોણ ? જે ભૂખ લાગે ત્યારે જમે અને ઊંઘ આવે ત્યારે સૂવે ! આટલા વાગે જમવું ને આટલા વાગે સૂઈ જવું... એવા બંધનો શું કામ રાખવા ભાઈ ? મનુષ્ય સિવાયના કોઈ પ્રાણીઓને આવા કડક સમયપાલન કરતા ક્યારેય જોયા છે ? એટલે જ જોઈ લેજો ગધેડા જેવા ગધેડાનીય તબિયત તો ઘોડા જેવી ફાઈન હોય છે ! માણસોને થતા જાતજાતના રોગો કોઈ પ્રાણીઓમાં ભાળ્યા છે ?

થાય છે કે, આ સમયપાલનના ચોકઠામાં ન માનનારા ક્રાંતિવીરોનું એક સંગઠન હોવું જોઈએ, જેના સભ્યો એ હોય કે જેમને મન સમયની કિંમત કોડીની પણ ન હોય ! અને હોય છે એવા મહાન આત્માઓ જે સમયના આવા વાડાઓના બંધનથી પોતાની જાતને સ્વતંત્ર રાખી શકયા છે. ઘરના બીજા સભ્યો

ભલે તેને સમયદ્રોહી ગણે, તેમને એની કોઈ પરવા હોતી નથી. સવારે એ ઘડિયાળમાં અમુક નિશ્ચિત વાગે ઊઠવાની પુરાતન કાળની પરંપરામાં માનતા નથી. સવાર ભલેને ક્યારની પડી ગઈ હોય, તેઓ માને છે 'જાગ્યા ત્યારે સવાર !'

એવા જ એક મનમોજીલાલ બહુ સારા ઓટોમિકેનિક છે. તેમને સૌ માન આપે છે પણ હા, એ સમયને માન નથી આપતા. કોઈ કસ્ટમર કાર ગેરેજમાં લાવે એટલે એ જોઈને કહે, 'ત્રણ -ચાર દિવસ પછી આવજો... થઈ જશે.'

કાયમી ગ્રાહક સમજી જાય છે કે, ત્રણ-ચાર અઠવાડિયા પછી જવાનું છે !

'રાજવી ટેઈલર' વાળા રવજીભાઈ બહુ ઠાઠથી કામ કરનારા માણસ છે. મનફાવે ત્યારે દુકાન ખોલે અને મન ફાવે ત્યારે (જોકે ઘરાકને નહીં પણ ) કાપડને વેતરે છે. કાયમી ગ્રાહક એવા મન્નુએ લગ્નનો સૂટ સીવવા આપ્યો : 'આવતી બાર તારીખે થઈ જવો જોઈએ.. પંદરમીએ મારા મેરેજ છે.'

વચ્ચે વચ્ચે ચાર-પાંચ વાર 'રિમાઈન્ડર' આપ્યા પછી તેનો સૂટ તૈયાર થઈ ગયો પણ રવજીભાઈને ખોટું લાગી ગયું કે મન્નુએ એને લગ્નની કંકોતરી કેમ ન આપી ?'

મન્નુએ ફોડ પાડ્યો, 'ક્યાંથી આપ્યું ? કંકોતરીમાં લગ્નની સાચી તારીખ છપાયેલી હોય ને ! એ વાંચી તમે નિરાંત રાખો ને મેરેજ સૂટ તૈયાર જ ન થાય તો ? ...બાકી લગ્નને તો હજુ પણ બે અઠવાડિયાંની વાર છે !'

આવા વાયદાવીરો દરેકને કહે છે, 'કાલે આવજો, તમારું કામ થઈ જશે.' પરંતુ આજે રોકડા, કાલે ઉધાર' ના દુકાન પર લટકતાં બોર્ડની જેમ એની 'કાલ' કેટલીયે કાલો પછી પણ પડતી નથી. શેરબજાર ઠંડું હોઈ શકે, એમનું વાયદા બજાર ગરમ જ હોય છે. વાયદો એ જ એમનો કાયદો હોય છે. કેટલાક વળી ચોક્કસ તારીખને બદલે વાર આપે છે. 'મંગળવારે આવજો, કામ થઈ જશે.' હવે દરેક મહિનામાં ચાર મંગળવાર તો આવે જ છે ! આશા અમર છે ! આ બધા પરથી લાગે કે 'સમયસર' શબ્દ જેટલો રૂપકડો છે એટલો વ્યવહારુ તો નથી જ.

એટલે જ ક્યારેક ટ્રેન એના નિયત સમયે સ્ટેશન પર આવવાની હોય ત્યારે પ્લેટફોર્મ પર વધુ વાર એનાઉસમેન્ટ થાય છે કે આજે અમુક નંબરની ટ્રેન સમયસર છે.

નવા ચૂંટાયેલા નેતા સેવંતીલાલ શરૂઆતમાં બહુ ઉત્સાહી હતા. એક કાર્યક્રમમાં મુખ્ય મહેમાન તરીકે એમને આમંત્રણ હતું એટલે આમંત્રણ કાર્ડમાં છપાયેલા સમયે એ સમારંભ સ્થળે પહોંચી ગયા. ત્યાં જોયું તો આખો હોલ ખાલી. કોઈ એને આવકારનારું પણ નહીં. તેને આ બાબતે ખોટું લાગી ગયું પણ સાચું સમજાઈ પણ ગયું કે સમયપાલનની ચુસ્ત ચુંગાલમાંથી જેમ બને તેમ જલ્દી મુક્તિ મેળવવી. હવે એને મોડા પડવાની મહત્તા પણ સમજાઈ.

જો કે એક અપવાદરૂપ કિસ્સો સમયની પાબંધી (ગુલામી) ને જ ધર્મ માનનારા ધનુભાઈનો છે. ચુસ્ત સમયપાલનના આગ્રહી ધનુભાઈ, ધનુભાઈ ઘડિયાળી તરીકે ઓળખાય છે. કારણ એ બે ઘડિયાળ પહેરે છે. (બંગડીની જેમ બંને કાંડે એક-એક નહીં પરંતુ એક જ હાથે બે.) જેથી એક ઘડિયાળ ક્યારેક 'દગો' દે તો પણ તે સમય ન ચૂકે. અરે ક્યારેક તેના ચુસ્ત ટાઈમટેબલ પ્રમાણે તેના ઘરમાં ન ચાલ્યું તો (ઘણા સમય સુધી) તેમનું આદર્શ - સમયપાલન વિષયક પ્રવચન સમય ફાળવીને ઘરનાં સૌએ સાંભળવું પડે છે. સાથે એમને એ બાબતે આવેલ ગુસ્સાને સમય આપી ઠારવો પડે છે !

તો જો આપણી પાસે એવો સમય હોય તો સમયની ગુલામીમાંથી મુક્ત થઈને બેફિકરાઈથી જીવતા એ સમય-વિજેતાઓને વધાવીએ બીજું શું ?!!

---

*૧૫, શ્રીનાથ કુંજ સોસાયટી, નાગેશ્વર મંદિરની પાછળ,*
*સંગમ ચાર રસ્તા, હરણી રોડ, વડોદરા-૩૯૦૦૧૮.*
*મો. ૯૪૨૮૧૮૨૭૪૭*



# દાઢી સદા સુખદાયી

*- નગીન દવે*

બ્રહ્માજી સિવાય કોઈ દેવને દાઢી નથી. હા ભગવાન શંકરના દાઢી મૂછવાળા ફોટા અગાઉના સમયમાં જોવા મળતાં ખરા તો અસુરો મોટી મોટી મૂછોવાળા ક્યારેક દાઢીવાળા પણ સિરિયલો, ફિલ્મોમાં જોવા મળ્યાં છે ખરા. દેવોને દાઢી ઊગતી નથી કે, રોજ ક્લીન શેવ કરી નાખે છે એ રહસ્ય હજી બહાર આવ્યું નથી પરંતુ અસુરો સામે હંમેશાં લડતાં રહેવા દેવોએ મોટી મોટી મૂછો અને દાઢીના થોભિયા રાખી તેઓને ડરાવવા જોઈએ.

ભગવાન ઈસુ, મહાત્મા, ટોલસ્ટોય, લેનિન, માર્ક્સ, એરિસ્ટોટલ, શેક્સપિયર, સર્વાન્ટિસ, ડિકન્સ, લિઓનાર્ડો દ-વિન્ચી, માઈકલ એન્જેલો, વિક્ટન હ્યુગો આ બધા દાઢીધારીઓ હતા. આપણા દેશના આ મહાપુરુષો સંત વિનોબાજી, કાકા કાલેલકર, રવીન્દ્રનાથ ટાગોર, પ્રભાશંકર પટ્ટણી, શ્યામજી કૃષ્ણ વર્મા, વિઠ્ઠલભાઈ પટેલ, મહર્ષિ અરવિંદ, ઓશો રજનીશ, કવિ ક્લાપી આ બધા તેમની દાઢીથી મશહુર છે.

મને પણ એમ થાય છે કે, મારે પણ દાઢી રાખવી જોઈએ. રોજ ઊઠીને દાઢી પાછળ કિંમતી સમય વેડફવો ? દાઢી તો આપણા ઋષિ મુનિઓનો વારસો. ઋષિ વાલ્મિકી કે વિશ્વામિત્ર દાઢી વગરના કલ્પી શકાય ખરા ? વીર શિવાજી, રાજપૂત રાજાઓ અને સાંમતો દાઢીધારી જ હતા. અકબર સિવાયના ઘણા બાદશાહો દાઢી રાખતા.

દાઢી રાખવાના અંતિમ નિર્ણય પર આવતાં પહેલાં થોડા વ્યક્તિવિશેષોની મુલાકાત લેવાનું મુનાસિબ માની પ્રથમ હું વયોવૃદ્ધ ઈતિહાસવિદ પ્રા. ડૉ. મૂછાળા સાહેબને મળવા ગયો. આ સમયે તેઓ કરચલિયાળી હડપચી પર રેઝર ફેરવી રહ્યા હતા અને જ્યાં લોહીના ટશિયા ફૂટતાં ત્યાં ફટકડી ફેરવતા હતા. પીએચડીનાં બે વિદ્યાર્થી અને વિદ્યાર્થિની તેમની સામે બેઠાં હતાં. વંદન કરી મેં દાઢી રાખવાની મનીષા વ્યક્ત કરી. અને તેમના વિચારો જણાવવા વિનંતી કરી. ખૂબ જ ધીમા અવાજે તેમણે કહેવાની શરૂઆત કરી.

"દાઢી એ ભારતીય પરંપરાનું ગૌરવ છે. ઋષિમુનિઓ ઉપરાંત રાજા દશરથ, જનક વિદેહી, ભીષ્મ પિતામહ, ધૃતરાષ્ટ, ગુરુદ્રોણ આ બધા દાઢીધારીઓ હતા. વિશ્વના તમામ સમ્રાટો દાઢી રાખતા. ઈ.સ. પૂર્વે ૩૬૫-૩૨૩માં થઈ ગયેલા મહાન સમ્રાટ સિકંદરે ભારત પર ચડાઈ કરેલી ત્યારે મહારાજા પોરસના સૈનિકોએ સિકંદરના સૈનિકોની દાઢીઓ પકડીને ભારે ધોલાઈ કરેલી ત્યારથી સિકંદરે સૈનિકોને દાઢી સફાચટ રાખવાનો હુકમ કરેલો. પછી તો બધાંએ તેનું અનુકરણ કરવા માંડ્યું અને દાઢી મૂંડવાની શરૂઆત થઈ. ખરેખર તો પુરુષોને લાંબી રાખવા માટે જ દાઢીની ભેટ કુદરતે આપી છે. દાઢીથી બુદ્ધિમાં વૃદ્ધિ થાય છે. તમે દાઢી રાખીને દાઢી વિશે મહાનિબંધ લખી પીએચડી થવા ઈચ્છશો તો હું ચોક્કસ તમારું માર્ગદર્શન કરીશ."

તેમનો આભાર માની એક દાઢીધારી બાબા ગુલ્લેગિરિના આશ્રમે પહોંચ્યો. બાબાની ખુલ્લી કાયા પર તેમનાં વિશાળ ઉદર સુધી લાંબી દાઢી ફરફરતી હતી. દાઢી ઊગ્યા પછી ક્યારેક નહીં કપાવી અખંડ દાઢીધારી તેમણે લિમ્કા બુકમાં સ્થાન મેળવ્યું હતું. બાબાના ચરણસ્પર્શ કરી દાઢી મહિમા વર્ણવવા બાબાને વિનંતી કરી. બાબાએ લાંબી દાઢી પર હાથ ફેરવી દાઢી ઉપદેશ શરૂ કર્યો.

"બચ્ચા ! એક નૂર ચહેરો તો હજાર નૂર દાઢી. જોઈ લે આ દાઢી મારી એવી સારી, જાણે બચકામાંથી હમણાં કાઢી ! છે ને નવા જેવી ! દરરોજ કાઢી કરવા પાછળ લોકો કેટલો સમય બગાડે છે ? એટલો સમય રોજ પ્રાણાયામ, યોગાસનો, ધારણા, ધ્યાન પાછળ કરે તો બેડો પાર થઈ જાય. ચહેરા પર હડપચી પર કોઈ ખીલના ખાડા ડાઘથી વિકૃતિઓ થયેલી હોય



તો દાઢી રાખવાથી છુપાઈ જાય. દાઢી કરતાં જો છરકા થાય તો ધનુર થવાનો પણ સંભવ ખરો. દાઢી મૂંડવા પાછળ થતો ખર્ચ ધર્મ માટે સેવા માટે વાપરી પુણ્ય મેળવી શકાય. અમારી આ દાઢી જ્યારે પગ સુધી પહોંચશે ત્યારે અમને અષ્ટસિદ્ધિ અને નવનિધિ સહજ પ્રાપ્ત થઈ જશે. જીવતે જીવ અમે સ્વર્ગની અનુભૂતિ કરી શકીશું.''

બાબાની દાઢીવાણી ચાલુ હતી ત્યાં જ મોબાઈલ રણક્યો. જે બાબાએ દાઢીમાંથી કાઢયો. ટૂંકી વાત કરી બાબાએ આગળ ચલાવ્યું.

''અમારા આ ચેલા ડમડમગિરિએ પણ લાંબી દાઢી વધારી છે તે અમારો ઉત્તરાધિકારી છે. મોબાઈલ મોટી મોટી નોટો તે દાઢીમાં જ સંતાડી રાખે છે એ તેનું સેઈફ ડિપૉઝિટ વોલ્ટ છે.''

બાબાજીનો જયઘોષ કરતું એક ટોળું પ્રવેશ્યું અને અમે વિદાય લીધી. પછી એક દરવેશને મળ્યો. તેમની ફરતાં બેઠેલા સઘળા મુરીદો દાઢીધારી હતા. તેમણે કહ્યું કે, દાઢીએ જન્નતની સીડી છે. પીર પેગંબર ક્લંદર ઓલિયા સુધી પહોંચવા દાઢી અવશ્ય હોવી જોઈએ.

ઘણાં વર્ષો પહેલાં કિશોરકુમારની એક ફિલ્મ આવેલી ''બઢતી કા નામ દાઢી'' તેમાં ઘણા કોમેડી ક્લાકારો હતા. કિશોરકુમારની છેક પગથી આગળ વધેલી દાઢીથી ક્ચરો પણ વળાતો હતો. 'દાઢીની દાઢી અને સાવરણીની સાવરણી' આ એક જૂની કહેવતની યાદ આવી ગઈ.

જીવનમાં સુખશાંતિ ઈચ્છતા સર્વ પુરુષે પરિધાન કે ફેશનમાં પરિવર્તન કરતાં પહેલાં અર્ધાંગિનીનો અભિપ્રાય લેવો જ જોઈએ. કોઈપણ આંગિક કે શાબ્દિક પ્રહાર નહીં બનવા પામે તેવો પત્નીનો મૂડ જણાતા મેં કહ્યું, ''ડાર્લિંગ, હું એક નવી શરૂઆત કરવા જઈ રહ્યો છું તે તને ગમશેને ?''

પત્નીને થયું કે ભરથાર કંજુસાઈ છોડી દર રવિવારે સાંજે હોટલમાં જમવાનીને પછી ફિલ્મ જોવાની વર્ષો જૂની ફરમાઈશ પૂરી કરવા જઈ રહ્યા છે. એટલે એણે પ્રસન્ન મુદ્રામાં મૂક સંમતિ વ્યક્ત કરી.

''પ્રિયે, હવેથી હું દરરોજ ક્લીન સેવ નહીં કરું પણ દાઢી રાખીશ ! મિત્રોને પણ દાઢી રાખવા સમજાવીશ અને દાઢીનો પ્રચાર કરીશ.'' દાઢીવર્ધકસંઘ ''સ્થાપી હું તેનો સ્થાપક અને આજીવન અધ્યક્ષ બનીશ.''

પત્નીએ હોઠ મરડીને ફિક્કું હસીને કહ્યું, ''હું બધું જ સમજુ છું આ તમારી આળસવૃતિનું જ પરિણામ છે. દાઢુ વધારવા તો નીકળ્યા છો પણ એવી દાઢી ન રાખવી જોઈએ કે જેથી ચહેરો ગુંડા જેવો દેખાય. એમ કરો, નીચલા હોઠ નીચે એક ટપકાં જેવી દાઢી રાખો જેથી દાઢીનો અભરખો પૂરો થઈ જાય. દાઢી એવી ન રાખવી જોઈએ કે જેથી તેને કોઈ પકડીને પછાડી દે અને ધોલાઈ કરે.''

''અમારે તો રણબંકડા જેવી દાઢી રાખવી છે અને દાઢીનો જોરદાર પ્રચાર કરવો છે. યુવાનોને, અધેડોને, બુઢ્ઢાઓને સૌને દાઢીની ચાનક ચડાવવી છે. દાઢીધારીઓ વધશે એટલે પોલીસના ચોપડા કોરા જ રહેશે કારણ કે દાઢી એટલે સાત્ત્વિકતાનું પ્રતીક. દાઢીધારી રજોગુણી કે તમોગુણી હોઈ જ ન શકે. વૈદ્યરાજ મહાભૃંગરાજાચાર્યનું કહેવું છે કે, દાઢી રાખવાથી વાત, પિત્ત અને કફજન્ય રોગોનું શમન થાય છે. અનિદ્રા - માનસિક રોગ થતાં નથી. વડલો વડવાઈથી રૂડો લાગે છે તો પુરુષ દાઢીથી રૂડો લાગે. મહામૂલી દાઢીને મૂંડીને આપણે મહાન અનર્થ કરી રહ્યા છીએ.''

દાઢીવર્ધકસંઘ જે ટૂંકમાં ડીવીએસ નામે ઓળખાય છે તેની સ્થાપના થતાં જ યુવાનો, સંસારીઓ, સાધુ ફકીરો, કવિ વિદ્વાનો બહોળી સંખ્યામાં જોડાઈ રહ્યા છે. કોઈ જ પ્રવેશ ફી કે છૂપા ખર્ચાઓ નથી. એક સમય એવો ચોક્કસ આવશે કે દરેક મર્દ દાઢીધારી જ હશે, આ સંદેશ આખા વિશ્વમાં જશે ત્યારે સત્યુગ આવ્યો જ સમજો. દાઢી સદા સુખદાયી જગતમાં દાઢી સદા સુખદાયી !

*૨૪૨, પુષ્કરધામ સોસાયટી,*
*યુનિવર્સિટી રોડ, રાજકોટ-૩૬૦૦૦૫.*
*મો. ૯૪૨૬૯૬૩૧૪૨*



# મોબાઈલ ગીતા

*- ભગીરથ ભટ્ટ, 'હાસ્યાયન'*

**હે** પાર્થ.. ! તું (પથારીમાંથી) ઊભો થા અને મારું પ્રથમ સ્મરણ કરી હાથમાં ધારણ કર. તારા જેવા વીર અને ધીરને નિવૃત્તિ (આળસ) શોભતી નથી.

'હે મોબાઈલ દેવ, આપે મને જગાડ્યો અને કર્મ કરવા, ધારણ કરવા જણાવ્યું, પણ મારો અંગૂઠો, તર્જની, હાથ, ખભો અને ડોકી ઝલાઈ ગયા હોવાથી આપને (સરખી રીતે) પકડી શકું તેમ નથી. હું આપને ધારણ કરવા અસમર્થ છું. (એટલું કહેતાં હાથના ટેકાથી ઊભો થવા જતા પલંગની નીચે ખાબક્યો !)'

હે અર્જુન... ! હાથને માલિસ કર્યા બાદ, સર્વ કાર્ય ત્યજીને તું મારા શરણે આવ. સર્વે જનોના હાથ મારા થકી ઝલાયેલા જ છે. એટલે તું વ્યથા અને શોકનો ત્યાગ કરી, આવેલ બધી 'પોસ્ટો'ને ફોરવર્ડ કરી દે. એમાં તને કોઈ જ પાપ નહીં લાગે.

હે ધનુર્ધર ! 'કર્મણ્યે વાધિકારસ્તે મા ફલેષુ કદાચનમ્'ની જેમ પોસ્ટ ફોરવર્ડ કરવામાં જ તારો અધિકાર છે, તેના ફળ (લાઈક)માં તારો અધિકાર નથી.

બેલેન્સ ખલાસ થવાની કે બેટરી ડાઉન થવાની ચિંતા છોડી આવેલ 'પોસ્ટો' કોને ફોરવર્ડ કરવી તેની યાદી બનાવવામાં મંડ્યો રહે. 'મામકા પાંડવાશ્ચૈવ'ની જેમ પોતાના આપ્તજનોને પહેલાં ફોરવર્ડ કરવી. એમાંય જેઓ તને 'લાઈક' કરતા હોય તેને પ્રાયોરીટી આપવી. શત્રુ પક્ષેથી કે ટીકાકારો તરફથી મળેલ 'પોસ્ટો'ને તત્કાલ હણી (ડિલીટ) નાખવી. એમાં તને પાપ નહીં લાગે. કેમકે આ બધી 'પોસ્ટો' તો મારા થકી હણાયેલી જ છે, તું તો તેનું નિમિત્ત છો ! વળી 'જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુ' અનુસાર જે જન્મે છે તેનું મૃત્યુ નિશ્ચિત છે. આમ તને મળતી બધી 'પોસ્ટો'નું મૃત્યુ નક્કી જ છે. જે ફોટા થોડા સમયમાં અદશ્ય થાય છે તે પરમધામ (ગુગલ)ને પામે છે.

હે સવ્યસાચી... ! તને મળેલી 'પોસ્ટો' ત્રણ પ્રકારની - સાત્ત્વિક, રાજસિક અને તામસિક હોય છે :

- જે 'પોસ્ટો'માં સુવાક્યો હોય, ધંધામાં ન ઝુકાવ્યું હોય એવા સંતો/સંન્યાસીઓની આધ્યાત્મિક કે ધર્મને લગતી બાબત હોય કે, તેના ફોટા - વીડિયો હોય તેને તું સાત્ત્વિક જાણ.

- જે 'પોસ્ટો'માં રેસીપી હોય, વસ્ત્રોની ડિઝાઈન હોય, સ્વાસ્થ્યને લગતી ટક્નોલોજીને લગતી કે રાજકીય બાબત હોય અને 'રાજસિક' જાણ.

- જે 'પોસ્ટો'માં અકસ્માતના ફોટા, વીડિયો હોય, અભદ્ર સમાચાર, ફોટા કે ક્લીપ હોય કે આગ - હોનારતો કે ખૂન લૂંટના સમાચાર હોય તેને તામસિક જાણ !

હે મોબાઈલધર...! વીડિયો કોલિંગ દ્વારા, તારા સગાને તું જો. તેને તું મારો અંશ જાણ. જે 'પોસ્ટો'માં નાના કે વાંચવા અસમર્થ હોય એવા ઝીણા અક્ષરો/ફોટાને તું ઝૂમ કરીને જો. એને તું મારું 'વિરાટ-સ્વરૂપ' સમજ !

હે ધનંજય...! મારાં અનેક સ્વરૂપો (મોડેલો) વિવિધ કંપનીઓ થકી તને વિશ્વભરમાં જોવા મળશે. અને તું મારું 'વિશ્વરૂપ દર્શન' જાણ.

હે પાર્થ...! આગળ મેં મારા 'વિરાટ સ્વરૂપ અને વિશ્વરૂપ દર્શન અંગે જણાવ્યું.' હવે મારામાં રહેલાં વિવિધ સ્વરૂપોને પણ તું જાણ. કેમેરો હું જ છું, ઘડિયાળ અને રેડિયો પણ હું જ છું. હું જ કેલ્કયુલેટર અને ન્યૂઝ સર્વિસના સમાચારો છું. અનેક એપ્સ પૈકી 'વોટ્સ-એપ' હું જ છું તો વિવિધ ટ્યૂબોમાં 'યુ-ટ્યૂબ'હું જ છું. અરે ફલેશ અને બેટરી પણ છું. હવામાન અને (ભેખડે ભરવી દે એવા) નકશા પણ હું જ છું. આ બધું તું વગર દિવ્યચક્ષુએ જોઈ શકીશ.

હવે તને જ્ઞાન થયું હશે કે, સચરાચરમાં વિવિધ સ્વરૂપે હોવા છતાં એક સ્વરૂપે (લોકોના હાથમાં - સ્ત્રી પુરુષ, મોટા નાના, અમીર ગરીબ વગેરેના ભેદભાવ વિના) હું વિચરી રહ્યો છું. સાથે સાથે એ ગોપનીય જ્ઞાન પણ આપું છું કે, ક્યારેક મને માંદગી આવે ત્યારે 'મોબાઈલની હોસ્પિટલ'માં (રિપેરિંગ કાજે) દાખલ થવું પડે છે, ત્યારે આ બધું એક સાથે જતું રહે છે. માનવીના મનમાં આ સમયે આવો ભાવ, 'પડે છે ત્યારે

સઘળું પડે છે.'ની જેમ 'જાય છે ત્યારે સઘળું જતું રહે છે.' પેદા થાય છે. આમ તું જોઈ શક્યો હોઈશ. 'આખી દુનિયા મારામાં સમાયેલી છે અને આખી દુનિયા મારા આધારિત થઈ ગઈ છે.' ઉપરાંત એ પણ સત્ય છે, વિવિધ સ્વરૂપો ધારણ કરવાને લીધે 'સ્માર્ટ ફોન' તરીકે ઓળખાઉં છું પણ મને ધારણે કરનાર સ્માર્ટ જ હોય એ જરૂરી નથી...!

હે અર્જુન...! હવે તને જોખમથી સાવચેત કરું છું. જે લોકો રસ્તા પર ચાલતાં ચાલતાં મારામાં ધ્યાન/સમાધિ લગાવે છે તેઓ ગર્તા (ખાડા)માં પડે છે યા તો કપાળમાં ઢીમણાંને પામે છે. (થાંભલે ભટકાવાથી) અથવા તો કૂતરું કરડવાના ચૌદ ઈન્જેકશનોને પ્રાપ્ત કર છે (સૂતેલાં કૂતરાના મોંઢા પર પગ પડવાથી), માટે તું આ રીતે ત્યજીશ તો વધુ સ્વસ્થ રહી શકીશ.

હે ગુડાકેશ...! 'યા નિશા સર્વભૂતાનાં તસ્યાં જાગર્તિ સંયમી' મતલબ સૌ જનો જ્યારે નિદ્રામાં હોય છે ત્યારે મોબાઈલ તપસ્વીઓ પ્રવૃત્ત થાય છે. મને ધારણ કરનાર સર્વે જનો રાત્રે બાર એક વાગ્યા સુધી પ્રવૃત્ત રહે છે. એ બધા મને અતિ પ્રિય છે. એને તું મોબાઈલ-યોગી જાણ ! જે લોકો અતિ વહેલા ઊઠી, દાતણ-પાણી કે ચા-પાણીની પણ પરવા કર્યા વિના પહેલાં મને ધારણ કરે છે. એવા ભક્તો પણ મને વિશેષ પ્રિય છે.

હે કૌંતેય...! જ્યારે જ્યારે વિદ્યુત જતી રહે ત્યારે ત્યારે મારામાં રહેલી 'ટોર્ચ' ને તું ચાલુ કર. જેને તું મારું 'તેજ - સ્વરૂપ' જાણ.

મળેલ 'પોસ્ટો'માંથી કોઈ પોસ્ટને કારણે તારા ઉદરમાં ચોળપચોળ કે ગડગડાટ થવા લાગે તો તેને તું મારું 'વાયુ-સ્વરૂપ' જાણ અને ભયંકર ફોટા/વીડિયો જોઈ અતિશય પરસેવો (વગર ઉનાળે) વળવા માંડે તો તેને મારું જળ-સ્વરૂપ જાણ.

અર્જુનઃ હે મોબાઈલ દેવ, હમણાંકુ મારે ફોનનાં બિલ બહુ મોટાં આવે છે જેને કારણે હું વ્યથિત છું.

હે ગુડાકેશ...! મેસેજીસનું બિલ ધારે આવે તો તું 'પ્લાન' બદલ કાં 'સીમકાર્ડ' બદલ એમાં જ તારું શ્રેય રહેલું છે.

હે પાર્થ...! જે લોકો લગ્નના માંડવા નીચે, દવાખાનામાં કે સ્મશાનમાં પણ મને ધારણ કરીને મગ્ન રહે છે, એવા ભક્તોએ મને અતિશય પ્રિય છે અને આજ સાચો 'સમત્વ' ભાવ.

વળી જે વ્યક્તિ ઠંડી-ગરમી, સુખ-દુઃખ, લાભ ગેરલાભ, રાત-દિન કે ગમે તેવા સંજગોમાં પણ મને ધારણ કરે છે કે મારો જાપ, 'શ્રી મોબાઈલ શરણમ્ મમઃ' જાપે છે તે અવશ્ય મોક્ષનો અધિકારી બને છે.

હે ધનુર્ધર, મારા સ્વરૂપને તો દેવતાઓ પણ પામી શકતા નથી જ્યારે અહીં પૃથ્વીલોકમાં હરેક વ્યક્તિ મારા સ્વરૂપને હાથમાં કે ગળામાં - ખાસ કરીને બહેનો મંગળસૂત્રની જેમ ધારણ કરે છે. એને તું મારી પરમ કૃપા સમજ.

હે ધનંજય...! તારા મનમાં ઉદ્ભવતી દરેક સારી નરસી બાબતને તું ગુગલમાં જો. એનાથી તારા મનનું સમાધાન થશે.

હે મારા પરમ સખા, તારા ફોનમાં જે 'રિંગટોન' વાગે છે તેને તું 'શંખધ્વનિ' માન. એનાથી શત્રુઓનાં ગાત્રો ગળી જશે. માટે જ હવે તું આળસ ત્યજીને પ્રવૃત્ત થા, મને ધારણ કરે અને 'પોસ્ટો' ફોરવર્ડ કરવાનું કર્મ કરવા મંડ્યો રહે...!

*'વરેણ્યમ', પ્લોટ નં. ૪૩૮/એ/૨, ગીતાંજલિ પાર્ક,*
*સેક્ટર-૮(બી), ગાંધીનગર-૩૮૨૦૦૭.*
*ફોન : ૦૭૯-૨૩૨-૪૩૨૫૩*



# અમે બ્યુઝનેસ કર્યો !

- કૃષ્ણ પંડિત

વાચક મારી વાતને ટેકો આપે, કે ન આપે, પણ બેરોજગારી અને મોંઘવારીએ આપણા જેવા આમ લોગો માટે દુખદાયી છે. ખાસ લોકો માટે તે સુખદાયી છે. અને ફિલ્મ ગીત છે, 'એક બરસ કે મોસમ ચાર ગર્મી બરસાત જાડા ને વસંત ને પાંચવા મોસમ પ્યાર કા....' અહીં પાંચવા મોસમ બેરોજગારી ને મોંઘવારીનું છે. રોજગારી ને સોંઘવારી, દેવલોક પામી ગઈ છે. એમ મારા ભગા સહિતના ઘણા મિત્રોનું કહેવું છે.

આ પૂર્વભૂમિકા સાથે : લેખની શરૂઆત કરીશ. અમો શાળામાં ભણતા ત્યારે આ ભગા સાથે, મારે ગાઢ મૈત્રી થઈ ગઈ હતી. પ્રથમ મારા શિક્ષણ વિશે થોડુંક લખીશ. અમારા વડીલોના કહેવા પ્રમાણે અમારી શિશુ અવસ્થામાં અમારામાં તેજસ્વિતા જંગી જથ્થામાં હતી. એટલે 'બડા થઈ' અમો બે જણા માત્ર ગામનું જ નહીં પણ તાલુકાનું ને જિલ્લાનું નામ રોશન કરીશું, (અહીં કહેવાનું એટલું કે, તેજસ્વિતા શબ્દને તેનો અર્થ બધા વડીલો માટે સમજવો અઘરો છે, મતલબ અમારા વડીલો આ શબ્દનો પાકો અર્થ સમજતા હશે ? એ બાબત શંકાથી પર નથી).

પણ નિયતિનો ખેલ... કંઈક ન્યારો હતો, અમારી તેજસ્વિતા ઘટી, ઘટીને શૂન્ય સુધી પહોંચી ગઈ. અમો પરીક્ષામાં બેમાંથી કોણ વધુ માર્ક લાવે છે તેવી સ્પર્ધા કરવાને બદલે, ઓછા માર્ક્સ કોણ લાવે છે ? તેવી સ્પર્ધા કરતા. તેથી શાળાને બાય કરવાનું દબાણ આવ્યું. એટલે ભણવાનું છોડી દેવાની, મેં વાત કાઢી તો ભગાએ કહ્યું કે : દુનિયામાં મહાન થઈ ગયેલા ઘણા માણસ ભણ્યા નથી. હમણાં જ મેં છાપામાં વાચ્યું હતું કે, કેટલાક મંત્રી, સાંસદ ને ધારાસભ્ય ચાર ચોપડી સુધી જ ભણ્યા છે. પણ કારોબાર હલાવે છે, વળી માર્ક ટ્વેને તો કહ્યું છે કે, હું શાળાએ નથી ગયો એ સારું થયું. ટૂંકમાં શાળા છોડ્યાનો અમને ગમ નથી !

શાળા છોડ્યા પછી, અમને ફુરસત માટે ઘણો સમય મળતો. એક મુરબ્બીએ તો કહ્યું, સરકાર તમને રોજગાર ન આપે ત્યાં સુધી તમે મજા કરો. અમો ચાની લારીએ બેઠાં બેઠાં છાપું ફેંદતા હતા, જેમાં નાણામંત્રીએ બજેટ રજૂ કર્યું હતું. અમો ચિંતિત હતા.

મેં કહ્યું, 'ભગા આપણે આ રીતે બેકાર ફરીએ એ દેશની તંદુરસ્તી માટે જોખમી છે, જો સાંભળ, મેં મારા દાદાનો કર્મકાંડનો ધંધો ચાલુ કરી દીધો છે. જેથી લોકો મને ભિખારી ન સમજે'.

ભોપાએ કહ્યું કે, 'તને સંસ્કૃત તો આવડતું નથી. છતાંય તું બ્રાહ્મણિયું કામ કઈ રીતે કરી શકે છે ?'

મેં કહ્યું, મને ભલે સંસ્કૃત નથી આવડતું પણ મારા યજમાનોને પણ ક્યાં આવડે છે ?

ભગલા, આપણા મિત્ર ગોરધને મને સલાહ આપી કે, હાસ્ય લેખક થવાની 'હિડન શક્તિ' તારામાં પંડિત છે, માટે તું હાસ્ય લેખો લખી મેગેઝિનોમાં મોકલ તેથી દેવી લક્ષ્મી તેમના વાહન પર બેસી, સ્વયં પ્રગટ થઈ ધન વર્ષા કરશે, મારી વિવેકબુદ્ધિ પ્રાંજલ થઈ. મેં ધડોધડ લેખો લખી નાખ્યા. મેગેઝિનોમાં મોકલ્યા તે પરત ન આવ્યા. મેં નક્કી કર્યું કે : પોસ્ટ ખાતાએ જે તે તંત્રીને પહોંચાડ્યા જ નહીં હોય... માટે લેખો લખવાનું કામ કરવાને બદલે પોસ્ટ ખાતાને પ્રાયોરિટીમાં (પ્રથમ) સુધારવાનું કામ હાથ પર લેવાની જરૂર છે. મેં લેખો લખવાનું બંધ કર્યું.

બીજી બાજુ ભોપો તેના બાપીકા ખેતી ને પશુપાલન તરફ વળ્યો. તે થકી તેને નહાવાનો સમય પણ મળતો નહીં, તે ગંધાતો ફરતો. જો કે અમારા ગામમાં પાણીની તીવ્ર અછતની સમસ્યા તો હતી જ. ભોપાને જોતાં જ મને રમેશ પારેખનું ગીત યાદ આવતું. સાથે ન નહાઈને પાણી બચાવનાર ભોપા માટે માન ઉપજ્યું.

એક હતો ભોપો તેણે પહેર્યો ટોપો
ટોપો હતો બ્લૂ, તેમાં હતી જૂ
ટોપો સાવ ગંદો, તેમાં એક વંદો.
વંદો ફરે માથે, ટોપા સાથે સાથે,
જૂ સંતાય છે, વંદો ખીજાય છે.
વંદો કાઢે ડોળા, કરે ખાંખાંખોળા
હડિયાપટ્ટી મચી, થાય ગલીપચ્ચી
ભોપો ખણવા બેઠો, ટોપો પડ્યો હેઠો.

કમલાસન પર બેઠેલી દેવી લક્ષ્મીજી અમારા પ્રતિ ખફા નજર રહેતી હોઈ અમો નાણાભીડ ભોગવતા હતા, કહે છે કે, રદ્દી કવિતામાં પણ એકાદ બે અચ્છી પંક્તિ આવી જાય તેમ મને એક અચ્છો વિચાર આવ્યો જે મેં ભગા આગળ પેશ કરતાં કહ્યું !

ઈન્વેસ્ટમેન્ટ વગરનો આ એક ધંધો મને સ્ફૂર્યો છે.

ભગા : 'શું છે ને ક્યો છે, એ ધંધો ?'

હું : જો, સાંભળ, જાનવરો વિશે તારી પાસે ડીપ નોલેજ છે. એટલે પ્રથમ આપણે ગાય - ભેંસ - બળદ ઈત્યાદિની દલાલીનો ધંધો શરૂ કરીએ. ધંધામાં થોડુંક કમાઈ લીધા પછી જળચર, પ્રાણી, પક્ષી સહિતની દલાલીનો ધંધો વિશાળ પ્લોટ

ખરીદી ડેવલપ કરીએ. પ્યુનથી માંડી Executive સુધીના સ્ટાફની ભરતી કરીશું. Offfice A.C. બનાવીશું.

ભોપો : પંડિત, તારી મૌલિક સૂઝ થકી, હું પ્રભાવિત થયો છું. નિયતિએ આ ધંધો સૂઝાડ્યો છે. એ બદલ હું નિયતિને થેન્કસ કહું છું. જો કે પંડિત આપણે આ ધંધા માટેનો યોગ્ય યુનિફોર્મ જેવો કે, કાળો કોટ ને કાળી ટોપી તથા ધોતી ને ટાયરની સ્લીપર ખરીદવા કાલે જ દિલ્હી દરવાજા બહારના ઢગલાવાળાઓ પાસે પહોંચવું પડશે.

એ પછી મિત્રો પાસેથી ઉછીના લઈ, વિજાપુર-અમદાવાદ-લોકલમાં બેસી અમદાવાદ કાળુપુર સ્ટેશને અમે ઊતર્યા. મનમાં બે ચિંતા હતી, એક તો ખિસ્સું કપાય નહીં. તેની ને બીજી ચિંતા કઈ લાલ બસમાં બેસીએ તો દિલ્હી દરવાજા પહોંચાય...

એક જેન્ટલમેન પોલીસવાળો ગલ્લા પર ચા પીતો હતો. ટેન્શનને લીધે લાલ બસનો નંબર પૂછવાને બદલે ભગાએ પૂછ્યું, ખિસ્સાકાતરું ક્યા બસ સ્ટેન્ડ પર મળશે ?

પોલીસ ભડક્યો : 'હેં ! ?'

મેં કહ્યું : 'સાહેબ દિલ્હી દરવાજે જવું છે, કેટલા નં.ની બસમાં બેસવું.'

તેને જવાબ : ૪૬ નં.ની જાઓ સામે ઊભી છે. તે બસમાં બેસી જાઓ. બસમાં બેસી ઢગલાવાળા પાસે પહોંચ્યા.

એક ઢગલાવાળા પાસે સેકન્ડહેન્ડ કાળો કોટ હતો.

ઢગલાવાળાએ ક્હ્યું, 'સાહેબ, કોટ ચમત્કારિક છે.

નસીબદારને જ હાથ લાગે.'

માટે પહેરીને ટ્રાયલ લો. પહેરવાના પૈસા નથી.

મેં કહ્યું 'કોટનો કાળો કલર બધે એક સરખો નથી. એને તું ચમત્કાર કહે છે ?'

તેઃ 'સાહેબ, ઇંગ્લિશ કલરની આજ ખૂબી છે. ફોરેનર આવા જ કોટ પસંદ કરે છે.'

ભોપો વદ્યો : ફેંક નહીં. કોટનો કલર ઊડી ગયો છે એ બાબત સ્વીકારતો કેમ નથી ?

મેં કહ્યું : ભોપા, છોડને લપ, કોટ પસંદ પડ્યો છે. માટે લઈ લે, વળતી ટ્રેન પકડી ગામડે આપણે પહોંચવાનું છે. એક કોટ બે કાળી ટોપી તથા બે ધોતી ખરીદી એટલામાં આણેલા સઘળા પૈસા પૂરા થઈ ગયા, એટલે ભોપાએ કહ્યું, 'મોંઘવારીએ માઝા મૂકી છે. આપણને તો ગામમાં ઉછીના આપનાર છે. બાકી જેને ઉછીના આપનાર નથી એને જીવવા માટે ખિસ્સાં જ કાપવાં પડે ને !'

મેં કહ્યું : 'ટ્રેનનાં ભાડાં જેટલા પૈસા બચ્યા નથી.'

એટલે ટ્રેનમાં વીધાઉટ ટિકિટ બેસી જઈશું. પણ ખાવા સારું પૈસા નથી એટલે આજે ઉપવાસ રાખીએ. ટૂંકમાં ઘરે પહોંચી ગયા.

બીજે દી' અમાસ હતી. એટલે વણજોયું મુહૂર્ત ગણાય ભગાએ એના ગોરને બોલાવી લીધો હતો. એન્ટેના જેવી ચોટી ફરકાવતો ભગાનો ગોર ગોરીશંકર હાજર થઈ ગયો ને વદ્યો. ચાલો ભોપાભાઈ, ભાભીને બોલાવો. કારણ આ પૂજાવિધિ સજોડે કરવી પડે નહીંતર ધંધામાં નફો થવાને બદલે દેવું થાય.'

મેં કહ્યું : અલ્યા ગોર તને ખબર તો છે કે, અમો બે જણા તારી જેમ વાંઢા મૂઆ છીએ, તને જેમ કોઈ ચાંલ્લો ચોડતું નથી તેમ અમને પણ કોઈ કન્યા દેતું નથી.'

તે વદ્યો : આપણા શાસ્ત્ર ઈલેસ્ટીક છે તેમાં દરેક પ્રોબ્લેમના એક કરતાં વધુ સોલ્યુશન આપેલા છે. જૂઓ ભોપા ભાઈ, નારી ન હોય તેવા કેસમાં નરને બેસાડો. મતલબ તમે બે વાંઢા બેસી જાઓ. ટૂંકમાં પૂજા પૂર્ણ થઈ. ને પ્રભુ અતિ પ્રસન્ન થયા. ને તેમને અમારી મજાક કરવાનું સૂઝ્યું. તેથી ઈમીજીએટલી એક વાયડો કસ્ટમર મોકલ્યો.

કસ્ટમર : 'ભગાભાઈ ભેંસ જોઈએ છે.'

મેં : કેટલી... ? એક બે ડઝન જોઈતી હોય તો હમણાં સ્ટોકમાં નથી. હા એક પીસ પડ્યો છે.

કસ્ટમર નાથુભાઈ : હેં ! ? ભગાભાઈ, તમારો આસિસ્ટંટ તો બેવકૂફ લાગે છે.

ભગોઃ તે બેવકૂફ નથી, કદાચ તમારે ભેંસોનો તબેલો કરવો હોય એમ માની તેણે પૂછ્યું છે, નાથિયા !

તે : મારે તબેલો નથી કરવો, ઘરે દૂધ માટે ભેંસ જોઈએ છે ભગલા !...

ભગો : 'પંડિત, પેલી ભેંસ ખીલેથી છોડી લાવ.'

હું : 'યસ બોસ, પછી ભગાના ઘર આગળ ગમાણમાં બાંધેલી, ભેંસ લાવી દેખાડતાં મેં કહ્યું, નાથુભાઈ આ ભેંસ નથી પણ... તે વદ્યો તો શું પાડો છે ?'

મેં કહ્યું : 'આ ભેંસ નથી પણ અપસરા છે.'

તે વદ્યો : પણ એની ડાબી આંખ બરાબર નથી.

મેં કહ્યું : નાથુ તારે ભેંસ દૂધ માટે જોઈએ છે કે, આંખ મારવા ?

જો સાંભળ બિલાડી કાળી હોય કે ધોળી... ઉંદર પકડે એટલે પત્યું...

---

*૧૩૨૯/૨, સેક્ટર-૩-બી,*
*ગાંધીનગર-૩૮૨૦૦૬.*
*મો. ૯૬૮૭૪૮૫૮૮૦*

# સજોડે ફોટો પડાવો

*- કલ્પના દેસાઈ*

**લ**ગ્ન પછી જ્યારથી સજોડે ફોટા પડાવવાની પ્રથા અમલમાં આવી હશે, ત્યારથી આજ સુધીમાં જમાના પ્રમાણે એમાં અધધ ફેરફારો આવી ગયા. અસલ તો જાહેરમાં સજોડે ફોટા પડતા નહીં એટલે શોખીન જીવડાઓના જોડાઓ બિચારા ખાસ પડદાવાળા સ્ટુડિયોમાં જઈને ફોટા પડાવતા. એ જમાનાના સ્ટુડિયોમાં તો શું હોય ? એકાદ સારામાંની ખુરસી હોય તો ભયો ભયો. બાજુમાં એકાદ ટિપોય ઉપર, એકાદ નાનકડા ફ્લાવરવાઝમાં રંગીન પ્લાસ્ટિકનાં ફૂલો સજાવીને મૂક્યાં હોય તો સોને પે સુહાગા. ફોટોગ્રાફરને જેવી જોઈએ કે જેવી સમજાય તેવી લાઈટ્સ હોય ને સામે ગંભીર ચહેરાવાળા ગ્રાહક હોય જેમને છેલ્લી ઘડીએ, એ લોકો કરે કે ન કરે તોય 'સ્માઈ...લ' કહેવાનું હોય.

ખાલીખમ સ્ટુડિયોને ભારેખમ બનાવતા પતિ-પત્ની આમતેમ ફાંફાં મારતા ફોટોગ્રાફરના હુકમની રાહ જોતાં હોય. 'અહીં બેસો'ના આગ્રહ પછી ખુરસી પર વટથી બેસતા પતિની પાછળ ક્યાં ઊભા રહેવું ને કેમ ઊભા રહેવું તે મૂંઝારો અનુભવતી પત્ની ફોટોગ્રાફર સામે જોતી હોય. હવે એ જમાનામાં તો ફોટોગ્રાફરો સ્ત્રીઓને હાથ લગાવતા નહોતા ! એટલે સ્ત્રીના માથે હાથ મૂકીને એનું માથું ફેરવી નહોતા શકતા. ન તો એ બહેનની દાઢી પકડીને ઊંચીનીચી કરી શકતા. જમાદાર જેવો પતિ પણ ત્યાં બેઠો હોય પાછો, એટલે કહે તો પણ શું કહે ? 'આમ જુઓ બહેન, આ કૅમેરા સામે જુઓ. થોડું ઊંચે...નહીં થોડી ડાબી બાજુ ડોકી ફેરવો. બસ બસ બસ. આટલી બધી નહીં. હવે થો...ડી જમણી બાજુ...હંઅઅ...બસ. હવે નજર સ્થિર રાખજો ને સાહેબ તમે ડોક થોડી ટટાર કરજો.' આ સાંભળતાં જ, એક તો ભાઈની ડોક પહેલેથી ટટાર હોય તેમાં બે ઈંચ વધારે ઊંચી થઈને અકડી જાય.

ભાઈ તો ફોટો પડાવવા જાણે જંગમાં ગયા હોય એમ પહેલેથી જ અપટુડેટ થઈને ગયા હોય એટલે સ્ટુડિયોમાં ટાંગેલો કોટ કે ત્યાંની ગંધાતી ટોપી પહેરવાનો પ્રશ્ન જ ઊભો ન થતો. આખી બાંયના સફેદ ખમીસની ઉપર મોટે ભાગે કાળો કોટ ને સરસ પાટલી વાળેલું ધોતિયું, માથે સફેદ કે કાળી ટોપી અને મોં પર મણનો ભાર હોય એવી ગંભીર મુખમુદ્રાવાળો પતિ એક ખુરસી ઉપર ગોઠવાતો ! એની બરાબર જમણી બાજુએ સ્વસ્થ દેખાવાનો પ્રયત્ન કરતી પણ ગંભીર દેખાતી, સુઘડ ને વ્યવસ્થિત રીતે માથે પાલવ ઢાંકીને પહેરેલા ગુજરાતી સાડલાવાળી ને અંબોડાવાળી કે બે ચોટલાવાળી પત્ની ગોઠવાતી. ભૂલમાંય કોઈનાય ખભે કોઈનોય હાથ દેખાતો નહીં. ફોટોગ્રાફર ભૂલમાં જ 'સ્માઈલ પ્લીઝ' બોલી કાઢતો. (જો હસવું ન હોય તો આવા લોકો ફોટા કેમ પડાવતા હશે ?)

પછી જમાનો થોડો બદલાયો. પત્નીના માથેથી પાલવ ગયો ને પતિનાં ધોતિયા અને શર્ટ વત્તા કોટની જગ્યાએ શર્ટ પૅન્ટ આવી ગયાં. પત્ની ખુરશી પર બેસતી થઈ ને પતિ ખુરશીના ટેકે ઉભેલો દેખાયો. (સ્ટુડિયોમાં કે ફોટોમાં બે ખુરસીનું ચલણ કેમ નહોતું ?) તોય બન્નેના ચહેરાના હાવભાવ તો જૈસે થે-ગંભીર જ. શું ત્યારે પણ ફોટોગ્રાફરે એમને 'સ્માઈલ પ્લી...ઝ' જેવું કંઈ કહ્યું નહીં હોય ? કોણ જાણે. અરે ! કોઈના કહેવાનીય શી જરૂર ? ફોટો પડાવતી વખતે તો ફોટામાંય બતાવવું જરૂરી હોય કે અમે એકબીજા પ્રત્યે બહુ ગંભીર છીએ.

વળી જમાનો થોડો બદલાયો અને ફોટામાં પતિ-પત્નીના ખભે હાથ મૂકતો થયો. એવા ફોટા બહુ સહેલાઈથી પડતા નહીં હોય એવું બન્નેના મોં પરથી જ જણાઈ જાય. કાં તો પત્નીના ખભા પર ઢાઈ કિલોનો હાથ પડતો હશે તે પત્ની ખભો ઊતરી જવાની બીકમાં રડું રડું થઈ રહી હોય ને પેલો અણઘડ ફોટોગ્રાફર કારણ જાણ્યા મૂક્યા વગર વારંવાર, 'સ્માઈલ પ્લીઝ... સ્માઈલ પ્લીઝ' કર્યે રાખતો હોય અથવા તો પતિને એમ થતું હશે કે 'મારે

ક્યાં સુધી આનો ટેકો લેવો ?' ઘણા ફોટામાં તો પત્ની શરમાતી હોય ને પતિએ પત્નીને ખભેથી જોરમાં પકડી રાખી હશે એવું સ્પષ્ટ જણાઈ આવે. 'બેસ હવે, ક્યાંય નથી જવાનું.' અથવા તો, 'પ્લીઝ બેસી રહેજે મારી મા.' ખેર, બહુ માથાકૂટ વગર ભારેખમ ફોટા પડી જતા.

ત્યાર પછી વળી કંઈ થોડો સુધારો થયો હશે તે ફોટામાંથી ખુરસી નીકળી ગઈ અને જોડું-સજોડું સાવધાનની મુદ્રામાં ફોટા પડાવતું થયું. કોઈ વાર પતિનો હાથ પત્નીના નજીકના બદલે દૂરના ખભે વિંટળાઈ રહેતો. કોઈક ફોટોગ્રાફર વળી રોમેન્ટિક મૂડમાં હોય તો પતિને કહેતો, 'સર, તમે બંને આમ સામસામે ઊભા રહો. હવે મેડમના એક ખભે અથવા બંને ખભે હાથ રાખો, મેડમની સામે પ્યારથી જોતા હો એમ ફોટો પડાવોને'. જેમ તેમ એકબીજાની આંખો ભેગી થતી ત્યારે શરમાતાં શરમાતાં એવો એકાદ ફોટો પડી રહેતો ને ફોટોગ્રાફર વળી એવા જ બીજા કોઈ ફોટાની ફરમાઈશ કરતો !

આખરે જમાનો બદલાતાં બદલાતાં ફિલ્મોની અસર નીચે આવીને રહ્યો. બસ ત્યારથી ફોટોગ્રાફરોના માથાનો દુખાવો અને



કામ બેય વધી ગયાં. લગ્નપ્રસંગે પડતા ફોટાઓમાં વિવિધતા આવતી રહી. વિવાહ પ્રસંગેથી ચાલુ થયેલા ફોટો સેશન લગ્ન ને રિસેપ્શન સુધી પહોંચ્યા. જોડાં અધધ ફોટા પડાવતાં થયાં અને એમને બહાને લગ્નમાં આવનાર બીજાં જોડાંઓ પણ ફોટોગ્રાફરોની ફરતે ફરતાં થયાં. એ તો આલ્બમોમાં જ ભાંડા ફૂટતા કે ઘરનાં જોડાં સિવાય બહારના કયા જોડાં ખાનગીમાં કેટલા ફોટા પડાવી ગયાં ! ખેર, ફોટાની સ્ટાઈલો બદલાતી રહી અને સ્થળો બદલાતાં રહ્યાં પણ સજોડે ફોટા પડાવવાનું ચલણ તો ચાલુ જ રહ્યું.

પછી તો, જ્યારથી મોબાઈલમાં કૅમેરાની સુવિધા આવી ત્યારથી ફોટો પાડવાવાળાઓએ કે ફોટો પડાવનારાઓએ પાછું ફરીને જોયું નથી. રસ્તે ચાલતાંનેય ઊભા રાખીને એક ફોટો ખેંચી લેવાની પેલા હરખપદુડાઓની ફરમાઈશો થતી. પેલા અજાણ્યાઓ પણ અચાનક જ મહત્ત્વ મળતાં હોંશે હોંશે ફોટો પાડીને બે ઘડી ખુશ થઈ જતા. વળી ધીરેથી સેલ્ફી નામના જાદુએ સૌ પર જાદુ જ કર્યું અને સજોડે ફોટો પડાવવા પછી તો કોઈનીય જરૂર ન રહી. અપની સેલ્ફીસ્ટિક ઝિંદાબાદ !

ઘરમાં બેઠાં હોય ને ટીવી જોતાં હોય તોય ક્લિક ! જમવા બેઠાં ? ક્લિક ! કશે ફરવા કે ફિલ્મ જોવા જવા માટે નવાં કપડાં સોહાવ્યાં ? ક્લિક ! ગાડીમાં કે બાઈક પર બેઠાં ? ક્લિક ! રેસ્ટોરાંમાં જમવા ગયાં ? રેસ્ટોરાંની બહાર પણ ક્લિક અને અંદર જઈને ટેબલ પર પાણીના ગ્લાસ, નેપકિન વગેરે આવે તોય ક્લિક ! હજી જમવાનું તો બાકી ને હાથ ધોવાના ફોટા ? ને મુખવાસ લેતાં કે ખાતાં હોય તેની ક્લિક ક્લિક ? હા ભઈ હા... ધીરજ ધરો. હજી તો શરૂઆત થઈ છે. જોડું ક્યાં નાસી જવાનું છે ફોટા પડાવ્યા વગર ? હજી તો કેટલીય મિનિટો ને કેટલીય સેકંડોના ફોટા પડશે અને તેય સજોડે ! સજોડે ફોટા કંઈ એમ ને એમ પડે છે ?

*'ગુલમહોર',*
*મુ.પો. ઉચ્છલ-૩૯૪૩૭૫, જિ. તાપી.*
*ફોન : ૦૨૬૨૮-૨૩૧૧૯૧*

# ફટાકિયું

- *પ્રદ્યુમ્ન આચાર્ય*

**સાં**ભળ્યું, ઘરમાં ઉંદર ઘૂસી ગયો છે ?

કેમ કરતાં ? ક્યારે ? ક્યાંથી આવ્યો ?

"કેમ કરતાં ઉંદર ઘૂસ્યો, તે મને શું ખબર ? તેની કોઈ રીત હોય છે ? બારીબારણાં ઉઘાડાં હોય પછી, ઉંદર આવે જ ને ? તમે બારણાં ઉઘાડા રાખીને બેસો છો. હાથમાં ચોપડી હોય પછી કોણ આવ્યું, કોણ ગયું, તેની તમને કોઈ જ ખબર જ હોતી નથી." ઘરમાં જે કાંઈ વસ્તુ બને-મોટે ભાગે નબળી જ વસ્તુ બને, - તેનો ઓળિયો ઘોળિયો મારા પર જ આવે છે. મને જ કઠેડામાં મૂકવામાં આવે છે.

મને આરોપીના પિંજરમાં મૂકતાં પહેલાં કહે, તે ઉંદર જોયો છે ?

'આ તો રાત્રે રસોડામાં ખડ... ખડ... અવાજ આવતો હતો. સવારે ઊઠીને કોઠારમાં જોયું તો, બટેટા અર્ધા કોરી ખાધાં છે. મોટો, જાડો પાડો લાગે છે. મોટી મોટી મૂછો અને લાંબી પૂંછડીવાળો લાગે છે.

"તેને જોયા વિના કેવી રીતે કહે છે, જાડો પાડો લાગો છે ?"

'તમારે તો બસ જેમાં ને તેમાંથી પોરા જ કાઢવા છે. ઉંદરમાં જોવા જેવું શું છે ? એકથી વધુ બટેટાં કોરી ખાધાં છે, મોટી મોટી લીંડીઓ મૂકી છે. તેના પરથી તો લાગે છે. મોટી ઘૂસ છે, મોટી ઘૂસ.'

'વાહ, તું તો મોટી ડિટેક્ટિવ થઈ લાગે છે'. - જો કે સ્ત્રીઓ જન્મ જાત ડિટેક્ટિવ હોય છે. કહેવાય છે કે, સ્ત્રીઓને છઠ્ઠી ઈન્દ્રિય હોય છે, જે જાસૂસીનું કામ કરે છે. પુરુષના કોટ પરના વાળ પરથી 'વો' સુધી પહોંચી જાય છે. ગમે ત્યાંથી પગેરું શોધી કાઢે છે. ઓફિસથી ઘરે મોડા આવવાનું કારણ પુરુષ છૂપાવી શકતો નથી. આખી સોસાયટીમાં શું ગતિવિધિ ચાલે છે, તેની તેને ઘરે બેઠાં ખબર હોય છે. પાડોશીના ઘરની દીવાલે હંમેશા કાન ચોંટેલા હોય છે.

'તમને તો જેમાં તેમાં મશ્કરી જ સૂઝે છે. તમને એવો કેમ વિચાર આવતો નથી કે, ઉંદર પકડવામાં મદદ કરીએ ?

'અગાઉ ઉંદર આવ્યો ત્યારે, કેવી રીતે પકડેલો ?'

"બે વાર, બાજુવાળાના ઘરમાં જંતીભાઈ રહે છે, તેણે પકડી આપેલો. એને એક વાર મારી મમ્મીને ઘરેથી ફટાકિયું લઈ આવેલી, તેનાથી ઉંદર પકડેલો. જેને તમે જ બહાર છોડી આવેલા. કેમ ભૂલી ગયા ?

પછી મને યાદ આવ્યું. તે વખતે ઉંદર ફટાકિયામાં આવેલો. પરંતુ અમારે તાત્કાલિક ચાર-પાંચ દિવસ માટે બહારગામ જવાનું થયેલું, તેથી ઉંદર બહાર છોડવાનું રહી ગયેલું. પછી બહારગામથી આવીને જોયું તો ઉંદર ખાધા પીધા વિનાનો મરવાને આરે પહોંચી ગયો હતો. હાથ-પગ હલાવવાને માટે અશક્તિમાન બની ગયેલો. પછી તેને રોટલીના ટૂકડા નાખ્યા પછી તેનામાં કાંઈક ચેતન આવ્યું. પછી બહાર છોડી આવેલો. પછી તે ઉંદરે પહેલું કામ સૌ ઉંદરને ભેગા કરવાનું કામ કર્યું. અને બધાને અનુરોધ કર્યો કે બીજે બધે જવું પણ "પેલા બ્રાહ્મણને ઘરે ન જવું." એક તો ખાવાનું કાંઈ મળે નહીં. અને પકડાયા તો, ક્યારે છૂટકારો થાય તે નક્કી નહીં. Custody જેલમાં આપણું મૃત્યુ થઈ શકે છે. (Custodial Death) બીજા ઉંદરે સુધારો સૂચવ્યો કે, "કોઈ પણ બ્રાહ્મણને ઘરે જવું નહીં." ત્યારથી કાંઈક નિરાંત હતી. પણ આ વખતે અમારા ઘરમાં આવેલ ઉંદર કદાચ, તે સભામાં ગેરહાજર હતો.

પછી મેં કહ્યું. તો લાવ, જંતીભાઈને ફોન કરું.

જંતીભાઈને ફોન કરીને જણાવ્યું કે, "મોટો જાડો પાડો ઉંદર ઘરમાં ઘૂસી ગયો છે. તેણે પૂછ્યું," તમને કેવી રીતે ખબર પડી કે, ઉંદર જાડો પાડો છે ? તમે જોયો છે ? મેં કહ્યું 'તેમાં, જોવા જોવું શું છે ? રાત્રે રસોડામાં ખડ... ખડ... અવાજ આવતો હતો. ઘણાં બધાં બટેટાં ફોલી ખાધાં છે. અને મોટી... મોટી.. મોટી ઘૂસ લાગે છે. મોટી ઘૂસ.' મેં પત્ની સામે જોયું. તે કતરાતી હતી જંતીભાઈએ કહ્યું. "તે હાલમાં બહારગામ છે. બે દિવસ પછી આવશે. પણ કોઈ ઉંદરને અડશો નહીં. હું આવીને હવામાંથી પતંગિયું પકડે તેમ ઉંદર પકડી પાડીશ. ઉંદર પણ જાણતો જાય કે, કોઈ માથાનો મળ્યો હતો. તમે તો આપણો સંબંધ જાણો છો."

મેં મારી પત્નીને કહ્યું, "આપણે ઉંદર પકડવો નથી. ઊલટું બારણા બંધ રાખો, ઉંદર બહાર ભાગી ન જાય, અંગર ઉંદર બહાર ભાગી જશે તો જંતીભાઈને જવાબ શું આપીશું ? આપણે તેની સાથેના સંબંધનો વિચાર કરવો જોઈએ. શાણા માણસો કહી ગયા છે, જેનું વારંવાર કામ પડતું હોય. તેને નારાજ કરવામાં શાણપણ નથી." મારી પત્ની બોલી "હું, તમને બરાબર ઓળખું છું. તમારે તો છટકવાનાં બહાનાં જોઈએ. ઘર આપણું, ઉંદર જો કે, કોકનો, પણ આપણે પકડીએ તો કોનાથી ડરવાનું ? ઉંદર પર કાંઈ જંતીભાઈની છાપ મારી છે ? વળી જંતીભાઈ બે દિવસ પછી આવશે જ તેની કોઈ ખાત્રી ખરી ? તમારે કામમાં મદદ કરાવવી નથી. તેથી બહાનાં કાઢ્યા કરો છો. તમે તો શેક્યો પાપડ ભાંગો તેમાંના નથી. બધું કામ મારે જ કરવું પડશે." એમ કહી પાડોશમાં સુધાબહેનને ફોન કર્યો.' તમારે ત્યાં ફટાકિયું છે ? અમારે ત્યાં ઘરમાં ઉંદર ઘૂસી ગયો છે. અગાઉ એકવાર ઉંદર આવેલો ત્યારે, મારી મમ્મીને ત્યાંથી ફટાકિયું લાવી હતી. તેનાથી પકડેલો. પણ હાલમાં તેની સ્પ્રીંગ ઢીલી પડી છે. તેથી ઉપયોગમાં આવે તેમ નથી એટલે તમને પૂછ્યું છે.

સુધાબહેને પૂછ્યું, 'આ ફટાકિયું શું છે ?'

પત્ની કહે 'ફટાકિયું લાકડામાંથી બનાવેલ ઉંદર પકડવા માટેનું પાંજરું છે. તેમાં સ્પ્રીંગથી બારણું ખેંચી રાખવામાં આવે છે. તેમાં રોટલી મૂકવાની, જેવો ઉંદર રોટલી ખાવા આવે કે, તરત ફટાકિયું 'ફટાક' અવાજ સાથે બંધ થઈ જાય. અને ઉંદર તેમાં પૂરાઈ જાય.'

'મારે પણ ફટાકિયું લાવવું પડશે. તમારા ભાઈ તો, એક સળી ભાંગીને, બે કટકાય કરતા નથી. બધું મારે જ કરવાનું છે.'

'બહેન, ઘેર, ઘેર માટીના ચૂલા છે.' પત્નીએ મારી સામે જોયું મને કહે, 'તમારા કોઈ મિત્રને ત્યાં ફટાકિયું હોય તો, તપાસ તો કરો.'

મેં મારા મિત્ર ગિરીશને ફોન કર્યો. જો કે, તે ક્યારેય સીધો જવાબ આપતો નથી. મેં પૂછ્યું 'તારે ત્યાં ફટાકિયું છે ?' તે કહે, અહીં કોઈનું ફટક્યું નથી. મેં કહ્યું, 'હમણાં કોઈનું ફટક્યું નહીં હોય તો થોડા સમયમાં ફટકશે. પછી તેને ફટાકિયું એટલે શું તે સમજાવ્યું. તે કહે 'આમ તો ઉપયોગી જણાય છે. પણ અસરકારક કેવુંક છે ?' મેં કહ્યું, 'દોસ્ત, જબરજસ્ત અસરકારક છે. ઉંદર અંદર દાખલ થાય કે, તુરંત ફટાક દઈને મોટા અવાજ સાથે બંધ થઈ જાય. ઉંદર અંદર પુરાઈ જાય. તેની ધ્રૂજારી અર્ધા કલાક સુધી ચાલે. એક વખત ફટાકિયામાં આવે તે કદી બીજી વાર આવવાની હિંમત કરે નહીં. ગૂગલમાંથી જણાયું કે, કેટલાક ઉંદર બેભાન થઈ ગયેલા. કેટલાક ઉંદરને ફટાકિયામાં જ હાર્ટ-એટેક આવેલા છે. અને ફટાકિયામાં જ ઢળી પડેલા. તેની ઇતિહાસને પાને નોંધ છે.'

'તો, તો, તને લગ્ન વખતે દહેજમાં મળ્યું હોવું જોઈએ.'

'નક્કી તને ફટકવા થયો છે.' અને મેં ફોન મૂકી દીધો.

અમારે ત્યાં ઉંદર ઘૂસી આવ્યો છે, તેની દાવાનળ ફેલાય તેમ સોસાયટીમાં વાત ફેલાઈ ગઈ. સૌના ઉપરા - ઉપરી ફોન આવવા લાગ્યા.

- ઉંદર કેવડો છે ? દેખાવે કેવો છે ? (જાણ પોતાના દીકરા-દીકરીનું વેવિશાળ શોધતાં હોય.)

- ઉંદરને કોણ લાવ્યું ?

- અગાઉ આવેલો તે જ છે કે કેમ ?

- અગાઉ ઉંદર આવેલો ત્યારે શું કરેલું ?

- ફટાકિયા સિવાય બીજા પણ ઘણા ઉપાયો છે.

- બિચારો ભૂલમાં તમારે ત્યાં આવી ગયો લાગે છે.

- સોસાયટીના પ્રમુખે કાંઈક કરવું જોઈએ.

- તમારે ત્યાં વારંવાર ઉંદર આવતા હોય તો, બિલાડીનો ખર્ચ ભારે નહીં પડે.

- ભોગ લાગ્યા બિચારાના

મારી પત્ની તો કંટાળી ગઈ, તેમાંય જ્યારે પ્રમિલા પંચાતનો ફોન આવ્યો કે, 'અમારા ભાઈ કાંઈ મદદ કરતા નથી ? અમારે તો, ઘરમાં આવાં કામ તમારા ભાઈ જ કરે છે.' ત્યારે પત્નીનો ગુસ્સો સાતમે આસમાને પહોંચી ગયો. તે બોલી. 'પ્રમિલાબહેન, તમે તો ભાગ્યશાળી છો. બધાં થોડાં એવાં ભાગ્યશાળી હોય છે ? મારા તો નસીબ જ ફૂટલાં છે. 'અને ઠૂઠવો મૂક્યો.''

મેં કહ્યું, 'તું પ્રમિલાબહેનની વાતમાં આવી ગઈ ? તે તો જ્યાં ત્યાં દીવાસળી મૂકવાનું જ કામ કરે છે. તને બાહોશ, સજ્જન, અને પ્રેમાળ પતિમાં નસીબ ફૂટેલાં લાગ્યાં ? જે છે તેની કદર કરતા શીખો. જે છે, તેનો આનંદ માણો : 'જે નથી તેની પાછળ દોટ ન મૂકો.'

તે બોલી - 'તમે કેવાક બાહોશ છો, તે અમે જાણીએ છીએ.

ખલ્લાસ.

મારા પર જબરો વજ્રાઘાત થયો. મારું અસ્તિત્વ ધ્રૂજી ઊઠ્યું. આ માત્ર ઉપાલંભ જ ન હતો, જનોઈવઢ ઘા હતો. અમારો આત્મા ઉશ્કેરાઈ ગયો. અમારું સ્વમાન જાગી ઊઠ્યું. અભિમાન ફૂંફાડા મારવા લાગ્યું. હવે તો હદ થાય છે.'

'તે ટેક ને, તે શૌર્ય તણો જમાનો.'

સાંખી શકે કેમ, વીર એક ટોણો ?

હવે તો બસ, તેને બતાવી દેવું જોઈએ. તેના શબ્દો પાછા ખેંચાવ્યે જ છૂટકો છે...

મેં કહ્યું, 'ચાલ તૈયાર થઈ જા. એક ડોલ અને નેપ્કિન આપ.' અને તું રસોડાનું બારણું બંધ કરી, ખુરશી પર ઊભી રહી જા. ઉંદર બહાર ન જાય, તેનું ધ્યાન રાખજે. 'તે મનમાં ખુશ થતી હતી. તેનું તીર નિશાના પર લાગ્યું છે. પણ વધુ ખાત્રી કરવા પૂછ્યું,' ડોલ અને નેપ્કિનથી કોઈએ ઉંદર પકડ્યા હોય તેવું સાંભળ્યું છે ? મેં કહ્યું 'કોઈપણ વસ્તુ હથિયાર પર નહીં, પણ આવડત પર આધાર રાખે છે. હું તને ડોલ - નેપ્કિનથી જ ઉંદર પકડી દેખાડીશ.' મેં જોયું કે, 'ઉંદર રસોડાના માળિયેથી કોઠારમાં જતો રહે છે. તેથી પ્રથમ રસોડાનું માળિયું બંધ કરવું જોઈએ. તે માટે ટેબલ પર ચડી, જ્યાં લાકડાનું પાર્ટિશન કરવા ગયો ત્યાં, ઉંદર કૂદ્યો અને સીધો ડોલમાં પડ્યો. મેં ઝડપથી નેપ્કિન નાખી, મજબૂત રીતે પકડી લીધો. ઉંદર તરફડવા લાગ્યો. તેને લઈ ટેબલ પરથી નીચે ઊતર્યો. અને વિજયી અદાથી પત્ની સામે જોયું. અને ઉંદરને પત્ની સામે ધર્યો. ઉંદર ચૂં ચૂં કરતો હતો, છૂટવા માટે તરફડિયાં મારતો હતો. તે ડરી ગઈ.' ભઈશાબ. તેને આઘો રાખો, મને બહુ ડર લાગે છે. મેં કહ્યું, 'મેં તને કહ્યું હતું કે, ડોલ અને નેપ્કિનથી ઉંદર પકડી બતાવીશ. બોલ હવે તારે શું કહેવાનું છે, તો પછી ક્યારેય મેણાં મારીશ નહીં. એ આ રવિવારે પૂરણપોળી બનાવી આપવાનું વચન આપે તો જ, ઉંદર બહાર મૂકવા જઈશ. નહીં તો, ફરી આ ઉંદર ઘરમાં છોડી મૂકીશ. તે હસી પડી, અને બોલી 'તમે તો એવા છો. મને તો હવે લાગે છે કે, પૂરણપોળી ખાવા માટે જ તમે જ ઘરમાં ઉંદર લાવો છો. અને જાણે મોટી બહાદુરી બતાવી હોય તેવું નાટક કરો છો.' અમે હસી પડ્યાં. મેં કહ્યું 'ગમે તેવો મોટો ઉંદર હોય એક ઝપટમાં પકડી દઉં. પણ એક ઉંદરડી વર્ષોથી ઘરમાં પેધી પડી ગઈ છે, આખા ઘરને ફૂંકી ફૂંકીને ફોલી ખાધું છે, તે પકડાતી નથી. તે બોલી 'એક ઘોઘર બિલાડો ખેધે પડ્યો છે. કાંકચિયો ઘાટમાં આવતો જ નથી.' પણ આ વખતે લાગમાં આવ્યો છે. 'અમે હસી પડ્યાં. એટલી વારમાં સુધાબહેનનો ફોન આવ્યો' ઉંદર પકડાયો ? કોણે પકડ્યો ? ફટાકિયું ક્યાંથી લાવ્યા ? પત્નીએ કહ્યું, 'ઉંદર તમારા ભાઈએ હવામાંથી પતંગિયું પકડે, તેમ ઝપટ મારી પકડી લીધો. ફટાકિયાની જરૂર જ ન પડી. તેને આ બાબતની જબરી ફાવટ છે. (જાણે હું ધંધાદારી - ઉંદર પકડવાનો ધંધો કરતો હોઉં.) તે ભારે બાહોશ છે.' મને મૂર્ચ્છા આવે એવું થઈ ગયું. શું આ એ જ સ્ત્રી છે.... ? શેક્સપિયરે સાચું જ કહ્યું છે, 'સ્ત્રીનું બીજું નામ જ ચંચળતા છે,' કદાચ તેના ઘરમાં પણ ઉંદર આવ્યો હશે.

અમારા લગ્નજીવનનાં ફટાકિયાની સ્નેહની સ્પ્રીંગ મજબૂત છે, ઢીલી પડી નથી. તેથી કલેશ અને શંકાનો ઉંદર 'ફટાકિયા' આજુ-બાજુ ફટકતો પણ નથી.

---

*પ્લોટ નં. ૨૮૫, સેક્ટર-૧-સી, ગાંધીનગર.*
*મો. ૯૪૨૭૦૨૬૮૪૨*

# અતિથિ - No Entry

*- દિલીપ શાહ 'રસીલા'*

**પ્ર**ભુ અને હવાની જેમ 'એલર્જી' સર્વવ્યાપી, સર્વગોચર, સર્વવિદિત છે. ફુગાવાની જેમ અવાર-નવાર ઉથલો મારી 'એલર્જી' એના અસ્તિત્વનો પરચો બતાવતી રહે છે. વિજ્ઞાનીઓ, સંશોધકો, પણ આ બાબતમાં વરસોથી કેસરિયાં કરી રહ્યા છે ત્યારે વચગાળાની રાહતરૂપે ડૉક્ટર - ચિકિત્સકો મોંઘા ભાવના ઈલાજોથી પીડિતને કામચલાઉ રાહત અને એમનાં બેંક બેલેન્સને કાયમી તગડાં કરતાં રહ્યાં છે ના અહેવાલો તાજેતરમાં બગીચાના બાંકડે કે મંદિરનાં ઓટલે રૂટિન ચર્ચામાં અથડાતા રહે છે. એલર્જીનો વિકાસ, ઉદ્ભવ, આડઅસર અને વિશ્વવિક્રમ છૂટોછવાયો હશે પણ એને વ્યવસ્થિત રીતે 'ગ્રંથસ્થ' કરવાની 'એલર્જી' હજી સુધી કોઈ વારે - તહેવારે કેમ કરતા નથી એ અંગે સભા-સેમિનાર ના યોજી શકાય ?

લ્યો, આ અમારા પ્રો. ડૉ પંડ્યાજીની જ વાત. કોઈકને ખોરાકની તો વળી કોઈકને વાતાવરણની એલર્જી હોય એ તો વડીલ સમજ્યા. ઘરમાં સૌને નાની મોટી એલર્જી છે અને એકલા મને જ કેમ નથી એવું જાણવાનીય ઘણાને એલર્જી હોય તોય નવાઈ નહીં. મૂળ વાત પર આવીએ. અમારા પંડ્યાજીને એલર્જી... પણ તમે નહીં માનો 'શબ્દો'ની છે હા ભૈ હા કાને અથડાતા, કાગળમાં છપાતા શબ્દોની એલર્જી. કોઈક સ્વજનની સ્મરણાંજલિનું પ્રૂફરીડિંગ કરાવવા જઈએ અને ભૂલેચૂકે સ્વર્ગસ્થ માટે મૂકાયેલાં વિશેષણો જો તેમને ભારેખમ લાગે તો લખનારનું એ કાચું ગૃહકાર્ય બે-ત્રણ વાર તો સુધરાવીને જ જંપે (અગાઉ સુધરાઈમાં જનસંપર્ક અધિકારી હતા ને !). સોસાયટીના બોર્ડ પર ભૂલેચૂકે નોટિસમાં જો જોડણી.. વાક્યરચનાની શુદ્ધિ ના હોય તો સાંજ સુધીમાં સોસાયટીના સભ્યોની અસાધારણ તાકીદની બેઠક આ અંગે યોજાઈ જ હોય ! 'શબ્દોની એલર્જી' પર તો મહાનિબંધ લખીને તો પંડ્યાજીએ નામની આગળ પ્રોફેસર અને ડૉ.નાં તો બે શક્તિશાળી એન્જિનો લગાડી દીધાં તે તેમનાં ઘરની બહારની નેમ - પ્લેટ અને પત્ર વિનિમયનાં લેટરપેડ પર લાલ શાહીથી તેમનાં વજનદાર વ્યક્તિત્વની છડી પોકારતાં !

ડૉ. પ્રો. પંડ્યાજીની શબ્દોની એલર્જીનું ગોત્ર પકડવું સોયનાં કાણામાંથી દોરો પસાર કરવા જેવું. "શિક્ષક મંડળ" દશાબ્દી વખતે "મહેમાન" ભોજનાલયમાં એ સપરિવાર આવેલા અરે દ્વિ-દશાબ્દી પ્રસંગે પણ 'વધેલાં' વિસ્તૃત કુટુંબીજનો સાથે 'પરોણા'માં ગ્રૂપ-ફોટા ફંકશન સુધી રોકાયેલા પણ... આ રજતજયંતી મહોત્સવ વખતે 'અતિથિ' રેસ્ટોરન્ટમાં એમને 'મુખ્ય અતિથિ' તરીકે નિમંત્ર્યા તો પહેલ ધડાકે જ એમની ધરાર ના. આ ત્રીજા પ્રસંગે 'હેટ્રિક' મારનારા ફક્ત એ જ બચ્યા હતાં છતાંય ના... ના... ના...!

"પંડ્યા સાહેબ, આમ કેમ ? 'મહેમાન'માં મહેમાન બન્યા, 'પરોણા'માં પણ સૌની પરોણાગતિ માણી ને હવે 'અતિથિ'માં 'મુખ્ય અતિથિ' છો તોય ના ?

"જુઓ, ત્રિપાઠીજી... 'અતિથિ' શબ્દ સાથે મારી જૂની એર્લજી છે !"

"'અતિથિ' એર્લજી હોઈ શકે સર... આ તો રેસ્ટોરન્ટ છે "સાહેબ" !"

"ત્રિપાઠી... તમે મારું દુઃખ... પીડા... વ્યથાને ઢંઢોળો નહીં."

"પંડયા સર... હવે તો કહેવું જ પડશે 'અતિથિ' શબ્દ સામે આટલો બધો પૂર્વગ્રહ !

પંડ્યા સાહેબે પછી 'અતિથિ' શબ્દ પાછળની એમની કર્મ-કથામાં હપતે હપતે જણાવ્યું કે, ધોરણ પાંચમાં ગુજરાતીમાં 'અતિથિ' શબ્દની જોડણી નોટમાં ખોટી લખતા વર્ગ શિક્ષકે વર્ગની વચ્ચોવચ ઊભો રાખી પૂરી પચાસ ઊઠ-બેસ તો કરાવી, પચાસ વખત જોડણી સુધરાવી, સીસમની ફૂટપટ્ટી આંખમાંથી આંસુ ના પડ્યાં ત્યાં સુધી મારી. આ હતો 'અતિથિ' શબ્દનો પહેલો મહાપ્રસાદ પંડયાજી, ત્રણ અક્ષરના આ શબ્દે તો તમને ત્રણે લોકની યાદ અપાવી દીધીને !

ત્રિપાઠીજી... આ તો હજી ટ્રેલર છે... પિક્ચર તો બાકી હૈ મેરે દોસ્ત...

પંડ્યાજી... કહેવી પડે તમારી સહનશક્તિ... કાંઈક કહેવું છે. ?

ત્રિપાઠીજી... કોલેજકાળમાંય અતિથિ બીજાં સ્વરૂપે વેશપલટો કરી આવી વાત ત્રિપાઠીજી એમ બની કોલેજમાં તિથિ નામની હોંશિયાર, સ્માર્ટ વિદ્યાર્થિની પ્રતિનિધિ (L.R) દરેક ક્ષેત્રમાં એનાં નામનો ડંકો. કોલેજનો વાર્ષિકોત્સવ હતો ટાઉનહોલમાં અને તિથિનું હતું પૂજા-નૃત્ય. બોર્ડ પરની નોટિસ અને આમંત્રણ પત્રિકાની જવાબદારી મારી હતી. છતાંય બંને ઠેકાણે કામની જવાબદારી અને ઉતાવળને લીધે તિથિનાં પૂજા-નૃત્ય આગળ 'અ' ઉમેરાઈ ગયો અને અતિથિ થઈ ગયું. જ્યારે મુખ્ય અતિથિનાં વિશેષણમાંથી 'અ' એ અણધારી વિદાય લીધી અને 'મુખ્ય તિથિ' થઈ ગયું. પછી તો... વાત જવા દોને ત્રિપાઠી... ઘા ઉપર મીઠું ભભરાવાનું ?

ના... ના... પંડ્યા સર, હજી કૈંક તિથિ અંગે છૂપાવો નહીં. કહો, અમારા સમ...

જુઓ કોઈને કહેશો નહીં. તિથિ વિદ્યાર્થિની પ્રતિનિધિ હતી તો હુંય પાછો વિદ્યાર્થી - પ્રતિનિધિ હતો એટલે સામાન્ય સભામાં અઠવાડિયે પંદર દા'ડે અમારે મળવાનું થતું પણ બેમાંથી એકેય એ જમાનાની આબોહવાને લીધે પહેલ કરી નહીં...

એટલે મનની મનમાં જ રહી ગઈ એમ જ ને ?

એવું જ સમજો ને મારા ભૈ. પણ મને ડંખ એ બાબતનો રહી ગયો કે કોલેજમાં પર્વ નામનો શ્રીમંત નબીરો પરદેશની

યુનિવર્સિટીમાં એડમિશન મળે એ પહેલાં અમારી કોલેજમાં હંગામી એડમિશન લીધેલું.

પંડ્યાજી... એમ જ કહોને ગેસ્ટ-એપીયરન્સ... અતિથિ-દર્શન !

હા... એમ જ થયું. આ દોઢ-બે મહિનાનો આ અતિથિ-પર્વ અને તિથિ વચ્ચે ક્યારે તારામૈત્રક રચાઈ ગયું ખબર જ ના પડી જ્યારે હાથમાં બંનેની લગ્ન કંકોતરી 'તિથિ-પર્વ'ની આવી ! અને તે બંનેનાં લગ્ન અને રિસેપ્શન એ જમાનામાં નવા ઉઘડેલા 'અતિથિ-ઉપાહારગૃહ'માં બોલો ત્રિપાઠી આ આવેલો અતિથિ... વળી એને વધાવવા જવાનું પણ અતિથિ-ગૃહમાં. 'હાજર સ્ટોકનાં બહાનાં'ના દળદાર ગ્રંથની અદ્યતન આવૃત્તિમાંથી સૉલિડ બહાનું શોધી કાઢી મેં એ કારમો ઘા પણ ઝીલી લીધો !

બસ... આટલી જ નાની અમથી બાબતમાં 'અતિથિ' શબ્દ ઉપર આટલો બધો ઉપગ્રહ...? ચાલો લેટ ગો. નવી ગીલ્લી નવા દાલ. ચાલો... ચાલો... સર હવે ના પાડશો નહીં. 'અતિથિ દેવો ભવઃ'ની ભાવના યાદ કરી હા પાડો એટલે અમારે બોધરેશન નહીં પંડ્યાજી !

ત્રિપાઠીજી હજી તો આ 'અતિથિ-કથા'નો મધ્યાંતર ચાલે છે. ખરી મ્હોંકાણ તો જ્યારે ઉવારસદ ગામની 'સવિતા બા કન્યાવિદ્યાલય'માં મારે જ્યારે 'મુખ્ય અતિથિ' તરીકે જવાનું થયું ત્યારે જોવા જેવી થઈ. વતનમાં ગામમાં જ્યારે આવા ભારેખમ મહેમાન બનીને જવાનું થાય ત્યારે છાતી તો પદ્દની જ થઈ જાય ને ?

પંડ્યાજીએ ઉવારસદ ગામની ભૂગોળ અને ગામના વડીલોનો ઈતિહાસ બંને નાનપણથી સરસ ઘૂંટેલા. એટલે સમયસર પહોંચીને જૂનાં સંસ્મરણો વાગોળવાનું નક્કી કર્યું. લગ્ન વખતનો સફારી સૂટ, ભેટમાં આવેલી પાર્કર પેન, ફોરેનના સેંડલ અને હપતાથી વસાવેલી ઝેન. એમના ઉમળકાને વારંવાર ચાર્જ કરતા હતા. પ્રવચનના મુદ્દા, ગામનું વળગણ અને ગામ પ્રત્યેની અનુભૂતિનાં અવતરણો બે-ત્રણ દિવસથી સંસ્થામાંથી રજા લઈ લગભગ કંઠસ્થ કરી નાંખેલા વળી 'અતિથિ' શબ્દનો પૂર્વગ્રહ કાઢી નાખવાના હેતુથી જ એમણે આ આમંત્રણ ફક્ત મૌખિક નિમંત્રણથી સ્વીકારેલું. કુરિયર દ્વારા મોકલાયેલું આમંત્રણ કાર્ડ એ નીકળ્યા ત્યાં સુધી ભારે વરસદાને કારણે એમને મળ્યું નહોતું...

રેલવે - ક્રોસિંગ બંધ હોઈ ડ્રાયવરે ઝેન થોભાવી. પંડ્યાજીએ સહેજ લટાર મારી સુસ્તી ઉડાડવા બહાર નીકળ્યા. ડ્રાઈવરને ગોરધનની કિટલી પરથી આદુવાળી મસાલાવાળી, આખા દૂધની બે સ્પેશિયલનો ઓર્ડર આપવા મોકલ્યો. બાજુમાં કોદરનો પાનનો ગલ્લો, એ જ જૂની લારી. લટકતાં નમકીનનાં પડીકાં. માતાજીના ફોટાની બાજુમાં ગોઠવેલો જૂનો મરફીનો રેડિયો, વિવિધ ભારતીનું પ્રાસંગિક ગીત... 'હમરે ગાંવ કોઈ આયેગા... પ્યારકી ડોરસે બંધ જાએગા...' ગીત સાંભળતાં, વાગોળતાં પંડ્યાજી નજીકના ખાટલા ઉપર બેઠા. બે-ત્રણ છાપાનાં અડધાં પાનાં પવનથી આઘા-પાછાં થઈ ગયાં હતાં. એમાંના એક છાપામાંથી ઉડેલું એક ચોપાનિયું ઉડતું ઉડતું પંડ્યાજીના ખોળામાં પડ્યું. પંડ્યાજીએ જિજ્ઞાસાપૂર્વક નજર ફેરવી...

'સવિતાબા કન્યા વિદ્યાલય' હીરક મહોત્સવ
સ્થળઃ આર. એચ. શાહ સભાભવન,
મુખ્ય અતિથિ : પ્રો. ડૉ. એચ. એમ. પંડ્યા
સ્વાગત પ્રવચન : પર્વ શાહ
આભાર દર્શન : તિથિ શાહ

પર્વ અને તિથિ બંનેના નામ પંડ્યાજીને વાંચતા જ ફ્લેશ બેકમાં લઈ ગયા. 'ભૂલી હુઈ યાદોં મુઝે ઈતના ના સતાઓ, અબ ચૈનસે રહને દો મેરે પાસ ના આઓ...' ફરમાઈશ ગીત એક બાજુ કાને પડ્યું તો બીજી બાજુ અતિથિ બનીને કોલેજમાં આવેલો પર્વ અને મનગમતું પ્રીતિ પાત્ર તિથિ પાછા ફરી એકવાર મંચ પર...! પંડ્યાજીને થયું કે, આ 'મુખ્ય અતિથિ'માં નો 'અતિથિ' શબ્દ હજીયે ઉઘરાણીવાળાની જેમ પીછો કરી રહ્યો છે. કલાક પછીની મંચસ્થ સ્થિતિનું ચિત્ર એમણે કલ્પી લીધું ને 'આ અબ લૌટ ચલે...'ના ભીષ્મ નિર્ણય સાથે ડ્રાઈવરને હુકમ આપી દીધો... પટેલ, ગાડી અમદાવાદ પાછી લઈ લે મને ગભરામણ જેવું લાગે છે.

ત્રિપાઠીજી જોયું ને આ 'અતિથિ'ની સંતાકૂકડી ! ! ક્યારેય આ શબ્દ જંપીને બેઠો નથી... ને યાદ આવ્યું અમારા 'પરચૂરણ' સામયિકના તંત્રી સાહેબનો ફોન હતો. ગઈકાલે... જુઓ ત્રિપાઠી તમે જ આ વોઈસ મેલમાં એમનો જ અવાજ... એમની જ ફરમાયશ સાંભળો.

''પંડ્યાજી નમસ્કાર. મજે મેં હો ન ? ભાભીજી ઔર પરિવારજનો કો મેરી યાદ. ભૈયા, બાત યે હૂઈ હૈ કિ હમારી 'પરચૂરણ' પત્રિકા કે લિયે મરાઠી, બંગાલી, સિંધી... સભી સંપાદક મિલ ગયે હૈં લેકિન હમારે ગુજરાતી વિભાગ કે અલગ અલગ વિષયોં પર નજદીક મેં દીપાવલી-અંકકે લિયે આપકો હમને 'અતિથિ-સંપાદક' કે લિયે ચૂને હૈ તો આપકો 'અતિથિ-સંપાદક' બનાને કા સૌભાગ્ય હમેં જરૂર દે... આપકે સુઝાવ ઔર પ્રત્યુત્તર કી પ્રતીક્ષા... તંત્રી 'મારફાડ મસ્તીખોર.'''

બોલો ત્રિપાઠીજી, મારા બદલે તમારે આ 'અતિથિ-સંપાદક' તરીકે જવાની ઈચ્છા છે ?

મરી મસાલા

'અતિથિ દેવો ભવઃ' ભારતીય અસ્મિતા છે... ઈ.સ. ૧૪૯૮થી વાસ્કો-ડી-ગામા જળમાર્ગે નવા દેશની શોધમાં ભારતના મલબાર કિનારે, કાલીકટ બંદરે આવ્યો. ઊતર્યો... રહ્યો... અને જતાં જતાં પોર્ટુગલ રાજાની કુંવરીને પરણીને ૧૫૦૨માં રવાનાય થયો. બધાનાં આવા નસીબ ક્યાંથી ?

*એમ-૫, ૨/૧૨, શાસ્ત્રીનગર, નિઓ હોસ્પિટલની બાજુમાં,*
*નારણપુરા, અમદાવાદ-૩૮૦૦૬૩.*
*મો. ૯૯૭૯૯૪૬૧૪૨*

# વાંધા પડે !...

*- નિપુણ સી. ચોકસી*

**આ** વિશ્વમાં વાંધા કે વચકા જેને ના પડે એવું કોઈ છે જ નહીં. પ્રાણી હોય કે મનુષ્ય... પ્રાણીઓને માપના વાંધા પડે. અને પડે કે તરત ભસીને, કરડીને કે હુમલો કરીને રજૂ કરી જ દે. એવું જ મનુષ્યો પોતાની રીતે આ જ પ્રકારનું કરતા હોય છે. ''મનુષ્ય માત્ર વાંધાને પાત્ર'' મનુષ્યનું આખું જીવનપાત્ર વાંધાઓથી છલોછલ હોય. આખા જગતની કોર્ટ કચેરીઓ આ વાંધાઓના નિકાલ અર્થે જ બનેલી છે એવું કહેવાય છે. જો કે મોટાભાગના લોકોનું એવું માનવું છે કે વાંધાઓ વધારવા માટે બની છે. જેમ દર્દીઓની બીમારીઓ પર જ ડૉક્ટરોની જાહોજલાલી હોય છે એમ લોકોના વાંધાઓના વઘારમાં તડકો નાખી વધારવા માટે વકીલોની ફોજ હોય છે.

લોકશાહીવાળી સરકારમાં પણ વાંધાપક્ષ એટલે કે વિરોધ પક્ષનું મહત્ત્વ અનેરું માનવામાં આવે છે. સરકારનાં સારાં કે ખરાબ કામ નહીં પણ સરકારના દરેક કામ પ્રત્યે વાંધા ઊભા કરી વિરોધપક્ષની ભૂમિકા નિભાવવાનો (અ) ધર્મ નિભાવતા હોય છે. સમજદાર પ્રજા વિરોધપક્ષના આ ખોટા વાંધાવચકાથી પીડિત અને પરિચિત હોય જ છે. એટલે ચૂંટણીમાં વિરોધપક્ષોનું કદ વર્ષે વર્ષે નાનું કરતા જાય છે... પ્રજાનો તો વાંક કઢાય નહીં એટલે બિચારા ઈ.વી.એમ. મશીન સામે જાતજાતના વાંધાઓ રજૂ કરી બેલેટ થી ચૂંટણીની વાતો કરશે... અને બેલેટથી પણ હાર મળશે તો શું કરશે..? ફરી ઈ.વી.એમ. મશીન લાવવાની વાત કરશે ?...

માત્ર સરકાર ચલાવવામાં વાંધાઓ હોય છે એવું નહીં... સમાજની, સંસ્થાની, પક્ષોની કે મંડળોની કારોબારી મિટિંગમાં પણ વાંધાઓનો પાર હોતો નથી. આવા દરેક મંડળમાં વાંધાલાલ, વાંધેશ્વર, વાંધેશ (જેમ કે લંકાપતિને લંકેશ કહેવાય) વાંધાબાહુ (જેઓ બાહુ થકી વાંધાઓ રજૂ કરે છે ) વાં.વાં., (જેમ કે રાજમાન રાજેશ્રીને રા.રા એમ વાંધામાન વાંધેશ્રીને વાં.વાં. કહેવાય ) હાજર હોય જ છે. એજન્ડાની શરૂઆત થઈ નથી કે... વાંધાઓ શરૂ થઈ જાય... પહેલાં તો કેટલા અને કોણ મોડા આવ્યા... કેમ મોડા આવ્યા... અમે કઈ નવરા હતા તે વહેલા આવી ગયા...થી શરૂઆત થાય અને આમ જ કલાક બે કલાકની ગરમાગરમી પછી ગરમ ગરમ ભજિયા અને ચા આવે પછી કૈંક અંશે વાંધાઓ નબળા પડતા જઈ... કજિયામાંથી થોડી રાહત મળે...

સરકારી કામોના ટેન્ડર જેવાં બહાર પડે કે તરત વાંધા અરજીઓ શરૂ થઈ જ જાય. દરેકનો ઉદ્દેશ એક જ હોય કે ટેન્ડર અમારી શરતોને અનુકૂળ હોવું જોઈએ. અને અમને ટેન્ડર ન મળે તો બીજા કોઈને પણ ન જ મળવું જોઈએ એવી ઉદાત્ત ભાવના સાથે વાંધાઅરજીઓ ચાલુ જ રહે...

ઓફિસમાં બોસને કર્મચારીઓ જોડે અને કર્મચારીઓને બોસ જોડે હંમેશાં વાંધા પડતા જ રહે છે. કર્મચારી : સાહેબ હું ઓફિસે આવવામાં મોડો પડું છું ત્યારે તમને બહુ મોટા વાંધા પડે છે... પણ જ્યારે મોડે સુધી કામ માટે ઓફિસે રોકાઉં છું એનો તમે ક્યારેય વાંધો લીધો નથી...

બોસ : એનો વાંધો મારે ના લેવાનો હોય તમારી ઘરવાળીએ લેવાનો હોય...

લગ્નપ્રસંગે પણ કહેવાતાં વ્હાલાં એવા સગાવ્હાલાંને પણ જાત-ભાતના વાંધા પડે છે. તમે કાકાઓ અને કાકીઓને અમારા લગ્ન પ્રસંગે જલુલ જલુલથી આવજો એવું કહ્યું અને અમને ફઈબા અને ફૂઆઓ ને ખાલી આવજો એમ જ કહ્યું...!!! આ ઉપરાંત ભોજન વિશે, ઉતારા વિશે, પહેરામણી વિશે, સંગીત સંધ્યા વિશે અરે ગોર મહારાજ, વાજાં વગાડનારા ડી. જે. અને વરઘોડાના ઘોડા વિશે પણ લોકો રસપ્રદ વાંધા રજૂ કરતાં હોય છે... આપણે કહીએ કે હશે ત્યારે અમને આવડે એવું કર્યું, તમારે ત્યાં પ્રસંગ હોય ત્યારે તમે એવું કરજો...!!!

લગ્ન પહેલાં જ્યારે યુવક-યુવતી પ્રેમી-પ્રેમિકાના રોલમાં હોય છે ત્યારે સાલું કંઈ વાંધા જેવું હોતું જ નથી... જીગ્નેશ ગમે તેવા લઘરવઘર કપડાં પહેરીને જાય તોય જિગીશાને તો બધી સ્ટાઈલ જ લાગે... અને કહેશે હાય જાનું... બાકી શું રફ એન્ડ ટફ સ્ટાઈલ છે... દાઢી વધેલી હોય તો કહેશે... ઓહો કાર્તિક આર્યન જેવો લાગે છે... બાકી સાચી વાત તો જીગ્નેશને જ ખબર હોય કે ફ્રેન્ડસ જોડે મોલમાં જઈને ગ્રૂપમાં એક સાથે એક ફ્રીવાળી સ્કીમમાં સાગમટે ખરીદી કરી હોય છે. અને પછી ફ્રેન્ડસ ગ્રૂપમાં એ કપડાં એક્સચેન્જ થતાં હોય છે એટલે આઘાપાછા માપમાંય સામેવાળીને ઈસ્ટાઈલ દેખાય. અને સામેવાળી પણ પોતાની નાની બેનના જીન્સમાં ટોપ ખોસીને આવી હોય છે. એટલે તરત પેલો કહેશે ઓહો સારા અલી ખાન

જેવી લાગે છે... પાછા આ બંને સૌથી ભંગાર ફિલ્મમાં બિચારા એક ખૂણામાં બેસીને પોર્પકોન અને પેપ્સી સાથે કોઈ પણ વાંધા વગર ફિલ્મ જોઈ નાખતાં હોય છે... અને બહાર નીકળીને દોસ્તારોને કહે પણ ખરાં કે પિક્ચર બહુ સારું હતું હોં... એક વાર તો જોવું જ જોઈએ... આપણે પૂછીએ કે ફિલ્મમાં શું હતું ? એટલે બાપડા ત ત ફ ફ કરે... આમ વાંઢાઓ ને કદી વાંધા પડતા નથી. અને થોડા ઘણા નાનામોટા વાંધા હોય તો પાછા એકબીજાની ખાસિયતમાં ખપી જાય છે.

આજ જીગ્નેશ અને જિગીશા જો વડીલો વાંધા ના કાઢે તો પ્રેમના નાજુક તાંતણેથી લગ્નના મજબૂત દોરડે બંધાય છે. તમે કહેશો કે દોરડું કેમ કહ્યું ?... તો શું લગ્નની સાંકળે બંધાયા એમ કહીએ...? કે પછી દાંપત્યજીવનમાં પગલાં માંડ્યાં એમ કહીએ... અરે જે કહેવું હોય તે કહો પણ વાંઢાયુગમાંથી વાંધાયુગના મંડાણ હવે થાય છે એ નક્કી છે... પહેલાં તો હસે, રડે, રિસાય કે શાંત રહે બધું જ બહુ સ્પેશિયલ લાગે... અને લગ્ન પછી જે શરૂઆત થાય...

જિગીશા : જો જીગા મને રાતે એ.સી. બહુ નથી ફાવતું... રાખવું હોય તો ૨૮ પર રાખ

જીગ્નેશ ઉર્ફે જીગો : જો જીગી મને તો એ.સી. સુપર કૂલ પર જ ફાવે ૧૮ થી ઉપર નહીં જ થાય...

જીગી : પણ મને ઠંડી લાગે છે... મારી સહેજેય પડી નથી... મોઢું ચડાવી વિરોધ નોંધાવે...

જીગો : તું રજાઈ ઓઢીને સૂઈ જા કે પછી સ્વેટર પહેરીને સૂઈ જા...

અંતે એક એ.સી. ચાલુ કરે... અને થોડી વાર પછી બીજી એને બંધ કરે...

જીગી : તે ગઈ કાલે રાત્રે મારો હાથ કચડી નાખ્યો... બેડની જમણી બાજુ તારી છે અને ડાબી બાજુ મારી છે. તારે ધ્યાન રાખવું જોઈએને...

જીગો : આખા દિવસના થાક પછી રાત્રે માણસ ઊંઘે કે નહીં ? તારો હાથ બેડની વચ્ચેની બોર્ડર લાઈન ક્રોસ કરી આતંકવાદીની જેમ મારા એરિયામાં ઘૂસી જાય અને હું ઊંઘમાં પડખું ફરું તો હાથ દબાઈ જાય અને અડધી રાતે બૂમાબૂમ કરે... એમાં મારો શું વાંક ?

જીગી : તારે જોઈ સમજી વિચારીને પડખાં ફરવાં જોઈએને...

એમ લાતાલાત કરતાં સવાર પાડે... અને બંને એકબીજા ને લાલ આંખોથી બેડ મોર્નિંગ કહે...

નાહીને ટુવાલ ગમે ત્યાં નહીં ફેંકવાનો... જીગી ઉવાચ... હું તો પેલ્લેથી જ આમ જ રહેતો હતો... મારી મમ્મીએ કદી વાંધો લીધો નથી... પણ મને પૂરેપૂરો વાંધો છે અને રહેશે જ... જીગી ઉવાચ... આ બંનેની વાંધાઅરજીનો નિકાલ કરવામાં મમ્મીજી ઉર્ફે જીગીના સાસુ મધ્યસ્થી કરે ત્યાં સુધીમાં તો ટુવાલ જાતે જ સુકાઈ જાય.

આમ લગ્ન પહેલાં બંનેને ક્યાંય વાંધા દેખાતા નહોતા એ હવે એ વાંધાઓ ગણવા ગણાવવામાં દિવસ ક્યાંય પૂરો થઈ જાય છે એની બંનેને ખબર જ નથી પડતી.

તું તારી મમ્મી સાથે જ વધારે બિઝી રહે છે સાવ માવડિયો છે... તું તારી મમ્મી સાથે જ ફોન પર ચોંટેલી હોય છે... આમ બંનેની વિશેષ માતૃભક્તિ અંગે વાંધાઓ રજૂ કરવામાં આવે છે.

અમને લાગે છે કે, વિશ્વ છે ત્યાં સુધી વાંધાઓ રહેવાના... અને ગર્લફ્રેન્ડ-બોયફ્રેન્ડ કે પતિ-પત્ની વચ્ચે રોજનો આવો વાંધાવ્યવહાર રહેવાનો જ. આ વિશે અમારી લખેલી હાસ્યકવિતા માણો.

વાંધા પડે... (હાસ્ય રચના)
તને રોજ રોજ મારાથી વાંધા પડે,
મારે રોજ રોજ પ્રેમમાં સાંધા પડે.
વારે ઘડીએ રિસાઈએ તે કેમ ચાલે ?
રોજ તને મનાવવાના ફાંફા પડે.. !
ક્યારેક ડીનર તો ક્યારેક પિક્ચર ,
રોજ તને લઈ જવાના સાંસા પડે .. !
આજે ચોકલેટ રૂમ તો કાલે ડોમિનોઝ,
મારે પ્રેમના રસ્તે રોજ ખાંચા પડે... !
શોપિંગ મોલ તો ક્યારેક લોંગ ડ્રાઈવ,
મારે રોજ ખિસ્સામાં મોટાં કાણાં પડે.. !
કહ્યું કે બહુ વાંધાવચકા સારા નહીં,
પ્રેમમાં રફૂના ખર્ચ બહુ મોંઘા પડે.. !
- નિપુણ ચોકસી

ચાર્જર : વાંધાઓનું મરચાં જેવું હોય છે. માપસર હોય તો રસોઈ ટેસ્ટી લાગે... અને વધારે હોય તો આંખમાં આંસુડાં લાવી દે...

*પ્લોટ નં-૯૮૨/૨, સેક્ટર-૪-ડી,*
*ગાંધીનગર-૩૮૨૦૦૬. મો. ૯૩૨૭૦૮૮૮૭૪*

# કોર્ટની રમૂજ

*- મધુર દિ. ધ્રુવ*

**વકીલ** : તમારા ઉપર હુમલો કર્યો તેનું વર્ણન કરો.
**સાક્ષી** : તે માણસે બુકાની બાંધેલી હતી.
**વકીલ** : બુકાની બાંધેલી તેની નીચે શું હતું ?
**સાક્ષી** : તેનો ચહેરો.

★★★

**વકીલ** : આ કઈ રીતે બન્યું ?
**સાક્ષી** : બંને વાહનો અથડાવાથી અકસ્માત થયો.
**વકીલ** : વાહનો અથડાયાં તે એકબીજાથી કેટલે દૂર હતાં ?

★★★

**વકીલ** : નામદાર સાહેબ, ડૉક્ટર સાહેબે કહ્યું, પહેલાં ફીની રકમ આપો પછી જ સારવાર થશે.
**ન્યાયાધીશ** : તમે ફીની રકમ પહેલાં આપો એવો આગ્રહ કેમ રાખ્યો ?
**ડૉક્ટર** : સાહેબ, તેણે કહ્યું કે હવે મને યાદ રહેતું નથી.

★★★

**વકીલ** : કેવું દેખાતું હતું ?
**સાક્ષી** : તે હું કહી શકું નહીં.
**વકીલ** : તો તેનું વર્ણન કરો.
**વકીલ** : તેને કેટલાં બાળકો છે ?
**સાક્ષી** : તેને એક વીસ વર્ષનો દીકરો છે.
**વકીલ** : તેની ઉંમર કેટલી છે ?

★★★

**વકીલ** : પછી શું થયું ?
**આરોપી** : મારી પાસે ડ્રાઈવીંગ લાયસન્સ માંગ્યું.
**ન્યાયાધીશ** : તમને ડ્રાઈવિંગ લાયસન્સ બતાવવા કહ્યું તો તમે પોલીસને શું જવાબ આપ્યો ?
**આરોપી** : ગઈ કાલે તો તમે મારું લાઈસન્સ લીધું છે.

★★★

**વકીલ** : તમે ભીખારીને જોઈને શું કહ્યું ?
**સાક્ષી** : મેં કહ્યું કે આમ રસ્તા ઉપર ઊભા રહીને ભીખ માંગતા શરમ નથી આવતી ?
**ન્યાયાધીશ** : તો તેણે શું જવાબ આપ્યો ?
**સાક્ષી** : તેણે કહ્યું તો શું તેના માટે હું ઓફિસ ખોલું ?

★★★

**ન્યાયાધીશ** : ચોરી થઈ ત્યારે ઘરમાં પહેલાં પગ કોણે મૂકયો હતો ?
**સાક્ષી** : સાહેબજી, ચોરી કરવા આવનાર ચોરે.
**ન્યાયાધીશ** : અને બીજો ?
**સાક્ષી** : નામદાર સાહેબ, બીજો પગ પણ એને જ મૂક્યો હોય ને ? તેણે જ મુકેલો.

★★★

**ન્યાયાધીશ** : તમે તેને એવું કહેલું કે તમારી પાસે સાયકલથી માંડીને એરોપ્લેન સુધી બધું જ છે ?
**આરોપી** : જી, સાહેબ મેં કહેલું.
**ન્યાયાધીશ** : તો તમે એવું ખોટું કેમ બોલેલા ?
**આરોપી** : જી, નામદાર મેં ખોટું કહ્યું નથી.
**ન્યાયાધીશ** : એટલે તમે શું કહેવા માંગો છો ?
**આરોપી** : નામદાર સાહેબ મારી રમકડાંની દુકાન છે.

★★★

**વકીલ** : માજી તમને વોટ્સઅપ, ફેસબુક બધું જ ખબર છે?
**સાક્ષી** : (વૃદ્ધ માજી) જી સાહેબ, જે પંચાત અમે ઓટલે બેસીને રૂબરૂમાં કરીએ તે બીજા બધા ફોન લઈને ખુરસીમાં કે બીજે બેસીને કરે.

★★★

**ન્યાયાધીશ** : તમે કરકસર અંગેનું પુસ્તક તમારી પત્નીને આપ્યું તેની કોઈ અસર થઈ ?
**સાક્ષી** : જી સાહેબ, મારે પાન ખાવાનું અને બીડી પીવાનું છોડી દેવું પડ્યું.

★★★

**ન્યાયાધીશ** : તમે કહ્યું કે તે દિવસે અને તે સમયે તમે બનાવના સ્થળે હાજર ન હતા અને ફેશન ડિઝાઈનરના પ્રદર્શન હોલમાં હતા. શું તમે ફેશન ડિઝાઈનર વિષયમાં રસ ધરાવો છો !
**આરોપી** : ના સાહેબ, ફેશન ડિઝાઈનરમાં મને કોઈ જ રસ નથી પરંતુ વરસાદ પડવાનો શરૂ થયો એટલે પ્રદર્શન હોલમાં ગયેલો.

★★★

**વકીલ** : તમે તે દિવસે તેમની મુલાકાત લેવાના હતા તો અગાઉથી જાણ કેમ ન કરી ?
**સાક્ષી** : સાહેબ, હું જાણું છું કે અગાઉથી જાણ કરું તો મળી ન શકે.

★★★

**વકીલ** : તો પછી તમે તેને માફ કરવાનો વિચાર કેમ કર્યો?
**સાક્ષી** : સાહેબ મને લાગ્યું કે તે મારા કરતાં વધારે મજબૂત અને બળવાન છે.

*એ-૩૭, રો-હાઉસ સોમેશ્વર-૨, જોધપુર ચાર રસ્તા પાસે,*
*સ્ટાર બજાર સામે, સેટેલાઈટ રોડ,*
*અમદાવાદ-૩૮૦૦૧૫. મો. ૯૮૨૫૩૨૫૪૯૨*


QR Code for website link







# Directorate of Information
Gujarat

## Social Media




gujaratinformation.net


gujaratinformation.official


@infogujarat


gujarat.information


Gujarat Information




the
GUJARAT
An English Quarterly Magazine

19/1 Dr. Jivraj Mehta Bhavan, Gandhinagar 382 010
Gujarat - India.(079)-23253391



# નાટિકા સંપુટ

પ્રકાશ લાલા

વિનોદ સી. દવે

રવીન્દ્ર પારેખ

દુર્ગેશ ઓઝા

તારિણીબહેન દેસાઈ

ડૉ. નિરંજન રાજ્યગુરુ

ડૉ. શૈલેશ ટેવાણી

# ભરોસો

*- પ્રકાશ લાલા*

**પાત્રો અને સ્થળ**

(ગ્રામજનો ૧-૨-૩-૪, ગ્રામનારી ૧-૨, બાળકો, વૃદ્ધ ભગતબાપા, ટી.વી. ન્યૂઝ ચેનલ, રિપૉર્ટર, ટી.વી. કેમેરામેન)

(રાજ્યના કોઈ છેવાડાના જિલ્લાના, અંતરિયાળ ગામમાં કાચાં ઘર-ઝૂંપડાંની વસતિનો એક વાસ.)

**દૃશ્ય-૧**

(ઢળતી સાંજનો સમય. વાસમાં, ઝૂંપડા આગળની ખુલ્લી જગામાં, એક ઝૂંપડા પાસે તૂટેલી-ફૂટેલી ખાટલીમાં વૃદ્ધ ભગતબાપા બેઠા છે. બાજુમાં એમનો એકતારો પડ્યો છે, થોડે દૂર બીજા ઝૂંપડાં પાસે કોઈ ઓટલે બેઠાં છે, કોઈ ઊભાં છે...)

ગ્રા.જ-૧ : (નેજવું કરી, આકાશમાં તાકી રહે...પછી નિરાશ થતાં-ચિંતાભર્યા અવાજે) દૂર દૂર લગણ ક્યાંય વરસાદનાં એંધાણ વરતાતાં નથી. હવે તો મેઘોરાજો મેર કરે તો સારું... નહીં તો જીવવું વસમું થઇ પડશે !

ગ્રા.જ-૨ : પાણી વિના એક એક દા'ડો કાઢ્યો કપરો થઈ ગયો છે, બાપ...

ગ્રા.જ.-૩ : આપણે તો ઠીક, પાણી ને ઘાસચારા વિના મૂંગાં ઢોર બાપડાં મરવા પડ્યાં છે, એ નથી - જોવાતું હવે...

ગ્રા.જ.-૧ : હે પરભુ, હે જગદાધાર... અમારી સામું હવે જુઓ, બાપ... અમારી નઈ તો આ બાપડાં અબોલ જનાવરોની દયા ખાઈનેય વરસાદ મોકલો...

ગ્રા.જ.-૨ : સમજાતું નથી કે ભગવાન કેમ રૂઠ્યો છે...?

ભગતબાપા : ભગવાન રૂઠ્યો નથી, અલ્યા... આપણી ધીરજ ખૂટી છે... ને એના પરનો આપણો ભરોસો તૂટ્યો છે...

ગ્રા.જ-૩ : પણ ભગતબાપા...

ભગતબાપા : (વચ્ચે કાપતાં) ઈને ફરિયાદ ના કરો, અરજ કરો... સાચા દિલને મનથી અરજ કરો. પરભુ તો આપણી કસોટી કરે છે.એ જુએ છે કે આપણને ઈની ઉપર કેટલો ભરોસો છે... એટલે જ કહું છું, બાપલા, કે ધીરજ રાખોને મારા વાલીડા પર પૂરો વિસવાસ રાખો. એ આપણને નિરાશ નઈ કરે...

ગ્રા.જ.-૧ : સાચી વાત છે તમારી, ભગતબાપા.. પણ અમે કંઈ ભગવાનને ફરિયાદ નથી કરતાં.. આ તો ઉણ સાલ વરસાદ જરા વધારે ખેંચાણો તે બોલી જવાય છે. બાકી આપણે સૌ તો કુદરતના ખોળે જીવનારાં. એ રાખે એમ રહેનારાં... ઈ જ આપણું ધ્યાન રાખે છે ને રાખશે...

ભગતબાપા : હં... હવે બરાબર બોલ્યા. હેંડો, ભજન કરશું ?

બધાં : હા...હા...

(ભગતબાપા એકતારો લઈ ભજન ઉપાડે... બીજા બધા ઝીલે...ધીરે ધીરે ફેડઆઉટ...)

**દૃશ્ય -૨**

(સ્થળ : એ જ સમય : એવો જ, બીજા દિવસની સાંજનો. ગ્રામજનો, ગ્રામનારીઓ, બાળકો સૌ ઝૂંપડાં આગળ બેઠાં છે... કોઈ વાતો કરે છે, કોઈ કામ કરે છે... ત્યાં અચાનક વાદળનો ગડગડાટ, ને વરસાદ શરૂ થાય..ગતિ વધે..)

ગ્રા.ના.-૧ : (આનંદથી) આયો... આયો... મેઘો આયો.

ગ્રા.ના.-૨ : એ હા, વરસાદ આયો..મેઘારાજાએ આખરે આપણી સામું જોયું...મહેર કરી..

(સૌ ખુશખુશાલ. વરસાદને ઝીલે... બાળકો નહાય... ગ્રામજનો-ગ્રામનારીઓ આકાશ તરફ હાથ જોડી મેઘરાજાને વંદન કરે...)

ગ્રા.જ.-૧ : વરસો, બાપલિયા, મન મેલીને વરસજો હોં..

ગ્રા.જ.-૨ : હોવ... તળાવો છલકાઈ જાય, નદીઓ ઉભરાઈ જાય, ધરતી મા ધરાઈ જાય એટલું પાણી પાડો, મેઘરાજા...

ગ્રા.જ.-૩ : અમારે ઝાઝું કંઈ નથી જોઈતું... બસ, વરસ આખું મૂંગાં પશુ-પંખીઓ પીવા પાણી ને ખાવા ઘાસ ને દાણા પામે, અમનેય બે ટંક ખાવા મળે એટલું વરસો એટલે ભયો ભયો..અમને ધરવ થઈ જસે...

ગ્રા.જ.-૧ : ભગતબાપા, તમે સાચું જ કે'તા'તા કે પરભુ

પર ભરોસો મેલનારને એ કદી નિરાશ નથી કરતો...

ભગતબાપા : હા, મારા વાલીડાઓ...આપણા કરતાં ઉપરવાળાને આપણી વધારે ચિંતા હોય છે.. ઈના પર વિસવાસ રાખનારને ઈ કદી દુઃખી થાવા નથી દેતો...ઉપરવાળાને ત્યાં દેર હસે પણ અંધેર તો નથી જ, સમજ્યાને ?

ગ્રા.જ.-૧ : હોવ ભગતબાપા, એ જ સૌનો રખવાળો ને સૌનો તારણહાર છે...

ભગતબાપા : તો પછી...(નિર્દોષ હસે..ને ભજન ગાવા માંડે...ધીરે ધીરે ફેડ આઉટ)

**દૃશ્ય-૩**

(સ્થળ : એ જ સમય : ત્રીજા દિવસની વહેલી સવારનો. વરસાદ ચાલુ છે. પાણી વાસમાં ભરાઈ ગયાં છે ને ધીમે ધીમે ઝૂંપડાંમાં ઘૂસે છે...)

ગ્રા.જ.-૧ : (ઝૂંપડીની બહાર આવી બૂમો પાડે...) અલ્યા સૌ જાગો, ઊઠો..જુઓ ઘરોમાં પાણી ઘૂસવાં માંડ્યાં છે..નાનાં છોકરાંને સંભાળો..ઘરવખરી બચાવો...)

(બૂમો સાંભળી,આજુબાજુનાં ઝૂંપડાં-ઘરોમાં અવાજો-બૂમો : 'ઊઠો, ભાગો, પકડો, પાણી આયાં છે. પાણી...' ને અંદર બહાર દોડાદોડી)

ગ્રા.ના.-૨ : (ઘરમાંથી છાબડું તરતું જતું રોકતાં) અરેરે, આ ઘરવખરી તો તણાવા માંડી...પકડો.

ગ્રા.જ.-૩ : આ અમારા ઘરમાંથીય ધાન-લોટનાં ડબલાંડૂબલી હેંડ્યાં..અલી, તું આ છોડીને ઊંચકી લે..તો હું ડબલાં પાછાં ખેંચી લાઉં...

ગ્રા.ના.-૧ : (છોકરીને તેડીને આવતાં રાડ પાડે) રેવા દો..પાણીનું જોર ભારે છે...જવા દો ડબલાંને..તમે પાણીમાં ના જસો...

(એમ બધાં ઘરોમાં ચિંતા મૂંઝવણ ચાલે છે.. એક ઝૂંપડાના ઓટલે પાણી વચ્ચે એમની ખાટલીમાં ભગતબાપા બેઠાં બેઠાં બધું તાકી રહે છે.)

ગ્રા.જ.-૧ : (ભારે ચિંતાથી) મેઘરાજાએ હું ધાર્યું છે ? ત્રણ દા'ડાથી વરસ્યા જ કરે છે. ચારેકોર પાણી પાણી કરી નાખ્યું છે.

ગ્રા.જ.-૨ : ને હજુ ખમૈયા કરવાનું નામ નથી લેતો મેઘો.

ગ્રા.જ.-૩ : ભાઈઓ, બધે જળબંબાકાર થઈ ગયું છે. ક્યાંય જવાય એવું નથી..ઘરમાં લોટ-ધાન, શાકપાન ખલાસ થઈ ગયાં છે..હું કરીશું ?

ભગતબાપા : બાપલિયા, આપણે કંઈ કરી શકવાના નથી. જે કરવું હસે એ મારો વાલીડો જ કરશે...

ગ્રા.ના-૧ : પણ...

ભગતબાપા : દીકરી, માગીને-વિનવીને બોલાયાતા કે નહીં મેઘરાજાને ??

ગ્રા.ના.-૧ : હોવ.. એ વાત તો સાચી પણ...

ભગતબાપા : આજીજીઓ કરી, પોકાર કર્યા તયેં વરસાદ આયો છે તો હવે થોડું ખમી ખાવુંય પડશેને. મારો વાલીડો હઉ સારુ કરશે.

છોકરી : માડી, ...બહુ ભૂખ લાગી છે.. કંઈક ખાવાનું આલને...

ગ્રા.નં.-૧ : જાણું છું,બટા કે તુંને બહુ ભૂખ લાગી છે.. પણ બધુંય તણાઈ જ્યું છે ને પલળી ગયું છે. એટલે...તો ય હું જોઉં કંઈ તને આપવા હાથ લાગે તો, હોં...

છોકરી : માડી, તું કંઈ વારથી આમ જ કે સે પણ કંઈ ખાવાનું આલતી નહીં.. હવે નહીં રેવાતું....માડી, ખાવાનું (રડવા માંડે)

ગ્રા.જ.-૧ : છાની રે, બેટા...હમણાં કંઈક લાવી દઉં , હોં...

ગ્રા.ના-૧ : (ચિંતાથી) ક્યાંથી લાવસો ?

ગ્રા.જ.-૧ : (થોડો મૂંઝાય... ચૂપ રહે... પછી) આવસે... ભગતબાપા કહે છે એમ ઉપરવાળાને આપણી દન-રાત ફિકર હોય જ છે..ઈ કાંક કરસે...

(ત્યાં દૂરથી પાણીમાં ચાલતું ચાલતું કોઈ આવતું હોય એવા 'છબ..છબ..છબ' અવાજો સંભળાય... અવાજ નજીક આવે... ને નજરે પડે રેઈનકોટમાં સજ્જ એક ટી.વી. ન્યૂઝ ચેનલ રિપૉર્ટર અને હાથમાં છત્રી સાથે એનો કેમેરામેન...ઝૂંપડાવાસીઓ એમને કુતૂહલવશ તાકી રહે છે... કેમેરામેન કેમેરા 'ઑન' કરી ચારેબાજુ ને ઝૂંપડામાં ભરાયેલાં પાણીનાં દૃશ્યો ઝડપે... રિપૉર્ટર ઉપર કેમેરા લઈ જાય...)

ટી.ન્યૂ.રિપૉર્ટર : આપ જોઈ રહ્યા છો રાજ્યના છેવાડાના જિલ્લાના આ અંતરિયાળ ગામમાં સતત, ભારે વરસાદથી સર્જાયેલી પરિસ્થિતિનાં દૃશ્યો. સતત ત્રણ દિવસથી અનરાધાર

વરસાદ ચાલુ હોવાથી અને ઉપરવાસમાં પણ સતત, ખૂબ વરસાદ થવાથી નદીમાં પૂર આવતાં આ ગામમાં પાણી વહેવા લાગ્યાં છે...અહીં વસતી ગરીબ પ્રજાના ઘરોમાં પણ પાણી ઘૂસી ગયાં છે. રસ્તાઓ પર પાણી ફરી વળતાં લોકોને બહાર જવાનું પણ મુશ્કેલ બન્યું છે...

'પાકા ખબર' ન્યૂઝ ચેનલના દર્શકો માટે અમે જોખમ વહોરી અહીં સુધી આવી આ દશ્યો ઝડપ્યાં છે..ચાલો...

અહીંના ત્રસ્ત ગ્રામજનો સાથે વાત કરીએ... (ત્યાંથી આગળ આવે, એક ગ્રામજનને...)

ટી.વી.રિપૉર્ટર : નમસ્કાર, હું નામ આપનું ભાઈ...

ગ્રા.જ.-૨ : વસ્તો...

ટી.વી.રિપૉર્ટર : હા તો વસ્તાભાઈ, અહીં વરસાદ ચાલુ ને ચાલુ જ છે, તમારાં ઘરોમાં પાણી ભરાવા માંડ્યાં છે, ઘરવખરીને નુકસાન થઈ રહ્યું છે..તમને કેવું લાગે છે ?

ગ્રા.જ.-૨ : આમાં લાગવાનું શું હોય, ટી.વી.વાળા ભઈ...બહુ વરસાદ પડે તો આવું થાય...

ટી.વી.રિપૉર્ટર : એટલે ?

ગ્રા.જ.-૧ : એટલે એમ કે (રિપૉર્ટર માઈક એ તરફ કરે છે) કુદરત છે તે રૂઠેય ખરી ને રીઝેય ખરી... (ઉપર આંગળી ચીંધીને) સૌની ચિંતા કરવાવાળો એ એક જ છે, મારો વાલીડો ! જુઓ, પાણી વિના જીવ જતો' તો, અમે આજીજી કરી તો પાણી વરસાવ્યું...હવે વધારે વરસાદથી આપદા થઈ છે તો એનો રસ્તોય ઈ જ કાઢશે, સમજ્યા ?

ટી.વી.રિપૉર્ટર : (આશ્ચર્યથી જોઈ રહે..પછી) હા...પણ ભગવાન તમારી સાથે આવું કેમ કરે છે એવું તો થતું હશે ને ?

ગ્રા.જ.-૨ : ના...(માઈક એની સામે ધરે) મારા વાલીડામાં ભરોસો જ રાખવાનો હોય...

ટી.વી.રિપૉર્ટર : તોય કંઈ ફરિયાદ ?

ગ્રા.જ.-૧ : (માઈક સામે જોઈને) ફરિયાદ તો ઈ માણસો સામે હોય કે એણે આપણને જે કંઈ આલ્યું છે - જંગલો, ઝાડપાન, નદી, પહાડો એ બધું સાચવવાને બદલે માણસો ઈને ખલાસ કરવા માંડ્યા છે તે...

ગ્રા.જ.-૨ : રેતી માટે થઈને નદીઓ ખોદાય છે, પથ્થરો હાટુ પહાડો તોડાય છે, જંગલોમાં મોજશોખ માટે હોટલો ને મકાનો બનાવવાં જંગલો કપાય છે.

ગ્રા.જ.-૧ : કુદરતે આપણા ભલા હાટુ જે કંઈ આલ્યું છે એને સાચવવાને બદલે બગાડીએ - મિટાવીએ પછી ઈ રૂઠે જ ને ! ને એની રીસ - એના કોપના ભોગેય બનવું પડે.

ટી.વી.રિપૉર્ટર : તમારી વાત સાચી છે... તમે તો બધુંય જાણો છો...

ગ્રા.જ.-૧ : જાણીએ જ છીએ..પણ અમને શે'રના માણસોની જેમ બોલતાં ને ફરિયાદો કરતાં નથી આવડતું !

ટી.વી.રિપૉર્ટર : હં...

(ત્યાં બીજી બાજુથી છોકરીના રડવાનો ને બોલવાનો અવાજ.. ટી.વી. રિપૉર્ટર, કેમેરામેન તે તરફ જાય...)

છોકરી : (રડતાં રડતાં) માડી, બાપુ.. હવે નઈ રે'વાતું... ખાવું સે..કંઈક આલોને ...

ગ્રા.જ.-૧ : બેટા...થોડું ખમી ખા, હમણાં કાંક લાવી દઉં, હોં...(ટી.વી. રિપૉર્ટરને) પણ, આવું થાય ત્યારે છોકરાંને સંભાળવાનું અઘરું પડે...પણ...

ગ્રા.ના.-૧ : (વચ્ચે જ) ઘરમાં કોળિયો ખાવા જોગ નથી બચ્યું.. ને પીવાનું પાણીયે ખૂટવા માંડ્યું છે.. એટલે ભઈ, તમને પૂછતી નથી કે પાણી પીસો? આલું ?

ટી.વી.રિપૉર્ટર : (નવાઈ પામતાં) હેં? ના, ના.. માડી, એની કંઈ જરૂર નથી..

ગ્રા.જ.-૨ : તમે આવામાં આંઈ લગણ કેમ આયા ? નકામું તમારા જીવને જોખમ ?

ટી.વી.રિપૉર્ટર : અમારું કામ છે ને ફરજ પણ...તમારી પરિસ્થિતિનો અહેવાલ રાજ્ય-દેશને પહોંચે તો...

ગ્રા.જ.-૨ : એથી હું થસે ?

ટી.વી.રિપૉર્ટર : તમને મદદ કરે, તમને સહાય મોકલે..

ગ્રા.જ.-૧ : આટલાં વરહોમાં અમારા સુધી કંઈ પહોંચ્યું છે ? અને એની અમને કોઈ ફરિયાદય નથી, હોં...

ભગતબાપા : હા,...અમે તો માનીએ છીએ કે અમારા કરતાં જે વધારે તકલીફમાં હશે ને જેને વધારે જરૂર હસે ઈને બધું પહોંચતું હસે...

તે ઈમાં અમે રાજી છીએ...

ટી.વી. રિપૉર્ટર : વાહ...કેવી સરસ ભાવના છે. તમારી... જેવા તમે ભોળા ને નિર્દોષ એવા જ સુંદર તમારા વિચારો છે.

ગ્રા.જ.-૨ : ભગતબાપા કહે છે કે સૌ આપણાં ભાઈ-બહેનો જ છે...એક જ પરભુનાં બાળકો એટલે આપણને નઈ તો બીજાંને સહાય મળે તોય રાજી થાવાનું ને પરભુનો પાડ માનવાનો...

ટી.વી.રિપૉર્ટર : ધન્ય છે તમને લોકોને..પણ, તમારી ઘરવખરી તણાઈ ગઈ છે, ખાધા-પીધા વગર છોકરાં ને તમે ટળવળો છો... ચારેકોર પાણી પાણી હોવાથી રોજી-કામ-ધંધાનોય પ્રશ્ન ઊભો થશે. તોય તમને તંત્ર સામે, ઈશ્વર સામે ફરિયાદ નથી?

ભગતબાપા : ના, બાપ ના... અમે તો માનીએ કે મારો વાલીડો ખમતીધરને માથે જ સંકટ નાખે છે..એ જાણે છે કે આ લોકો બળુકા છે, ખમી ખાસે હસતાં હસતાં...

છોકરી : (રડતાં રડતાં) માડી...ખાવું સે...

ગ્રા.ના-૧ : બેટા..શું કરું ? (રિપૉર્ટરને) ખોટું ન લગાડતા, ભાઈ... પણ તમે આવું બધું પૂછવા કરવા આયા એના કરતાં કાંક ખાવાનું લાયા હોત તો ભૂખથી ટળવળતાં અમારાં બાળુડાંને ખવડાવીને છાનાં રાખી શકત...

ટી.વી.રિપૉર્ટર : (સાંભળીને આંચકો લાગે, દુઃખી થાય.. પછી યાદ આવતાં તેના થેલામાંથી બિસ્કિટનાં બે પેકેટ ને સીંગચણાની કોથળી કાઢે) તમારી વાત સાચી છે, માડી...પણ હાલ તો અમારા પૂરતું આ જે સાથે રાખ્યું હતું તે છે. લો, આપો છોડીને...



ગ્રા.ના.-૧ : ના, ના..ભાઈ, મારાથી ઈમ જ જરા આવેશમાં બોલાઈ ગયું..તમે બધું આલી દેશો તો પછી તમે?

ટી.વી.રિપૉર્ટર : અને અમારું કુટી લઈશું... હમણાં તો તમે આ લઈને રડતી તમારી છોડીને આપો...એની જે થોડી ઘણી ભૂખ શમે..લો...અચકાવ નહીં...લો... (ગ્રા.નારી સંકોચ સાથે બધું લે..રડતી છોકરી ખાવાનું જોઈ ખુશ થાય ને ઝપટ મારી લેવા જાય ત્યાં)

ગ્રા.ના.-૧ : ખમ બેટા, ખમ... તારા જેવાં આપણાં પડોશમાં બીજાં છોકરાંય ભૂખે ટળવળે છે. બધાંયે વહેંચીને ખાવાનું છે. સૌની થોડી થોડી ભૂખ મટે ને, ખરું ને, બેટા ? (ટી.વી. રિપૉર્ટર આશ્ચર્ય અને અહોભાવથી જોઈ જ રહે છે. ત્યાં બાજુના ઘરમાંથી રાડ સંભળાય...)

ગ્રા.જ.-૪ : (બહાર આવીને) વસ્તાભાઈ, ભાભી, ભેમાભાઈ, ...કહું છું કોઈ પાહેં ખાવાનું હોય તો થોડું આલશો ? આ મારી માડીનો ભૂખે જીવ જાય છે.

ગ્રા.ના.-૧ : (છોકરીની સામે જુએ, ગ્રા.જ.-૪ તરફ જુએ...) બટા, ઘરડાં માનેય આલીએ, હોં...મણાભાઈ, લો.. આ થોડું તમેય લઈ જાવ ને માડીને આલો... સૌને વેંચીએ તો થોડો થોડો ટેકો બધાંને થાય..(ભાગ પાડે...)

ટી.વી. રિપૉર્ટર : (બધાં ગ્રામજનોને વંદન કરતાં) વાહ, ગામડાંના અબૂધ- અભણ ગણાતાં તમારા લોકોથી આવી ઉચ્ચતમ ભાવનાના ટેકે જ લાગે છે કે બાકીનું સ્વાર્થી, લાલચુ, પ્રપંચી જગત ટકી રહ્યું છે..સલામ છે તમને બધાંને.. ને તમારો ઈશ્વર પરનો, કુદરત પરનો ભરોસો પણ સાચો છે..જુઓને, વરસાદેય હવે ખમૈયા કરી રહ્યો છે... (બધા આકાશ તરફ જુએ..રાહત અનુભવે, મેઘરાજાને પ્રણામ કરે..., મ્યુઝિક... પડદો...)

---

*પ્લૉટ નં. ૧૫૨૮/૨., 'વ્રજ'*
*સેક્ટર ૨-સી, ગાંધીનગર.*
*મો. ૯૪૨૬૦૮૪૬૩૬*

# 'નાસ્તિક'

*- વિનોદ સી. દવે*

પાત્રો અને પરિચય
(૧) ભક્તિ- સાધ્વી
(૨) પરિમલ - ચોર
(૩) રાઠોડ - પોલીસ ઈન્સ્પેક્ટર
(૪) પંકજ - (સાધ્વી) ભક્તિનો પતિ
(૫) યોગિની - સાધ્વીની ગુરુમા

**પ્રવેશ પહેલો**

(પડદો ખૂલે છે.... સાધારણ ગામડાંના મધ્યમવર્ગના ઘરનું દૃશ્ય - એકરૂમમાં ભગવાનના ફોટાઓ, સંતોનાં ચિત્રો તેમજ ચામુંડા માતાજીની મૂર્તિવાળો મોટો ફોટો એક બેડરૂમ રસોડાનું બારણુ તેમજ પાછળના ભાગે વરંડો- દીવાલ જેવું દૃશ્ય - ઝાડ -પાન તેમજ ભક્તિ-સાધ્વીના પતિનો મોટો ફોટો - રાતના સમયે ૨૭ વર્ષની ઉંમરની સાધ્વી-ભગવાં કપડાં પહેરી દીવો અગરબત્તી કરી પૂજા પૂરી કરી રહી હોવાનું દૃશ્ય... અંધારું જોર પકડી રહ્યું હોય અચાનક...ઘરનો દરવાજો-ખટખટાવવાનો અવાજ..., ઠક...ઠક....ઠક...

ભક્તિ : કોણ છે? માથાના કોરા વાળનો અંબોડો વાળતાં...

પરિમલ : બહેનજી...બહેનજી....હું ...હું...

ભક્તિ : હું ...કોણ ? નથી ઓળખતી તમને ? દરવાજો ખોલવાની તૈયારીમાં ... નામ બોલો...

પરિમલ : વરંડો..ઠેકીને - હાથે એક રૂમાલ બાંધેલી હાલતમાં જમ્પ મારી ઘરમાં કૂદકો મારી ઊતરતા... ધ્રુબાંગ...

ભક્તિ : (ગભરાતાં) કોણ છો તમે ? કેમ ઘરમાં આવ્યા ? રાત્રીના કોઈના ઘરમાં આમ અવાય ?

પરિમલ : બે - હાથ જોડી - પગે પડીને નમ્ર વિનંતી કરતાં. બહેન મહેરબાની કરીને મને ક્યાંક સંતાવા દો- મારી પાછળ પોલીસવાળા પડ્યા છે.

ભક્તિ : પોલીસ ? જરૂર તમે કાંઈક નવા જૂની કરી- ગુનો કર્યો હશે ?

પરિમલ : બહેનજી, તમારા પાસે જૂઠું નહીં બોલું - મેં મેં ગામના મંદિરમાંથી ભગવાનના સોનાના મુગટની ચોરી કરી છે. મારી માના ઈલાજ માટે મેં ચોરી કરી છે. પોલીસ મને શોધી રહી છે. પગે લાગું બહેનજી...થોડીવાર મને ક્યાંક સંતાવા દો. (ગભરાતાં આશ્ચર્યથી)

ભક્તિ : શું થયું છે તમારી માને ? (બારણું ખખડાવવાનો અવાજ)

પરિમલ : બીમાર છે મારી મા. મેં હોસ્પિટલમાં દાખલ કરવા તેના ઈલાજ માટે ચોરી કરી છે.

ભક્તિ : જા..રસોડામાં જલ્દી જઈ ને માળિયામાં ઘાસભર્યું છે તેની પાછળ સંતાઈ જજે માળિયાની બાજુમાં બારી છે.
(ઠક, ઠક, ઠક, (જોરથી દરવાજો ખોલો. (પોલીસવાળા આવ્યા છે...તેવો અવાજ)

ભક્તિ : બારણું ખોલતાં..

પો.ઈન્સ. : કેમ વાર લાગી દરવાજો ખોલતાં ? શું કરતાં હતાં ?

ભક્તિ : હું પૂજામાં હતી અને કામકાજ કરતી હતી.

પો.ઈન્સ. : (અંદર પ્રવેશતાં) એક ચોર ગામના મંદિરમાંથી ચોરી કરી ભાગ્યો છે.

ભક્તિ : તમે તેને આ તરફ આવતા જોયો છે ?

પો.ઈન્સ. : ના, ગામ લોકો કહે છે તે તમારા ઘર તરફ ગયો છે.

ભક્તિ : તમારે તપાસ માટે તમને મારું જ ઘર મળ્યું- મારા ઘરના દરવાજા બંધ જ હતા. તો પછી તે મારા ઘરમાં કેમ પ્રવેશ કરી શકે ? મારો દરવાજો તો તમારા આવ્યા બાદ મેં ખોલ્યો છે.

પો.ઈન્સ. : બહારના ઝાડ કે વરંડાને કૂદી તે તમારા ઘરમાં જરૂર આવી શકે. કદાચ તમે કામકાજમાં હોય તો તેની તમને ખબર નહીં હોય ? માટે, તમારા ઘરમાં તપાસ કરવી પડશે.

ભક્તિ : કરો, ખુશીથી તપાસ કરો,

પો.ઈન્સ. : ઊડતી નજરે, ઘરમાં નજર નાખી, પૂજા રૂમમાં ચક્કર લગાવી ભગવાનને હાથ જોડી બહાર આવતાં...મને ખબર છે, તમે જૂઠું નહીં બોલો, પરંતુ મારી ફરજ છે તમને પૂછવાની કે ચોર તમારા ઘરમાં આવ્યો હતો ? તમે સંન્યાસના રંગે રંગાયેલાં છો. સાધ્વી જીવન ગાળો છો - પરંતુ તમારી નામની સચ્ચાઈ ગામમાં જાણીતી છે.તમે ભક્તિ અને સત્યના માર્ગે ચાલો છો. ખોટું નહી કરો.

ભક્તિ : તમે જ મને સમજવાની કોશિશ કરો, હું શા માટે તમને ખોટી માહિતી આપું ?

પો.ઈન્સ. : સાધ્વીજી, તમને ઓળખું છું. એટલે કહું છું.

એટલું જાણી લો, બહેનજી સત્ય કોઈ દી છૂપું રહી શકતું નથી. (ઈન્સ. રાઠોડ- દરવાજાની બહાર જતાં જતાં ઘરમાં છેલ્લી નજર કરતાં...)

ભક્તિ : (ફરીથી દરવાજો બંધ કરીને અંદર આવતાં...) ચાલો, પોલીસ જતી રહી છે.

પરિમલ : નીચે - આવો, ઊતરો નીચે, હાશ ! બહેનજી, તમે આજે બે જીવોને પ્રાણદાન આપ્યું છે.. મને, માળિયામાં બીક લાગતી હતી કે પોલીસમાં તમે મને પકડાવી દેશો ! હું પંખીની જેમ ફફડતો હતો માળીયામાં.

ભક્તિ : બસ, તમે મારા કેસરિયા રંગ સંન્યાસીની કિંમત આટલી જ ગણી. તમને પકડાવા હોત તો બૂમો પાડી ગામ લોકોને જગાડી- ભેગા કરી- માર મારી- પોલીસના હવાલે કરી શકતી હતી. તો પછી માળિયામાં છુપાવા ન મોકલાવત ! ઠીક છે ચાલો, નીચે આવો મારી સામે - ખાટલામાં બેસો, મારે વાત કરવી છે.

પરિમલ : ક્ષમા કરો, બહેનજી, તમે મારી રક્ષા કરી, હાથ જોડી.

ભક્તિ : અરે, તમારા હાથમાંથી લોહી નીકળતું લાગે છે. તમને કાંઈ વાગ્યું તો નથી ને ?

પરિમલ : વરંડો ઠેકતાં, કાંચ કે - ઝાડના કાંટાની ડાળખી વાગી લાગે છે.

ભક્તિ : લાવો, હું હળદરનો લેપ લગાવી દઈશ. થોડીવારમાં રાહત થઈ જશે. હા... તો મને માંડીને વાત કરો. તમારી માને શું થઈ ગયું છે ? તમે કેમ ચોરીના રવાડે ચડ્યા છો ? તમે દેખાવે તો સારા ખાનદાનના લાગો છો ?

પરિમલ : બહેનજી. હું એક સંસ્કારી, સારા કુટુંબનો છોકરો છું. મારી માને કેન્સર થયું છે. બાજુના ગામના સરપંચના મિત્ર અને તાલુકાના મોટા ઉદ્યોગપતિ રતનલાલની પેઢીમાં હું કામ કરું છું. મારી પરિસ્થિતિ સાવ નબળી છે. સાત હજાર રૂપિયામાં હું નોકરી કરું છું. શેઠના ગુજરી જવાથી પેઢીનો વહીવટ કથળી ગયો છે. મેનેજર પાસે માની દવા કરવાના પૈસા પચાસ હજાર મેં માંગ્યા તો મને હડધૂત, અપમાનિત કરી નોકરીમાંથી કાઢી મૂકવાની ધમકી આપી, પગાર પણ સમયસર મજૂરી કરવા છતાં નથી આપતા તો હું શું કરું?

ભક્તિ : (ઠપકો - આપતાં) એટલે તમે, ગામના મંદિરેથી ભગવાનનો સોનાનો મુગટ ચોરી કર્યો છે ?

પરિમલ : આ ભગવાને આપણને પૃથ્વી ઉપર જન્મ આપ્યો છે. નાછૂટકે મારે ચોરી કરવી પડી છે.

ભક્તિ : આ મુગટના કેટલા પૈસા આવશે ? તારી માનો ઈલાજ આટલા પૈસાથી થઈ જશે ?

પરિમલ : મને ઈ, ખબર નથી, પરંતુ મને માએ જન્મ આપ્યો છે. તેને કોઈપણ ભોગે બચાવવાની કોશિશ કરીશ.

ભક્તિ : તમે ઈશ્વરમાં માનો છો ? ધર્મ જેવું કાંઈ છે ? આ સમાજ તમને શું કહેશે ?

પરિમલ : મને, એની પરવા નથી. સમાજે મારું શું ભલું કર્યું ? મેં ઈમાનદારીથી કામ કર્યું અને મને આ બદલો મળ્યો. મારી માને ભગવાને કેન્સર જેવી બીમારીની ભેટ આપી - હું તો નાસ્તિક થઈ ગયો છું. નાસ્તિક, ભરોસો ઊઠી ગયો છે બધા ઉપરથી ? લ્યો, બહેન - આ ભગવાનનો સોનાનો મુગટ- મને મારી નાખો, જેલમાં નાખો, ભલે, મારી મા બીમારીમાં મરી જાય.

ભક્તિ : (થોડાક લાગણીવશ થતાં) જો ભાઈ દરેક વ્યક્તિનું કુદરત નિર્માણ કરે છે. જો તારી મા સારી થઈ જવાની હશે તો ઈશ્વરની કૃપા હશે.

પરિમલ : તમે-ભગવો-ધારણ કર્યો છે. સેવા પૂજા કરો છો. તમને તમારા ઈશ્વર ઉપર શ્રદ્ધા છે ? તો કહો બહેનજી, આ નાની ઉંમરમાં તમારા પતિથી તમને કેમ જુદા કર્યા આ પૂજા રૂમમાં ફોટો છે તે તેમનો જ છે ને ?

ભક્તિ : કોણે કહ્યું તમને ?(આશ્ચર્ય થતાં)

પરિમલ : ખોટું ન લગાડશો, તમારા અંતરાત્માને પૂછો- વૈરાગ્ય ધારણ કરતાં બધું જ સંસારમાં છોડવું પડે ! તમે તે નથી છોડી શક્યા ?

ભક્તિ : તમે કયા આધારે મને આવું કહો છો ? હું સંસારમાં રહીને પણ સાધ્વી જેવું જીવન જીવવા માંગું છું.

પરિમલ : તમારા ગળામાં રહેલા પેલા 'મંગલસૂત્ર'ના કારણે.... તમને હજુ પણ આશા છે કે તમારા પતિ - જે આ ગામને છોડી ગયા છે. તમને છોડી ગયા છે તે જરૂર પાછા ઘરે આવશે ! ઈશ્વર ઉપર શ્રદ્ધા છે. ખરું ને ? આશા છે ?

ભક્તિ : આશા અમર છે. આપણા ઋષિ મુનિઓ અને રામાયણ-મહાભારતની વાતો ખોટી છે ? આ મોટા મોટા સંતો શહેરોમાં કથાઓ કરે છે તે ખોટું છે ?

પરિમલ : ના. માત્ર કલ્પનાઓ જ આપણે કરીએ છીએ. તમને ખબર છે. આ પૃથ્વી ઉપર સૃષ્ટિનું સર્જન

કેમ થયું ? કોણે કર્યું ? ક્યારે કર્યું ? કયા ઈશ્વરે કર્યું?

ભક્તિ : બસ - બસ બંધ કરો તમો બકવાસ. નાસ્તિક છો તમે નહી સમજો ! ૐ શાન્તિ.
(હાથના ઈશારાથી) જોરથી ચિલ્લાતાં...જાઓ. તમે બહાર નીકળી જાઓ...મારા ઘરમાંથી) નાસ્તિક છો તમે નાસ્તિક ! નહીં સમજો ભગવાનને ? લોકોની આસ્થાને.....

પરિમલ : ભગવાનનો સોનાનો મુગટ ઘરમાં રાખીને બહાર જતાં...

**પ્રવેશ બીજો**

(દરવાજો ખખડવાનો આભાસ)

ભક્તિ : ઊભા રહો, ઉતાવળ ન કરો. કદાચ-પોલીસ તમારી તલાશમાં હશે !

પરિમલ : મારા જેવા નાસ્તિક પ્રત્યે તમને હજુ દયા છે ખરી! તો પછી મને કહો ને બહેનજી આ યુવાન વયે તમારે સંન્યાસી કેમ બનવું પડ્યું ?

ભક્તિ : એક સ્ત્રી બીજી સ્ત્રીની દુશ્મન બને છે ને એટલામાં સમજી જાઓ...

પરિમલ : તો, તમારા પતિ પેલી બીજી સ્ત્રીને ત્યાં રહેવા જતા રહ્યા ?

ભક્તિ : ના, મેં જ કાઢી મૂક્યા છે ! કારણ કે તેમને દારૂની લત હતી અને તે નાસ્તિક હતો...

પરિમલ : તમે, હજુ આશા રાખી બેઠા છો કે તે હજુ પરત આવશે ?

ભક્તિ : વાર્યા ન વળે તે હાર્યા વળે ! આશા અમર છે ! તમે આ ચોરી કરેલો ભગવાનનો મુગટ વેચવા જશો તો પકડાઈ નહીં જાઓ ? વિચાર્યું છે?

પરિમલ : ના, મારો મિત્ર સોનાચાંદીનો વેપારી છે...

ભક્તિ : એમ છે ? તો, તેને જ કહોને તમારી મા માટે મદદ કરે.

પરિમલ : મારે કોઈનો અહેસાન નથી જોઈતો....

ભક્તિ : હું એક સંન્યાસી છું. તમારી માને દવાખાને કેન્સરના ઈલાજ માટે લઈ જાવ તો હું ઈશ્વરને પ્રાર્થના કરીશ- સૌનું સારું થાય. તમે ભલે નાસ્તિક છો. પરંતુ જરૂર એકવાર સાચા દિલથી પ્રભુને યાદ કરજો. કેન્સરનું ઓપરેશન સફળ થઈ જશે...!

પરિમલ : મારી મા - માટે હું તમે જે કહો તે કરવા તૈયાર છું.

ભક્તિ : મોડી રાત થઈ ગઈ છે. અંધારામાં ક્યાં જશો ? ગામમાં કોઈ જોઈ જશે તો પકડાઈ જવાશે !

પરિમલ : હા, વાત સાચી છે. મારા કારણે તમને તકલીફ પડશે.

ભક્તિ : તમે એમ કરો, ઓસરીમાં ખાટલો છે તે પાથરી સૂઈ જાઓ, વહેલી સવારે ચાલ્યા જજો...!

પરિમલ : સાચી વાત છે. મોડી રાત થઈ ગઈ છે. સૂઈ જવાની તૈયારીમાં ખાટલો પાથરે છે...
(લાઈટનું અજવાળું ધીમું થતાં...)

ભક્તિ : પોતાના રૂમમાં જાય છે. ઈશ્વરને પ્રાર્થના કરી પરિમલના ખાટલા નીચે પાણીનો ભરેલો લોટો મૂકી સૂચના આપતા. રાત્રે તરસ લાગે તો પાણી પી લેજો..(અંધારું....લાઈટ બંધ...!)

**પ્રવેશ ત્રીજો**

ભક્તિ : સવારે વહેલી ઊઠીને ચોરને જોતાં...
(પરિમલ દરવાજો ખાલી બંધ કરી ચૂપચાપ ચાલ્યો ગયો હોય છે... નાસ્તિક ખરોને ! બડબડાટ કરતા ભાગી ગયો)...

ભક્તિ : દરવાજો સહેજ ખુલ્લો હોઈ, ફરીથી બંધ કરવા જતાં... (ગુરુમાનો અવાજ)

યોગિની : અરે...અરે...ભક્તિ... તને ખબર છે. ગામના મંદિરમાં સોનાના મુગટની ચોરી કરી કોઈ લઈ ગયું છે.

ભક્તિ : તમે એટલે જલ્દી જલ્દી મને જણાવવા આવ્યા લાગો છો ? આવો. અંદર આવો...

યોગીની : (ઘરમાં પ્રવેશતા)
(ઓશરીમાં પડેલા ખાટલા ઉપર બેઠક લેતાં...)

ભક્તિ : ગામનાં મંદિરમાં પૂજારીએ મંદિર બંધ નહીં કર્યું હોય ? તાળું મારતાં ભૂલી ગયો હશે ! દરરોજ ખરેખર તો રાત્રે ભગવાનનો શણગાર ઉતારી - પેટીમાં સુરક્ષિત મૂકી દેવો જોઈએ...! કેમ ખરું ને ગુરુમા...

યોગિની : હા, ભૂલ પૂજારીની કહેવાય...
માણસ માત્ર ભૂલને પાત્ર-
આજકાલ જમાનો ખૂબ જ ખરાબ છે. માણસો માબાપ, ભાઈ-બહેન તો શું ભગવાનને પણ મૂકતા નથી ? બોલો, કોઈની સલામતી નથી.

ભક્તિ : સાચી વાત છે, નાસ્તિક થઈ ગયા છે. માણસો બધા માનવતા, માયા, મમતા, પ્રેમ, દયા કરુણા બધું જ મરી પરવાર્યું છે ! લાગણી જેવું કશું રહ્યું જ નથી !

યોગિની : કળયુગ છે હળાહળ કળયુગ શું કરવું ?....
પણ મને એક વાત નથી સમજાતી કે ચોરે ચોરી કરી તો એક જ મુગટની ચોરી કરી છે. બીજા દાગીના- ભગવાનના નહોતા ?

ભક્તિ : હેં, શું વાત કરો છો, કદાચ ચોરે જાણી જોઈને જોઈતી વસ્તુની ચોરી કરી હોય તો ? સંતોષી હશે!

યોગિની : સવાર-સવારમાં પોલીસ મારે ત્યાં તપાસ કરવા આવી હતી. મને ઈન્સ. રાઠોડે કહ્યું કે તમારા શિષ્યના ઘરેથી કોઈ ચોર ઘૂસી ગયો હોય તેવી સંકેત મળ્યા હતા ?

ભક્તિ : ના...ના...તેમને મારા ઉપર શંકા હતી. કે મેં ચોરને છુપાવ્યો છે.

યોગિની : સાચું બોલ ભક્તિ, તારી આંખો ચાડી ખાય છે. તને આખી રાત ઊંઘ નથી આવી લાગતી ? જૂઠું, બોલી રહી છો તું ? જો બેટા હું તારા મા-બાપની ઉંમરની છું. મારાથી છાનું ન રાખ - જે કાંઈ હોય તે મને વિગતે જણાવ.તારા હાથ હળદરવાળા છે. પો.ઈન્સ. રાઠોડ - સારો માણસ છે. ઈમાનદાર છે. કાંઈ ખોટું નહીં બોલતો હોય. તે અવારનવાર મંદિરે - આશ્રમમાં દર્શન કરવા આવે છે.

ભક્તિ : હા...ના...હા...ના...કરતાં...
(જેમ જેમ બોલતી ગઈ તેમ તેમ આનાકાની કરતા-ભક્તિ-રડમસ અને વ્યાકુળ -અસ્વસ્થ બની ગઈ.)

ભક્તિ : હા...એક જોરદાર ઊંચા સાદે બોલતાં...એક ચોર આવ્યો હતો. મારો ડેલો બંધ હતો. દીવાલ ઠેકી વરંડામાંથી ફળિયામાં થઈ ઘરમાં ઘૂસી આવેલો. રડતાં..રડતાં..મેં તેની આપવીતી જાણી- તેની માને કેન્સરનું ઓપરેશન કરાવવાનું હોઈ પૈસાની જરૂર હોઈ- મંદિરમાં પેલો સોનાના મુગટની ચોરી કરેલી તેવું જણાવેલ.

યોગિની : તારે, બૂમો પાડી કે પાછળ જ પોલીસ આવી હતી તેને જણાવી દેવું હતું ને ?

ભક્તિ : કદાચ- છરી-ચપ્પુથી મારી નાખે તો વિચાર આવતા હું જૂઠું બોલી હતી.

યોગિની : સાધ્વીને મૃત્યુનો ભય કેવો ? એકવાર મરવાનું તો છે ને ? જેનાં - દરેક કાર્યમાં ઈશ્વરનો સાથ હોય - ત્યાં - મૃત્યુ પણ જરૂર પાછું ઠેલાઈ જાય છે ? બેટી, શ્રદ્ધા હોવી જોઈએ.

ભક્તિ : ગુરુમા મને તેના ઉપર દયા રહેમ-આવી ગયાં, તેની મેં વિગત જાણી- તેની માને કેન્સરનું ઓપરેશન કરાવવાનું હોઈ પૈસા ન હોવાથી ચોરી કરેલ છે. રડતો હતો.

યોગિની : તેં પોલીસને પણ વાત ન કરી ? મને તો કહેવું' તું? કોણ હતો..તે ચોર- શું નામ હતું ? નોકરી-ધંધો કાંઈ ? પૂછ્યું ? તેની માનું નામ?

ભક્તિ : ના. મારે કયાં તેની સાથે સંબંધ રાખવો છે ? કે હું પૂછું ! એક પક્ષીની જેમ આવી ઊડી ગયો-

યોગિની : દીકરી, બેટા, તે એક ચોર લૂંટારાને આશરો આપીને ગુનો કર્યો છે ખબર છે તને !

ભક્તિ : હા, મેં ગુનો કર્યો છે. કારણ કે મારી મા નાનપણમાં મને મૂકી ગુજરી ગયેલી. તે પણ તેની માના કેન્સરના ઇલાજ માટે મુગટની ચોરી કરવા લલચાયો હતો. તેને કોઈએ મદદ ન કરી, તેની માનો ...કેન્સરનો ઇલાજ- કરવાનો હોઈ - મને દયા આવી ગઈ હતી. હું તેમાં લાગણીવશ થઈ ગઈ હતી ! તે નાસ્તિક હતો. નહીંતર આવી રીતે ભૂલ કરે ખરો ? માની મમતાને લીધે તેના લાગણીભર્યા પ્રેમને કારણે મને જૂઠું બોલવાનું મન થયું અને મેં પોલીસ ને કે ગામલોકોને જાણ નથી કરી. કદાચ હું તેને પકડાવી દેત તો તેની મા કેન્સરના રોગના ઇલાજ-ઓપરેશન વગર મૃત્યુ પામે તો મને પાપ લાગે !

યોગિની : વાહ, ભક્તિ- પાપ ને પુણ્યનો તકાજો તો ઈશ્વરે કરવાનો છે. આપણે નહીં. આપણે કર્મ કરવાનું છે.

ભક્તિ : આ જગ્યાએ તમારી મા બીમાર હોય અને તમારો ભાઈ ચોરી કરી આવે તો તમે શું તેને પોલીસમાં સામે ચાલી પકડાવી દેશો ? માણસ ખરાબ નથી હોતો, નાસ્તિક નથી હોતો માણસને તેના જીવન ક્રમની પરિસ્થિતિ બધું કરવા પ્રેરે છે. જન્મજાત ગુનેગાર કોઈ નથી હોતું ! સમય સારાં નરસાં કામ માણસોને કરાવડાવે છે મહેરબાની કરી - આ વાત તમે પોલીસને ના કહેતાં...કારણ કે..

યોગિની : પોલીસ તને પકડી જાશે - તેવી બીક લાગે છે ? હવે....!.

ભક્તિ : ના, મને નહીં, પરંતુ પેલા ગુનેગાર ચોરને - દવાખાનામાં તપાસ કરી કદાચ પેલા ચોરને પકડી જાશે તો તેની માનું શું ?

યોગિની : તને ક્યારથી ચોર અને તેની મા પ્રત્યે પ્રેમ-લાગણી ઉભરાઈ ગયા ? જે, જેવું કર્મ કરે તે તેવું ફળ પામે, ભગવાન શ્રીકૃષ્ણે શ્રીમદ્ ભાગવદ્ ગીતામાં કહ્યું છે

ભક્તિ : મહાભારતના યુદ્ધમાં ધર્મરાજ યુધિષ્ઠિરે 'નરો વા કુંજરો વા' કહ્યું હતું!'

યોગિની : જે હોય તે ! હવે આપણે આ માણસને શોધી - તેની માના કેન્સરના ઇલાજ માટે ગમે તે વ્યવસ્થા કરીશું- પરંતુ મુગટ પાછો મળી જાય તો સારું - નવો - બનાવતા પણ સમય લાગશે. અને પૈસાની વ્યવસ્થા કરવી પડશે !

પો.ઈન્સ. : (અચાનક...દરવાજો ખોલી ઘરમાં પ્રવેશતાં...) માફ કરજો- ફરીથી અમે પેલા ચોરની તપાસમાં આવ્યા છીએ. તમે ચોરને રાત્રે ઘરે છુપાવ્યો હતો? ભક્તિબહેન તરફ જોતાં-

ભક્તિ : તમે - બધે તપાસ તો કરી હતી. તો કેમ મને પૂછો છો ? મારો પૂજારૂમ, ઓસરી અને માળિયું પણ જોયું હતું !

પો.ઈન્સ. : કદાચ. ઉતાવળમાં ધ્યાન ન ગયું હોય - તેવું બની શકે ! બદમાશ - ચોર તો રાતના જ ભાગી ગયો હશે. પરંતુ કદાચ કોઈ નિશાની - છાપ, કાંઈ સુરાગ મૂકતો ગયો હોય તો ! અંધારામાં અમને ખબર ન પડે એટલે ફરીથી ચેક કરવા આવ્યો છું.

ભક્તિ : કરી લો, ક્યાંય સુરાગ - કે ચોરની કોઈ નિશાની મળી જાય.

પો.ઈન્સ. : બહેનજી. તમે અમોને કામ કરવા દો - હમણાં જતાં રહીશું- અમે, મારી પાસે કોઈ પુરાવો નથી. કે હું તમને પકડી શકું.

(પો.ઈન્સ. ઘરની ઝડતી લઈ ઉપર-નીચે-માળિયુ- ચેક કરી જતા રહે છે.)

ભક્તિ : (દરવાજો બંધ કરતાં...)

યોગિની : તું - ફરી પાછું જૂઠું બોલી -

ભક્તિ : ચોરને તેની માનું કેન્સરનું ઓપરેશન કરાવાનો તથા ચોરને છટકવાનો સમય મળી ગયો.

યોગિની : ભારે ચિંતા કરવાવાળી તું ચોરની માની - જાણે તારી મા હોય,? જાણે તારી માનું કેન્સરનું ઓપરેશન કેમ ન હોય ?

ભક્તિ : મેં મારી માનો પ્રેમ જોયો નથી, પરંતુ ચોરને તેની મા પ્રત્યેના પ્રેમને કારણે મારા અંતરાત્માને પીગળાવી દીધો છે.

**પ્રવેશ ચોથો**

(સવારનો સમય હોય છે. બનાવના ચાર-પાંચ દિવસ પછી)

ભક્તિ : ભગવાનના મંદિર પાસે બેસી પૂજાપાઠ કરવાની તૈયારી કરતી હોય છે. મનોમન પ્રાર્થના કરે છે કે ચોરની માનું કેન્સરનું ઓપરેશન-સફળ થાય અને તેને નવજીવન મળે....!

(અચાનક દરવાજો ખટખટાવાનો અવાજ) ઠક.. ઠક..ઠક...દરવાજો ખોલતાં જ...અચાનક (પંકજનો પ્રવેશ...)

ભક્તિ : તમે ! અત્યારે !

પંકજ : ના, પંકજ નહીં. હું આ ઘરની હરતીફરતી લાશ છું - લથડિયાં મારતાં, ભક્તિએ બાવડું પકડી- ઊભો રાખતા..ધરતીનો છેડો- ઘર કહેવાય છે. આ ઘરને હું ભૂલી ગયો હતો. ના - ના ભૂલી નહોતો ગયો. છોડીને જ ચાલ્યો ગયો હતો...! હું પંકજ થાકેલો, હારેલો, મરેલો અને જીવતી લાશ બની ચૂકેલ પંકજ આ ઘરમાં મરવા આવ્યો છું.

ભક્તિ : એવું ન બોલો, આ ...ઘર તમે જ મુકેલું..અને પેલી જેની જોડે તમે ગયેલા તે વિમળાનું શું થયું ?

પંકજ : તે - વિમળા - છે ને ડાકણ છે. મને છાનોમાનો તારી ગેરહાજરીમાં દારૂની લતે ચડાવ્યો અને તારાથી જુદો કર્યો. તેના પતિને વફાદાર ન થઈ તો મને તે ક્યાંથી થાવાની ? જો. મારા શરીરમાં નાડીઓ તૂટી છે. મારું બધું જ લૂંટી લઈ મને તેણે હડધૂત કર્યો છે. કાઢી મૂક્યો છે. મને મારી-કિડની ખરાબ થવાની શરૂઆત હતી. પેટમાં દુઃખાવો ખૂબ જ રહેતો હતો. મને બીમારીમાં ખર્ચ ન કરવો પડે તે માટે ઘરમાંથી કાઢી મૂક્યો. રસ્તે રઝળતો હતો. અચાનક કોઈ વાહનની ઝપટે ચડ્યો. પોલીસે દવાખાને ભરતી કરાવ્યો...

ભક્તિ : અત્યારે વિમળા તેના ઘરે નથી ?

પંકજ : ગામ છોડી- જતી રહી છે.

ભક્તિ : તો, દવાખાનેથી તમને અહીં કોણ લાવ્યું ?

પંકજ : દસ દિવસ દવાખાનામાં રહ્યો., કોઈ ભાઈએ પચાસહજાર જેવો ખર્ચ કર્યો. મારી કિડની ફેઈલ થતી અટકાવી છે. હું તો ભક્તિ-ભક્તિનું નામ લઈ તને યાદ કરતો હતો- તેને દયા આવી. તે તેની માના કેન્સરના ઈલાજ માટે આવેલો.

ભક્તિ : દવાખાનામાં તે ભાઈની મા મૃત્યુ પામેલી ?

પંકજ : ના- તેને દવાથી ફેર પડી ગયો - ઓપરેશન કરાવવાની જરૂર નથી- તેની માના ઓપરેશનના પૈસા મારી બીમારીના ઈલાજમાં ખર્ચી નાંખ્યા. મને એટલું પુછેલું કે ભક્તિ કોણ છે. મેં કહ્યું મારી ઘરવાળી છે. મારો પલંગ બાજુમાં જ હતો દવાખાનામાં. સારો માણસ છે તે.

ભક્તિ : દારૂ પીવાનું હજુ ચાલુ જ છે કે બંધ કર્યું ?

પંકજ : ના, જ્યારથી ખબર પડી કે લીવર નબળું પડી રહ્યું છે ત્યારથી મૂકી દીધો છે. અશક્તિ-નબળાઈ કમજોરીને કારણે સાવ જીવતી લાશ બની ગયો છું. મારે હવે આ જ ઘરમાં મરવું છે. જેટલું જીવાય તેટલું જીવવું છે. મને સ્વીકારીશ ?

ભક્તિ : તમે ઘરે કેવી રીતે આવ્યા ?

પંકજ : પેલા- ભાઈ-દવાખાનેથી મને લઈ આવ્યા છે જે બહાર જ ઊભા છે.

ભક્તિ : લઈ આવો ઘરમાં જરા જોઉં તો કોણ ફરિસ્તો છે. મારા પંકજની બીમારીનો ઇલાજ કરાવવા વાળો.

પંકજ : તું લઈ આવ- ઘરમાં આવતાં શરમાય છે.

ભક્તિ : દરવાજો ખોલી બહાર જોતાં જ ! તેની આંખો ચમકી, તમે ! ફરી પાછા ? પેલા 'મુગટ ચોર' નાસ્તિક.

પંકજ : તું ઓળખે છે ? આ ભાઈને ?

ભક્તિ : હા-નાસ્તિક છે. ગામના મંદિરમાંથી ભગવાનનો મુગટ ચોરી ગયા છે.

પંકજ : ના, પરિમલભાઈ નામ છે.
(અચાનક પો.ઈન્સ.નો ઘરમાં પ્રવેશ)

પો.ઈન્સ. : નમસ્તે, બહેનજી-

ભક્તિ : નમસ્તે.

પો.ઈન્સ. : આ ભાઈ મુગટ ચોર છે. જેને પોલીસ શોધતી હતી તે?

ભક્તિ : મને ખબર નથી ?

પો.ઈન્સ. : આ ભાઈ કોણ છે ?

ભક્તિ : મારા પતિ પંકજ છે.
(પરિમલને પૂછતાં) તમે કોણ છો ?
હું પરિમલભાઈ - પંકજભાઈને દવાખાનેથી ઘરે મૂકવા આવ્યો છું. અને હા - સાહેબ - હું 'મુગટચોર' પરિમલભાઈ પોતે ! મુગટ વેચનાર !

પો.ઈન્સ. : તમે પૈસાનું શું કર્યું -

પરિમલ : મારી માના કેન્સરના ઇલાજ માટે રાખ્યા હતા. પરંતુ ઈશ્વરકૃપાથી વગર ઓપરેશને સારું થઈ ગયું-

પંકજ : સાહેબ, આ યુવકે મારી જિંદગી બચાવી છે. મારી કિડની ફેઈલ થવાની હતી, પરંતુ પૈસા ખર્ચી એક અજાણ્યા માણસની જિંદગી બચાવી છે.

ભક્તિ : મુગટના પૈસા અમે ભેગા કરી નવો બનાવી આપીશું અને મંદિરમાં મુકાવી દઈશું. પંકજનો પરિચય આપતાં-

પો.ઈન્સ. : (પંકજને પૂછતાં) તમે દારૂ પીવો છો ?

પંકજ : ના- છોડી દીધો છે પહેલાં પીતો હતો. મારી પ્રેમિકાએ દગો દીધો છે.

ભક્તિ : સાહેબ, આ સજ્જન છે. આ ભાઈ 'ચોર'નથી તેની ધરપકડ ન કરો.

પોલીસ. : ગુનો કર્યો હોય તેને પકડવો પડે -સજા આપવાનું કામ કોર્ટનું છે.

પરિમલ : કોઈ વાંધો નહીં સાહેબ ચાલો. પરંતુ મારી માનું શું થશે ?

ભક્તિ : તમે ચિંતા ન કરો મને તમારા ઘરનું સરનામું આપો. તમારી માને હું સંભાળીશ.

પરિમલ : (કાગળમાં સરનામું લખી ભક્તિને આપતાં)
(પો.ઈન્સ. પરિમલને લઈને જતાં...)

ભક્તિ : તમારા માટે કાંઈ ચા-પાણી બનાવું- કે દવા લેવાની છે ?

પંકજ : કાંઈ નહી. મને શાંતિથી સૂવા દે. ઊંઘ નથી થઈ- કેટલાય દિવસોથી- અને હા ભક્તિ - મને માફ કરી દે જે. તને સમજ્યા વગર હું ઉતાવળે ઘર-છોડી ચાલ્યો ગયો છું- તારા ઉપર વિશ્વાસ ન રાખ્યો.

ભક્તિ : તમારા કરતાં પેલો 'નાસ્તિક' સારો મારી વાત માની ભગવાન ઉપર ભરોસો કર્યો અને સૌ સારાવાનાં થયાં. હું હવે સંન્યાસી છું. મારી સાથે તમે એક સંન્યાસી મિત્ર તરીકે રહી શકશો. બોલો છે મંજૂર ?

પંકજ : તને હું સમજી ન શક્યો ભક્તિ ! મારી બુદ્ધિ અવળે રસ્તે ચડી ગઈ હું - વિમળાની જાળમાં ફસાયો ! ધોબીના કૂતરા જેવી મારી હાલત થઈ છે ! ન ઘર કે ન ઘાટનો !

ભક્તિ : માણસ પોતે જ પોતાનો ભાગ્યવિધાતા છે. ભગવાનને દોષ દેવો નકામો છે. જે જેવું કરે, ઈશ્વર તેવું તેને ફળ આપે છે.

પંકજ : ભક્તિ, મારું માન, ચાલ પેલા ભાઈની માને આપણે ઘરે લઈ આવીએ. જેના બે - મીઠા શબ્દોથી મારી દારૂની લત છૂટી ગઈ - મા તે મા તેના હૃદયમાં પણ પુત્ર પ્રત્યે પ્રેમની લાગણીનો ધોધ સદાય નિર્મળ વહેતો હોય છે !

ભક્તિ : તેની માને ખબર છે તેનો છોકરો 'ચોર' છે !

પંકજ : ના, કોર્ટમાં જામીન ઉપર છૂટી જશે, આપણે તેની મદદ કરીશું. તેણે આપણી મદદ કરી છે !

ભક્તિ : હા , સાચી વાત છે. આ તો કર ભલા તો હોગા ભલા- ભગવાનનો પાડ માનતા હાથ જોડી ઈશ્વરને પ્રાર્થના કરે છે. (છણકો કરતાં) તમારા કરતાં તો નાસ્તિક સારા !
(ધીરે ધીરે લાઈટ બંધ...)
અજવાળું- પડદો બંધ થાય છે.
(નરસિંહ મહેતાના ભજનની ધીમે ધીમે ધૂન વાગે છે. વૈષ્ણવ જન તો તેને કહીએ, પીડ પરાઈ જાણે રે....)

---

*'ગાયત્રીકૃપા' પ્લોટ નં. ૧૩૨/૪,*
*વોર્ડ ૪/એ, આદીપુર (કચ્છ)-૩૭૦૨૦૫*
*મો. ૯૯૨૪૭૭૨૩૪૮*

# ઓટલો ને રોટલો આપે, સૂરત !

*- રવીન્દ્ર પારેખ*

(એક લાઈટ એન્ડ સાઉન્ડ સ્ક્રિપ્ટ)

(તાપી માતાની આરતી સમૂહ સ્વરોમાં ઝળહળાટ વચ્ચે ગવાતી હોય તે પૂરી થતાં)

સૂત્રધાર-૧ : તાપી માતકી જય! (શ્લોક બોલે)

સૂત્રધાર-૨ : અઈલા, આરતી થઈ. તે પરહાદ બરહાદ આલહે કે'ની?

સૂત્રધાર-૧ : પ્રસાદમાં તો 'સૂરત સોનાની મૂરત'ની થાળી લાવ્યો છું. લે, એમાંથી લઈ લે !

સૂત્રધાર-૨ : અઈલા, આ હૂરત ઓળખાતું કા'રથી થયું ?

સૂ.૧ : તને પ્રસાદની વાત કરી તો, તું તો આખી થાળી માંગવા બેઠો. ચાલ થોડું કહું- સાચું તો એ છે કે પંદરમી સદી સુધી સૂરતની કોઈ વાત જ નથી મળતી, પણ 'કાન્હડે પ્રબંધ'માં પહેલીવાર વાર 'સુરત'નો ઉલ્લેખ મળે છે.

સૂ.૨ : એની માને... આ તાપી કાંઠે આવેલું હૂરત તે આજ કે ?

સૂ.૧ : હા, એજ !

સૂ.૨ : અઈલા, તે હુરત હુધી તાપીને કોઈ લાઈવું ?

સૂ.૧ : હું નથી લાવ્યો એટલી ખબર છે....(હસે) એ ખરું કે તાપી હતી તો સુરત થયું. તાપી સૂર્યની પુત્રી છે.

સૂ.૨ : આ હુરત હો હુરજ પરથી જ થઈલું ઓહે, જો !

સૂ.૧ : સૂરપુત્રી પરથી સુરતી થયું. (ગાય) ગંગાસિંધુસરસ્વતીચ યમુના...તને ખબર છે ભારતની તમામ નદીઓના શ્લોકમાં ...

સૂ.૨ : તાપીનું તો નામ જ ની મળે. હું કૂઈટા કરતો છે કા'રનો, ગંગાસિંધુ....

સૂ.૧ : ભાઈ, શ્લોકમાં મહિનતનયા છે. એટલે કે સૂર્યના શરીરમાંથી ઉત્પન્ન થયેલી. તે તાપી હવે એને બદલે તું મહેન્દ્ર તનયા બોલે તો તાપી સુકાઈ જ જાયને !(હસે)

સૂ.૨ : લોકો હો મારા હાળા ખરા, તાપીનું નામ જ ખાઈ જાય...પછી થાય હું ? પણ તું પેલું ફાઈન બોઈલો..પેલું હું ? મહિન..

સૂ.૧ : મહિન તનયા...એવા તો તાપીના ૨૨ નામો છે.

સૂ.૨ : બાવી નામ ? હું ફેંકતો ઓહે..(હસે) અઈલા,બેચાર તો બોલ...

સૂ.૧ : સાંભળ, સૂર્યદેહા, તપતી, સત્યા, કપિલા, તિગ્મા, અમૃતસ્યંદિની...

સૂ.૨ : અઈલા, કંઈ હમજ પડે એવું બોલની ! આવાં નામ તો તાપી હો ભૂલી જાય.

સૂ.૧ : ભાઈ, તાપી જ નહીં, સૂર્યનો આખો પરિવાર અહીં છે.

સૂ.૨ : એ વખતે ફેમિલી પ્લાનિંગ જેવું ની ઓય તો બીજું થાય બી હું ?

સૂ.૧ : રાંદેરને જાણે કે ?

સૂ.૨ : અ'વે એટલું હો ની જાણું કે ? રાંદેર એઠલે રાંદેર, બીજું હું ?

સૂ.૧ : રાંદેર, રન્નાદે પરથી થયું. રન્નાદે (ગાય : ખોળાનો ખૂંદનાર દે ને રન્નાદે...)ને આ અશ્વનિકુમાર...

સૂ.૨ : ભાઈ, તને ઉતાવળ ઓય તો ઊં મૂકી આઉં, મારે નથી જવું.

સૂ.૧ : અશ્વનિકુમાર, એ તો સૂર્યોપુત્રો અને દેવોના વૈદ્ય, શનિ પણ સૂર્યપુત્ર. સૂર્યને બે દીકરીઓ- સંધ્યા. તે આજનું સાંધિયેર અને બીજી દીકરી તે ઉષા. તે આજનું ઓખા, બંદર...

સૂ.૨ : કા'થી કાયઢા કરતો છે બધું ? અશ્વનિકુમાર જો વૈદ ઓય તો ઈલાજ તો તાં' જ પૂરો થઈ જાય. પછી તો ધૂમાડો થાય. અ'વે જો જનગણમન તાં'જ ગવાઈ જાય, મતલબ કે માણહનો વાવટો તાં'જ ફરકી જાય, તાં'વૈંદ હું કરે ? તે ઉં એમ પૂછું કે અહીં બઉ વાવટા ફરકતા ઉ'તા તે હાચું કે ?

સૂ.૧ : સો ટકા સાચું. એક બે નહીં, પૂરા ૮૪ બંદરના વાવટા તાપી કાંઠે ફરકતા હતા.

સૂ.૨ : એટલું મોટું બંદર ઉ'તું કે હૂરત ?

સૂ.૧ : હા, સૂરત ૧૫મી સદીના ઉત્તરાર્ધમાં વિકસતું થયું અને જુદી જુદી કોમની અહીં વસતી થવા લાગી..ખંભાત, ભરૂચ, ગાંધાર, રાંદેર ને ઠેકઠેકાણેથી વેપારીઓ, કારીગરો, નાણાવટીઓ અહીં આવીને વસ્યા.

સૂ.૨ : મને તો એવું લાગે છે કે રાંદેર તો હાળું હાવ પડદા પાછળ જ ધકેલાઈ ગિયું.

સૂ.૧ : વાત તો સાચી. ૧૪૬૨માં દિગંબર જૈનોની ‘ભટ્ટારક ગાદી’, રાંદેરથી સૂરત ખસેડાઈ ને પછી તો આખી દુનિયાનો ડોળો સૂરત પર જ ઠર્યો.

સૂ.૨ : ઠરે જ કે’ની ! માન કે ની માન પણ તાપીના પાણીમાં જ એવું છે કે જે હો અહીં આવે તે અંઈનો જ થઈ જાય. આ જરીવાળા ને ઈ’રાવાળા ને માર્કેટિયા ને એવા તો કેવા કેવા હાળા અંઈ ફીટ થઈ ગિયા.

સૂ.૧ : હા, શાસ્ત્રોમાં જણાવ્યા મુજબ એક હજાર યુગે એક કલ્પ થાય છે. તાપીના પ્રાગટયને ૨૧ કલ્પ પૂરા થયા હોય તો એનો અર્થ એ કે તે ગંગા, નર્મદા, સરયુ કરતાં પણ પુરાણી નદી છે. પછી હવાપાણીનો ફેર ના પડે ? ખરું તો એ છે કે અહીંની હવામાં જ લહેરીપણું છે...

સૂ.૨ : વેપાર, તે’વાર ને વે’વાર બધું જ અહીં મળે એટલે જ તો..

સૂ.૧ : મલેક ગોપી અહીં આવ્યો ને સાથે જ ૧૪૮૫ની આસપાસ સંત નિર્વાણ પણ સૂરત આવીને વસ્યા.(એક ચીસ સાથે મલેક ગોપી ફાંસીએ ચડેલો દેખાય. ભયંકર સંગીત)

સૂ.૨ : અઈલા, આ હું ? આમ ઓચિંતુ કોઈને બતાવહે ને તો હાર્ટ ફેલ થઈ જહે. કંઈ હમજે કે’ની ?

સૂ.૧ : એ તો મલેક ગોપીને ફાંસી દેવાયેલી...તે-

સૂ.૨ : પણ મલેત તો હારો માણહ ઉ’તોને !

સૂ.૧ : પણ, બીજા માટે ખરાબ હોય ને !

સૂ.૨ : અઈલા, તું હીધું કે’દાડે બોલહે ?

સૂ.૧ : (હસતાં) સાંભળ, એવું કહેવાય છે કે સૂરત ગોપીએ વસાવ્યું. એવું પણ છે કે ગોપીના સાતમી પેઢીના પૂર્વજ રામમંત્રીએ સૂરત વસાવ્યું. એ જે હોય તે, પણ પંદરમી સદીની છેલ્લી પચીસીમાં, સૂરતના વિકાસમાં ગોપીનો પ્રભાવ સ્વીકારવો જ પડે.

સૂ.૨ : એ તો કંઈ પાવાગઢ, ચાંપાનેરમાં હો ઉં’ તો કે’ની !

સૂ.૧ : હા, ૧૪૮૨માં પાવાગઢનું પતન થયું તેના બે વર્ષ પહેલાંથી ગોપીનું મહત્ત્વ વધવા માંડેલું.

સૂ.૨ : અઈલા, તું વાત જ કઈરા કરહે કે કંઈ બતાવહે હો ? (પ્રકાશ આયોજન બદલાય)

સૂ.૧ : આ આવ્યો ગોપી, (ગોપીનો પ્રવેશ. તે સાથે જ ચીસાચીસ, ભાગદોડનાં દશ્યો. ભૂખ ભૂખના અવાજો)

ગોપી : ૧૪૮૨માં ભયંકર દુકાળ પડ્યો. અનાજ, પાણીની ભયંકર તંગી વચ્ચે મહમૂદ બેગડાના હાકેમે ચાંપાનેર પર અનાજ માટે હલ્લો કર્યો. (ઘોડાઓની હણહણાટી. દોડવાના અવાજ) પણ પતાઈ રાવળ જયસિંહે વડોદરાના એ હાકેમને હરાવ્યો. એ વખતે મેં સૂરતમાં મોટાં કામ ઉપાડ્યાં. (અનાજની ગૂણો ઊંચકીને અવરજવર થતી દેખાય) અનાજપાણી પ્રજાને પૂરાં પાડ્યાં. ગોપી તળાવનું નિર્માણ થયું. (જૂના ગોપીતળાવનું બાંધકામ થતું હોય તેવું દશ્ય સંગીત)

સૂ.૨ : આ ગોપીપરું હો ગોપીએ જ બંધાવેલુંને ?

સૂ.૧ : હા, ગોપીની કીર્તિ સુલતાન મહમૂદ પહેલાના દરબાર સુધી પહોંચી હતી. પહેલાં એ નાઝીમ તરીકે ઓળખાતો હતો. પણ બેગડાએ એને વજીર બનાવ્યો. (તેવું દશ્ય) ગોપીનાથ મલેક ગોપી થયો.

ગોપી : ચાંપાનેરમાં ને અમદાવાદમાં મારી અને મલિક સારંગની એક ગાંઠ હતી. હું બ્રાહ્મણ ને મલિક રાજપૂત (દોડતાં લશ્કરનાં દશ્યો. અવાજો) પણ સુલતાન મહમૂદના લશ્કરમાં સારંગ કેદ પકડાયો. (કેદ પકડવાનું દશ્ય)ને તેને ધર્મ પરિવર્તનની ફરજ પડાઈ.

સૂ.૧ : જો કે બંનેએ સલ્તનતની નિષ્ઠાથી સેવા કરી.

સૂ.૨ : હા, પણ બેગડા પછી મુઝફ્ફરે હો હારું રાજ કઈરું.

સૂ.૧ : પણ સુલતાનના અમીરો પર તેની સારી અસર ન પડી. અમીરો વચ્ચેનો આ વિખવાદ, અકબરને ગુજરાત જીતવામાં મદદરૂપ થઈ પડ્યો.

સૂ.૨ : એમાં ગોપીને ગોપીતળાવ હુકાય ની તો બીજું થાય હો હું ?

ગોપી : એક સમય હતો જ્યારે દબદબાભેર ઉજવણીઓ થતી. (ઉત્સવનું સંગીત, નૃત્ય) ઉજવણી માટે પ્રસંગોની ખોટ તો હતી જ ક્યારે ? (ગુલાબની પાંખડીઓ ઊડે, છાબડીઓ લઈને અવરજવર થતી દેખાય) આખા ગામનાં ગુલાબ મારે આંગણે મઘમઘતાં. (નૃત્ય ચાલુ હોય એ દરમિયાન અહમદખાન વેશપલટો

કરીને પ્રવેશે. તીવ્ર સંગીત. અહમદખાન નૃત્યાંગનાનો હાથ પકડે. પકડાય. તેને ગોપી સામે રજૂ કરવામાં આવે) કોણ છે તું ?

અહમદખાન : સુલતાન કા રિશ્તેદાર હું.

ગોપી : તો છુપાઈને કેમ આવ્યો ?

અહમદખાન : ઈસ રૂપકી રાનીકો દેખને આયા થા. (ભાગવા જાય ત્યાં તેને તલવારનો ઘા પડે)

ગોપી : અરે, અરે! શું કરો છો આ ? સુલતાનનો સગો છે ને અહીં મરશે તો સુલતાન મને છોડશે ?

(એક ચીસ. ગોપી લટકતો દેખાય. સંગીત)

સૂ.૨ : બિચારો ગોપી, વગર ફોગટનો જ મરી ગિયો.

સૂ.૧ : પણ ગોપીતળાવ ને ગોપીપરાને કારણે એ આજેય અમર છે. ગુજરાતનો તો દાનવીર કર્ણ જ હતો.

સૂ.૨ : તે ગોપીતળાવમાં કંઈ અ'તું કે એમ જ લાઈખા કરતો છે ?

સૂ.૧ : (હસતાં) એવું નથી. (તળાવનું દશ્ય) બંદૂકમાંથી ગોળી છૂટે ને એ જેટલે પહોંચે, એટલા વ્યાસનું ગોપીતળાવ હતું.

સૂ.૨ : હું વાત કરે છે ?

સૂ.૧ : તેને ૧૬ ખૂણાઓ હતા. તેની દરેક બાજુ સો ડગલાં ભરો એટલી લાંબી હતી.

સૂ.૨ : બેનના ભજિયે, આ હાળું ખરું.

સૂ.૧ : પાણી સુધી જવાનાં પગથિયાં હતાં ને તળિયામાં ફરસ હતી. તળાવની વચ્ચે ટાપુ હતો ને તેના પર હતું ૨૫ ફૂટનું પથ્થરનું જળમંદિર ! (દશ્ય સંગીત)

સૂ.૨ : અઈલા એવું હો કે'ય છે કે તળાવનું પાણી મોટી ખાંસી મટાડી દેતું અ'તું.

સૂ.૧ : એવું કહેવાય છે ખરું. પહેલાં તો આખા નગરને એનું જ પાણી પહોંચતું હતું. એવું પણ કહેવાય છે કે એનો ઘેરાવો ૧ માઈલનો હતો.

સૂ.૨ : એની માને-તળાવ ભરી દેય તો અંદર વ્હાણ હો ફરી હકે, જો ! ભલું થજો હુરત કોર્પોરેશનનું કે એણે તળાવનો ઉદ્ધાર કઈરો તો લોકો એ ગમી જતાં થિયાં. બાકી, ચલિયાં ઊડતાં'તા..(ગોપી તળાવનું પાણી સંગીત તેના પર સુપર ઈમ્પોઝ થતું તાપીનું પાણી. પાણીમાં દેખાતો કિલ્લો.) તેં ઉં એમ કે'ઉં કે આ પોર્ચુગીઝો ગોપીના વખતમાં જ આવેલાને ?

સૂ.૧ : એ લોકોએ તો ગુજરાતનો વેપાર હસ્તગત કરવા જ માંડ્યો હતો. તેમણે ૧૫૧૨માં સૂરત લૂંટ્યું. જો કે તે પછી સૂરત તો લૂંટાતું જ રહ્યું છે. (પાણીમાંથી ઊઠતા દરિયાઈ કાફલાનાં દશ્યો. તોપમારાના અવાજો. ચિચિયારીઓ, ઘાયલ થતાં ને મરતાં સૈનિકો)

કિલ્લો : હું કિલ્લો, સૂરતનો. (કિલ્લાનું બાંધકામ. સંગીત) મારાં જન્મ પહેલાં તાપી તરફથી આક્રમણ થયાં જ કરતાં હતાં. (સ્ટેજ પર કિલ્લો ઓઢીને પાત્ર પ્રવેશે) મારા જન્મ માટે ખ્વાજા સફર જિમ્મેદાર હતો. તે રોમન કેથોલિક હતો ને કેરોનો એક સુલતાન હતો. તેનો સુલેમાન પાશા કરીને એક નૌસેનાપતિ હતો. તેણે સફરને દરિયામાં જ ઝડપી લીધો. (સ્ટેજ પર સફર બંદી બનીને પ્રવેશે)ને મિસરના દરબારમાં તેને પેશ કરાયો.

સુલતાન : કહીએ જનાબ, આપકે સાથ ક્યા સલૂક કિયા જાયે ?

સફર : લીવ મી, પ્લીઝ, લીવ મી? આઈ ડોન્ટ વોન્ટ ટુ...

સુલતાન : છોડ દૂં ? ના કૌન બોલ રહા હૈ ? પર...ઈસ સે પહેલે..(હસે) આપ જૈસે હોનહાર ઈન્સાન કો હમારે મજહબમેં લાના હૈ, મેરી આપસે ઈલતિજા હૈ કિ...(જાય)

કિલ્લો : એ દિવસથી સફરે ઈસ્લામ ધર્મ અપનાવ્યો. (સફરને) આઈએ સફર સાહબ, બાદમે ક્યા હુઆ?

સફર : હોના ક્યા થા ? ૧૫૩૩મેં બહાદુરશાહ દીવ પહુંચે, મૈને તો વફાદારી નિભાઈ, પર ('બચાવ, બચાવ'ના અવાજો) દીવ સે આતે વક્ત પોર્ચુગીઝોએ સુલતાનને પાણીમાં ડુબાડી દીધા. (દશ્ય) મય ભી માર જાતા, પર કિસી તરહ બચ નિકલા...પર જંગ તો હોની હી થી. (યુદ્ધનું દશ્ય) ટર્કીના બાદશાહ સુલેમાને ગુજરાતના દરિયા પરથી પોર્ચુગીઝોને બહાર કાઢવા પાશાને તોપો સાથે દીવ મોકલ્યો, તો મેં પણ બહાદુરશાહના ઉત્તરાધિકારી મહમૂદ ત્રીજા આગળ દીવ પર આક્રમણની વાત કરી. સુલતાન ખુશ હુએ...(અવાજ) ખ્વાજા સફર હમ આપકી વફાદારીસે ખુશ હુએ..આજ સે

આપ ખુદાવંદખાન કે નામસે જાને જાયેંગે.

સફર : (અદબથી) એ નાચીઝ આપકા શુક્રગુઝાર રહેગા.

કિલ્લો : એ પછી તમારી સૂરતની કારકિર્દી શરૂ થઈ...

સફર : સહી ફરમાયા. બાત ઐસી થી કિ કિસી ભી સૂરતમેં સૂરત કો ફિરંગીઓ સે બચાના થા.. સુલતાનને લશ્કર તો કાફી રખા થા..પર વો ઈન્તજામ પુખ્તા નહી થા. પોર્ટુગીઝ હમલે કરતે હી રહતે થે. યે બાત સુલતાન કે કાનો તક પહુંચી.

સુલતાન : આપકે હોતે હુએ કોઈ સૂરત કો બદસૂરત કૈસે કર સકતા હૈ ?

ખુદાવંદખાન/સફર: હજૂર, આપ તો જાનતે હૈ કિ હમારા લશ્કર છોટા હૈ...

સુલતાન : ઠીક હૈ, મૈ ખઝાના સૂરજ ભેજતા હૂં..ઈસકા ઈસ્તેમાલ કરકે આપ એક બડા સા કિલા બનવાયે.

ખુદાવંદખાન : જો હૂકુમ. સરકાર. મૈં જલ્દ સે જલ્દ કિલા ખડા કરને કી કોશિશ કરતા હૂં. (બાંધકામ)

કિલ્લો : બે ત્રણ જગ્યાઓ જોયા પછી ખાને નદીને કિનારે જ કિલ્લો બનાવવાનું ઠરાવ્યું. (જાય)

ખુદાવંદખાન : દેખિયે જનાબ, આપ ખર્ચે કી પરવા ન કરેં. મુઝે ઐસા કિલા ચાહીએ જો ફિરંગીઓકો કિસી ભી હાલતમેં યહાં તક આને ન દે.

શિલ્પી : આપ, એની ચિંતા ન કરો. જમીન તરફની બે બાજુ પર ૬૦ ફૂટની ખાઈઓ ખોદાવી છે.

ખુદાવંદખાન : પર ઈસ કા પાની જાયેગા કહાં ?

શિલ્પી : આ ખાઈઓને નદી સાથે જોડી છે.

ખુદાવંદખાન : દીવારો કે બારે મેં ક્યા સોચા હૈ?

શિલ્પી : કિલ્લાની દીવાલ ૪૫ ફૂટ પહોળી અને ૬૦ ફૂટ ઊંચી છે. (કિલ્લામાં ફરતાં)

ખુદાવંદખાન : ઔર ક્યા ક્યા ઈન્તજામાત કિયે હૈ ?

શિલ્પી : માલિક, પાસપાસેના પથ્થરોને લોખંડની પકડથી સજ્જડ કર્યા છે અને તેની સાંધમાં સીસું પૂર્યું છે.

ખુદાવંદખાન : બહુત બઢિયા...અબ ક્યા ચલ રહા હૈ?

શિલ્પી : ગઢના દરેક બુરજ પર પોર્ટુગીઝ બાંધણીની ચૌખંડી બની રહી છે. (દૃશ્ય)

ખુદાવંદખાન : વો તો કરની હી હૈ..(હસતાં) એક મઝે કી બાત બતાઉં? એ પોર્ચુગીઝ મેરે પાસ આયે થે.

શિલ્પી : (આશ્ચર્યથી) અચ્છા?

ખુદાવંદખાન : બડી રિશ્વત દે રહે થે...

શિલ્પી : કિસ લિયે ?

ખુદાવંદખાન : ઉનકા કહના થા કી ચૌખંડી ના બનાઈ જાયે...પર મૈને મના કર દિયા...

શિલ્પી : (જોશથી) અબ તો યહ ચૌખંડી બનકે રહેગી..

ખુદાવંદખાન : જીતની જલદી હો સકે, કામ પૂરા કરો. મૈને ચૌખંડી પર ચઢાને કે લિયે તોપે ભી સુરત મંગવાઈ હૈ...ફિર દેખતા હૂં કૌન હમલા કરતા હૈં?

કિલ્લો : વાત તો સાચી...પોર્ટુગીઝોનું જોર સૂરત પર તો બહુ ચાલ્યું નહીં..પણ ખુદાવંદખાને તો દીવમાંથી પણ પોર્ટુગીઝોને ભગાડવા હતા. જોકે, બન્યું જુદું જ ! (બંદૂકમાંથી ગોળી છૂટી)

ખુદાવંદખાન : (ઢળી પડતાં) યા અલ્લાહ ! અય મેરે માલિક...(કરુણ સંગીત)

કિલ્લો : ને એમ મારા માલિક ૧૫૪૬માં જન્નત નશીન થયા. જો કે, મારે હજી ઘણું જોવાનું હતું. ૧૫૪૦-૪૧માં મારું બંધાવું પૂરું થયું.

સૂ.૧ : તે પછી તો ઘણા ચડાવ ઉતાર આવ્યા.

સૂ.૨ : પણ ખુદાવંદખાન બીજોની પાઈકો તે ની જ પાઈકો.

સૂ.૧ : છેક એવું પણ નથી. ખુદાવંદના બીજા દીકરા રજબને પણ ખુદાવંદખાનનો ઈલ્કાબ મળેલો. પણ તે પ્રજાને ખૂબ કનડતો હતો એટલે તેને ઠેકાણે કરવા ઈમાદુલ્મુલ્ક લશ્કર લઈને ભરૂચથી સુરત ધસી આવ્યો. તેને રજબના માણસોએ દગાથી માર્યો.

સૂ.૨ : એટલે પછી તેનો પોઈરો આઈવો ઓહે. આવે જ !

સૂ.૧ : (હસતાં) હા, ચંગીઝખાન ! પણ તે બહુ ફાવ્યો નહીં.

સૂ.૨ : તેણે કોઈ સિક્કો હો બા'ર પાડેલો, ખરું કે'ની ?

સૂ.૧ : મહમૂદી સિક્કો ખરેખર તો મહમૂદ બેગડાએ બહાર પાડેલો...(સિક્કો, ક્લોઝપમાં) પણ અહીંના લોકો ચંગીઝખાનના નામથી જ વ્યવહાર કરતા.

સૂ.૨ : અઈલા અંઈ અકબર હો આવેલોને ?

સૂ.૧ : હા. ચંગીઝખાનનું ખૂન થયું. પછી બાબરના સગપણના જોર પર મિરઝાઓએ બહુ ત્રાસ કર્યો. એમને સીધા કરવા ઈતિમાદખાને

અકબરને ઈજન આપ્યું. અકબર જાંબાઝ સરદારો સાથે ચડી આવ્યો (ચડાઈનું દૃશ્ય) ને તેણે પાટણ, અમદાવાદ તથા ખંભાત લોહી રેડ્યા વગર જ કબજે કર્યાં, પણ સુરત ? મિરઝાઓ માટે એકદમ સુરક્ષિત સ્થાન હતું.

સૂ.૨ : તે વખતે કિલ્લાનો વડો કોણ ઉ'તો?

સૂ.૧ : હમજબાન. અકબરે તેની તપાસ કરવા ટોડરમલને મોકલ્યો ને ૧૧ જાન્યુઆરી, ૧૫૭૩ને રોજ ખુદ અકબર જ સૂરત આવી પહોંચ્યો. ને પછી તો બરાબરની જામી. (તોપમારાનું દૃશ્ય)

અકબર : કિલે મેં સે કોઈ ભી બાહર ન આને પાયે ઔર ન હી કોઈ ચીઝ બહાર સે અંદર જાની ચાહીએ.

સેનાપતિ : જી, હજૂર !

અકબર : ઔર અપના ડેરા ગોપીતાલાબ કે પાસ ડાલો.

સેનાપતિ : આપ ફિક ના કરે, બાદશાહ સલામત ! કિસી ભી સૂરત મેં તોપ કે ગોલે તાલાબ તક નહીં પહુંચેંગે.

અકબર : એ હમજબાન અબતક કિલે મેં મહફૂઝ કૈસે હૈ ?

સેનાપતિ : સચ તો યહ હૈ, હુજૂર, હમજબાનને પોર્ચુગીઝો સે મદદ લી થી. ઔર ખુદ વાઈસરોય કાફિલે કે સાથ ઉનકી મદદ મેં આયા થા.

અકબર : ઔર અબ વો હમારા દોસ્ત હોનેકા નાટક કર રહા હે.

સેનાપતિ : વો કૈસે ?

અકબર : ઉસને હમારી સેના કો દેખા તો હોશ ઉડ ગયે. (હસે. કંઈ વિચારતાં) કિસી ભી હાલત મેં આજ કિલે પર કબજા હો જાના ચાહીએ. આજ પૂરે ૪૭ દિન હોને કો આયે. (ત્યાં સૈનિકો હમનજબાનને કેદ કરીને લાવે) ક્યા બાત હૈ? હમજબાન, જુબાન કે સાથ યહાં ? (હમજબાન નજર નીચી રાખીને સંકોચથી ઊભો રહે) કહો, જનાબ, હમ આપ સે કૈસે પેશ આયેં?

હમજબાન : બાદશાહ સલામત, મુઝે માફ કિયા જાય.

અકબર : ડરો મત, હમ તુમ્હે મારેંગે નહીં. સિર્ફ, તુમ્હારી જુબાન કાટ લેંગે. બસ !

હમજબાન : (ચીખતાં) નહીં...હુજૂર, મુઝે...

અકબર : હુકમ કી તામિલ હો...(ચીસ)

સૂ.૧ : અને એમ કિલ્લા પર મુગલ સલ્તનનો ઝંડો લહેરાયો. કિલ્લો તૂટ્યો..ને બંધાયો પણ ! વાત એમ હતી કે ત્યારે સૂરતમાં.. સેનાપતિઓ ઓછા હતા ને લક્ષ્મીપતિઓ વધારે હતા. એટલે નગરના વહીવટ માટે "મુત્સદ્દી" અને કિલ્લા, નૌકાદળ માટે "કિલ્લેદારો" નિમાયા. મહમૂદી સિક્કો ચાલુ રહ્યો. અકબરના આવવાથી થયું એ કે મક્કાઈપુલથી 'મિરહેજ'ના નેતૃત્વમાં મક્કા હજની શરૂઆત થઈ. પહેલી હજમાં અકબરની પત્ની ને તેના સંબંધીઓ હજ પઢવા ગયાં હતાં.

સૂ.૨ : અઈલા..હીધી વાત કરને ! (પ્રેક્ષકો તરફ ફરતાં) આ બધા કંઈ રે'વા આવેલા છે તે મોણ નાઈખા કરતો છે. હીધું બોલને-જય ભવાની! (ઘોડા પર સૈનિકો, તલવારનો ખણકાર...શિવાજીનો ધ્વજ દેખાય)

સૂ.૧ : ને એમ ૬ જાન્યુઆરી, ૧૬૬૪ને રોજ શિવાજીનું લશ્કર બરાનપુરી ભાગોળે આવી પહોંચ્યું.

શિવાજી : જય ભવાની! મી શિવાજી રાજે. સેનાપતિ, સૂરતના હાકેમને સંદેશો મોકલો કે વીરજી વોરા અને હાજી જાહેદ બેગને અમને સોંપી દો. એમને કહો કે આટલું થશે તો અમે સૂરતને નહીં લૂંટીએ.

સૂ.૧ : પણ હાકેમ ઈનાયતખાને કોઈ જવાબ જ ન આપ્યો ને કિલ્લામાં જ ભરાઈ રહ્યો.

સૂ.૨ : પછી હુરત લૂંટાયની તો હું થાય ?(લૂંટફાટનું દૃશ્ય)

શિવાજી : આપણે કૂરજા આગળથી લૂંટ ચલાવી છે.. હવે વીરજી વોરાની હવેલી લૂંટીએ. વીરજીની તમામ સંપત્તિનો નાશ કરો, જાવાબાકીના થોડા હાજી જાહેદ બેગને ત્યાં જાવા (ઘોડાઓની હણહણાટી, ચીસાચીસ) ને જે હાથ લાગે તે લૂંટી લો.

વીરજી : શિવાજી રાજેને જય હો! આપનું સ્વાગત છે.

શિવાજી : વીરજી, આ બધું મારે કરવું નો'તું, પણ ઈનાયતખાને મારી વાત માની નહીં, મ્હણજે કરાવ લાગલં.

વીરજી : રાજે, આપને હીરા, માણેક, મોતી..જે જોઈએ તે લઈ જાવ. પણ સૂરતમાં હવે મારકાટ બંધ કરો. અહીં નાણાંનો વટ છે. દુનિયાભરનું નાણું અહીં ઠલવાય છે. જે

જોઈએ તે લઈ લો, પણ મારકાટ...

સૂ.૧ : ૬ થી ૯ જાન્યુઆરી દરમિયાન શિવાજીએ કરોડથી વધારે નાણું લૂંટ્યું...ને મોગલોના ને વેપારીઓના પાણીદાર ઘોડા પણ કબજે કર્યા.

શિવાજી : (વીરજીને) તમારું નાણું હિંદવી સ્વરાજ ને સુરાજ્ય માટે વપરાશે.

વીરજી : એમ થશે તો મારું નાણું લેખે લાગશે.

સૈનિક : (પ્રવેશતાં) શિવાજી રાજે...વલંદાની કોઠીનો મોહન શેઠ ગુજરી ગયો છે.. તો ત્યાં... પણ..

વીરજી : રાજે, મોહન શેઠ નીતિમાન અને ચરિત્રશીલ હતો. તેને ત્યાં લૂંટ...?

શિવાજી : હું તમારા બોલનું માન રાખું છું. સૈન્યને કહો કે મોહન શેઠને ત્યાં કોઈએ ફરકવાનું નથી. શેઠની સંપત્તિ તરફ નજર પણ નાખવાની નથી. આપણે આટલા નિષ્ઠુર ન થઈ શકીએ, જાવ, રોકો.

કિલ્લો : ને એમ શિવાજીએ ૧૦મી જાન્યુઆરીએ સૂરત છોડ્યું. છેલ્લી લૂંટ શિવાજીએ ૧૬૭૦માં ચલાવી. જોકે તે પહેલાં તે લૂંટવા આવે છે તેવી વાતો આવતી રહી ને પરિણામે જનજીવન ખોરવાતું રહ્યું. (પોઝ) એક તબક્કે સીદીઓનો ત્રાસ પણ વધી પડ્યો. તેમને તો અંગ્રેજો પહોંચી વળ્યા. અંગ્રેજોએ નવાબ પર પણ તોપમારો કર્યો ને ત્યારે સીદીનું લશ્કર કોર્ટ સુધી હટી ગયું. કિલ્લાથી એટલે કે મારાથી ૭૦૦ વારના અંતરે નાનપરામાં ત્રણ તોપો ગોઠવાઈ. (તોપ ફૂટે) પણ મોહિનુદ્દીન નવાબ તરીકે ચાલુ રહે એ શરતે સુલેહ થઈ. મોહિનુદ્દીને તે પછી મક્કાઈ ભાગોળના દરવાજા ખોલાવ્યા.

સૂ.૧ : ને એમ ૪ માર્ચ ૧૭૫૯ને રોજ અંગ્રેજોનો જેક કિલ્લા પર ચડ્યો. (જેક ફરકતો દેખાય) પછી તો એમાં કચેરીઓ ખૂલી. શનિવારનો હાટ ભરાયો...ને કિલ્લોય ધૂળ ખાતો થયો.

સૂ.૨ : એમ તો કચેરીઓ હો ધૂળ ખાતી થઈને તેને હો બીજે ખસેડાઈ.

સૂ.૧ : પણ કિલ્લો હવે નવાં રૂપેરંગે ફરી ધૂળ ખંખેરીને બેઠો થયો છે. (નવા કિલ્લાનું બાંધકામનું દશ્ય સંગીત) ખરેખર તો એનો યશ સૂરતના ઇજનેરો, આર્કિટેક્ટ....વગેરેને આપવો જોઈએ. એમણે કિલ્લાનો જીર્ણોદ્ધાર કર્યો છે. (કિલ્લાના ઠેકઠેકાણેનાં દશ્યો) ખુદાવંદખાન દીવથી તોપો લાવેલો તે જોઈને તો અકબર પણ તાજ્જુબ થયેલો. એ ગાળામાં કિલ્લામાં દાખલ થવું અશક્યવત્ હતું. એટલે જ ૧૬૧૧માં સર હેનરી મિડલટન તાપીના મુખ સુધી આવી ગયેલો, પણ કિલ્લા સુધી પહોંચી ના શક્યો.

સૂ.૨ : કેમ?

સૂ.૧ : પોર્ચુગીઝોએ સૂરતમાં કોઠી કરેલી ને નદીના મુખ આગળ વહાણોનો ચોકીપહેરો ગોઠવેલો.

સૂ.૨ : પછી મિડલટનનો ટર્ન કાં'થી આવે?

સૂ.૧ : ના જ આવે. પણ કોઈ દેશી અધિકારીએ તેને સમુદ્રકાંઠે જવાની સલાહ આપી.

સૂ.૨ : દેશી જેવા દોઢ ઓયને તો દાટ વળે જ ! તે પછી એ ગયો કાં'?

સૂ.૧ : સુંવાળી. મિડલટને તેનાં વહાણ ત્યાં નાંગર્યાં. સુંવાળી તેની શોધ હતી. સુંવાળી બંદર તરીકે પણ વિકસ્યું. પણ મિડલટન ત્યાં બહુ વેપાર કરી શક્યો નહીં. ૧૬૧૨માં તે દાભોલ તરફ હંકારી ગયો.

સૂ.૨ : હાવ પોચકી !

સૂ.૧ : એવું નથી. તેણે સૂરતની મોગલ સરકારને અને દીવની પોર્ચુગીઝ સરકારને સાણસામાં લીધી.

સૂ.૨ : કોઈ ડાઉનટન પણ અ'તોને?

સૂ.૧ : હતો સ્તો. તે સુંવાળીમાં હતો. તેણે દુકાન ખોલાવવા આકાશપાતાળ એક કરેલાં.

સૂ.૨ : અઈલા, આ 'ગાયનું શું છે ?

સૂ.૧ : બકવાસ નહીં ! ડાઉનટને દુકાનની કોશિશ તો કરી, પણ વણિકો ચાલવા દે ? તેમણે મોં માંગ્યા દામ આપીને ગાયોની કતલ અટકાવેલી.

સૂ.૨ : અઈલા, 'હુંવાળી'નું બંદર એટલું જ હુંવાળું ઉ'તું તો પડી કેમ ભાંઈગું ?

સૂ.૧ : હતું ત્યારે સુંવાળીનું બંદર વેપાર વાણિજ્યનું મોટું મથક હતું. પણ પછી બધો કારોબાર મુંબઈ બંદરેથી થવા લાગ્યો એટલે સુંવાળીનો મહિમા ઘટ્યો.

સૂ.૨ : એ તો ઈસ્ટ ઈન્ડિયા કંપનીને મુંબઈ મઈલું...

સૂ.૧ : એટલે ૧૬૮૭થી વેપાર મુંબઈ તરફ વળ્યો.

સૂ.૨ : તો હો સૂરતનું તેજ ઝાખું તો ની જ પઈડું...

સૂ.૧ : હા. ૧૭મી સદીમાં કેટલાંક મહત્ત્વનાં

બાંધકામો થયાં. જેમ કે ઔરંગઝેબનાં ફરમાનથી શહેરપનાહ કોટ બંધાયો. તેની પહેલી ઈંટ વરિયાવી ભાગોળે મુકાઈ. પછી તો હકીકતખાને જહાંઆરા વતી ૧૬૬૪માં મુઘલસરાય બાંધી.જહાંઆરાએ જ 'બેગમવાડી' પણ બંધાવી. સ્થાપત્યમાં અજોડ એવી યુરોપિયન કબરો અહીં છે. અંગ્રેજ, ડચ, આર્મેનિયન કબ્રસ્તાનો તો આજેય કલાના ઉત્તમ નમૂનાઓ તરીકે જાણીતા છે.

સૂ.૨ : આપણે અકબરથી કબર હુધી આઈવા...પણ એ તો બધા પૈહાના ખેલ અ'તા. એમાં આર્ટનું હું ?

સૂ.૧ : આર્ટનો નમૂનો પણ છે જ ને ! ૧૬૯૯માં બંધાયેલું ચિંતામણી મંદિર. ગુજરાત-રાજસ્થાનમાં વિકસેલી જૈન ચિત્રકળાનો એ ઉત્તમ નમૂનો છે. (મંદિરનું દૃશ્ય) શ્રી વૃદ્ધિસાગર સૂરીના હસ્તે મૂળ નાયક પ્રભુ ચિંતામણીની અહીં પ્રતિષ્ઠા થઈ હતી.

સૂ.૨ : મુગલીસરા હો એની બાજુમાં જ કે'ની !

સૂ.૧ : હા, શહેરની બંદરી અને મહેસૂલી આવક શાહજહાંએ દીકરી જહાંઆરાને ઈનામમાં આપી. વહીવટ અને દેખરેખ માટે કિલ્લેદાર હકીકતખાનની નિમણૂક થઈ. તેણે હાજીઓ અને વેપારીઓનો ખ્યાલ કરીને આલિશાન હુમાયુસરાઈ બંધાવી. એ સરાઈ તે આજની સુધરાઈ. (દૃશ્ય) ત્યારે તો અહીં મુસાફરોને નાની મોટી ઓરડીઓ રહેવા અપાતી. હવે ત્યાં સૂરત કોર્પોરેશનની કચેરીઓ છે. (આજનાં કોર્પોરેશનનું દૃશ્ય)

સૂ.૨ : આ મુગલસરાઈ એક વાર તો જેલખાનું હો થઈ ગઈલીને?

સૂ.૧ : હા. ૧૮૫૭નો બળવો થયો ત્યારે કેદીઓને રાખવા તેનો ઉપયોગ થયેલો.

સૂ.૨ : અઈલા, ઉં એમ પૂછું કે હુરત પર આટઆટલી આફત આવી-આગ લાઈગી. રેલ આવી લૂંટફાટ થઈ તે એના પર કોઈની દેખરેખ ઉ'તી જ ની કે હું ?

સૂ.૧ : દેખરેખ તો હતી જ ને ! આ શહેરને વીર અરદેશર કોટવાળ મળ્યો ને રૈયતે સુખનો ઓડકાર ખાધો.

સૂ.૨ : લાવ ઉં હો જરા ઘારી ખાઈ મૂકું. તું ખાવાનો?

સૂ.૧ : મને ડાયાબિટીસ છે.

સૂ.૨ : તને 'દોઢડાયા'બિટીસ છે. (ઘારી ખાય) જે ની ખાય ઘારી, એને બૈરી પડે ભારી (હાથ ઝાટકતાં) અ'વે મોણ નાઈખા વગર કોટવાલની વાત કર.

સૂ.૧ : અરદેશર કોટવાલનો જન્મ ૨૯ જૂન, ૧૭૯૭ને રોજ, મજબૂત શરીર ને સોંસરું જોતી આંખો. ૨૩ વર્ષે તો તે અદાલતનો કારકૂન થયો ને તેના બીજે જ વર્ષે તેને કોટવાળી મળી. સિપાઈઓ સાથે તે આખી રાત રોન મારતો. (જાગતાં રે'જો-ની આલબેલ પોકારાય. અરદેશરનો પ્રવેશ)

અરદેશર : વહાલાં નગરજનો, ટમારે જાગવાનું નહીં. ટમટમારે બાન્ના ખુલ્લાં મૂકી નિરાંટે હુઈ જાવ. ટમારાં જાનમાલની હિફાઝત મારી જિમ્મેવારી છે. જાગવાનું ટો હવે ચોરલૂંટારાઓએ છે. જે ટમે બઢાં પેતનો ખારો પૂરવા ચોરી કરટા અ'શો ટો ખીચરો ખવારવાવાલો ઉં બેથેલો છેઉં (થોડાંક લોકોને નજીક બોલાવીને) મારા બા'ડુડરો..ટમારે છાનાંમાનાં ટપાસ કરવાની છે...કોઈ હો ચોરી, લૂંટફાટ કરટો જનાય તો આ અરદેશરના કાન પર વાટ લાવો. ઉં બઢ્ઢાંની વાટ લગારી ડેવસ.. જાવ મારા બાડુરો...રૈયતની સેવા કરો... ને ચોર લૂંટારાઓને જેર કરો.(એક આંટો મારે. ચારપાંચને ઠાર મારે) મારી ભલી ભોરી પ્રજાને પરેશાન કરનારાઓ..ટમુંને ઉં જીવટા નઠી છોરવાનો.(એક આંટો મારે, ચારપાંચને ઠાર મારે) મારી ભલી ભોરી પ્રજાને પરેશાન કરનારાઓ...ટમુંને ઉં જીવટા નઠી છોરવાનો. (નદીની રેલનું દૃશ્ય-બચાવો, બચાવોની બૂમો. અરદેશરને તેની ટીમ દોડાદોડી કરતાં દેખાય) ખોડાયજી, અ'વે બસ કરો. આ ૧૮૨૨ની સાલ ટો યાડ ર'ઈ જવાની. આટલું બઢ્ઢું પાની...કેટલાં બઢાં ટનાઈ ગ્યા..(આગનું દૃશ્ય. બચાવો... બચાવોની બૂમો) અરદેશર...જાવ..જાવ.. મારા બાડુરો...ખોડાયજીને વાસ્ટે બડઢાંને બચાવી લે'વ...પેલે ટાં' બી ડો'રો... ટાં'ભરકો ટો જોવ...જાવ..પેલી બાજુ... અરે અહુરમજદ...ઓ ખોડાયજી..બચાવી લેવ...

સૂ.૧ : અરદેશરે આગ અને રેલમાં શહેરની ખૂબ સેવા કરી. (ખાંસે) નિર્મલદાસે તેની ભરપૂર પ્રશંસા

કરી. એક વાત તો છે કે અરદેશર કોટવાળને લોકો આજેય યાદ કરે છે.

સૂ.૨ : યાદ તો આલિયા-માલિયાને હો કરતા જ છેને!

સૂ.૧ : બકવાસ નહીં. કોઈપણ સમયમાં અસત્ય પૂજાયું નથી.

સૂ.૨ : અ'વે ખપાવ ની! કેટલા વાગ્યા, તે કે'?

સૂ.૧ : અરદેશરે પણ કેટલા વાગ્યા તેની ચિંતા કરેલી.

સૂ.૨ : તું યાર, હમજ પડે એવું કે'ડારે બોલ હે ?

સૂ.૧ : સમજાવું. તે વખતે વખત જાણવાનું કોઈ સાધન જ ન હતું. (તોપ ફૂટવાનો અવાજ) કિલ્લામાં બપોરે બાર વાગે તોપ ફૂટતી એના પરથી સમયની જાણ થતી. એ તોપ પણ પછી તો ફૂટતી બંધ થયેલી..., તેને કોટવાળે ફરી ફૂટતી કરેલી.

સૂ.૨ : તેની આપણાવાળાએ કંઈ કદર કરેલી કે એમ જ ?

સૂ.૧ : કરેલીને ! ૧૮૨૨ની રેલ પછી...સરકારે કોટવાળના મોટાભાઈને ૬ ગામ આપવા ખાસ દરબાર ભરેલો. અરદેશરને તેજદાર ઘોડાની ને સાજની નવાજેશ કરેલી.. ૧૮૨૯માં પણ ભવ્ય સમારંભ થયેલો. (ગવર્નર અરદેશરને ખિતાબ આપે) કોટવાળને 'બહાદુર'નો ખિતાબ આપેલો ને ૧૮૩૦માં સોનાનો ચાંદ પણ એનાયત થયેલો.(દૃશ્ય)

સૂ.૨ : વાહ વાહ. કેવો હારો ભગવાનનો માણહ !

સૂ.૧ : એવા માણસની પણ બદનામી તો થઈ જ ! એક દીવાની મુકદ્દમામાં ન્યાયાધીશ લ્યુઅર્ડે અન્યાય કરેલો. વાત એમ હતી કે કોટવાળે બે બાઈઓને લડાવી મારેલી. તે એટલે કે એમાં પોતાનું દેવું માંડી વળાય, તો તેના પર આરોપ આવ્યો કે તેણે સત્તાનો દુરુપયોગ કર્યો ને એ આખો મામલો પછી તો 'ધ ગ્રેટ સૂરત કેસ' તરીકે ઓળખાયો.

સૂ.૨ : પણ ચૂકાદો હું આઈવો?

સૂ.૧. : કોટવાળ નિર્દોષ છૂટ્યો ને તેનાં ગુણગાન ગવાયાં.

સૂ.૨ : અ'વે તું તારી કોતવાલી બંધ કરહે કે ?

સૂ.૧ : ના. કોટવાળ વિશે એક વાત ન કરું તો એને અન્યાય થાય. (કોટવાળ ને સહજાનંદનું દૃશ્ય. સ્વામી પોતાની પાઘ અરદેશરને માથે મૂકે)

સહજાનંદ : કોટવાલજી, તમે સવારી વખતે ખૂબ સારી વ્યવસ્થા ગોઠવી.

અરદેશર : સ્વામીજી, આપ છો જ એવા નારાયણ કે... આપનું અભિવાદન તો સૌ કોઈ કરે. (પાઘ પર હાથ મૂકી) સ્વામીજી, હું આ પાઘને લોકોનાં દર્શન માટે મૂકીશ.

સૂ.૧ : દર ભાઈબીજે આજે પણ એ પાઘ લોકદર્શન માટે ખુલ્લી મુકાય છે.

સૂ.૨ : વાહ, કોટવાળ, વાહ ! તેણે રોન ફરીને હુરતનાં લોકોની બઉ હારી સેવા કઈરી. (દાંડી પીટવાનો અવજા ડમ ડમ ડંમ, ડમ ડમ ડંમ, ડમ ડંમ...ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડંમ. નર્મદનો પ્રવેશ)

નર્મદ : જાગજો રૈયત...બાર વાગા બાર...આ લોકો આ હું ડાંડી પીટું છું. ઓ ગરીબ લોકો સાવધ થાજો. ઓ આંધળાઓ, લુચ્ચાઓ અને ખોટાઓ..પાછા દેખતા પ્રમાણિક અને ખરા ઉદ્યોગ કર્વે ખરા થાજો. ઓ લોકો એમ ન જાણશો કે હું ડાંડિયો ડમ ડમ ડમ દાંડી જ પીટી જાણું છું. ખબરદાર! ઓ લોકો, દેશી જણનાં નરસી ચાલચલણ વહેમ અજ્ઞાન કાઢવાને તેઓને હસી નાખવાને, તેઓને મેણાં મારવાને મારી પાસે દાંડિયો સોટો છે. એટલે દાંડિયા મારવાની મારામાં શક્તિ છે. જાગતા થાઓ, જાગતા રહો લોકો...ડમ ડમ ડંમ...ડમ ડમ ડંમ...ડમ ડમ ડંમ (દાંડિયોનું ગીત)

સૂ.૧ : આ નર્મદ ! ગુજરાતની નવજાગૃતિનો જ્યોતિર્ધર! અરે, ગુજરાતનો તો એ રાજારામ મોહનરાય જ ! ૧ સપ્ટેમ્બર, ૧૮૬૪થી નર્મદે પોતે 'ડાંડિયો' કરીને પાક્ષિક કાઢ્યું. એની પહેલી નકલ એણે ફેરિયાની જેમ બૂમો મારી મહોલ્લે મહોલ્લે વહેંચી..(નર્મદ બૂમો મારી નકલ વહેંચતો દેખાય)

સૂ.૨ : એણે તો બૌ સુધારા કઈરા, જો !

સૂ.૧ : સાચી વાત. દુર્ગારામ, નર્મદ, કરસનદાસ મૂળજી, મહીપતરામ જેવા સુધારકોની પ્રવૃત્તિ વિદ્રોહાત્મક હતી. સુધારકનો જોસ્સો જોર.

---

*૧, યુનિયન ધારા, મોદી બંગ્લો,*
*અઠવા લાઈન્સ, સૂરત-૩૯૫૦૦૭*
*મો. - ૯૩૭૭૯૩૯૧૨૩*

# સમજણનો સૂર

*- દુર્ગેશ ઓઝા*

પાત્રવરણી : સંકેત : પિતા, માલિની : માતા, અવની : પુત્રી, ઈશિત -પુત્ર, પૂનમ, દૃષ્ટિ અને રીમા- ત્રણેય અવનીની બહેનપણી. પરમ-દૃષ્ટિના પિતાજી. કુલીનચંદ્ર-રીમાના પિતાજી.

સ્થળ: ઘરનો ડ્રોઈંગ રૂમ.

માલિની : (અવનીનું ટિફિન તૈયાર કરતાં) પહેલાં તું નિશાળે દર શનિવારે ત્રણ જ રોટલી લઈ જતી એને બદલે હવે ૬ રોટલી લઈ જાય છે, બીજી બધી વાનગી પણ પહેલાં કરતાં વધુ મુકાવે છે. ને બાકીના દિવસોમાં રોજ લંચબોક્સમાં પણ તું પહેલાં કરતાં હવે ઝાઝો નાસ્તો લઈ જાય છે એટલે બેટા હું ખૂબ ખુશ છું.

સંકેત : હા, હવે મારી દીકરી મોટી થઈ ગઈ. સરખું ખાજે હો. અવની, તારી નિશાળની અઠવાડિયામાં એક વાર આ સાથે બેસીને જમવાની પ્રથા મને બહુ ગમે છે હો ! આવજે... (અવની નિશાળે ટિફિન લઈને જાય છે.) (એક મહિના પછી...) સ્થળ : અવનીની નિશાળ..

સંકેત : (અવનીની ફી ભરવા એની નિશાળે જાય છે. રિસેસનો સમય.) ચાલ જરાક જોઉં તો ખરો, અવની શું કરે છે તે ? (વૃક્ષ નીચે બેઠેલે અવનીને જોતાં જ વૃક્ષની પાછળ સંતાઈને ઊભે)

અવની : (ખોલેલાં ટિફિન તરફ ઈશારો કરી) ચાલ હવે ઝટ આમાંથી ખાવાનું શરૂ કર. જો પૂનમ, તારે રોજ રોજ આવી આનાકાની નહીં કરવાની, શું સમજી?

પૂનમ : અવની, તું રોજ તું મારા માટે...! અમારાં ઘરની સ્થિતિ નબળી છે, પણ એનો અર્થ એ નથી કે મારે તને રોજ તકલીફ આપવી. તે તારા પોકેટમનીમાંથી મારા માટે ભણવાનાં પુસ્તકોય લઈ દીધાં. તારો ઉપકાર કદી નહીં ભૂલું. પણ હવે મને સંકોચ...

અવની : હવે સંકોચની દીકરી થા મા. છાનીમાની ખાવાનું શરૂ કર. તારાં ઘરની સ્થિતિ ભલે સાધારણ, પણ તું કેવી અસાધારણ છે? જાણે ચમકતી પૂનમ. ને તું તો મારી પાકી બહેનપણી. એટલે એમાં ઉપકાર ક્યાંથી આવ્યો ? (આગ્રહ કરીને પૂનમને ખવડાવે છે.) મારા ઘરમાં તો બધાને એમ જ છે કે મારો ખોરાક વધી ગયો છે, પણ ..! જો કે હવે હું સાચું કહી દઈશ. વળી આ તો સારી વાત. અમારાં ઘરમાં બધાં આવી વાત સાંભળી રાજી જ થાય. હું આજે જ ઘરે કહી દઈશ. (બેય બેઠાં બેઠાં એકબીજાના વાંસા ફરતે હાથ વીંટાળી પ્રેમથી ગળે વળગે છે.)

સંકેત : (આ બધું જોઈ હરખનાં આંસુ લૂછે છે. હળવેથી નજીક જઈ અવનીના ખભે હાથ મૂકે છે. અવની ચમકે છે. એ કંઈક બોલવા જાય છે ત્યાં જ) તારે કંઈ જ કહેવાની જરૂર નથી અવની. હવે મને સમજાયું કે મારી દીકરી રોજ વધુ ખાવાનું કેમ લઈ જાય છે ! મારી દીકરી મોટી થઈ ગઈ એ તો ખબર હતી, પણ આવી મોટી થઈ ગઈ એની તો આજે જ ખબર પડી. કોઈને ખુશી આપી ખુશ થવું એ તો કોઈ તારી પાસેથી શીખે. વાહ, આજ મારું તારા પ્રત્યેનું માન પહેલાં કરતાં અનેકગણું વધી ગયું. ચાલો, હવે હું જાઉં. બેય દીકરીઓ...આવજો..(હસતા ચહેરે જાય છે.) (એક મહિના પછી...)

સ્થળ : સંકેતનાં ઘરનું દીવાનખાનું

અવની : પપ્પા, હું દસમાં ધોરણનું પરિણામપત્રક લેવા નિશાળે જાઉં છું. (સંકેત અવનીનું સહેજ ઊતરી ગયેલું મોઢું જુએ છે. ને...)

સંકેત : અરે ઈશિત, તું પરિણામ લેવા બહેનની હારે જા. એકથી ભલા બે. ને મેં તમને જે કામ સોપ્યું'તું એય કરતો આવજે. (ઈશિતને પાસે આવવાનો ઈશારો કરે. ઈશિત આવે એટલે એને ધીરેથી કાનમાં કંઈક કહે ને પછી) અવનીને થોડાક જોક્સ સંભળાવજે. હા, પણ બાઈક ચલાવતી વખતે નહીં હો ! નહીંતર મોટી જોક

જિંદગી સાથે થઈ જાય. ને ઘરે આવ ત્યારે આપણે બેય...તું જાણીજોઈને..સમજી ગયો ને ? હવે ભાઈબહેન બેય જાવ જલ્દી.

ઈશિત : (અવની બાઈક પર પાછળ બેસે) અવી, ગઈકાલે બાઈક સ્ટાર્ટ કરતો'તો ત્યાં પશાકાકા આવીને મને કહે, પેલા મનુએ ઘણી જેલ બદલી, પણ કોઈ ફેર ન પડ્યો. ત્રાસ ચાલુ જ રહ્યો. મેં કીધું, શું એ ગુંડો કે માથાનો દુઃખાવો હતો ? જેલની સજા તો બહુ આકરી. તો કાકા કહે, અરે એ જેલની ક્યાં માંડે છે ? એનો પગનો દુઃખાવો દૂર કરવા એણે જાતજાતની જેલ ચોપડેલી એ જેલની વાત કરું છું. મારોય પગ દુઃખે છે. પછી તો મેં પશાકાકાને લીફ્ટ પણ આપી હો !

અવની : ઈશલા, તુંય ખરો મશ્કરો છે હો. પણ ચાલ હવે વાતોનાં વડાં ન કર. નિશાળે મોડું થશે. (અવની હસીને બાઈક પાછળ બેસે. ઈશિત એ જોઈ ખુશ. બાઈક સ્ટાર્ટ થવાનો અવાજ.)

અવની : (નિશાળમાં પહોંચે છે. હાથમાં રહેલું પરિણામપત્રક જોતાં જ ઉદાસ થઈ જાય છે. પડેલા અવાજે કહે છે) ચાલ ભાઈ હવે. ઘરે જ જશું ને ?

ઈશિત : તો બીજે વળી ક્યાં જવાનું હોય ? અરે હા અવી, પેલી પપ્પાએ કીધેલી વસ્તુ લેતાં જઈએ. સાંભળ એક મજેદાર વાત. એક વાર પપ્પાએ મને પૈસા આપી એમ કીધું કે આ પૈસા દેવાના છે. જા, રમેશને દઈ આવ. તો મેં કીધું, પૈસા દેવાના હોય તો તમે શું કામ લીધા ? ને રમેશને એ શું કામ દઉં ? દેવાભાઈના પૈસા એમ લેવાય કે કોઈને દેવાય ? તમે જ તો અમને શીખવાડો છો કે અણહકનું ન લેવાય ને તમે જ ઊઠીને...! ત્યારે પપ્પાએ ફોડ પાડ્યો'તો કે ઓ દેવાભાઈના તરફદાર, પૈસા દેવાના છે એટલે કે આપવાના છે. આમાં દેવો વચ્ચે ક્યાં આવ્યો ?



અવની : પૈસા દેવાના છે પણ દેવાના નથી એટલે કે દેવાભાઈના નથી. (ખડખડાટ હસે છે.) વાહ બાકી હસાવવામાં તને કોઈ ન પહોંચે. હવે ઝટ કર. (બહેનને હસતી જોઈ ભાઈ રાજી થાય)

સ્થળ : ઘરનું દશ્ય. દીવાનખાનું

સંકેત : (અવની પરિણામપત્રક પપ્પાને બતાવી, આપી એના ખોળામાં માથું મૂકી રડી પડે છે.) શું થયું અવની દીકરી ? કેમ આમ રડે છે?

અવની : પપ્પા, ઓછા ટકા આવ્યા. માત્ર ૫૫ જ. એ... એ..એટલે..(હીબકાં ભરી રડે)

સંકેત : (પરિણામપત્રક બાજુએ મૂકી અવનીના માથે હાથ પસવારે છે.) અરે પરિણામ તો આપણે પહેલેથી જ ઓનલાઈન જોઈ લીધું હતું. હવે તું ફરી કાં રડે? આમાં ન જોઈએ વન્સ મોર. જો બેટા, ઓછા ટકા આવ્યા એમાં કાંઈ આખું જીવન થોડું હારી ગઈ છો તું ?

ઈશિત : પપ્પા, એની ધારણા કરતાં એને ઓછા ટકા આવ્યા એટલે એ..

સંકેત : હવે એની પાકી બહેનપણી ધારણાને તો ૫૩ ટકા આવ્યા ને આ અવનીને આવ્યા ૫૫. તો અવનીને ધારણા કરતાં વધુ ટકા આવ્યા કહેવાય કે ઓછા? (થોડું વિચારીને) ને બેટા અવની, તને ઓછા ટકા આવ્યા જ નથી. ખાલી ૫૫ ટકા જ નથી આવ્યા. તને તો ૯૫ ટકા આવ્યા છે ૯૫. તારો પહેલો નંબર આવ્યો કે'વાય.

માલિની : (હાથનો લટકો કરી) લ્યો કરો વાત! ધારણા કરતાં ઓછા એટલે ધાર્યા'તા એનાથી ઓછા એમ સમજવાને બદલે તમે ! ને અવનીનો તો પહેલો નંબર નથી આવ્યો, પણ તમને ચશ્માના નંબર આવી ગયા એ નક્કી. ૫૫ને બદલે તમને ૯૫ વંચાય છે ! (ત્રણ આંગળી બતાવી) આ કેટલા છે ?

સંકેત : આ કેટલા છે એમ નહીં આ કેટલી છે એમ પુછાય. આંગળી એ નારીજાતિ છે. તારું વ્યાકરણ કાચું લાગે છે. તું નારી થઈને નારીને ભૂલી ગઈ? જો ત્રણ છે આંગળી. મારી વાત નથી જરાય પાંગળી. હવે જરા ચા તો પિવડાવ. તારા જેવી મસ્ત ચા આખા ગામમાં બીજું કોઈ...

માલિની : (ખુરશીમાં બેસતા) આડી વાત ન નાખો. મને કહો અવનીને ૯૫ ટકા કઈ રીતે ? તમને ચશ્માના નંબર આવી ગયા એ પાકું જ છે.

સંકેત : નંબર મને નથી આવ્યા, પણ માત્ર ટેક્સ્ટબુકની પરીક્ષાના માર્ક્સને જ સઘળી સફળતાનો માપદંડ ગણનારા લોકોને આવ્યા છે. ભાતભાતનાં ચશ્માં ચડાવી એ બધાં પોતે તો અંધારામાં આથડશે, પણ બીજાનેય નાસીપાસ કરશે. એમણે દૃષ્ટિ બદલવાની જરૂર છે.

દૃષ્ટિ : (પિતાજી સાથે ઘરમાં પ્રવેશે) સંકેતકાકા, અમે અંદર આવીએ ? તમે બરાબર બોલ્યા, દૃષ્ટિ એવી સૃષ્ટિ, એ બહાને તમે મારું નામ લીધું. મારું નામ દૃષ્ટિ છે, યાદ છે ને?(બધાં હસે છે.)

સંકેત : આવ દીકરી, તે તો પરમ આનંદ કરાવી દીધો હો કે! આવો પરમભાઈ, તમે પાડોશી ઠીક મોકે આવ્યા. પહેલો સગો પાડોશી. ને દૃષ્ટિ, તું તો ખરેખર પાડોશી જ કે'વાય ને ? પા એટલે ચોથો ભાગ. જો સાઈઠ વર્ષની ઉંમરે નારીને બધા ડોશી જ કહેવાના. એનો ચોથો ભાગ એટલે ૧૫ વર્ષ જે તને અત્યારે થયાં. એટલે તું પા ડોશી જ થઈ ને ? (પાડોશી શબ્દ છુટ્ટો પાડીને બોલે) ને પરમભાઈ, આ તારી માલિનીભાભીને જરા સમજણ પાડ. તમે જ ક્હો મારી વાત ખોટી છે ?

પરમ : પણ કંઈ વાત ? મગનું નામ મરી તો પાડો ! (બધાની સામે વારાફરતી જુએ છે)

ઈશિત : ચાલો હું પાડું બસ ? (ટૂંકમાં થોડી વાર પહેલાંની વાત કહે છે. ધીમું સંગીત વાગે) હવે તમે કહો, કોણ સાચું ? મમ્મી કહે છે કે માત્ર ૫૫ ટકા આવ્યા, ને પપ્પા કહે છે કે પૂરા ૯૫ ટકા !

પરમ : આમાં તો મનેય સમજ ન પડી. પરિણામમાં છબરડો તો નથી ને?(સંકેત માથું ધુણાવે)

માલિની : છબરડો ન હોય તો પછી તમે બે પાંચડે પંચાવનની બદલે ૯૫ કેમ બોલો છો ને આટલા આનંદમાં શું કામ ડોલો છો ? આ કંઈ તમારી દાઢી નથી કે સાવ સફાચટ કરી નાખી હોય તોય બે દી'માં ફરી ઊગી જાય ને વાળ જોતજોતામાં ૫૫ને બદલે ૯૫ થઈ જાય !

સંકેત : હા, આ તે ઠીક યાદ દેવડાવ્યું. એલા ઈશિત, તું મેં કીધી એ વસ્તુ લઈ આવ્યો ?

ઈશિત : એમ તો મારું કામ પાકું હો પપ્પા ! હું લઈ આવ્યો ને એને તરત ફ્રીઝમાં પણ રાખી દીધી એટલે બગડે નહીં. હું આખું પેકેટ જ ઉપાડી આવ્યો એટલે મને, અવનીને, મમ્મીનેય કામ લાગશે. તમે સાવ એકલપેટા થઈ તમારા માટે એક જ નંગ મંગાવો એ થોડું સારું કે'વાય?

સંકેત : એટલે? એક તો તું એકને બદલે જથ્થામાં આટલા બધાં નંગ ઉપાડી લાવ્યો ને પાછી એને ફ્રીઝમાં રાખી દીધી ? આ વસ્તુને ફ્રીઝમાં !? તારું મગજ તો ફ્રીઝ નથી થઈ ગ્યું ને ? ચાલો પેકેટ તો હું ધીમે ધીમે વાપરી કાઢીશ, પણ બધાને એ કેમ કામ લાગે ? ચાલ, તારું ઠીક છે, પણ અવનીને માલિનીને એ શું કામની? બેમાંથી કોઈને રાતોરાત દાઢીમૂછ તો નથી ઊગી ગયા ને?

ઈશિત : હવે એને ને દાઢીમૂછને શું લાગે વળગે ? આ તમે કેવી વાત કરો છો ! તમારે દાઢી કર્યા પછી શું ગાલ પર ઘસવી છે એ વસ્તુને? તો લ્યો, લગાવો આ તમે મંગાવેલી વસ્તુને તમારા ગાલ પર. (બ્રેડનું પેકેટ પપ્પા સામે ધરે છે.)

સંકેત : અરે ભગવાન! મેં...

ઈશિત : મારું નામ ભગવાન નહીં, ઈશિત છે.

સંકેત : મને ખબર છે. તારું નામ મેં જ પાડયુ છે. હું જ ધરાર ફઈ થઈ બેઠો'તો કે નામ તો ઈશિત જ પડશે. સાંભળ હવે, મેં તારી પાસે બ્રેડ નહીં, દાઢી કરવા માટે બ્લેડ મંગાવી હતી બ્લેડ! આમાં તો મારી એમનેમ દાઢી થઈ ગઈ હો! મને તારા પર ગળા સુધી એટલો વિશ્વાસ છે કે જો મેં બ્રેડ મંગાવી હોત તો તું બ્રેડને બદલે બ્લેડ ઉપાડી

લાવ્યો હોત! ચાલો હવે બધા કરો નાસ્તો... બ્રેડ બટર બેટર. લે અવની, જોઈ લે આ તારા બુદ્ધિશાળી ભાઈનું પરાક્રમ. કાપ્યું ને કાચું ? (બધાં હસે છે. અવની પેટ પકડીને ખડખડાટ હસે છે. એનાથી હસવું રોક્યું રોકાતું નથી. એ ભાઈને વળગી પડે છે. 'બ્લેડને બદલે બ્રેડ' એમ કહી ભાઈને ધબ્બો મારી ફરીફરીને હસે છે. આ જોઈ સંકેત ઈશિત સામે અંગૂઠો બતાવી એને ઈશારાથી શાબાશી આપે છે) જા દૃષ્ટિ, તું રસોડામાં જા, ને અવની તુંય એને મદદ કર. ને ઓ મારી પ્રાણપ્રિયા માલિની...તું પણ જા. તારા જેવું બટર લગાવડતા કોઈને ન આવડે.

માલિની : અત્યારે તો બટર તમે લગાડો છો. હા, પણ મજા પડી હો. (ત્રણેય રસોડામાં જાય છે.)

સંકેત : વેલ ડન બેટા ઈશિત, તે બરાબર મેં કીધું એમ જ કરી બતાવ્યું. તારામાં નંબર વન અભિનેતા બનવાનાં ઉત્તમ લક્ષણો છે. ચાલો, આમાં ઓછા ટકાની વાત જ ઊડી ગઈ. અવનીનાં મગજમાંથી આ વાત કાઢવી જ રહી, નહીંતર...જો કે મારી પાસે એનોય જવાબ છે. મારી દૃષ્ટિએ તો અવની ૯૫ ટકા લાવનારી છોકરી જ છે.

સંકેત : (બધાં રસોડામાંથી બહાર આવે. માલિની સંકેતને બ્રેડબટરની ડીશ આપે) જો દૃષ્ટિ, મારી દૃષ્ટિએ ૫૫ નહીં, પણ ૯૫ ટકા થાય. ખાલી માર્કશીટને હું ન માનું, કાગળિયું ખોટું બોલે છે.

માલિની : પણ કંઈ રીતે? દૃષ્ટિ સામે નહીં, આમ મારી સામે જોઈને વાત કરો ને? પોરબંદરમાં આમ ઘરની ધોરાજી ન હલાવો. તમે ૫૫ ટકાના ૯૫ કેમ ગણો છો? અવનીને ઓછા ટકા જ આવ્યા છે એ સ્વીકારો. ૯૫ ટકા કેમ થાય ગણાવો જોઉં! કયો છો ૯૫ ટકા આવ્યા લે બોલ!

સંકેત : તારે ગણવા છે ને ? તો લે ગણ. (ગણાવે છે. આ બધું ઈશારાથી થોડી પળોમાં. આ દરમિયાન સિતારનું સૂરીલું સંગીત વાગે)

માલિની : માન ગયે જી માન ગયે. નૃત્ય, સારો સ્વભાવ...૯૫ ટકા થઈ ગયા એ સો ટકા સાચું. આમાં આપઘાત માટે એક ટકોય નથી બચ્યો. કેમ કે તમારા માથે ટકો છે ને? હારો ભલે, પણ હિંમત ન હારો. ને માણસની કુશળતાને માત્ર પરીક્ષાની ટૂંકી ફૂટપટ્ટીથી જ ન માપો. વાહ મારા પ્રાણનાથ. માન ગયે. હમ જિંદગી કા સચ જાન ગયે.

સ્થળ : કુલીનચંદ્ર શેઠના બંગલાની બહાર એની માલિકીનો હોલ.

(આ હોલ અને ખાસ ઊભું કરાયેલું સ્ટેજ બેય અત્યારે ફૂલો, તોરણો, રોશની અને સુગંધ વગેરેથી સુશોભિત છે. સંકેતનો પરિવાર પણ ત્યાં હાજર છે.)

કુલીનચંદ્ર: (માઈક હાથમાં લઈ ગર્વભેર) આપ સૌનું મારા બંગલે, આ વિશાળ હોલમાં સ્વાગત છે. આપ સૌ તો એ જાણો જ છો કે મારી દીકરી રીમાએ દસમા ધોરણની પરીક્ષામાં ૯૦ ટકા મેળવી જ્વલંત સિદ્ધિ પ્રાપ્ત કરી છે. (આમંત્રિતો દ્વારા તાળીઓનો ગડગડાટ) ને એનાં માનમાં એની ઉજવણીરૂપે અત્યારે એક ભવ્ય પાર્ટીનું આયોજન કરવામાં આવ્યું છે જેમાં આપણાં શહેરના મશહૂર 'સૂરગંગા ઓરકેસ્ટ્રા ગ્રૂપ'ને બોલાવ્યાં છે. તો એન્જોય. ખાના ઔર સાથમે ગાના-બજાના..બેયનો આનંદ લેજો. હા, અહીં કેટલાક એવા વિદ્યાર્થીઓ પણ અત્યારે મારી નજરે ચડે છે (અવની તરફ નજર સ્થિર કરી) જેમણે આ પરીક્ષામાં એવરેજ દેખાવ કર્યો છે એ સૌને ને એમના પરિવારજનોને આ તકે કોન્સોલેશન. એમને પારાવાર દુઃખ અને શરમનો અનુભવ થતો હશે, પણ બધાનાં સંતાનો રીમા જેવાં તેજસ્વી ને હોશિયાર ન હોય, બરાબર ને?

(કુલીનભાઈ ઘમંડ સાથે ચોતરફ નજર ફેરવે) ખેર, લેટ્સ એન્જોય. વિશેષમાં એ કે રીમાએ આ પરીક્ષામાં શહેરમાં પાંચમો ક્રમ પ્રાપ્ત કર્યો છે. રીમા બેટા, ખૂબ ખૂબ અભિનંદન. (તાળીઓનો ગડગડાટ. સૌ વારાફરતી સ્ટેજ પર સજાવેલી ખુરશીમાં બેઠેલી રીમાને ભેટસોગાદો તેમ જ અભિનંદન આપે છે, કુલીનચંદ્ર સંકેત પાસે આવે છે ને.) સંકેતભાઈ, અવનીને ૫૫ જ ટકા આવ્યા એ જાણી દુઃખ થયું. એની કેરીયર પર પૂર્ણવિરામ મુકાઈ ગયું એનો અફસોસ તો

થાય, પણ શું થાય ? મને એમ કે આ કારણસર તમે બધાં નહીં આવો, પણ તમે બધાં હિંમત રાખી સપરિવાર મારે ત્યાં આવ્યાં એ બદલ આભાર. (આજુબાજુ રહેલાં મહેમાનોએ જરા મોટેથી સંભળાવે) આ મારી રીમા ને આ અવની બેય એક જ બેંચ પર સાથે બેસતી, પણ બેયમાં કેટકેટલો ફરક? એવરેજ સ્ટુડન્ટ ૫૫ ટકામાં હવે જીવનમાં શું કાંદો કાઢી લેવાનો ? હશે, જેવાં જેનાં નસીબ, સાચી વાતને? આજુબાજુ રહેલા બધાં ડોકું હલાવે છે. (પડોશી પાસે જઈ ધીરેથી) પ્રવીણભાઈ, આ સંકેત. પ્રામાણિકતાનું પૂછડું. બહુ ઊંચો થઈને ફરતો'તો ને ? આજ ખરો લાગમાં આવ્યો હો. (કોણી મારી) મેં તમને અગાઉથી કીધું હતું એ મુજબ તમે બે શબ્દ તો બોલો!

પ્રવીણભાઈ: સાચી વાત કરી તમે કુલીનચંદ્ર શેઠ! ૫૫ ટકા આવ્યા હોય તો ધરતી મારગ આપે તો સમાઈ જાઉં એવું થાતું હોય પણ જેવી જેની પાત્રતા. એમાં..(સંકેત સામે નજર માંડે)

સંકેત : (વિચારીને) કુલીનભાઈ, આપ રજા આપો તો મારે માઈક પર જાહેરમાં કંઈક કહેવું છે.

કુલીનચંદ્ર: અરે એમાં શું ? જરૂર કહો. (સ્ટેજ પર જઈ માઈકમાં) સાઈલન્સ, એટેન્શન પ્લીઝ, ૫૫ ટકાવાળા હવે ૯૦ ટકાવાળાને અભિનંદન આપવા માંગે છે, તો સૌ શાંતિથી સાંભળજો.

સંકેત : (સ્ટેજ પર ચડી માઈક હાથમાં લઈ) સૌ પ્રથમ તો હું રીમા દીકરીને ૯૦ ટકા મેળવવા બદલ અભિનંદન આપું છું ને મારી દીકરી અવનીને પણ..! એને ૫૫ નહીં, પણ ૯૫ ટકા આવ્યા છે. (શ્રોતાઓમાં ગણગણાટ, શોરબકોર) તમને થશે કે આ મેં શું આદરી છે? મારે ઘરે પણ મારા શ્રીમતીજી પૂછતાં હતાં કે ૯૫ ટકા કઈ રીતે? માર્કશીટમાં છબરડો છે? તો સાંભળો હા, છબરડો છે જ..ને તે છે આપણી માન્યતાની, આપણી સમજણની માર્કશીટમાં! ન સમજાયું? તો સમજાવું. ગણતા જાવ ૯૫ ટકા કેમ થયા ? જો આ અવની છે ને તે ભરતનાટ્યમમાં પારંગત છે. શહેરમાં એનાં જેવું નૃત્ય કોઈ નથી કરતું. તો એના ૧૦ ટકા ઉમેરો આ ૫૫ ટકામાં. ને એ નિશાળે લંચબોક્સમાં રોજ વધુ ખાવાનું લઈ જતી કેમ કે એની સાથે ભણતી એક સામાન્ય, ગરીબ ઘરની છોકરીને એ રોજ એમાંથી ભાગ આપતી ને આપે છે. અવની આમ ઘણાને મદદ કરતી ફરે છે. મીઠાબોલો દયાળુ સ્વભાવ, સૌનું ભલું ઇચ્છે. ઉમેરો એનાં ૨૦ ટકા. ને હા, ઘરમાં એ સૌને વહાલ કરે, ક્યાંય કડવાશ નહીં, એણે ઘરને સ્વર્ગથીય સુંદર બનાવી દીધું છે. એ જેનાં સંપર્કમાં આવે એ વ્યક્તિ અવનીના પ્રેમાળ સ્વભાવને લીધે ફૂલની જેમ ખીલી જાય, ખૂલી જાય...રમતગમતમાંય હોશિયાર. ઉમેરો એના ૧૦ ટકા. તો હવે થયા ને ૯૫ ટકા? હું એમ કહીશ કે આ શહેરમાં અવનીએ પ્રથમ ક્રમ મેળવ્યો છે. (તાળીઓ પડે છે.)

તકલીફ એ છે કે આપણે ટેક્સ્ટબુકની પરીક્ષાના પરિણામને જ મુખ્ય ને સઘળું માની લઈએ છીએ. એ ઉપરાંત કળા, સદગુણો અને અન્ય આવડત. આ બધાનો સરવાળો જેનો વધુ તે બધા માણસો ઝાઝા ટકા લાવનારા પ્રથમ હરોળના માણસો કહેવાય. આવ દૃષ્ટિ તારે શું કહેવું છે ?

દૃષ્ટિ : (સ્ટેજ ઉપર આવી માઈક લઈ) કાકા, તમે સાવ સાચું કીધું. ઝાઝા માર્ક્સ મળે એ સારી વાત છે, પણ એ એક જ માર્કશીટ આખા જીવનનો સાર નથી કેમ કે એમાં ચારિત્ર્ય અને અન્ય ખૂબીઓનો સમાવેશ નથી થતો. એ ઉમેરાય તો સાચું ચિત્ર ઉપસે. એ પછી જ સાચું મૂલ્યાંકન થયું ગણાય. કાકા, તમે અવનીના ૯૫ ટકા ગણાવ્યા, પણ એમાં અવનીનું સ્વચ્છતા અને જળબચાવ અભિયાન, નિશાળમાં દરેકના જન્મદિને એક વૃક્ષ વાવવાનો એનો નવલો પ્રોજેક્ટ... એ બધું તો તમે હજુ ઉમેર્યું જ નથી. (તાળીઓનો ગડગડાટ. બધાં સ્ટેજ પરથી નીચે ઊતરે છે.)

સંકેત : રીમા, વેલ ડન. ગ્રેટ. હવે તું જરા મને એ કહીશ કે દુનિયાનો સૌથી ઠંડો ખંડ કયો?

રીમા : અંકલ, એન્ટાર્કટિકા. (સંકેત અવની સામે જોઈ જવાબ આપવાનું કહે)

અવની : પપ્પા સૌથી ઠંડો ખંડ તો શ્રીખંડ, (હસાહસ) ને બોલો, સૌથી ભારે ખંડ?

કુલીનચંદ્રઃ આ તો સાવ સહેલું. ભારે ખંડ તો એશિયા જ ગણાય. આટલી બધી વસ્તી વગેરે...

અવની : અંકલ, સૌથી ભારે ખંડ તો પાખંડ. (તાળીઓ પડે) પપ્પા, મને આપઘાતના નબળા વિચારો આવતા હતા, પણ તમારી ટકાવારી અંગેની આ નવી ને સાચી વાત સાંભળી હવે હું આજે મારી જાતને નીચી નહીં પણ ઊંચી ગણી રહી છું. (પપ્પાને ભેટી પડે. સંકેત, માલિની ખુશ)

સંકેત : રીમા ડાહી ને હોશિયાર દીકરી છે. રીમા, તારી સિદ્ધિ પણ નાનીસૂની નથી. તને અભિનંદન. કુલીનભાઈ, મારું કહેવું એમ નથી કે મહેનત ન કરવી કે વધુ ગુણ મેળવવા પ્રયત્ન ન કરવા. આવી મહેનત કરી વધુ ગુણ મેળવનારા પણ સારા માણસો હોય છે. મારું કહેવું એમ છે કે જેને ઓછા માર્ક મળ્યા હોય તેને માત્ર એ જ કારણસર નબળો, નિમ્ન કે નકામો ન ગણાય. હોશિયાર વિદ્યાર્થી પાસે તૈયાર જવાબ હોય છે, પણ જે માણસ વિશિષ્ટ જવાબ દ્વારા જે બીજાને હસાવે, અનેરી અસર જન્માવે, કોઈનું મંગળ ઇચ્છે ને કરે એ સામાન્ય નહીં પણ અસામાન્ય જ ગણાય. તે ઓછા માર્ક લાવ્યો હોય તોય એવરેજ સ્ટુડન્ટ નથી નથી ને નથી જ.

રીમા : અંકલ તમારી વાત સાચી છે. મારા પિતાએ અગાઉ જે કહ્યું એ ઠીક નથી કહ્યું. સિદ્ધિનું ગૌરવ હોવું જોઈએ, પણ એનું મિથ્યાભિમાન નહીં.



ને ખાલી શાળા-કૉલેજની પરીક્ષા જ તમારું સમગ્ર જીવન કે તમારી તેજસ્વિતાનો માપદંડ નથી. હા, દિલ દઈને ભણવું જોઈએ એ સાચું, પણ એ જ અંતિમ સત્ય ને સિદ્ધિ નથી. ખરી સિદ્ધિ તો માણસ બનવું એ છે, ભલા ઉજ્જવળ માણસ બનવું તે... ને એ માણસ આ અવની પર જીવતી મારી બહેનપણી આ અવની છે એનો આનંદ છે. અવની, ૯૫ ટકા મેળવવા બદલ તને અભિનંદન.

કુલીનચંદ્રઃ તું સાચી છો રીમા. ને સંકેતભાઈ, તમે આજે મારી આંખો ખોલી નાખી. મને માફ કરી દેજો. બધાં માબાપ તમારા જેવાં હોય તો નબળું પરિણામ આવવાથી કે નાપાસ થવાથી કોઈ આપઘાત નહીં કરે એ નક્કી. ઊલટું, તમે જે રીતે ટકા ગણાવ્યા એમ ટકા ગણવામાં આવે તો જીવન સાર્થક ને વધુ ઉન્નત બને છે. જીવનની પરીક્ષામાં એને વધુ ગુણ મળે છે.

ઈશિત : કઈ ગુણ ? ઘઉંની કે ચોખાની? (હસાહસ થઈ પડે છે)

કુલીનચંદ્રઃ લ્યો બાકી રહી ગયો હતો એ આ ઈશિત પણ હવે ટહુક્યો. પણ સરસ, મને ગમ્યું હો આ. આ તો જીવનનું હાસ્ય. સંકેતભાઈનો સંકેત સમજાય ને સમજણને સૂર આમ સૌમાં ગુંજે તો સફળતા અને કૌશલ્યનો માપદંડ જ બદલાઈ જાય, કોઈને દંડ ન મળે ને કોઈ ઉદંડ ન બને. આત્મહત્યાના વિચારો નાસી જાય ને નવી આશા ને પ્રચંડ રચનાત્મક દૃષ્ટિ ખીલે. હા. જમવામાં આજ શ્રીખંડ પણ છે હો! તો સહુ સાંભળો, ધ્યાનથી સાંભળો. આજની આ પાર્ટી રીમા અને અવની બેયની ઉજ્જવળ સફળતાના માનમાં છે. બેય દીકરીઓને અભિનંદન ને આવાં બીજાં તમામ હોનહાર રત્નોનેય અભિનંદન.(તાળીઓનો અસ્ખલિત ગડગડાટ) (પડદો પડે છે.)

*૧, જલારામ નગર, નરસંગ ટેકરી,*
*હીરો શો રૂમ પાછળ, ડૉ. ગઢવીસાહેબની બાજુમાં,*
*પોરબંદર-૩૬૦૫૭૫*
*મો. ૯૮૯૮૧૬૪૯૮૮*

# હીરાનું પારખું

*- તારિણીબહેન દેસાઈ*

**પાત્રસૂચિ**

જાનકીદાસ - ઘરની વડીલ વ્યક્તિ (કલારસિક માનવી)
સવિતાબહેન- જાનકીદાસનાં પત્ની
વિરલ - જાનકીદાસ - સવિતાબહેનની પુત્રી
સરલ - જાનકીદાસ - સવિતાબહેનનો પુત્ર
મિ. સાંડેસરા - સંગ્રહસ્થાનનો માલિક.
(જાનકીદાસ - સવિતાબહેનનું - ઘર)

સવિતાબહેન...હે...ભગવાન ! આ... આખો ભવ તો બગાડ્યો પણ...હવે બીજો ભવ ના બગાડતો અને જો બગાડવો જ હોય તો... મને પહેલેથી કહી દેજે જેથી હું લગન જ ન કરું.

કોણ જાણે કેટલી આંગળીએ ગોરમાને પૂજ્યા હશે! પણ...મેં તો ગોરમાનું વ્રત સાત વખત તો કર્યું છે અને બા કહેતી હતી કે મેં તો જરા પણ તોડ્યા વગર નિયમસર કર્યું હતું તો પણ...આ વારો આવ્યો!

(વિરલ આવે છે.)

વિરલ : બા...તું કોની સાથે વાત કરતી હતી? ઓરડામાં કોઈ દેખાતું તો નથી.

સવિતાબહેન : બેટા..કોઈની સાથે વાત તો હું જરૂર કરતી હતી. પણ...એ તો સર્વશક્તિમાન છે તેને મારા નસીબની ફરિયાદ કરતી હતી.

વિરલ : બા..તુંયે શું આમ ખોટો વખત બગાડી રસોઈનું મોડું કર્યા કરે છે ? નસીબ તો વળી ખરાબ છે તે તો છે જ એમાં વળી શું આટલી બધી ગભરામણ?

સવિતાબહેન : વિરલ,...બહેન! તારે તો કામ સાથે જ નિસ્બત છે. તને એમ થાય છે કે બાને થોડી ઘણી મદદ કરું?

વિરલ : પણ..બા! હું તારો ક્યાં વાંક કાઢું છું? તારું નસીબ...બીજું શું? તારી જિંદગી સાવ જ વેડફાઈ ગઈ. અત્યારે થાય છે કે જૂના જમાના કરતાં હાલનો જમાનો કેટલો બધો સારો છે. કારણ પતિની પસંદગી પણ થઈ શકે છે અને જો ન ગમે તો...પછી છૂટાછેડા પણ લેવાય છે.

સવિતાબહેન : (ચિઢાઈને) શું છૂટાછેડા...દીકરી...એવું બધું તારાથી વિચારાય પોતાની મા માટે.. પણ તું..થોડું ઘણું તારા બાપુજીને તો સમજાવ.

વિરલ : પણ...એ તો સાંભળે છે જ ક્યાં? વળી સરલભાઈ પણ એમને ઉત્તેજન આપે છે અને આપણને બંનેને તો કહે છે જ કે તમે મા-દીકરી એક પક્ષમાં ભલે રહો હું તો તમારાથી જુદો જ રહીશ.

સવિતાબહેન : હા...સરલ જો...એમને સાથ ન આપે તો.. તેઓ કાંઈક સુધરે પણ..હું તો વાંક બધો સરલનો કાઢું છું.

વિરલ : પણ..બા..પહેલો વાંક તો બાપુજીનો જ છે કારણ એમને કેટલું બધું વઢીએ છીએ, ના કહીએ છીએ, છતાં પણ પોતાનું ધાર્યું જ કરે છે.

(સરલ આવે છે.)

સવિતાબહેન : (વહાલ બતાવતાં આવ્યો...ભાઈ! તું કૉલેજમાંથી આવી થાકી ગયો હોઈશ, નહીં ? જા..બેટા વિરલ ...ભાઈ માટે ચા બનાવી લાવ.

સરલ : ના...ના...બા! એક કલાક પહેલાં તો હું ચા પીને ગયો છું. એટલી વારમાં ફરી પાછી ચા હોય? પણ...બા! કહે જોઈએ...આજે શું કામ કઢાવવું છે? કોઈ ખાસ કામ હશે.

સવિતાબહેન : બેટા...સરલ! આવ...બેટા...અહીં મારી પાસે બેસ...તારી બાનાં મોઢા સામે જો... આ કરચલીઓ દેખાય છે?આ ,...અકાળે વૃદ્ધત્વનાં ચિહ્નો મોઢા ઉપર ઊપસી આવ્યાં છે.

સરલ : બા...શું કહ્યું તેં...અકાળે વૃદ્ધ? શું તું પચાસની તો થઈ જ હશે ને ?

સવિતાબહેન : હા...હા...પચાસ ઉપર બે..પણ જો...તો તને મારું મોઢું કેવું લાગે છે?

સરલ : જેવું છે તેવું લાગે છે..પણ..બા...મોઢું કેવું લાગે છે એની સાથે તારી આ વાતનો કંઈ

સંબંધ છે?

સવિતાબહેન : (રડતાં) બેટા…તને શું કહું. એમણે તો મારી જિંદગી રસ વગરની કરી દીધી છે. આપણું ઘર ગોઠવી ગોઠવીને તો મારી જિંદગી પૂરી થશે. રોજ કાંઈકને કાંઈક બજારમાંથી લઈ આવે છે. પછી આટલી જગ્યામાં એને સમાવવી કેમ?

વિરલ : સરલભાઈ…હવે તો આપણે બાપુજીને ઘરમાંથી કાઢી મૂકીએ અથવા તો આપણે જ ઘરમાંથી નીકળી જઈએ.

સવિતાબહેન : સરલ…જો બેટા! તું કોઈક રસ્તો શોધી કાઢ.

વિરલ : નહીં તો પછી બાપુજીને ગાંડાની ઈસ્પિતાલમાં મોકલાવી દઈએ.

સરલ : જો…બરાબર ધ્યાન દઈને સાંભળ. બાપુજીને ગાંડાની ઈસ્પિતાલમાં મોકલતાં પહેલાં હું તમને બંનેને જ એમાં બેસાડી દઈશ. તુંયે બા-દીકરીની ગાંડપણ સાથે તુંયે ખીલે છે? તને આવું બધું શોભે છે? બાપુજીએ શું એટલું બધું તમને દુઃખ દીધું છે કે એમના ઉપર આટલો બધો જુલમ ગુજારવાનું કરો છો?

સવિતાબહેન : પણ..જોને…સરલ…તું વિચાર તો કર. આવી નકામી જૂની-પુરાણી વસ્તુઓ ઝાલતાં આવે છે અને આપણે પૂછીએ કે કેમ લઈ આવ્યા તો કહે, પાણીને મૂલ્યે મળી એટલે લઈ આવ્યો અને પાછા કહે પણ ખરા 'જૂનું એટલું સોનું.'

વિરલ : અને હંમેશાં જ કાલ મારે વહેલું જવાનું છે - વાર ના થઈ જાય કહી એલાર્મ મૂકી ઉઠાડે, ચા બનાવડાવે, ન્હાવા માટે પાણી ગરમ કરાવડાવે અને સવારના પહોરમાં જ જાણે કે ખૂબ મોટું કામ કરવા જતા હોય એમ બતાવે. અને જ્યારે પાછા ઘરે આવે ત્યારે કાંઈકને કાંઈક તો સાથે ઝાલતાં જ આવે.

સવિતાબહેન : મને તો બાર વાગે છે ને ફડક પેસે છે કે હવે પાટીવાળા આવશે, કારણ એમના આવતાં પહેલાં બે-ચાર પાટીવાળા વસ્તુ ઊંચકી બારણામાં હરેડી જ કરે છે. એમને લીધે તો રોજ જ મોડું જમવું પડે છે. આ ધંધો એમને કોણે બતાવ્યો છે તે તો રામ જાણે.

વિરલ : છેક નવ વાગે બની ગયેલું ખાવાનું છેક એક વાગે ભાવે?

સરલ : તો… તારે જમી લેવું… તને કોણ રોકે છે?

વિરલ : પણ… બાને તો બાપુજી માટે રોકાવું જ પડે ને ? એ જ તો પત્નીધર્મ કહેવાય છે નહીંને બા?

સવિતાબહેન : હાસ્તોને ભાઈ….અમારે કાંઈ છૂટકો છે ?

સરલ : બિચારા આટલું બધું રખડી રઝળીને આવે છે તેથી તો ઊલટી તમને એમના ઉપર દયા આવવી જોઈએ.

વિરલ : પણ… એમાં આપણે શું કરીએ ? એમના વાંકે તો રખડે છે ને ?

સવિતાબહેન : (નિસાસો નાંખતાં) ભગવાને આપ્યું છે પણ સુખેથી ખવાતું નથી. ભગવાન આનાં કરતાં તો હવે ઉપાડી લે..ઉપાડી લે..જલદી.

વિરલ : (ચિઢાઈને) બા…તને શું કરવા ભગવાન ઉપાડે? ઉપાડી લે તારા દુશ્મનને. ઘરમાં જે ભારરૂપ હોય તેને ઉપાડે.

સરલ : વિરલ..જીભને હાડકું નથી હોતું એનો અર્થ એમ નહીં કે તેને ગમે તેમ વળાય. જીભ સંભાળીને બોલ બહેન!

સવિતાબહેન : જો ભાઈ સરલ ! આજે એમનો બધો જ સામાન આપણે બહાર રસ્તા ઉપર મૂકી દઈએ. એને વેચીને આપણે કોઈ પૈસા ઉપજાવવા નથી હોં.

વિરલ : (સમજાવતાં) પણ…બા ! આમાંથી એક પણ વસ્તુની કાણી કોડી પણ ઉપજે તેમ નથી. અરે-મફતમાં પણ કોઈ ઘરમાં સંઘરે તેમ નથી.

સરલ : જો..કોઈ જ સંઘરે તેમ ન હોય તો…બાપુજી કેવી રીતે લઈ આવ્યા? અને માર્કેટમાં વેચાય છે એટલે એનો અર્થ એમ તો ખરો જ ને કે કોઈ તો જરૂર લઈ જાય છે.

સવિતાબહેન : પણ… એવા શુક્રવારના બજારમાં જનારા પણ કેવા હોય અને એ બધી વસ્તુઓ લઈ જનારા તો ઝૂંપડીવાળા અને લંગોટીવાળા. આપણા જેવા તો એવા બજારનું નામ જ ન લે. તેને બદલે એ તો જાણે એક હવા ખાવાનું સ્થળ હોય તેમ રોજ જાય છે.

વિરલ : હજી જાય તેનો તો વાંધો નહીં. આપણે એમ સમજીયે કે બાપુજીનો સારો એવો વખત પસાર થાય છે. ઘેર નકામી લમણાઝીક નહીં પણ ..દરેક વખતે એક એક વસ્તુ તો ઉપાડતાં જ આવે છે.

સરલ : પણ..બા! એ કરે પણ શું? તું એમની સાથે કોઈ દિવસ બહાર ફરવા જાય નહીં. તું કહે છે સજોડે જઈએ તો ખરાબ દેખાય. તો પછી બાપુજી કરે પણ શું? અને રોજ ઊઠીને કોઈને ઘેર થોડું જવાય છે? તેથી એમનાથી રોજ જ બહાર જવાય અને વળી નવી નવી વેરાયટી જોવાની પણ મળે અને ભાવતાલ જાણવાના પણ મળે માટે એમણે આ રસ્તો શોધી કાઢ્યો છે.

સવિતાબહેન : ગાંડા...આ તો રસ્તો શોધી કાઢયો કહેવાય કે પછી ઊંધા રસ્તામાં ફસાયા કહેવાય?

સરલ : બા..તને શું કહું? એ તો તું નસીબદાર છે કે બાપુજી ખરાબ રસ્તે નથી ગયા?

સવિતાબહેન : તુંયે શું સરલ? ગમે તેમ બોલે છે? આટલી ઉંમરે એમને વળી કોણ મળવાનું હતું?

વિરલ : જો...ભાઈ ! બાપુજી સવારે તૈયાર થઈ ઈસ્ત્રીબંધ કપડાં પહેરી જાય છે તો ખરાં પણ...જ્યારે પાછા આવે છે ત્યારે મને તો એમ થાય છે કે આજુબાજુનાં પાડોશી ના જુએ તો સારું. કારણ એમને એમ તો થાય જ ને કે આ વળી કેવો માણસ અહીં આવે છે ?

સવિતાબહેન : આવા બજારમાં વળી ઈસ્ત્રીબંધ કપડાં પહેરવાની જરૂર જ શી છે? નકામો કેટલો બધો કપડાંનો ખર્ચો? બેચાર આનાની વસ્તુ વેચનાર તેમજ લેનાર પણ કેવા હોય! તેથી સારાં ધોળાં કપડાં પહેરી બજારમાં જાય તો...પછી પૈસા પણ ખૂબ લઈ લે.

વિરલ : અને પાછા ઘેર આવે છે ત્યારે તો એ કપડાંનો મૂળ રંગ કયો છે તે જ ખબર પડતી નથી. તેના કરતાં બા-આપણે બાપુજી માટે કથ્થાઈ કાળો રાખોડી, એવા રંગોમાંથી જ એક રંગ પસંદ કરીને ‘લોંગ’ કોટ સિવડાવી લઈએ અને ધોતિયું પણ તેવા જ રંગનું. જેથી આપણને તે બધા ધોવાની મહેનત જ નહીં. રોજ ઘેર આવે ત્યારે ખીંટીએ લટકાવે અને સવારે ખીંટી ઉપરથી ઉતારીને પછી પહેરીને જાય.

સવિતાબહેન : વાહ... વિરલ ! એ તેં સારો રસ્તો બતાવ્યો છે. પછી ભલેને રોજ જાય. આ... તો એમનાં કપડાંમાથી મેલ કાઢી કાઢીને તો બાવડાં પણ રહી જાય છે.

વિરલ : અને બીજો પણ એક રસ્તો સૂઝ્યો છે. બાપુજીનું માથું રોજ ધૂળ ઊડી ઊડીને મેલું થઈ જાય છે તેથી વાળ પણ સાવ જ કપાવી નંખાવવા એટલે બોડિયા માથા ઉપર કચરો લાગશે જ નહીં. આ તો રોજ માથું ચોળવામાં સાબુ પણ ખૂબ વપરાય છે.

સવિતાબહેન : હા.. એ તેં ઠીક કહ્યું. આ ...તો એક પૈસાની કમાણી નહીં અને ખર્ચો ભારે.

સરલ : (ચિઢાઈને) બોલતાં કાંઈ શરમાઓ...આ તો તમે કોના માટે બોલી રહ્યા છો કે જે દિલનો દિલાવર છે, પ્રેમનો ભૂખ્યો છે અને કરુણાનો સાગર છે.
(બારણું ખખડે છે.)

સવિતાબહેન : હાય...હાય..અત્યારે તો બાર વાગ્યા છે, નહીં? હવે તો...આપણાં જ બાર વાગી જશે. જો ..તો વિરલ કોણ આવ્યું છે?
(વિરલ બારણું ખોલે છે- પાટીવાળા કાંઈક લઈ આવતાં)

સવિતાબહેન : હાય હાય! પાછા પાટીવાળા કે...

વિરલ : (પાટીવાળાને) ના..ના..ભાઈ...અહીં નહીં...તમે ઘર ભૂલ્યા લાગો છો. બીજા ઘેર તપાસ કરો.

પાટીવાળો : નાહી..બાઈ શેઠની યે ઘરચ સાંગીતલે આહે. બધા...યે કાગજ મધે લિખેલા આહે.
(જાનકીદાસ આવે છે.)

જાનકીદાસ : કેમ...શું ...છે?

વિરલ : બાપુજી...પાટીવાળો ઘર ભૂલ્યો લાગે છે.

જાનકીદાસ : ના...ના..બેટા..આપણે ત્યાં જ છે હું જ વસ્તુ લાવ્યો છું. જો..તો બેટા! કેટલી સરસ મૂર્તિ છે.

સરલ : ખુશ થઈને બાપુજી...મૂર્તિ તો ખૂબ જ મોટી

છે. આવી તો મળવી જ મુશ્કેલ છે.

સવિતાબહેન : હાય..હાય.. આવડી મોટી તો આપણાં ઘરમાં પણ નહીં માય..આપણી છત તો જુઓ..અને આ તમારી મૂર્તિને જુઓ..ઘરમાં એ કેવી રીતે આવશે?

સરલ : બાપુજી..કેટલી કિંમતમાં મળી?

જાનકીદાસ : જોને...આમ તો આ મૂર્તિ એક હજાર રૂપિયામાં પણ ન મળે પણ...મને તો દસ રૂપિયામાં મળી છે. એ તો સારું થયું કે સવારના હું વહેલો ગયો હતો. નહીં તો.. કોઈ બીજું વહેલું પહોંચ્યું હોત તો એ લઈ જાત. તો પછી હું લટકી પડત. એના વગર જ...

વિરલ : ના..રે બાપુજી! તમે દસ દિવસ પછી પણ ગયા હોતને તો પણ ત્યાં જ પડી રહી હોત. તમે તો બહુ મોંઘી લઈ આવ્યા. હજી પણ બરાબર કિંમત કરાવી હોત ? તો જેમ એક હજારને બદલે દસ રૂપિયામાં આવી તેમ દસ રૂપિયાને બદલે દસ પૈસામાં પણ આવત.

સવિતાબહેન : પણ...નાક કાન વગરની ખવાઈ ગયેલા મોઢાવાળી મૂર્તિ રાખીને તમે શું કરવાના? વળી આપણાં ઘરમાં તો ઊભા રહેવાની જગ્યા જ નથી. તો આવડી મોટીને ક્યાં રાખીશું? અને વળી ઘરમાં પણ આવી શક્શે નહીં. અહીંની સીલિંગ જુઓ અને આ ..મૂર્તિની ઊંચાઈ જુઓ.

જાનકીદાસ : આ ... તો કેટલાં વર્ષોની જૂની છે તે ખબર છે? પૂરા એક હજાર વર્ષ જૂની છે..પણ ...જમીનની અંદર વર્ષોથી દટાઈ ગયેલી. હમણાં તો નવાં નવાં મકાનો ખૂબ બંધાય છે ને એટલે મકાનનો પાયો ખોદતી વખતે મળી આવેલી અને તે પણ પાણીને મૂલ્યે મળી એટલે લેતો આવ્યો. ઘરમાં આટલી બધી વસ્તુઓ છે તો એમાં એક વધારે નહીં પડે..હા..જો કે ઘરની છત નીચી છે એ ખરું પણ..એટલા ભાગની આપણે તોડાવી નંખાવીશું એટલે જરાય વાંધો નહીં આવે.

વિરલ : પણ...બાપુજી હવે તો આપણને ચાલવાની પણ જગ્યા રહેશે નહીં. તો શું આપણે ઉંદરડાની માફક ફરવાનું? બધા સામાનની અંદરથી,નીચેથી, આગળથી, પાછળથી, ઉપરથી જવાનું એમ જ ને?

જાનકીદાસ : 'સમજાવતાં પણ...' આપણે ત્યાં આપણાં ચારે જણના સૂવા માટેના ખાટલા છે તે નકામા જ છે. એટલા બધાની આપણે કાંઈ જ જરૂર નથી. પથારી તો નીચે પણ કરાય. માટે તે વેચી નાંખીશું એટલે જગ્યા થઈ જશે.

સવિતાબહેન : હા...ય રામ! તમે પણ શું જેમ તેમ બક્યે રાખો છો? હજી હમણાં બે મહિના પહેલાં જ બે ખાટલા નવા લીધા છે. તેને શું આવી નકામી ભંગાર જેવી વસ્તુની જગ્યા કરવા વેચી નાંખવાનાં? નહીં...નહીં...કદી નહીં બને એવું...

વિરલ : બાપુજી...ઊભા રહો..ઊભા રહો...આજે જ તમારી આણેલી જરી પુરાણી, તૂટલી-ફૂટલી બધી જ વસ્તુઓ બહાર દરિયામાં ધકેલી દઉં છું.

સવિતાબહેન : આવી...ઉકરડે નાંખવાની વસ્તુ ઘરમાં? એકનો પગ તૂટેલો તો એકનો હાથ...એકનું ધડ જ નહીં અને વળી ચોથાનું તો માથું જ નહીં. એક પણ વસ્તુ આખી છે? બધી જ નુકસાની.

વિરલ : (સમજાવીને) તું જરાકે ચિઢાઈશ નહીં. હું આજે જ અને અત્યારે જ એનો બધો જ રસ્તો કરું છું.

સરલ : (ધીમે રહીને) પણ..વિરલ! બહેન...તું એમ કરીશ તો બાપુજીનું દિલ કેટલું બધુ દુભાશે ? તો...મહેરબાની કરી મારે ખાતર કે બાપુજીને ખાતર કે પછી ભગવાનને ખાતર એવું બોલીશ કે કરીશ નહીં.

વિરલ : (ચિઢાઈને) સાવ ચક્રમ જેવાને પાઠ તો શિખવાડવો પડશે જ.

(બારણું જોરથી ખખડે છે.)

સવિતાબહેન : જોને ...બેટા વિરલ! પાછું કોઇક આવ્યું લાગે છે. પણ અત્યારે પાટીવાળાની તો નિરાંત છે. કારણ એ અહીં જ બેઠા છે.

(સંગ્રહસ્થાનનો માલિક આવે છે.)

મિ. સાંડેસરા : બહેન...શ્રીજાનકીદાસભાઈ અહીંયા રહે

છે?

વિરલ : હેં...કોણ...હં...ના...પણ તમારે એમનું શું કામ છે?

મિ. સાંડેસરા : બહેન...મારે તો તેમનું અર્જન્ટ કામ છે.

સવિતાબહેન : (જાનકીદાસને ધીમે રહીને) તમે કશે સંતાઈ જાઓને...? નહીં તો સાવ જ ફારસ થશે.. તમારા દીદાર જોઈને મને તો શરમ આવે છે. કોઈ આપણા હિતેશ્રીએ જ તો મોકલ્યા લાગે છે.

(જાનકીદાસ અંદરના રૂમમાં જાય છે.)

સવિતાબહેન : (મિ. સાંડેસરાને) ના.. ભાઈ.. એ અહીંયા નથી રહેતા..પણ...પણ..

મિ. સાંડેસરા : પણ...બહેન...એડ્રેસ તો મને અહીંનું જ આપેલું છે. મારે એમનું ખાસ કામ છે એમને મળવાનો મને લ્હાવો ક્યાંથી? એમનાં દર્શન તો દુર્લભ છે.

વિરલ : શું તમે મારા બાપુજીની મજાક ઉડાવવા આવ્યા છો? એ બધું તમારું અહીંયા નહીં ચાલે. એ ગમે તેવા હશે પણ..મારા તો બાપુજી છે. એમને માટે તમે ગમે તેવું મશ્કરીભર્યું બોલો તે હું નહીં ચલાવી લઉં. તમે એમને બનાવવા આવ્યા છો?

મિ. સાંડેસરા : શું...બહેન...શું તમે બોલ્યાં? શું જાનકીદાસભાઈ તમારા પિતાશ્રી થાય?.. તો...તો જલદી એમને બોલાવો. હું તેમની ચરણરજ લઉં, એવા મોટા માણસની ચરણરજ મળી શકે એવો સુયોગ ક્યાંથી? એવા કલાની કદર કરનારને તો લાખો નમન.

સવિતાબહેન : પણ...ભાઈ! આ બધું તમે શું ભરડે છો અને સતત ભરડે રાખો છો? જરાક સમજાય એવું તો બોલો.

મિ. સાંડેસરા : જુઓ...બહેન..સાંભળો..બરાબર... મારું નામ સાંડેસરા છે. મારું પોતાનું એન્ટીક્સ એમ્પોરિયમ છે એટલે કે હું મારા સંગ્રહસ્થાનમાં જૂની વસ્તુઓનો સંગ્રહ કરું છું. હમણાં તપાસ કરતાં મને ખબર પડી કે શ્રી જાનકીદાસભાઈને પણ મારા જેવો જ શોખ છે. વળી આપણને જૂની વસ્તુઓની કિંમત નથી હોતી પણ...પરદેશમાં તો એ હિન્દુસ્તાનની નિશાની તરીકે એની ખૂબ કદર થાય છે અને યુરોપિયનો વધારે જથ્થામાં તે બધી લઈ જાય છે. વળી ગવર્નમેન્ટ પણ અમને આવી વસ્તુઓને ઉત્તેજન આપવા પૈસાની મદદ કરે છે કારણ પરદેશનો પૈસો આપણા દેશમાં આવે છે.

સરલ : વિરલ... એ વિરલ... બાપુજીને બોલાવને.

વિરલ : હા...હા..પણ બરાબર સમજી તો લેવા દે... પછી વાત...

મિ. સાંડેસરા : તેથી એમની પાસેની જૂની વસ્તુઓ- જે અત્યારે માર્કેટમાં મળવી દુર્લભ છે તે હું લેવા આવ્યો છું.

સવિતાબહેન : (ધીમે રહીને વિરલ... બોલાવ... બોલાવ... જલદી બોલાવ.બેટા તારા બાપુજીને (મનમાં) હા..શ... હવે ઘર ખાલી થશે. (સરલને) જોજે... પણ કિંમત બરાબર નક્કી કરજે. સહેજ પણ ઓછી કરવાની નહીં જ અને ચાર ગણો ભાવ કરજે. આવો લાગ ફરી નહીં આવે.

(જાનકીદાસને અંદરથી બોલાવી લાવે છે.)

જાનકીદાસ : (અંદરથી આવીને) નમસ્તે...ભાઈ! આપનો આભાર આપને તસ્દી લેવી પડી. મને મળવામાં...

મિ. સાંડેસરા : ના..રે...ના જાનકીદાસભાઈ! હું તો મારે કામે આવ્યો છું. તપાસ કરતાં ખબર પડી કે તમે કલાત્મક ચીજોનો સંગ્રહ કર્યો છે એટલે તે લેવા આવ્યો છું.

જાનકીદાસ : તમે આવ્યા છો તેથી ખૂબ ખૂબ આભાર... ભાઈ ! પણ... જુઓને...હું એ વસ્તુઓ બીજાને આપવા માટે નથી લાવ્યો.



મિ. સાંડેસરા : ભાઈ... પણ પૈસા માટે તો મુંઝાશો નહીં. કિંમત આપણે બરાબર નક્કી કરીશું. તમને વધુ વળતર રહેશે તેથી જરાય ગભરાશો નહીં.

જાનકીદાસ : પણ-ભાઈ ! એ બધી વસ્તુઓના સહવાસથી મને જાણે કે એમની માયા થઈ ગઈ છે તેથી હું તેમને વધુ પૈસા મેળવવા મારાથી અળગી કેવી રીતે કરી શકું ? માટે ભાઈ... હું દિલગીર છું.

સવિતાબહેન : ના...ભાઈ એ તો એમ નેમ એમ બોલે છે. તમે તમારે લઈ જજોને.

વિરલ : બાપુજી...તમે પણ શું ગાંડા જેવું બોલ્યે રાખો છો?

મિ. સાંડેસરા : જુઓ જાનકીદાસભાઈ! દરેક વસ્તુ દસ હજાર લેખે તમને હું પૈસા રોકડા આપી દઈશ. પછી કાંઈ વાંધો છે તમને?

વિરલ : ભાઈ...તમે તમારે લઈ જાઓને? અમારી પાસે આવી દસ જૂની-પુરાણી વસ્તુઓ છે. એના લાખ રોકડા ગણી આપી તમે જરૂરથી લઈ જઈ શકો છો.

મિ. સાંડેસરા : ના...ના..બહેન! એમ એમનું દિલ દુભાવશો નહીં. એવી રીતે હું લઈ જાઉં તો મને તે સદે નહીં. કલાકારનો કલા પ્રત્યેનો પ્રેમ હું સમજી શકું છું. ખરેખર...જો કલાની આવી કદર કરનાર દુનિયામાં થોડા જ માણસો પણ હોય તો...દુનિયામાં કારીગરીનો તોટો જ ન હોય.

જાનકીદાસ : સાંડેસરાભાઈ... હું મજબૂર છું... શું કરું ? તમને નાખુશ કરવાની હિંમત કરું છું. ફક્ત મારી કલાની ફેડ માટે. તો... માફ કરજો ભાઈ ! પણ... મેં આ વસ્તુઓ વેચવાનું બજાર નથી ખોલ્યું.



મિ. સાંડેસરા : કાંઈ નહીં ભાઈ, તમે નારાજ ન થતા. તો જુઓ..આપણે એક બીજો રસ્તો કાઢીએ. તમે મારા સંગ્રહસ્થાનમાં મેનેજર તરીકે રહી જાઓ- રૂ. ૧૫,૦૦૦ના પગારથી અને તમારી આ વસ્તુઓ મને વેચશો નહીં પણ...એ શો માટે મારા સંગ્રહસ્થાનમાં રાખજો અને તમે એ એમ્પોરિયમના મેનેજર તરીકે રહેવાથી એ વસ્તુઓની દેખરેખ બરાબર રાખી શકશો અને તેને તમારી આંખ આગળથી અળગી પણ નહીં કરવી પડે અને એ ચીજો પણ પાછી તમારે જ્યારે લઈ જવી હોય ત્યારે લઈ જઈ શકો છો અને એ ચીજો તમે સંગ્રહસ્થાનમાં રાખવા દેશો તેને માટે હું તમને રૂ. ૫૦૦૦ આપી દઈશ.

વિરલ : (ઉતાવળથી) મંજૂર... મંજૂર... સાંડેસરા સાહેબ. આજે જ આ વસ્તુઓ ઉપડાવી જાઓ.

સવિતાબહેન : હા...અને કાલથી જ એ નોકરી ઉપર હાજર થઈ જશે..હોં કે ભાઈ!

વિરલ : અરે... બા! કાલથી જ શું કામ... આજે જ અરે... આજે જ શું... અત્યારે જ મોકલોને... એમને?

સવિતાબહેન : આજથી જ નહીં... વિરલ! કારણ એમનાં કપડાં ધૂળથી સાવ મેલાં થઈ ગયા છે. તેને એસિડમાં બોળી બરાબર સાફ કરવાં પડશે. મેનેજર તરીકે દીપવા જોઈએને?

જાનકીદાસ : ભાઈ... સાંડેસરા! આ બધું તમે ખૂબ કરી રહ્યા છો. મારી એટલી લાયકાત નથી. મને શું કરવા ખુરશી ઉપર બેસાડો છો? આપણે વળી મેનેજર થઈને શું કરવું છે? આપણે તો ઘરના જ મેનેજર સારા...

મિ. સાંડેસરા : એવું હોય કાંઈ..તમારી કદર તો જે કરી શકે તે જ કરી શકે..હીરાનું પારખું તો ઝવેરી જ કરે.

---

*૨/સી, નાનિક નિવાસ, વોર્ડન રોડ,*
*મુંબઈ-૪૦૦૦૨૬*
*ફોન. ૦૨૨-૭૩૬૪૩૫૬૭*

# મેના ગુર્જરી- નવ સંસ્કરણ

*- ડૉ. નિરંજન રાજ્યગુરુ*

પાત્રો (૧) બારોટજી (૨) શૂરશી ઠાકોર (૩) મેના (૪) તેજાં (૫) રેવંત ગુર્જર (૬) ચંદો ગુર્જર (૭) હીરો ગુર્જર (૮) બાનડી (૯) સાસુ-ઉજળાંબા (૧૦) અમથીડોશી (૧૧) રૂડાં (૧૨) હેતાં (૧૩) પ્રેમાં (૧૪) દીવાં (૧૫) મુસ્લિમ નારી (૧૬) શાહજાદો (૧૭) સિપાહી -૧ (૧૮) સિપાહી-૨ (૧૯) નાની બહેન લીલાં

**પ્રવેશ : ૧**

(માંડવગઢના પાદરમાં નાનકડું મહાકાલીનું સ્થાનક, એના પ્રાંગણમાં શૂરશી ઠાકોર એની દીકરી મેના તથા ગામની એક અન્ય દીકરી તેજાંને ઢાલ- તલવારના દાવ શીખવે છે. સ્થાનકમાં દીવો બળે છે, એટલામાં એક બારોટનો પ્રવેશ, માથે આંટિયાળી પાઘડીને ગળામાં રૂદ્રાક્ષ પારાની ત્રણચાર માળાયું પડી હોય, ખંભે વંશાવળીના ટીપણાનો લગભગ ત્રણેક ભારનો ખડિયો લટકતો હોય, એક હાથમાં હોકો પકડ્યો હોય. બીજા હાથમાં ચાંદીની મૂઠવાળી લાકડી કે રૂપકડી દેશી સિતાર ઝાલી હોય અને ભલકારા કરતાં બારોટજીનો પ્રવેશ થાય.. માંડવગઢની સંસ્કૃતિ એ વન-જંગલની સંસ્કૃતિ છે, પ્રકૃતિમાં જીવનારી વનવાસી પ્રજાની સંસ્કૃતિ છે. પ્રકૃતિની એક એક ચીજનું પૂજન કરનારી આદિમ જાતિની સંસ્કૃતિ છે.)

બારોટજી : જય મહાકાલી..ઠાકોર..માંડવગઢનો શૂરશી ઠાકોર આમ સવાર સવારમાં ગઢની ડેલી છોડીને આયાં...!

શૂરશી : આવો, આવો, પધારો, બારોટજી! ધન ભાગ્ય અમારા, દેવીપૂતરના દરશન થ્યાં.

બારોટજી : ઠાકોર આ દીકરીયુંને લડાઈની તાલીમ! રાણીમાં ઓચિંતાં પાછા થ્યાં ને તમે આ મેના દીકરી સારુ બીજા વિવા નો કર્યા ઈ તો જાણ્યું,. પણ...દીકરીની જાતને આવા લાડ હોય ? એને તો રાંધણિયાનું કામ ને ગાયુંનાં છાણ- વાસીદાં આવડે એટલે બસ. એને ક્યાં ક્યાંય ધીંગાણે જાવાનું છે?

શૂરશી : બારોટજી! દેવીપૂતર ઊઠીને તમેય આવું બોલો! આપણી ધરતીને માથે આજ મુગલનાં ધાડાં ઉતર્યા છે, બેન-દીકરીયુંની આબરૂ લુંટાય છે, જે ધરતીને માથે જુગોજુગથી જગદંબાયું જનમતી આવી છે ઈ ધરતીની દીકરીયું આજ ઉઘાડે મોઢે ફરી શકતી નથી, ઈના લાજ-ઘુંઘટા મારાથી નથી જોવાતા...મારે તો મારી મેનાને રણચંડી બનાવવી છે..હું ગુર્જર ક્ષત્રિય છું, રાજપૂત છું, મારી દીકરી કાયર ન હોય... મારી દીકરીને હું દીકરાના પાડની ઉછેરું છું. ઈ કોઈ દી' લાજ-ઘુંઘટામાં નૈ રયે... એની મા મને ભલામણ કરીને ગયેલી...

(અવકાશમાંથી મેનાની માનો અવાજ સંભળાયઃ 'ઠાકોર ! આ જીવલેણ માંદગીમાંથી હું બેઠી નહીં થાઉં, પણ ...તમે મારી આ એકની એક દીકરીને દીકરાની જેમ ઉછેરજો..વચન દ્યો...')

બારોટજી : પણ, ઠાકોર! તમારી દીકરીને ક્યાંક પરણાવવી તો પડશે ને ! આવી પદમણી દીકરી તો બે ય પખાંને ઉજળાં કરી દેખાડે.

શૂરશી : હા, બારોટજી, ક્યાંક એને જોગ સારું ઠેકાણું હોય તો વાત કરજો. મારી મેના તો આ મહાકાલીનો અંશ છે, એની માયે મહાકાલીની આરધાના કરી તયેં આ રતન મળ્યું છે. એને જાજેરા જતનથી જાળવે એવું કુટુંબ ને એવો વર મળે તો જ એના વિવાહ કરવા છે..

બારોટજી : ઠાકોર!એવું કુટુંબ ને એવો વર તો મહામાયાએ ગોતી જ રાખ્યો હશે, આપણે તો એની ચીઠ્ઠીના ચાકર...

શૂરશી : બારોટજી! તમને ખબર છે! એક વાર મારી આ મેના દીકરી જંગલમાંથી એક સિંહનું નાનકું બચલું લઈ આવેલી, એના પગમાં કાંટો વાગેલો, પૂરા પંદર દી' એને પાટાપીંડી કર્યા. ને સાજું થ્યું ઈ ભેળું જંગલમાં પાછું વળાવ્યું...પણ, હજી કોક દી' ઈ જંગલમાં જઈને ડાલામથ્થા સાવજ હાર્યે વાતું કરે છે..! આપણી માણાંની જાત! ઈને કોઈ કોચવે નહીં તો સારું....

બારોટજી : ઠાકોર! મા ભેળિયાવાળી બેઠી છે. ઈ સારું ઠેકાણું જરૂર દેખાડશે. લ્યો તયેં હું આ

જગદંબાની નમણ્યું કરી લઉં. (બારોટજી મહાકાલીના સ્થાનક સામે સ્તુતિ-છંદનું ગાન કરે છે.)

**પ્રવેશ : ૨**

(ગઢ ગોકુળના રાજદરબારની ડેલીએ બારોટજી આવ્યા છે. ગઢ ગોકુળની સંસ્કૃતિ નગર સંસ્કૃતિ છે, એમાં સભ્યતા, ઊંચ-નીચના ખ્યાલો, રૂઢિ,-રિવાજોની જડતા, ખોટાં માન મરતબા, વિધિ-નિષેધો, સત્તા અને સંપત્તિ માટેના કાવાદાવા, નારી પુરુષ વિશેના જૂનવાણી ખ્યાલોથી બંધાયેલો સમાજ...)

બારોટજી : જળ ઊંડા થળ છીછરાં, કામન લંબે કેશ;
નટ પટાઘર નિપજે, આયો ગુજ્જર દેશ.
ગઢ ગોકુળિયાના ધણીને ઘણી ખમ્મા... ચોરાશી ચારણ્યું, નવ કોટી મારવાડ્યું, બરડાના બેટની, પાટણના પાદરની, રોઝડના રેવાસની, કળકળિયા કુવાની, તાંતણિયા ધરાની, કાંછ પાંચાળની, અંજારની આંબલીની, ગરનારી ગોખની, ચુંવાળના ચોકની, થાનકના પડધારાની, કડછના અખાડાની...નવ લાખ લોબડિયાળીયું, જોગણી માવડિયું તારાં જતન કરે બાપ રેવંત ગુર્જર!

રેવંત ગુર્જર : પધારો પધારો બારોટજી! આજ તો સોનાનો સૂરજ ઊગ્યો. ઘણે વખતે આજ અમારી ધરતીને પાવન કરી..હેં બારોટજી! બાપુના વખતમાં તો બહુ આવરો-જાવરો રે' તો. પછી તો સાવ ભૂલી ગ્યા'તા કે શું ?

બારોટજી : જાજા જુહાર અન્નદાતા! બાપુ ઈ સમો... બાપ. તે દી તો સતજુગના સોનાવરણા દી હતા... પછી તો બાપ ! ઈસ્લામનાં ધાડાં આવ્યાં, કોક ઘોરી, કોક તુઘલખ, કોક ખીલજી, કોક મોગલ. એણે આ ધરતીને રાનરાન ને પાનપાન કરી મેલી.

રેવંત ગુર્જર : બારોટજી ! ભૂલી જાવા દ્યો ઈ વહમી વાતું...

બારોટજી : બાપ રેવંત ગુર્જર! ઈ વહમે ટાણેય તમે ખત્રીવટ જાળવીને બા'રવટે ચડ્યા... પણ ભાઈ સતને કાજે હો! ઈ સત આજ ફળ્યાં ને ગઢ ગોકળિયાનું તખત મળ્યું...

રેવંત ગુર્જર : બારોટજી! ઈ હંધુંય તમ જેવા દેવીપુતરના આશરવાદે...

બારોટજી : આશરવાદ તો ભા વીશભૂજાળી જગદંબાના ને પરાક્રમ તમારું ! બાપ શૂરશી ! માવડી તમને કરોડ વરસના કરે...બા...પો હડડડ ધી ધી ધી...ન્યાં હોય લીલા દી...સોયલી વાર..સત ને વ્રત અખૂટ ખળાં...ચડતી કળા ને રાવળ વળા...ઝાઝે ધાને ધરાવ..સોયલાં ને સુખી ર્યો બાપ!

રેવંત ગુર્જર : એલા કોણ છે હાજર! બારોટજીને રાજમહેલમાં ઉતારા દ્યો, રાણીવાસમાં ખબર કરો કે આજ બારોટજીની રાજ રીત પરમાણે ખાતર બરદાસ્ત કરવામાં આવે. કાલ્ય દરબારમાં પેરામણી કરશું.

**પ્રવેશ : ૩**

(સ્થળ : રેવંત ગુર્જરનો રાણીવાસ.)

બાનડી : બા! બા ઉજળાંબા! રાણીબા ! બાપુનો ચોપદાર આવ્યો છે... ક્યે છે કે રાજના દશોંદી બારોટજી આવ્યા છે એની સરભરા રાજરીત પરમાણે કરવાની છે, કાલે દરબારમાં પેરામણી થાશે.

ઉજળાંબા : પેરામણી ! પેરામણી તો હું કરીશ કંકુ! આજ બારોટ, કાલ્ય ગઢવી તો પરમદાડે કોક શાસ્ત્રી બામણ હાલ્યા જ આવે છે. કેટલાકની સરભરા કરવી ?

બાનડી : પણ બા ! આ તો રાજધણીનો હુકમ...

ઉજળાંબા : હુકમ તો આયાં મારો ચાલશે. આવા માગણ ધૂતારા તો હાલ્યા આવે. એને ઉતારા દઈ દેવાય દરબારી ડેલીએ...એક ટાણું ખાઈ ને થાય વેતા...

બાનડી : રાણીબા!

ઉજળાંબા : જો સાંભળ્ય કંકુડી! ઈ બારોટ સારુ થાળી પીરસવા જા તયેં દાળ-શાકના વાટકામાં મૂઠી મીઠું ધબેડતી જાજે...

**પ્રવેશ : ૪**

(બાજોઠ પર રેવંત ગુર્જર અને બારોટજી જમવા બેઠા છે.)

રેવંત ગુર્જર : લ્યો બારોટજી ! કરો તયેં હરિહર...

બારોટજી : ૐ બ્રહ્માર્પણ બ્રહ્મ હવિ : ૐ તસ્માત્ બ્રહ્માર્પણ મસ્તુ, નમઃ પાર્વતે પતે હર હર મહાદેવ હર...

બારોટજી : (સ્વગત) ઓહ! આ શાકમાં રામરસ બમણો પડી ગ્યો લાગે છે. રાવજી તો આનંદથી આરોગે છે? અરે! દાળના વાટકામાંય...! આ શું ? આ શું ઠીક જેવી માતાજીની મરજી !...

ઉજળાંબા : (વ્યંગમાં) બારોટજી! નિરાંતે જમજો હો! આજ તમારા હારુ મેં જાતે ખાણું તૈયાર કર્યું છે.

બારોટજી : (સ્વગત) અપમાન! ઘોર અપમાન...રાણી! તમે મારું નૈં એકોતેર પેઢીથી તમારી વંશાવળી જાળવનારી, તમારા પૂર્વજોની બહાદુરીની બિરદાવળી ગાનારી એક પવિત્ર પરંપરાનું... મા શારદાનું અપમાન કર્યું છે.. એનો બદલો મા વીશભૂજાળી જરૂર લેશે.. આ રાજવળામાં ગુજર કુળના આશરા ધરમને પાળે એવી રખાવટવાળી, ડાલામથ્થા સાવજને ય વશ કરનારી, પદમણી તમારા દીકરા ચંદા ગુજર હાર્યે પરણાવીને પછી જ પગમાં પગરખાં પેરીશ..રાણી ઉજળાંબા !

**પ્રવેશ : ૫**

(બારોટજી ફરી શૂરશી ઠાકોરને ત્યાં, માંડવગઢમાં...)

બારોટજી : ઘોડલે લાર, મોતીએ ભંડાર, કણે કોઠાર, પૂતર પરિવાર,
સત વ્રત ને અણખૂટ વળા, ચડતી કળા ને રાવળ નળા,
ઝાઝે ધાને ધરાવ, સોયલાં ને સુખી થ્યો બાપ શૂરશી ઠાકોર...

શૂરશી : આવો, આવો, બારોટજી!...

બારોટજી : શૂરશી ઠાકોર! આજ તો માંગું લઈને આવ્યો છઉં તમારી પદમણી દીકરી મેનાનું...

શૂરશી : તમારા મોઢામાં સાકર, બારોટજી! પણ પે'લા ઠેકાણાંની વાત તો કરો...કિયો વંશ, કિયું ગોતર, કિયું ગામ, કિયો મુલક, કોનાં રાજ, ને કિયો પરિવાર?

બારોટજી : ઠાકોર! વંશ તો જાદવ વંશ- કાળિયા ઠાકર કરસનજીનો, ગુર્જર ગોતર, ગામ છે ગઢ ગોકુળિયું, મુલક તો મા પાવાવાળીનો , રાજ છે રેવંત ગુજરના ને, વર છે એનો કુંવર ચંદો ગુજર...
પણ શું વખાણ કરું ઈ મારા જજમાનના.
***ગુજર દેશ સોહામણો, જેનાં ચંગાં નરને નાર,***
***જાણ્યે સરગથી ઊતર્યા, દેવ દેવીના અણસાર.***
***જિયાં મીઠાં આંબા-આંબલી, મીઠાં દાડમ દ્રાખ,***
***પાવાગઢ સોયામણો, જેની કાણગારી નાર.***
***કંચન વરણી ભોમકા ગઢ કોઠાળાં ગામ,***
***રમતો દિલમાં રામ, ગુણિયલ ભોમ ગુજરાતની.***

શૂરશી : બારોટજી! મારી મેનાનેં મેં હથેળીના ફૂલની જેમ જાળવી છે. એને ક્યાંય ઓછું તો નૈં આવે ને? ક્યે છે કે ગુજરાતની ધરણીને મુગલુંના ધાડાં ધમરોળે છે?

બારોટજી : અરે ઠાકોર! આ ઠેકાણું તો મોકલ્યું મા'કાળીએ...તમે મૂંઝાતા નૈં. રેવંત ગુજરના બે ય દીકરા છે અડીખમ જોધ્ધા...મોટો ચંદોજી ને નાનેરો હીરોજી. એના મુલકમાં તો-
***નદી ખળુ કે નીર વહે, મોરાં કરે મલાર,***
***જ્યાં સાતે રસ નીપજે, ભોંય ધરા ગુજરાત.***
***પાંખાળી પેરે મોજડી, હાલે ચટકતી હાલ્ય,***
***વંકી બાંધે પાઘડી, ગરવો ઈ ગુજરાત...***

શૂરશી : પણ...બારોટજી!

બારોટજી : ઠાકોર....મા જગદંબા ઉપર ભરોંસો રાખો, લાવો રૂપિયો ને નાળિયેર...પદમણી દીકરી મેના ને શૂરવીર ચંદોજી ગુજરના વિવાહ પાકા કરી આવું...
(શૂરશી ઠાકોર બારોટને રૂપિયો ને નાળિયેર આપે છે. બારોટ મેનાને આશીર્વાદ આપી વિદાય લે.)

તેજાં : લ્યો, મેનાબા! તમે તો હવે સાસરે જાવાનાં...અમને યાદ કરશોને ! તમારાં વિના માંડવગઢ સૂનો થઈ જાશે...તમે તો રાજરાણી થાશો...!

મેના : તેજાં! ઈ રાજરાણી પદનો મને જરાય મોહ નથી, કયે છે કે રાજરાણીને તો જાતજાતનાં બંધન હોય...ઈ બંધણીમાં કેમ રહેવાશે?... પણ હું ગઢ ગોકુળિયે જઈને તારી સારું પણ સરસ વર ને ઘર ગોતી કાઢીશ. મનેય તારા જેવી સૈયર વિના ક્યાં હાલવાનું છે? ને મારી મશીયાઈ બહેન રેવાને સારુ ય આપણે સારું ઠેકાણું ગોતી કાઢશું...

**પ્રવેશ : ૬**

(ગઢ ગોકુળિયાના રાજમહેલમાં બારોટજીનું આગમન. અમીરો ને ઉમરાવો, ખાન ને સરદાર, ખખા ને દોતિયા, મેતાને મસુદી, કારભારી ને ચોપદાર...સૌ પોતપોતાની બેઠકને માથે બેઠાં બેઠાં ખમકારા કરી રહ્યા છે. પડખેના ખાનામાં કસુંબો ઘુંટાઈ રહ્યો છે.)

બારોટજી : હકડે ઠઠ કચેરી ભરાણી છે ને કાંઈ! ઓ હો

હો..કાવા - કસુંબા ઘુંટાઈ રહ્યા છે !
ખરલમાં નાખો તો ખસરક ઘુટાંગ
ગરણીમાં નાખો તો ત્રબક ત્રબક
બાપ પીએ તો બેટાને ચડે, બેટો પીવે તો બાપને ચડે, કાકો પીએ તો ભતરીજાને ચડે, એક પીએ તો બીજાને ચડે, ઘોડો પીએ તો અસવારને ચડે, કીડી પીએ તો કાગને મારે, તલનો ત્રીજો ભાગ, રાઈના કણ જેટલું ફોરૂં હેઠું પડ્યું હોય તો સાત પાતાળ ફોડીને શેષનાગનું માથું ફાડે એનું નામ કસુંબો...
જે મુખ અમલ ન ચખ્ખીયાં...

રેવંત ગુજર : ભલા..ભલા..બારોટજી..એલા બારોટજીને એકાદ અંજળી ધરો..

બારોટજી : (અમલની અંજળી લેતાં.) રંગ સીતાજીના સતને, રંગ લખમણ જતિને, રંગ હનુમાવીરને, રંગ નકલંગી પીરને, રંગ કાળિયા ઠાકરને, રંગ ભોળિયા શંકરને, રંગ તાતી તેગને, રંગ તુરંગી વેગને, રંગ ગઢ ગોકળિયાના રાણને, રંગ સૂરજ દેવ ભાણને, રંગ રેવંત ગુજરને, રંગ ચંદા ગુજરને...
(ખોખારીને) પંથી કા સાથી, થાકે કા વાહન, શૂર કા સખાઈ, દશમનકા દાહન કાયર હું પોરસ ચડે, શૂરા ખાય તો ચોગુના લડે, જોગી કા જોગ સદ્ધે, રોગી કા રોગ મિટે બિજોગી કી ઉદાસી કટે, ગુમાનીકા ગુમાન ઘટે, રંગ રામા રંગ લખમણા, રંગ દશરથરા કવંરાવ લંકા લૂંટી સોવ્રની તું આલી જ ભંવરાહ, ગઢ ઢાળણ ગોળા ગળણ, હાથીયાં દૈણ હુમલ્લ મતવાલી ધણ્ય માણતાં આજો શૈણ અમલ્લ...

રેવંત ગુર્જર : હાં તો કવિરાજ! દુવારકાની જાતરા કરી આવ્યા? રાજા રણછોડને જુહારી આવ્યા! જાતરા સુખરૂપ રહીને બારોટજી ! હવે તો રાજની પેરામણી...

બારોટજી : રાવજી! રેવંત ગુર્જર! બાપ! તમારી પેરામણી તો મારા આંખ્ય માથા ઉપરે..પણ...

રેવંત ગુર્જર : શું પણ..? બારોટજી : કેમ અટકી ગયા? બોલો..બોલ..જી મનમાં હોય ઈ બોલી નાંખો.

બારોટજી : બાપ રેવંત ગુર્જર, તમારા ગઢમાં ને ગામમાં કેટલીયે ગુજરીયુંના પગના ઝાંઝરના ઝણકાર વાગે છે પણ પદમણીનાં પગલાં વિના ઈ રંગમોલના અંજવાસ ઝાંખા...

રેવંત ગુર્જર : રંગમોલના અંજવાસ ઝાંખા?

બારોટજી : હા રાવજી! તમારી બાગના ફૂલડાં ફોરમ્ય વિનાનાં...બાપ! ઈ તો તલવાર્ય વિનાનાં ખાલી મ્યાન...

રેવંત ગુર્જર : તલવાર્ય વિનાનાં મ્યાન! ખાલી મ્યાન?

બારોટજી : હા...રેવંત! નવખંડમાં જેની જોડ્ય જડે નહીં એવી પદમણીનાં પગલાં વિના...તારા કુંવર સારુ એવી પદમણી નાર્ય મેં ગોતી છે.

રેવંત ગુર્જર : ક્યાં છે ? ક્યાં છે ? ક્યાં છે પદમણી નાર્ય? કોને ન્યાં છે એવું રતન..?

બારોટજી : બાપ રેવંત! પણ પદમણી નાર્યને સાંચવવી સહેલી નથી. એનો રાજીપો હોય તો જ ઘરમાં કાયમ રધ સધના ભંડાર ભર્યા રયે...બાપ! ઈનો દેવાંશી જીવ...અમરલોકનો આતમો... પદમણી નારીને પાશેરનો આહાર, પદમણી નારીને નીંદરા પલની, પદમણી નારીને પાનીઢંક વેણ્ય, આંખડી લાલ ચણોઠડી, હિંગોળ જેવા હાથ, પંડ્યે બનાવે પૂતળું જે દી, નવરો દીનોનાથ...હામ કામ લોચના, હાલે તો કંકુ કેસરનાં પગલાં પડે, બોલે તો બત્રીશ પાંખડીનાં ફૂલ ઝરે, પ્રેમના બાંધ્યાં ભમરા ગુંજારવ કરે. ત્રાઠી મૃગલીના જેવા નેણ, ભૂખી સિંહણના જેવો કડ્યનો લાંક, ઊગતો આંબો, રાણ્ય કોળાંબો, બારવટિયાની બકછી, હોળીની જાળ, પૂનમનો ચંદ્રમા, જૂની વાડ્યનો ભડકો ને ભાદરવાનો તડકો. સંકેલી નખમાં સમાય. ઉડાડી આભમાં જાય. ઊગમણા વા વાય તો આથમણી નમે, આથમણા વા વાય તો ઊગમણી નમે, ને ચારે દશ્યુના વા વાય તો ભાંગીને ભૂકો થાય.

રેવંત ગુર્જર : ઓહ- એવું મનેખ આ ધરણીને માથે ક્યાંથી હોય ?

બારોટજી : છે...રેવંત ગુર્જર , છે..પદમણી છે...પૂરવ જલમની જોગણી છે..

રેવંત ગુર્જર : પણ મને એનું ઠેકાણું દેખાડો...હું મારા ચાંદાજીનું નાળિયેર મોકલાવું..ક્યાં છે આવી પદમણી?

બારોટજી : પદમણી તો છે માળવાના માંડવગઢ પાસેના

ગામ ગુજરીના ઠાકોર શૂરશીને ન્યાં..મા જોગમાયા પોતે દીકરી થઈને આવી છે. નામ છે એનું મેના..મેના પદમણી..

ચંદો ગુર્જર : (સ્વગત) મેના!મેના! પદમણી મેના..

બારોટજી : હા રેવંત ગુર્જર! પદમણી મેના. એના હાથનું શ્રીફળ ને રૂપિયો હું લઈ આવ્યો છું. હવે વાજતે ગાજતે તમારા દીકરા ચંદાની જાડેરી જાને તેડી આવો પછી મારી પેરામણી કરજો.

**પ્રવેશ - ૭**

(રેવંત ગુર્જર અને તેની કર્કશા પત્ની વચ્ચેના સંવાદો.)

રેવંત : ઠકરાણાં ! આપણા બારોટજી કુંવર ચાંદાજી સારુ એક પદમણી કન્યાનું નાળિયેર લઈ આવ્યા છે. પણ તમારો સભાવ આકરો, કાંઈ વેણ-કવેણ બોલી નાંખતા નૈં હો..આ પંથકમાં સૌ તમને તમારા વેણને ઓળખે છે એટલે તો મારા ચાંદોજીને કોઈ દીકરી દેતું નથી..તમે મંતર-જંતર, દોરાધાગામાં માનો.

ઉજળાંબા : ઠાકોર! તમારા ઈ બારોટનો ભરોસો કરતા નૈં...
લોહ, લાકડાં, ચામડાં, પેલાં કશાં વખાણ,
વહુ, વછેરા, દીકરા, નીવડીયાં પરમાણ.

રેવંત : ઠકરાણાં..બારોટજી તો દેવી પૂતર...આપણી એકોતેર પેઢીની વંશાવળીનો ભાર ઉપાડનારી એક પવિત્ર પરંપરાના વારસદાર. એના બોલને ભરોંસે તો આપણા કૈંક વડવાએ પોતાના દેહના બલિદાન દઈ દીધેલાં.

ઉજળાંબા : રાખો, રાખો, હવે ઠાકોર! તમારા ઈ બારોટને મારો અણગમો છે, ક્યાંક મને હલકી પાડવા તો...

રેવંત : ના...ના...ના..એને હૈયે તો હિત હોય આપણા ગુજર વંશનું...

**પ્રવેશ : ૮**

(ચંદા ગુજર સાથે મેનાના વિવાહ થયા. વેલ્ય આવી. વેલ્યમાંથી ઊતરતી મેનાના દેવાંગી રૂપ જોઈને સસરો રેવંત ગુર્જર એના પગમાં પડ્યો છે. અને ભાઈ! મેનાનાં રૂપેય કેવાં છે? આવાં રૂપ લઈને મેના કટ કટ કટ કટ માઢમેડીનાં પગથિયાં ચડી ત્યાં તો ચંદા ગુજરની આંખ્યું ચાર થૈ ગૈ.

*મારૂ ચલી મોલ પર, છૂટા મેલ્યા કેશ*
*જાણે છત્રપત ચાલિયો, કોક નમાવવા દેશ..*
*આંખડી લાલ ચણોઠડી, જેના હિંગોળ જેવા હાથ*
*પંડ્યે બનાવું પૂતળું જેવી નવરો દીનોનાથ*
*લંબવેલી લજ્જા ઘણી, પોંચે પાતળિયાં*
*આછે સાંચે નિપાવિયાં, કોક ઠેક કામણિયાં*
*ચન્દ્રવદન સોહામણું, દાંતે દાડમ બીજ*
*નીલ સાળુડો ઓઢણે, માંહે ઝંબુકે વીજ.*
*ક્યેં સાંજ પડે- ક્યેં માઢ મેડીએ જાઉં...ક્યે*
પદમણીને પામું...એવા વિચારે ચડેલો ચંદો ગુજર આકુળ વ્યાકુળ થાય છે. એક એક પળ એને વરસ જેવડી લાગે છે.)

(સ્થળ : ચંદા ગુજરનો શયનખંડ)

ચંદો ગુજર : *પદમણી! કેશ સોહે વાયસ રંગી, વેણ વસૂકી નાગ,*
*માંગ સમારી મોહિની! ત્રિવેણી ત્રિભાગ,*
*મસ અણિયાળી અમી ભરી, કાજળ અંજિત આંખ,*
*ભંવર જે ભામિની તણી, પાંપણ ભમરા પાંખ,*
*કોટ કપોત જેવી કરત, શ્રવણ છીપ આકાર,*
*કપોલ કમળથી કારમા, નાસિકા તલની ધાર,*
*નાભિ લક્ષણવંત, ત્રવેલી ગરણી સમી,*
*અતિ સુંદર ઓપંત, ચાલ મદ ગજ ગામિની,*
*પદમણી પૂરણ પાણ, સતી શિરોમણી મુજ મળી,*
*ચતુરા ચતુર સુજાણ, ચંદા...ચંદા...મનભર માણ...*

મેના : હાં હાં ગાં ઠાકોર ! રાવજી! આટલી બધી અધીરાઈ!

ચંદો ગુર્જર : પદમણી ! મેના ? તમને ખબર છે ? તમને ખબર છે ? હું તમને ઝંખું છું. રાત દી... જે દી દરબારમાં બારોટજીએ તમારા વખાણ કરેલાં તે દી'નો વાટ જોઉં છું. જાગતાં-સૂતાં-સપનામાંય.

મેના : હા, રાવજી ! સપનામાં જ. આ સંસારેય એક સપનું જ છે ને ?

ચંદો ગુજર : પદમણી?

મેના : હા, ચંદા ગુજર ! તમારી ઝંખના તો આ કાયાને માણવાનીને ! આ પાંચ મહાભૂતના પૂતળામાં અજર અમર આતમો બીરાજે છે,

એને પામવાની ઝંખના ખરી ?

ચંદો ગુજર : મેના ! નથી સાંભળવી મારે તમારી ભગતી ગનાનની વાતું...અટાણે આ ટાણે તમને એવુ વાતું સૂઝે છે ?

મેના : આવું તો કૈંક સૂઝે છે રાવજી ! મા ભવાની જગદંબાનો આરાધ કરો તો તમનેય સૂઝશે એવી વાતું... અલખધણીના ઘરની વાતું...

ચંદો ગુજર : મેના! મેના! ધણી તો હું રાવ ચંદો ગુજર, તમારો ધણી...

મેના : ધણી! (હસતાં હસતાં) હા, રાવજી..તમારા રંગમોલમાં તમારા ખજાનામાં હીરા મોતી ને ઝવેરાત હાર્યે એક પદમણી પણ છે એવો ગરવ દેખાડવા મને લાવ્યા છો કાં? ઠીક તો આ કાયાના તમે ધણી છો ને ? તમે વિવાહ કર્યા છે આ કાયા સાથે. મારા મન સાથે નૈં.. સમજ્યા! શક્તિરૂપ નારીના મનને ઓળખ્યું છે તમે?...ઠીક તયેં ભોગવી લ્યો આ કાયા... ને કાં સાંભળી લ્યો...

ચંદો ગુજર : ના...નથી સાંભળવા મારે કોઈ વેણ...હું ય હાડચામનો માણસ છઉં..હું પુરુષ છું...

મેના : પુરુષ...(હસતાં...) સાંભળો રાવજી! તમારે દાસી જોઈએ છે કે જીવનસાથી ?....

ચંદો ગુજર : મારે જોઈએ છે એક નારી...એક સ્ત્રી, એક પત્ની, હું કાંઈ ભગતડો નથી કે..

મેના : ભૂલો છો ઠાકોર...ભૂલ્યા તમે રાવજી! તમે એક નારીશક્તિ સાથે વિવાહ કર્યા છે. પૂતળી સાથે નહીં..તમે તો એક પ્યાદું છો. ગુજ્જરોના પુરુષકેન્દ્રી સમાજનું.

ચંદો ગુજર : તો તમારે અહીં કામરૂપના ત્રિયારાજની સ્થાપના કરવી છે?

મેના : ના. ત્રિયારાજની નહીં, નારી અને પુરુષના અભેદ ઐક્યની. શિવ અને પાર્વતી, રામ અને સીતા, કૃષ્ણ અને રાધા જેવા અભેદ ઐક્યની. મારે તમને બનાવવા છે પૂર્ણ પુરુષોત્તમ. જેને વાંસળી વગાડતાંયે આવડતું હોય, રાસ રમતાંયે આવડતું હોય અને સુદર્શન ચક્ર લઈને અસુરોનો સંહાર કરતાંયે આવડતું હોય...

ચંદો ગુજર : ના...ના..મારે શું મારા કુળની જુગજૂની પરંપરાનો દ્રોહ કરવો? ઈ મારાથી નૈં બને...

મેના : તો સાંભળી લ્યો...મારે એક વ્રત છે. છ મહિના લગી ભોંય પથારી...બીજ ને પૂનમનો અપવાસ..ન્યાં લગી...

ચંદો ગુજર : ન્યાં લગી મારેય...? હા, બારોટજી કે'તા તા...

(બારોટજીના બોલ પડઘાય)

'બાપ ચંદા ગુજર ! પદમણી મેળવવી સહેલી નથી..એનો રાજીપો હોય તો જ ઘરવાસ માંડે... બાપ ! ઈનો દેવાંશી જીવ ! અમર લોકનો આતમો...'

ચંદો ગુજર : (સ્વગત) ઓહ ! ઓહ ! શું કરું?- કાંઈ સમજાતું નથી, રંગમહેલની મશાલુંના અજવાળે પદમણીના રૂપ-જોબનનો રસ લૂંટવા આવ્યો તો ને અટાણે આ ભગતડી ઉપદેશનાં થોથાં ઉઘાડીને બેઠી. ઓહ! મારાથી એના ઉપર બળજબરી કેમ નથી થાતી? ઓહ... એની કટારીથીયે ધારદાર વાણીથી કેમ વિંધાઉં છું? એનું તે જ કેમ ખમાતું નથી મારાથી? શું કરું....?

(ચંદો ગુજર ઝંખવાઈ ગયો. પગથિયાં ઊતરી ગ્યો...અંતરમાં ઉલ્કાપાત મચ્યો છે.)

**પ્રવેશ : ૯**

(મેના અને સરખી સૈયરો ગરબે રમે છે, એ જોઈને..ઉજળાંબા અને અમથી ડોશી મેનાના સ્વરૂપ અને સ્વભાવ વિશે વાત કરે છે.)

(ગરબો)

***હે રૂડે ગરબે રમે છે દેવી કાલીકા રે,***
***પાય વાગે છે ઘૂઘરીના ઘમકા રે,***
***કે રૂડે ગરબે રમે છે દેવી કાલીકા રે...***
***સ્વર્ગ લોકમાંથી વિષ્ણુ દેવ આવિયાં રે,***
***સાથે લક્ષ્મીજીને તેડી લાવિયા રે,***
***રૂડે ગરબે રમે છે દેવી કાલીકા રે....***

(રાસ પૂર્ણ થાય અને ઉજળાંબા અને અમથી ડોશી વચ્ચે સંવાદ)

અમથી ડોશી: ઉજળાંબા ! તમારી વહુ તો ભારે જોરૂકી ! શું એનો સાદ !...શું એનું રૂપ !....

સાસુ : હા, ..(કટાક્ષમાં) પદમણી છે ને ! એણે તો મારા ચંદાને ગુલામ જેવો બનાવી દીધો... ચંદો જ નૈં મારા હિરિયાને ય..દિયરજી... દિયરજી...કહીને ભોળવી લીધો. ઠાકોર જેવા ઠાકોરે ય રાત દી' એના વખાણ કરતાં થાકતા

નથી. પોતાને પિયરથી તેજાં જેવી છોડીયુંને આપણા ગુજરમાં પરણાવીને લઈ આવી... પણ મારે એને દેખાડી દેવું જોશે કે- ગુજરી થાવું હોય તો...

**પ્રવેશ : ૧૦**

(મેના અને સખીઓ) કૂવા કાંઠે પાણી ભરવા...

(પૂર્ણ પ્રકાશ થાય ત્યારે મંચ ઉપર મધ્યકાલીન ગ્રામજીવનનું દૃશ્ય. પાછળના પડદા પર ગામનું પાદર, ગાયો-ભેંસો, ઘેટાં-બકરાં, ડુંગર, ઝાડી દેખાતાં હોય અને એક પછી એક પનિહારી માથા પર બેડાં લઈને પાણી ભરવા કૂવા પર આવે. હસતી-ગાતી મંચના એક છેડે દૃશ્યમાન કૂવા કાંઠે પહોંચી જાય.)

સોના ઈંઢોણી રૂપા બેડલું રે નાગર ઊભા<br>
ર્યો રંગ રસિયા,<br>
પાણીડાં ગઈ'તી તળાવ રે, નાગર ઊભા<br>
ર્યો રંગ રસિયા...

તેજાં : (નિસાસો) ક્યાંના રસિયા ને ક્યાંનો રંગ ! લો, આવી ગયો કૂવો, ભરી લ્યો બેડાં..ને થાવ વેતાં. જો મોડું થાશે તો ઘરમાં કકળાટ કરી મૂકશે આપણાં સાસુમા..

રૂડી : લે વળી? આ ઘટમાળ તો રોજની થઈ ગઈ! માથે મરને હજાર કામ પડ્યાં હોય- બે ઘડી સખ દખની વાત કરવાના ઠેકાણેય આવો ઉચાટ?

હેતાં : હાસ્તો...આઠે પહોર છાણવાસીદાંને ચૂલાઓ ફૂંકવાની વચ્ચે આવાં ગાણાં જ આપણને જીવતીયું રાખે છે. કેમ મેનારાણી, બોલતાં નથી?

મેના : (અન્યમનસ્ક) ભાભી...ઈ પાવાના ને શરણાઈના સૂર ને ઢોલના ઢમકારા...હું તો બધુંય મારે માંડવગઢ મહિયરમાં જ મૂકીને આવી છું. કાં તેજાં...! જાણે ..જાણે આખો મનખો જ બદલાઈ ગયો! આયાં તો રાજવળાની રીતું..આની હાર્યે બોલાય, આની હાર્યે જ ચલાય,

પ્રેમાં : મેનારાણી! (નજીક આવી, હેતથી) મહિયર બહુ યાદ આવે છે?

મેના : મહિયરમાં તો હેતની સરવાણી વહેતી હતી, પ્રેમાં, મારા બાપુ તો બસ, બાપુ જ. સાવ નાનકડી હતી ને માડી મરી ગઈ ઈ પછી તો મારી માયે મારા બાપુ...સહિયર કહો તો સહિયર ને સથવારો કહો તો સથવારો. પૂછી જો તેજાંને...મારા બાપુની તોલે કોઈ નો આવે. બેનાં, મહિયરનું તો ઝાડવુંયે હેતથી લુંબઝુંબ લાગે..ને આયાં..(નિસાસો)

પ્રેમાં : આયાં ?

મેના : પ્રેમાં, તમને નહિ સમજાય. અમ રાજવળાંની રીતું...ગુજ્જરનાં ગુમાન..અહીંયાં તો હેત પ્રીત બધું યે ચોપાટુંના ખેલ, કાવા-કસુંબાની પ્યાલીઉં, કાવા-દાવ ને તલવારુંના ખોટા રણઝણાટમાં સૂનમૂન થઈ ગયું છે. અમારા ગઢમાં મરદોને મન પહેલી તલવારની પટ્ટાબાજીને બીજી ટેક. ઘરની નાર્ય તો એના રસોડાની રખેવાળ અને વારસદાર દીકરાની જણનારી...

દીવાં : અરે મેનાવહુ, આમ તો શીદ બોલો છો? આપણે ગુજ્જરો તો શક્તિમાતાના પૂજકો કહેવાઈએ. માતાજીયે નારી સ્વરૂપ જ છે ને?...આવાં કડવાં વેણ શું કાઢો છો?

મેના : મનેય ઈ જ મુંઝવણ છે કે એક તરફથી શક્તિ-શક્તિ કહીને માતાજીને પૂજનારા જ ઘરની વહુવારુને શણગારેલી કઠપૂતળી બનાવવા બેઠા છે. લાજું કાઢો, લાજમાં ર્યો...મહિયારીયું થઈને દૂધ ને મહિ, માખણ વેચ્યાં કરો...

તેજાં : મેનારાણી, બસ કરો, તમારા ધણી ચંદાજી ગુજર કાંઈ એવા નથી હોં!

મેના : એના મનમાં ય કુળની મરજાદ પહેલી..બીજું બધું પછી!



રૂડી : આપણે અસ્ત્રીની જાતને તો બધેય સરખું! લ્યો ઊઠો ; બેડાં ભરો, પાછું રાંધણિયાનું મોડું થાશે તો સાસુમાની ગાળ્યું ખાવી પડશે.

તેજાં : અલીયું! તમને ખબર છે કાંઈ! આપણી સીમમાં દલ્લીના બાદશાનો શા'જાદો છાવણી નાંખીને પડ્યો છે એની?

બધી એક સાથે : ના, ના, તને કોણે કીધું?

તેજાં : મારા જેઠ ગ્યા'તા પાટણ...એણે છાવણી જોઈ, આવીને તરત જ કીધું કે ગામની બેન-દીકરિયુંને સીમમાં જાવા દેતા નૈં...ન્યાં દહ દહ કોશના ઘેરાવમાં તંબુ તણાણા છે, રાવટિયું નંખાણી છે. રેશમી બનાતું ને કિનખાબી પડદા... મકરાણી સિપાહીડા, એના અસલ અરબી ઘોડા...મશરુના નેજા, હાથી, રથ, મિયાના, ઢોલિયા, સોના રૂપાની થાળિયું ને રતનની પ્યાલીયું....

રૂડી : (વચ્ચેથી) તયેં તારા જેઠ તારી સારુ પાટણથી પટોળાં વોરી આવ્યા હશે કાં?

મેના : અટાણે એની પૂરી વાત સાંભળતી નથી ને તને બસ પટોળાં જ દેખાય છે?

તેજાં : ગામ આખાના જવાનિયા શા'જાદાની છાવણી જોવા જાવા થનગની રહ્યા છે.

દીવા : ગઝબ છે ને ! ગામના જવાનિયાથી જવાય, ને ગામની બેન-દીકરિયું-વહુવારુથી નો નીકળાય.

તેજાં : મારા જેઠ કેતા'તા, મારી સાસુને કે હમણાં દૂધ-દહીં, મહી-માખણ વેચવા વહેવારુને મોકલતા નૈં...તમે ગયઢી બૂઢી ડોશીયું જ જાજો..

દીવા : હાય, હાય, ઈ ડોશીયું છાવણી જોઈ આવસે!

તેજાં : મેનારાણી! તમે કાંઈક કરોને! તમને તો ચંદાજી ગુજર મહી વેચવા જાવાની ના નૈં પાડે. ને તમે નીકળો તો ભેળો અમારોય જોગ થઈ જાય...

મેના : તમે બધીયુંય જો તૈયાર થાવ તો હું મારી સાસુને વાત કરું...

દીવાં : ના, રે..અમારે તો ભલું અમારું ઘર ને ભલો અમારો વર! આવાં કૌતુક તમને ગુર્જરીઓને પોસાય.

તેજાં : તો તું નો આવતી. અમે તો જરૂર જાશું. જાશું ને? હેં મેનારાણી ! ખરેખર જાશું? કેમ જાશું?

મુસ્લિમ સ્ત્રી : શા'જાદા ઊતરે સીમમેં, તુમ ક્યા મસ દેખન જાઓગી?

મેના : માથે મેલી મહી-મટકી, મહિયારણ થઈને રે જાશું...

તેજાં : હાથમાં લઈશ લાલ લાકડી, ગોવાળણ થઈને રે જાશું.

દીવા : હાથમાં લઉં ફૂલછાબડી, માલણ થઈને રે જાશું...

તેજાં : એલી દીવા, તું તો કેતી'તી ને કે તારે ઘર ભલું?

દીવા : તમે બધીયું જાતી હો, તો હું એકલી રહી જાઉં? (સમૂહમાં ગાય છે)
શા'જાદા ઊતરે સીમમેં. મહિયારણ થઈને રે જાશું.
: ગામને સીમાડે તંબુ રે તાણ્યા, આવી છે તરકુંની ફોજું રે ગુજરી હાલો જોવા જાયીં...
સાસુડી નો જાણે, ઓલી જેઠાણી નો જાણે, દેરીડાને હાર્યે લેશું રે ગુજરી હાલો જોવા જાયીં...

**પ્રવેશ : ૧૧**

(સમય : પ્રાતઃકાળ, મેનાનો પોતાના પતિ તથા સાસુ ઉજળાંબા વચ્ચે છાવણીમાં મહી વેચવા જવા અંગે સંવાદ)

મેના : સાંભળ્યું ઠાકોર ! સીમમાં બાદશાના શા'જાદાની છાવણી નંખાણી છે, એના સિપાહીડા માટે દૂધ ને મહી-માખણ વેચવા આખા ગામની ડોશીયું જાય છે, ને રૂપિયાની કોથળિયું ભરીને આવે છે...ક્યે છે એક એક મટકીના ખોબો ભરીને મૂલ ચૂકવે છે. મારી સૈયરું હાર્યે હુંય મહી વેચવા જાઉં છું...

ચંદો ગુજર : રાણી ! તમારે ક્યાં રૂપિયાની તાણ્ય છે? ને આપણાથી એમ નો જવાય.

મેના : કેમ ?

ચંદોગુજર : આપણું રાજઘરાણું...ગામની બહાર નો નીકળાય...

મેના : પણ, મારે તો જાવું છે..

ચંદો ગુજર : માને પૂછ્યું?

મેના : આવડીક નનકીક વાતમાં માને શું પૂછવાનું હોય? હું તો તૈયાર થાઉં છું..
(મેના અંદર જાય, સાસુ અને નાનોભાઈ હીરોજી આવે, મેના તૈયાર થઈને માથે મહિની

મટકી લઈને બહાર આવે. તેને જોતાં જ સાસુજી ટોકે..)

સાસુ : મેના વહુ, આજે આમ બની ઠનીને ક્યાં ચાલ્યાં? (મેના જરા ખમચાય, જવાબ દેતી નથી)

સાસુ : (કટુતાથી) કેમ, હું પૂછું છે તે સંભળાતું નથી કે પછી જવાબ નહિ આપવાનો નિમ લીધો છે.

મેના : બાઈજી! અમે બધી સૈયરૂં મહી-માખણ વેચવા જઈએ છીએ.

સાસુ : મેનાં, ઈ તો જોયું કે માથે મટકી મેલી છે પણ, તમારા બાપે જો રાજવળાની રીતું શીખવાડી હોય તો કહેશો કે, ક્યાં મહી વેચવા જાવું છે?

મેના : (મક્કમતાથી) બાઈજી! મારા બાપ સુધી જાવ મા, એણે તો રાજવળાની પૂરી રીતું શીખવાડી છે. અમારે જાવું છે સા'જાદાની છાવણીમાં મહી વેચવા.

હીરો : મેનાભાભી..પણ...તમે અસ્રીની જાત ઊઠીને-શાહજાદાની છાવણીમાં?...

મેના : વીરા મારા! અમે અસ્રીની જાત છીએ એટલે તો ખાલી મહી વેચવા જાંઈ છી. બાકી જો તમે બધાય પુરુષો છાવણીમાં જાવ તો લડવાના કોડ પણ પૂરા થાય.

હીરો : ભાભી, ઈ તો એવું છે ને કે જેનાં કામ હોય ઈ કરે!

સાસુ : હીરા! દીકરા! જોતો નથી? ઘરની વહુવારુ આમ ઉંબરો છોડીને આવી ગઈ, ને પાછી છડે ચોક મારી સામે જીભાજોડી કરે છે?...એને જાવું છે મહી વેચવા કે એની છાવણી જોવા?! તો તો શાહજાદાની બેગમ થવાના કોડ હશે, ને કાંઈ?

મેના : (છળી મરતાં) બાઈજી! હાથે કરીને શું કામ તમારા કુળને ને તમારા દીકરાની વહુને હલકી પાડો છો?

હીરો : પણ ભાભી, છાવણીમાં તો બિહામણા મુઘલ સિપાઈડા. હરતાં ફરતાં હશે...

સાસુ : હું મારા દીકરાની વહુને હલકી પાડું છું કે તું તારા પિયરના અને ગઢગોકુળિયાના રાજાના બેય કુળને હલકાં પાડવા બેઠી છો? શું મોઢું લઈને તું શા'જાદાની છાવણી જોવા હાલી નીકળી છો?

મેના : બાઈજી!!! આવાં કવેણ શીદને કાઢો છે?

સાસુ : જો અમારા કહ્યાં માનવાં જ નો હોય તો જાવ. ન્યાં શા'જાદો કંઈ તમારો મા-જણ્યો વીરો થઈને તમારાં મામેરાં નથી પૂરવાનો.

મેના : અમારે ઈ શાહજાદાનો પડછાયોયે નથી લેવો. અમે તો બસ, છાવણીઓમાં મહી વેચશું ને પાછાં વળી નીકળશું.

સાસુ : હદ થાય છે ચંદાજી! અસ્રીની જાતના આવા આચાર? હળાહળ કળજુગ આવ્યો છે?

ચંદો : મેના, આ બધું નથી શોભતું. હું સમજું છું- તમને મન થાય પણ આમ, વડીલો સામે- મર્યાદા લોપીને મારાથી તમને નહિ જાવા દેવાય.

મેના : ઠાકોર! રહેવા દો! તમારે વચમાં પડવાની કાંઈ જરૂર નથી. નો આપતા રજા...- નો લોપતા તમારા કુળની મરજાદા.

સાસુ : જો આમ પરાણે જાવું જ હોય તો સતની ડાબલી ને કટારી ભેળા લેતા જાજો, તરકનો હાથ અડી જાય તો ન્યાં જ...

મેના : ના, મારે સતની ડાબલી ને કટારી ભેળાં નથી રાખવાં.. મારામાં હિંમત છે, હું શું કામ ઝેર ખાઈને કે કટારી ખાઈને આતમઘાત કરું ?

સાસુ : તો નહિ માને, એમ ને?છેલ્લી વાર કહું છું મેના વહુ! જો શાહજાદાની બીબી થાવું હોય તો જ આ ઘરની બહાર પગ મૂકજે, સમજી ?! ને એક વાર આ ઘરની બહાર પગ મૂક્યો પછી તારા માટે કાયમ આ ઘરનાં બારણાં બંધ થઈ જાશે..

મેના : બાઈજી! તમારા દીકરામાં જો પાણી હશે તો મારે શાહજાદાની બેગમ નહિ થાવું પડે !... અરે મારો પરણ્યો જ શું કામ? મારો નાનેરો દેર હિરોજી પણ...

મેના : અને હા, હું કાંઈ એકલી નથી જાતી હોં! અમે સરખેસરખી સૈયરૂં ભેળી છંઈ...
(સમસમી ઉઠેલી સાસુને ત્યાં જ રહેવા દઈને મેના ચાલી નીકળે.)

**પ્રવેશ : ૧૨**

(સખીઓ સાથે મેના માથે મહિની મટુકી લઈ ગાતી ગાતી છાવણી સુધી આવે.)

**અમે મૈયારાં રે,ગઢ ગોકુળનાં...**
**મારે મહી વેચવાને જાવાં,**
**મૈયારાં રે ગઢ ગોકુળનાં..**

દીવા : હાશ..થાક્યાં ! મેનારાણી, ઘડીકવાર બેસોને !... પોરો ખાઈને આગળ જઈએ.
(સૌ મહીની મટકી ઉતારીને બેસે.)

તેજાં : હાય મા..જોઈ પેલી છાવણીઓ? (દૂર જોતી હોય તેમ) ઓહો! મારા જેઠજી કહેતા'તા એવું બધું દેખાય છે, હો! (આશ્ચર્યથી આમ તેમ જોતાં) એ હાલો, હાલો હવે...આયાં જ બપોર નથી કરવા..
(ઊઠતાં ઊઠતાં)

રૂડાં : અલી, પેલા સિપાઈઓ આપણને છાવણીમાં અંદર જતાં રોકશે તો?

તેજાં : રોકે મારી બલા! આ જોજોને- આપણે એવાં મીઠાં રાગે લલકારીશું ને કે સાંભળતા જ રહી જશે!
(લલકારો)
***અમે મૈયારાં રે, ગઢ ગોકુળનાં...***
***મારે મહી વેચવાને જાવાં,***
***મૈયારાં રે ગઢ ગોકુળનાં...***

**પ્રવેશ : ૧૩**

(ગાયનનો અવાજ સાંભળતાં બહાર આવેલ શાહજાદો, મેના અને સખીઓ શાહજાદાની નજરે ચડી, શાહજાદા અને સિપાઈ વચ્ચે સંવાદ, શાહજાદો અને એનો વિદુષક સિપાઈ પ્રવેશે. ત્યાં આવતાંની સાથે જ નાચતી-ગાતી યુવતીઓ ઉપર નજર પડતાં મંત્રમુગ્ધ થઈને જોતો જ રહી જાય.) (આવતી જુવાની, કેરીની ફાડ્ય જેવી આંખો, કાળી ભમ્મર, દાઢી, ગુલાબી બદન, શિર આંટીયાળી પાઘ, કીનખાબી બંડી, રેશમી પીળો જામો, ડોકમાં લળી જાય એટલાં ઘરેણાં, પગે રૂપાનો તોડો, કેડે તલવાર, ભેટે જમૈયો.)

શાહજાદો : સુભાન અલ્લાહ! યે મેરી આંખો કે સામને યહ ક્યા નજારા દેખ રહા હૂં મિયાં?

સિપાહી : જહાંપનાહ, લગતા હૈ કિ આપ સીધે જન્નતમેં હુશ્નપરીઓંકે બિચ પહોંચ ગયે હૈં!
(શાહજાદો એની બોચી પકડી એક ફેંટ મારે)

સિપાહી : જી...જી...મેરા મતલબ થા કિ યહ સબ જન્નતકી પરિયાં ન જાને કહાં સે જમીન પર આ પહુંચી હૈ?...
(શાહજાદો ગુજ્જર નારીઓની વચ્ચે પહોંચી જાય, બધી સ્ત્રીઓ ચમકે, ગાયન અટકી જાય. રંગમાં ભંગ, મેના ઘડીભર ખચમાઈ જાય. પણ પછી હિંમતભેર આગળ આવે)

મેના : વાહ ! આમ પૂછ્યા ગાછ્યા વગર બૈરાનાં ટોળામાં ઘૂસી આવતાં લાજ નથી આવતી ?
(શાહજાદો મલકાતો ઊભો, સૌંદર્યનું પાન કરી રહ્યો છે)

સિપાઈ : અરે! લાજશરમ કાહેકી ? યે તો હૈ દિલ્લી કે શાહજાદા ! ક્યા આપની રૈયત કે સામને ભી પૂછકર આયેંગે કભી?

મેના : રૈયતનેય પોતાનાં સ્વમાન-માનપાન હોય, શાહજાદા! રાજબીજ હોય ઈ તો જરાક તમીજથી વાત કરે. આ તમારા સિપાઈને ક્યો વિચાર કરીને બોલે.

સિપાઈ : ઓ હો હો હો...! યે ઔરત તો બડી બદમિજાજ લગતી હૈ! જહાંપનાહ, ઈસકી યે મજાલ?

શાહજાદો : તુમ ચુપ રહો મિયાં! હમેં બદમિજાજ ઔરતે હી બહુ અચ્છી લગતી હૈ! કાતીલ કટારી જૈસી...ઉનકી હિંમત કી દાદ દેની ચાહિયે.

સિપાઈ : તો જહાંપનાહ! ઉનકા સામૈયાં...સનમાન કરેં!!!

**પ્રવેશ : ૧૪**

(શાહજાદા અને મેના વચ્ચે સંવાદ)

શાહજાદો : વાહ! ક્યા હુશ્ન હૈ? ક્યા જવાની હૈ? ખુદાને ફુર્સદ કૈ દિન યહ મૂરત બનાઈ હૈ. અરે ગુજરિયાં કહાંસે આઈ? કૌન હે તેરા ગાંવ? કૌન હે તેરે વાલિદ, ઔર ક્યા હૈ તેરા નામ?

મેના : ગઢ ગોકુળિયું મારું સાસરું, માંડવગઢ પિયર વાસ,
પિતા અમારા શૂરશી, સસરા રેવંત ઠાકોર ખાસ,
હું છઉં મેના ગુર્જરી, તું દલ્લીનો પાતશાહ,
શાહજાદા સમજી જજે, હું ભેણી ને તું ભા.

શાહજાદો : ઊંચી ને અલબેલડી, સૂન લે મેરી બાત,
મહિયારી હો તૂમ મદમાતી, યોં આજુ કેરી રાત.
હિંદવાણી તૂ સચ્ચા બોલી, સૂન મેરી એક બાતાં,
ભર દે મેરી મહી કી મટકી, કોન હે તેરી

જાતાં.

મેના : જાત પૂછીને શું કરવાનો, સાંભળ મુખની વાણી,
અમે અમારું જાણીએ, તું તરક હું છઉં હિંદવાણી.

શાહજાદો : બોલ રે મહિયારી તારી મટુકીનાં મૂલ, તારા મહી માખણનાં મૂલ,

મેના : મારી મટુકીનાં મૂલે તારા સો સો હાથીડા ડૂલ.

શાહજાદો : કર્ય રે ગુજરી રે તારી ઈંઢોણીનાં મૂલ, તારી ચૂંદડીયુંના મૂલ,

મેના : મારી ઈંઢોણીના મૂલે તારાં રાજ થાશે ડૂલ..
મારી ચૂંદડીના મૂલે તારી દલ્લી થાશે ડૂલ...

શાહજાદો : ચંદા બની મૃગલોચની, ગજકી ચાલ ચલંત,.
મેં તુજ પૂછું મોહના, તૂ કાજળ ક્યાં ન કરંત?
તેરા સાદ ઔર તેરા રૂપ! વાહ! ગુજરી! તુઝે તો ગુલાબ કી સેજ પર બૈઠના ચાહિયે.

મેના : કાજળ કરું તો દસ મરે, લટ બિખરે તો બીસ,
ચોડું જો એક ટીલડી, તો મૃગલાં મરે પચીસ.
ગુલાબની ગાદી તારી ભડકે બળાવું ને ઉપર તને ખડકાવું.

શાહજાદો : મેં તુજ પૂછું ગુજ્જરી, તેરી જીભ્યા બોત હલંત,
માંગમાંગ મેં દે દુંગા, મટુકી સોન ઘડંત.
દેખ! તુજે ક્યાં ચાહિયે? મેડી મોલાત? અત્તર ફુલ ગુલાબ! હીર ચીર, કનક કંકણ !
તેરી મટકીકા શીતલ મહી, મુજ પ્યાસે કો પિલાવ,
નેન કટારી અપને હિરદે, ઘડી ઘડી ન હૂલાવ.
રોષભરી તેરી અખિયાં, તો મેરે આંગન શીદ આયી?
માંગી લે તૂ હીરા જવાહિર, વાપિસ ઘર ક્યોં જાઈ!
મેના! માન લે કહા તૂ મેરા, મેં તૂમકો દિલ્હી કી શાહીબેગમ બનાઉંગા.
વરના તેરા સહ ગૂજરોકી કત્લ કરકે, સારા ગાંવ ઉજ્જડ કર દૂંગા.

મેના : મૈર્ય મારા રોયા! જોયો મોટો ગામ ઉજ્જડ કરવાવાળો! મારા ગુજરની ફોજું ચડશે ને! તો ભાગવું ભારે થઈ જાશે..
સ્વાતિકે બુંદકો ચાહત ચાતક, અવરકો પાન કભુ ન કરેગી,
હિરદે ભીતર એક ચંદ બસે, વો અવરકો ધ્યાન કભુ ન ધરેગી.

શાહજાદો : દેખ ગુજરી! મેરે મહલાંમે પચાસ મકના હાથી ઝૂલે, તૂજે પાલખીમેં બિઠાઉંગા.

મેના : હાલ્ય દેખાડું મારે ન્યાં સો સો નવચાંદરી કુંઢિયું ભેસું ઝૂલે છે, એના દૂધ દહીનીં નદીયું, માખણની પાળ્યું અને તારી આખી દલ્લી ડૂબી જાય એટલું છાશું ધરાઈ ધરાઈને જોઈ લે.
જોઈ લે કુંવર, તારા હાથી ભલા કે મારી ભેસું? કુંવર! તારે નાની બેન છે? તો મારા દિયર હિરિયાની હાર્યે એના લગન કરી દે. તારે ગુજ્જરો સાથે સંબંધ બાંધવો છે ને!

શાહજાદો : શાહજાદેકું દેવે જવાબ?

મેના : આ તો લાખુંના પાલણહાર બાદશાનો દીકરો છો એટલે અટાણ લગી તારી મરજાદ રાખતી'તી. મારો મારગ મેલી દે શા'જાદા... કાળી નાગણને છંછેડવામાં સાર નથી.

શાહજાદો : (ગુસ્સાથી કાંપતી) ઐસા?

મેના : હાં-હાં ઐસા.

બધી સાહેલીઓ : હાં હાં ઐસા.

શાહજાદો : તો નહી માનેગી?

મેના : નહીં

શાહજાદો : છાવની કે તંબુમે નહીં ચલેગી?

મેના : નહીં (બધી સખીઓ પ્રતિઘોષ પાડે) નહીં -નહીં-નહીં!

શાહજાદો : (ક્રોધમાં) મિયાં! તૂમ યહીં ખડે રહો. યે ગુજરિયાં કહી ભાગ ન જાય.. મેં અભી ઉનકો દિખલાતા હૂં કી હમારી મરજીકે ખિલાફ વહ કૈસે બચ સકતી હૈ...

મેના : અરે જાને તું તારે...અમે આયાં જ ઊભી છંઈ.. બોલાવી આવ તારા બધાય સપાઈડાને...ઈયે જોવે ...અમારું ગુજરિયુનું પાણી...
(શાહજાદો જાય)

તેજાં : (હજી ડરથી) મેના, તું ગમે તે કહે પણ મારું મન તો નથી માનતું. (ડૂસકું ખાય. કબજામાંથી સતની ડબ્બી કાઢી, અવળી કરને ચપટી લેવા જાય ત્યાં મેના ઝાપટ મારે)

મેના : આ શું તેજાં ? ઝેર ?

તેજાં : (ડબ્બી ઝૂંટવવાનો નિષ્ફળ પ્રયાસ) મેના મને

મરી જવા દે. ઉજળિયાત ઘરની વહુવારુને એકવાર ઘરનો ઉંબરો ઓળંગ્યા પછી પાછા ફરવાનો હક કોઈ સમાજે નથી આપ્યો.

મેના : તેજાં...

તેજાં : હવે આપણામાંથી કોઈનોયે ધણી આપણને ઉંબરે ચડવા નહિ દે. આપણે તો આયખાં ગયાં. બેન, સતની દાબડી મને પાછી આપી દે, હવે જીવવાનો કોઈ અર્થ નથી.

હેતા : મેના! તો પછી હવે શું કરશું?...

મેના : ભરોંસો રાખો મારી માવડીયું...હમણાં જરૂર મારા ઠાકોર ચંદાજી ને મારે દેવરિયો હિરો દળકટક લઈને આવતો હશે...!

તેજાં : ના મેના ના...ઈ કોઈ હવે આપણી પાછળ નો આવે.

મેના : તો આપણા હાથ ક્યાં ભાંગી ગ્યા છે? ભરી પીશું ઈ સપાઈડાવને...તેની જ તરવાર્યુથી એનાં માથાં વધેરાશે.

**પ્રવેશ : ૧૫**

(બારોટ અને શૂરશી, હીરા તથા ચંદા ગુજર વચ્ચે સંવાદ)
(દોડતાં દોડતાં આવતા બારોટજીને જોઈને શૂરશી ઠાકોર- ચંદો- હિરાજી સૌ સફાળા ઊભા થઈ જાય.)

બારોટજી : ચંદાજી, હીરાજી....ગજબ થઈ ગ્યો- ગજબ થઈ ગ્યો.

બંને : શું થયું ? થયું શું?

બારોટજી : અરે, ન્યાં ગુજરીયું રણે ચડી છે ને તમે અહીં આરામથી બેઠા છો? તલવાર બાંધો, વીરા... હવે તો લડવું જ પડશે.

હીરો : ઈ તો છે જ..પણ માંડીને વાત કરો, બારોટજી...

સાસુ : બારોટજી ! એમાં તમે કઈ નવી વધામણી લઈ આવ્યા?

બારોટજી : રાણીમા ! અટાણે વાત કે વાદવિવાદ કરવાની વેળા નથી, આ તો ગઢ ગોકળના નાકનો સવાલ છે. ને ગુજર ઠાકોર! પારકો રાજા ગાવડી, ભૂમિ કે નારી ઉપર હાથ ઉપાડે કે મેલી નજર નાંખે તયેં ચોઘડિયાં જોવાનાં નો હોય..

ઘર જાતાં, ધ્રમ પલટતાં, ત્રિયા પડંતા તાવ,
તીનું ટાણા મરણરાં, કોણ રંક કોણ રાવ.

સાસુ : હા રે...આ મૂવા બારોટે જ મારા ચાંદોજીના ઘરમાં પદમણી..પદમણી...કરીને ઓછા પાતરની હલકા લોઈની કભારજા આણી છે!

હીરો : મા! ખબરદાર, બારોટજી કે ભાભીના કુળ વિષે એલફેલ બોલવાની જરૂર નથી. ને મોટાભાઈ! આ લોકો તો વાતને અવળા પાટે ચડાવી રહ્યા છે, હવે શું કરવું એનો નિર્ણય આપણે કરવાનો છે. એમાં બહુવાર કરવા જેવી નથી. મારી ભાભી ન્યાં ધીંગાણું ખેલતી હશે! ને આયાં આપણે...

સાસુ : હીરાજી, દીકરા! હજી કહું છું- સુલતાનનો રસાલો જેવો તેવો નો જાણતાં ! કાબુલ જીતીને આવ્યા છે એના સિપાઈઓ! તમને તો આમ મગતરાંની જેમ ચોળી નાંખશે.

**પ્રવેશ : ૧૬**

(મેના અને શાહજાદા વચ્ચે સંવાદ અને ઝપાઝપી અને મેનાનો વિજય)

(છાવણીમાં ઊભી રહેલી યુવતીઓનું દશ્ય. મેના પહેલાં જેટલી જ આશા અને હિંમતથી છલકાય છે. દશ્યમાં જે તે માનસિક અવસ્થાની પરિચાયક મુદ્રાઓ સાથે યુવતીઓ દેખાય. ત્યાં બે સિપાઈ પ્રવેશે.)

સિપાઈ : ચલો, ચલો, ચલો સબ.

રૂડાં : નથી આવવું અમારે, જાવ. વેતા થાવ...

સિપાઈ : ફિર ખાને પીનેકું કુછ નઈ મિલેગા. છાવની ઊઠ રહી હે.(જવા લાગે)

મેના : છાવની ઊઠ રહી હૈ? કેમ?

સિપાઈ : વો તુમારે ગાંવકે લડનેકું આ રહે હૈ.ય શાહજાદાસા'બને બોલા કિ ઔરતો કો યહાં સે લેકર હમ નીકલ જાયેંગે.

દીવા : સાચો સાચ ? ગામના લોકો લડવા આવે છે ? મેનાભાભી, સાંભળ્યું તમે ? હું નહોતી કહેતી?...આપણી પાછળ દોડીને આવી જશે આપણાં વીરો.

મેના : (વિચારતાં) ઈ લોકો આપણી વહારે આવ્યા છે...કે પછી ગુજ્જરોની આબરૂ બચાવવા નીકળ્યા છે?

(બહાર રણભેરી, નોબત ગડગઢે, હોકારા- પડકારા સંભળાય. દરમ્યાન યુદ્ધ જોવા ઉત્સુક, ઊભેલી યુવતીઓ જાણે બહારનું યુદ્ધ જોઈ રહી હોય તેમ વર્ણન કરતી જાય અને વિવિધ ભાવો

અનુભવતી જાય.)

હેતા : જુઓ-જુઓ-હિરાજી ઘોડે ચડીને કેવા ઘમસાણ મચાવે છે?

રૂડાં : ને પેલો રૂપસંગજી?

પ્રેમાં : અલી, રૂપસંગજીની જોડે તારા વરજી છે એને જોયા?

હેતાં : તે જોયા જ હશે તો...એ રૂપસંગજી જોયાનું તો બહાનું...

મેના : મારા ચંદાજી પણ કેવા ઘૂમી વળ્યા છે?... ઓહ..આ શું? એમનો ઘોડો કેમ પાછો પડે છે? ...બારોટજી પણ રણે ચડ્યા છે ને શું? એને સિપાઈડા ઘેરી વળ્યા..ઓ...બારોટજી પડયા...ઓહ....

(ત્યાં શાહજાદો હાથમાં તલવાર લઈને પ્રવેશ કરે.)

શાહજાદો : વાહ મેના રાની, વાહ! ખૂબ લડ હૈ તુમ્હારે ગુજ્જર જવાન. અબ તુમ્હેં લડનેકા ચાવ હો રહા હૈ?

મેના : (થંભતાં-દાઢમાં) લડવું જ પડશે, શા'જાદા, ઘરની અંદર હોઈએ કે બહાર- અમારે તો સતત લડ્યા જ કરવાનું છે.

શાહજાદો : અરે, છોડો યે લડાઈકી બાતેં...ચલો, તુમ્હે દિલ્લી કી સૈર કરાયેંગે....

મેના : કેમ? ગુજ્જરો હારી મૂવા?

બાદશાહ : નહિ, લડ રહે હૈ. ખૂબ લડ રહે હૈ. ઔર ઉનકે સામને હમારી સારી ફૌજ જૂઝ રહી હૈ. બડી જોરદાર લડાઈ ચલ રહી હૈ. (જરા નજીક આવતાં, લોલુપ નજરે) પર હમેં ઔર ભી દિલચસ્પ લડાઈ અભી લડની હૈ. ચલો મેનારાની....ચલ નિકલતે હૈં.

(હાથ લંબાવવા જાય, મેના ખસી જાય)

મેના : વાહ! બહાદૂર વાહ! ધન્ય છે તારી મર્દાનગીને! એક પરનારીની પાછળ પાગલ થ્યો; રૈયત સામી થઈ તયેં ભાડૂતી સપાઈડાને લડવા મોકલ્યા. ને તારે પોતાને વિલાસના ફાગ ખેલવા છટકી જાવું છે?

શાહજાદો : (અકળાઈને) બહુત બડબડ મત કરો ગોરી! હમ દિલ્લી કે શાહજાદે હૈ. તુમ્હારા સર ભી કાટ સકતે હૈ- સમઝી?

મેના : સમજી!...ને તું જો દિલ્લીનો શાહજાદો છો તો હું યે ગુજરી નાર છું, કાળી નાગણ છું... સમજ્યો?

(મેના શાહજાદાનો હાથ પકડી, કાંડું મરડીને તેને જબ્બે કરે છે. એની જ તલવાર ખેંચી શાહજાદાના ગળા ઉપર ધરે છે. ત્યાં એનું વિકરાળ રૂપ જોતાં જ તમામ સખીઓ રણચંડી બનીને પોતપોતાની લાકડીઓ ઘુમાવે છે... શાહજાદો પગમાં પડે છે.)

શાહજાદો : યા અલ્લાહ! મૈયા મુઝે બચા લે..રહમ કર, રહમ કર ઓ દોઝખકી મલ્લિકા..મેં તેરી ગૌવા હૂં...

મેના : અરે, હવે તો કૂતરો થઈ જા તોય નૈં છોડું.. તને હિંદવાણીના તેજની ખબર છે?

શાહજાદો : અરે મૈયા! તૂ મેરી માં હે, તૂ મેરી બહેનાં હે, મેં તેરા ભૈયા બનકે રહૂંગા..તૂ મુઝે રાખી બાંધ દે..બહેનાં..આજસે કભીભી મેં અપની બીબી કે સિવા કોઈ ભી ઔરતકો માં ઓર બહન હી સમજુંગા..રહમ કર...રહમ કર.. ઓ દેવી.. સતીમાં...આદ્યશક્તિ...જગદંબા...

(શાહજાદો નમી પડ્યો એટલે મુગલ સિપાહીઓ હતપ્રભ થયા. લશ્કર વેરવિખેર થઈ ગયું. કેટલાક નાઠા...કેટલાક મરાયા, હાહાકાર મચી ગયો. મરણિયા બનેલા ગુર્જરોએ નાસતા સિપાઈઓનો સંહાર કર્યો. ગુર્જરો જીત્યા.)



**પ્રવેશ : ૧૭**

અમથી ડોશી: ઘણી ખમ્મા...રાણીમા! તમારા હિરાજી-ચંદાજી એ તો ખરેખર, ગઢગોકુળનું નામ રાખ્યું હોં! તમારા કુંવરો અને ગઢગોકુળિયાના જુવાનિયા તો રાજા રાવણના હાથમાંથી સીતાને છોડાઈ લાયા...કંઈ જેવી તેવી વાત છે? ...તમારા એ સૂરજ- ચંદરની જોડલી અમ્મર તપો...

(ઓવારણાં લઈ- અદશ્યમાં ટાચકા ફોડે છે. સાસુના ચહેરાની રેખાઓ બદલાઈ નથી.)

સાસુ : હમ્...લીલા, કંકાવટી તૈયાર કરી કે નહિ? તારા ભાઈઓને વધાવવા પડશે ને? મેં તો મહાકાળીની બાધા રાખી'તી..ગુજરો જીતે ને ઘરે પાછા નો આવે ન્યાં લગી ભોંયપથારી ને ઝાડના પાંદડાં ખાઈશ. પાણીનો ઘુંટડો નહીં ભરું...મા ભવાનીએ લાજ રાખી...

(ત્યાં વિજયનાદ નજીક આવતો જાય- નગરવાસીઓ 'જય જગદંબા' વગેરે ઘોષ કરતાં આગળ વધે. બીજી તરફથી હીરાજી-ચંદાજી સૌ વિજેતા, ઘાયલ ગુર્જરો સાથે પ્રવેશે. કન્યાઓ આરતી ઉતારે, ચાંદલા કરે, વધાવે, યોદ્ધાઓની પાછળ, જરા દૂર, મેનાની આગેવાનીમાં સખીઓ આવી રહી છે. શંકાના ભયથી પગલાં ધીમાં છે. પુરુષોનું સ્વાગત પતે ત્યાં હીરાજી મેના તરફ દોડે- સૌ જોઈ રહે.)

હીરો : ભાભી, ચાલો...આવો, આમ આવો ભાભી. અરે લીલા, મેનાભાભીને ને તેજાંભાભીને - હેતાં ને દીવા ભાભી...સૌને ચાંદલો તો કર...આપણે ગુર્જરો જીત્યા, તે મેના ભાભીને પ્રતાપે! લીલા! ખબર છે તને...ભાભીએ શાહજાદાની તલવાર ખેંચીને એના જ ગળા ઉપર તોળી દીધી...એટલે તો એના સિપાઈ ભાગ્યા..સૌથી પહેલાં તો સૌએ મેનાભાભીની આરતી ઉતારવાની છે!



(લોકો સ્તબ્ધ, અમુક દીકરીઓ દોડીને મેનાને વધાવવા જાય ત્યાં વડીલો એમને ખેંચીને રોકે, વિજેતા ગુર્જરો જરાક શરમિંદા..)

હીરો : (ફરીથી, એ જ ઉત્સાહમાં) ભાભી, ચાલોને... મા?(આમતેમ જોતો) ક્યાં ગ્યાં મા? મા? ભાભી આવી ગયાં છે- ઓવારણાં લો! (સાસુ અર્ધી પીઠ ફેરવીને ઊભી રહી જાય. ચંદો મેનાની નજીક જાય.)

ચંદો : મેનારાણી, માની આશિષ લો...મા! આપણે વિજયી થયા છીએ!( મા હજી પણ ચલિત નથી થતી)

હીરો : ચાલોને ભાભી....

મેના : દેવરિયા ! પગ નથી ઊપડતા, આ બધાયનાં મોઢાં જોઈને! અમારે મ્હેણાનો રોટલો નથી ખાવો, હિરા ગૂજર!

ચંદો : અરે મેના રાણી! આ શું બોલો છો? તમને કોણ મ્હેણાં મારવાનું છે?

હીરો : ભાભી! મ્હેણાં...! તમ જોગમાયાના સાક્ષાત અવતાર ને મેણાં...?

(મેના દ્વિધામાં - પછી પતિની આંખમાં શરમ જોઈને સમાધાન કરીને સાસુને પગે પડવા જાય. સાસુ પગ ખસેડી લે)

સાસુ : રહેવા દે જે- શાહજાદાની બીબી! શું મોઢું લઈને આમ પાછી આવી છો ?.. શાહજાદાની છાવણીમાં આખો દી' રહી આવેલીને હું મારા ઘરમાં રહેવા દેવાની નથી. મારે મારું કુળ હીણું નથી કરવું ! તારી ચૂંદડી ઉપર પરપુરુષનો પડછાયો પડ્યો..

મેના : (ટટાર થઈ, ચમકે) શાહજાદાની બીબી ? મારાથી તમારું કુળ હીણું થાશે? તો શું લેવા ગુજ્જરોને લડવા મોકલ્યા'તા ?...

સાસુ : ગુજ્જરો લડવા તો નીકળે તો એની ખાનદાની લાજે, એની શૂરવીરાઈની લાજ જાય...

(ચોમેર તીખી નજર ફેરવે. બધાં સ્તબ્ધ.) (ત્યાં શાહજાદો આવે.)

શાહજાદો : બહેનાં ! તૂમ હિન્દવાનિયાં ભી અજીબ હો.. ખુદાઈ નૂર હે તુમ્હારી અંદર, લેકિન દેખ લિયા યે ગુજરોંકા કુલાભિમાન...! ગઢ ગોકુલવાલે સબ અભિમાની હે, તુમ્હારી શક્તિકો નહીં પહેચાનેંગે..તુમ અગર ચિતામેં જલ જાઓ તો સતી માતા કહે કે તુમારી પૂજા કરેંગે.. તૂમ્હે કાલીમાતા કહેકર ધજા નાલિયેર ચઢાયેંગે... તુમ્હારી માનતા કરેંગે..તુમ્હારે ગીત ગાયેંગે યે સબ લોગ !...

મેના : ના, વીરા ! મારે સતી માતા કે મહાકાળી થઈને નથી પૂજાવું. મને તો મારા બાપુએ શીખવાડી છે અમૃત સંજીવની વિદ્યા...જીવતાં છતાં મરેલી આ ગુજરીઓમાં નવો પ્રાણ રેડવો છે મારે...હું કાયમ રહીશ...મારી ધરતીના કણેકણમાં...

ઠાકોર....! રાવજી...! આ ભવે તો તમારાં અરમાન પૂરાં નો કરી શકી. પણ, ભવોભવ... મને તો બોલાવે છે મારા ડુંગરા... મારા જંગલ. મારી વનવાસી સૈયરૂં... મારું માંડવગઢ... પણ ઠાકોર... એટલું યાદ રાખજો..

સુણતલકાન ન માનીએ, નજરે જોયાં સાચ,
ત્રણ ભાંગ્યા સંધાય નૈં, મન, મોતી ને કાચ.

ઠાકોર ! હવે હું મારા બાપુનું અધૂરું સપનું પૂરું કરીશ..ભારતની દીકરિયુંને અસ્ત્ર-શસ્ત્રની તાલીમ દઈશ, કોઈ ગુજરી ઉપર ક્યારેય કોઈ નજર નો નાંખી શકે એવી બળવાન વીરાંગના બનાવીશ.

ચંદો : મેના...! મેના..!

હિરો : ભાભી...! મેના ભાભી...!

સાસુ : (પગમાં પડતાં) વહુ!...મેના...માવડી! જોગમાયા...ખમૈયાં કરો...મારી ભૂલ થઈ, હું તમને નો ઓળખી શકી..

મેના : મા! ભૂલ તમારી નથી..તમારી પરંપરાની.. તમારા ખોટા કુળગૌરવની છે..માડી! ..જગતે તો સતી સીતા ઉપરેય આળ નાંખેલાં...પણ ઈ જમાનો નોખો હતો...ક્યાં લગી તમારી દીકરીયુંને લાજ-પડદા-ઓજલમાં રાખી રાખીને ડરપોક સસલાં જેવી કે ભોળી પારેવડી જેવી બનાવ્યા કરશો? એને દાયજામાં સતની ડાબલીમાં ઝેર નહીં, આતમઘાત કરવા કટારી નૈં...રાતી બંબોળ ભવાની ને વજ્જર હૈયાં દેજો..મા! હવે તો મેલી મુરાદના શાહજાદાઓ ગામે ગામ નૈં ઘરે ઘરમાં...શેરીયે શેરીયુંમાં... મંદિરને મસ્જીદુંમાં...આશ્રમ ને નિશાળુમાંય પોતાના તંબુ તાણવાના છે..એની નજરૂમાં નાત-જાત, ધરમ-પંથ, હિન્દુ-મુસલમાન, અણસમજુ બાળકી કે નેવું વરસની ડોશી... એવા ભેદ નૈં હોય..બસ...નર ને માદા... ઈ રાક્ષસોથી -ઈ નરાધમોથી જો નારીને બચાવવી હશે તો એને ગળથૂથીમાં જ - ઘોડિયામાં જ તાતી તેગનાં પાણ પાવાં પડશે..જય મહાકાલી..જય મહાકાલી...જય મહાકાલી...

(પડદો)...

તલવાર ભાલાં ખડગ સૌ, હેઠા પડે હથિયારમાં,
કરપીણ કાતિલ ખંજરો થથરી જશે પળવારમાં,
ચૂડો અખંડ સૌભાગ્યનો, દિગ વિજય દૃઢ વિશ્વાસમાં,
ગુજરાતની એ ગુર્જરી કાયમ અમર ઈતિહાસમાં.

---

*આનંદ આશ્રમ, સંત સાહિત્ય સંશોધન કેન્દ્ર,*
*ગૌસેવા-ગોસંવર્ધન, ગૌશાળા,*
*મુ.પો. ઘોઘાવદર, તા. ગોંડલ,*
*જિ. રાજકોટ-૩૬૦૩૧૧*
*મો. ૯૮૨૪૩૭૧૯૦૪*



# હું, અહીં કે પેલેપાર (એકાંકી)

*- ડૉ. શૈલેશ ટેવાણી*

(ડીપ મંચ પર વચ્ચે એક ખુરશીમાં લગભગ સિત્તેરની ઉંમરનો એક પુરુષ બેઠો છે. પ્રેક્ષકને ઝાંખા પ્રકાશમાં તેના થોડા સોનેરી, થોડા શ્યામ વાળ દેખાય છે. થોડીવારમાં એ પુરુષ થોડો વાંકો વળે છે. તેની આગળ પડેલી ટિપોઈ પર એક લેમ્પ છે. તેની સ્વીચ ઑન કરે છે. હવે તેનાં માથાનાં પાછળના ભાગ સાથે આગળની બાજુ તેનાં ચશ્માની ફ્રેમ. ઝુકેલી ગરદન અને ડાર્ક કલરનો ઝભ્ભો દેખાય છે. એ ક્યારેક હસે છે. ક્યારે રડમસ અવાજે બબડે છે.)

પુરુષ : હ....હ...નામ લખતો હતો મારું. શું નામ હતું મારું ? જયદ્રથ? ગૌતમ? શ્યામ? અધિરથ? અભિમન્યુ? શું ફેર પડે ?આ ડાયરીનાં બચેલાં પાનાં પર હવે કોઈપણ નામથી વાર્તા શરૂ થાય. ઓ...હ (રડમસ) શરૂ ક્યાં ? હવે તો જૂજ પાનાંઓ બચ્યાં છે. બહુ ઓછા પાનાંઓ લખવાનાં છે. પૂરાં લખી શકું કે લખતાં લખતાં ઢળી પડું. અથવા છેલ્લા પાનાનો છેલ્લો શબ્દ લખતી વખતે શ્વાસનો છેલ્લો હફતો પૂરો થાય. ક્યાંથી શરૂ થયો છે હજુ ક્યાં પૂરો થયો ? રસ્તાની વાતને લખું ફરી ફરી લખું ? (જાણે આ છેલ્લી પંક્તિ ગણગણે છે.)
પણ પેલાં શું લખ્યું હતું ? જીવ્યો હતો કે લખતો હતો ? લખવાનું હતું તેવું જીવતો હતો ?
ઓ...હ થાકી ગયો...કંઈ સૂઝતું નથી.
(ધીમું ઉદાસ સંગીત વાગે છે. દશ્ય બદલે છે, પુરુષની યુવાનીના દિવસો ગાર્ડનમાં એક યુવતી સાથે દોડાદોડી. ખડખડાટ મજાક ચાલે છે.

યુવતી : બદમાશ ! એ મારો ફોટો છે.

પુરુષ : એ આપણો ફોટો છે. (એકમેકની આગળ પાછળ દોડે)

યુવતી : એ લગ્ન પહેલાંનો છે.

પુરુષ : મારાં પણ લગ્ન પહેલાંનો છે.

યુવતી : પણ એ મેં મારા માટે સાચવ્યો છે.

યુવતી : વાત ના બદલ. મારો ફોટો મને આપ.

પુરુષ : એ નહિ બને.
(યુવતી ગાર્ડનમાં એક લેમ્પ પર બેસી પડે છે.)

પુરુષ : અરે! અરે! મેડમ પહેલાંની વાત અલગ હતી. હવે આવું રિસાવાનું ના પોસાય.

યુવતી : હું જાઉં છું. કોઈ જ વાત નહિ હવે. (ધમપછાડા સાથે Exit)
(ડીપ સ્ટેજમાં બેઠેલો વૃદ્ધ પુરુષ લાઈટ ઑન કરી ડાયરીનું પાનું પલટે.)

પુરુષ : સડસડાટ જતા હતા એ દિવસો. આનંદ. ખુશી, ગીત, ફરવું, પ્રવાસો, કાર્યક્રમો, પરંતુ, બાળકોના આવ્યા પછી તે સાવ બદલી ગઈ.

**(મંચની ડાબી તરફ દશ્ય : ૩)**

યુવતી : 'ફોન પર, મોબાઈલ હાથમાં લઈ ટહેલતાં'
: ટૂંકુ કર હવે. મારે હજુ ઘણાં કામ છે. પ્લીઝ. હજુ નાનાનું ટિફિન. મોટા માટે ગરમ રોટલી, બેનકી માટે ગરમ સૂપ બનાવવાનું છે. તું મઝાક છોડ યાર. સીધી વાત કર ને પ્લીઝ.

યુવક(પુરુષ) : (મોબાઈલ પર, પરંતુ ઓફિસના વાતાવરણમાં, એક સ્પોટલાઈટ તેને અનુસરે છે.'
અરે, પણ વાત તો સાંભળ, તબિયતનું નહિ પૂછે ? તને મારી ચિંતા નથી ? જમ્યો કે નહિ એ તો પૂછ? જો મારી સવારે લેવાની હતી તે ટેબ્લેટ ઘરે જ ભૂલી ગયો. હા, હા, તારે જ કામ છે ને ? હું અહીં ગપ્પા મારું છું. ટી.વી. જોઉં છું. મસ્તી કરું છું. તું સાવ બદલી ગઈ યાર ! તને મારા માટે સમય જ નથી ?

યુવતી : મૂકું હવે. શું સમય તને નથી આપતી ? મેં ક્યારે કહ્યું કે તું ગપ્પા મારે છે? હં. બોલ હવે. ને જો સીધું જ બોલજે. તારું ટિફિન સવારે બનાવ્યું કે નહિ ? ને તારી ટેબ્લેટ તું યાદ ન રાખી શકે ? હું જ બધાનું યાદ રાખું ?

યુવક(પુરુષ) : સારું. મૂકી દે ફોન. હું તો તમારું કંઈ યાદ જ નથી રાખતો. મારે પણ ઘણાં કામ છે. તું પતાવ તારું કામ.

યુવતી : સારું. જો બગડ્યો ને ? કોણ સીધી વાત કરે છે ? ને કોણ લાં...બીને લમણાઝીંક ? હલ્લો.. હલ્લો..હલ્લો...
(યુવકની ઓફિસ તરફની લાઈટ બંધ થાય છે. યુવતી ફોન સોફા પર પટકી જરા બેસી પડે છે.

આ તરફ વૃદ્ધ પુરુષના ટેબલ પાસેનું અજવાળું. તે કંઈ ગણગણે છે.

વૃદ્ધ(પુરુષ): બધું જ મિથ્યા. બધું જ જૂઠું. જીવનનાં કેટલાં વર્ષ તમે આપી દો ? ને તમારા હાથ ખાલીખમ્મ. એવું જ થયું. અરે આ પાનાઓમાં તો બધી જ વાત લખી હતી. આવું જ થયું. એ પાનું પણ ક્યાં ગયું ?

(જગજીતસિંઘની કોઈ ગઝલની પંક્તિ વાગે છે.)

દશ્ય:૫ : (આપણે જ્યાં જ્યાં 'પુરુષ' જોયો તે ભૂતકાળનો યુવક છે. હવે ભૂતકાળનો એ યુવક અને યુવતી ડ્રોઈંગરૂમમાં બેઠાં છે. થોડી ગરમાગરમ ચર્ચાઓ, થોડી ઉદાસ શાંતિ, થોડી ઊઠબેસ અને ભારે ખામોશી)

યુવક : તો તેં નક્કી કર્યું છે કે તારાથી અહીં નહિ રહેવાય.

યુવતી : બીજો રસ્તો શું છે ? તને જ નથી ફાવતું.

યુવક : અચ્છા, તો મને નથી ફાવતું એટલે તું જવા માંગે છે. બાકી તો તું રહી શકે તેમ છે.

યુવતી : (થોડી ખામોશ) મેં...ઘણી કોશિશ કરી. તને કોઈક સાથે તો ફાવવું જોઈએ ને? કંઈક તો નવું બનવું જોઈએ ને? આ ઉંમરમાં આપણને આધાર જોઈએ. પરંતુ, તું હતાશ...કંટાળેલો.. નિરાધાર હો તેમ તેં તારી જાતને એકાંતમાં કેદ કરી છે.

યુવક : આ એકાંત (ખામોશી) આ નિરાધારતા, આ કંટાળો શા માટે એ જાણવાની તમે કોઈએ કોશિશ કરી ? હું આવો નહોતો. આવો શા માટે થઈ ગયો તે જાણવાનો તમને સમય છે ? એવી ઈચ્છા છે ?

યુવતી : તારાથી કોઈ સીધી વાત જ નહિ થાય?

યુવક : આને પણ આડી વાત કહેવાય ?

(હાથમાં કોલડ્રીંક્સ લઈ આંટા મારે. બેસે, ઊભો થાય. છેવટે કંઈ બોલી બીજા ઓરડામાં જતો રહે.)

ઓકે, તમારી ઈચ્છા મુજબ તમે જે ધારો તે કરી શકો છો.

**દશ્ય**

(વૃદ્ધ ફરી લખે. પાનાં ઉથલાવે.)

ત્યાં સુધી તો ઠીક હતું. હું ચાલ્યો જાઉં. ક્યાંક ગોઠવાઉં. બધાને એ પરિસ્થિતિ અનુકૂળ આવે. પરંતુ, સા...લું મને જ આવી આદત થઈ ગઈ હતી. મને જ કોઈ વિના ચાલતું નહોતું. હું જ જાણે ભારથી લદાયેલો રહેવા માંગતો હતો. બોજ વિના હું સૂનકાર હતો. હું જાણે એક બિહામણો સન્નાટો થઈ ગયો. હું મને જીરવી નહોતો શકતો. મેં ધાર્યું નહોતું કે એકલતા આટલી ખોતરીને ખાઈ જનારી હશે.

**દશ્ય**

યુવક : (સભામાં, એક ઓડિટોરિયમમાં)

બોલવું કેટલું કઠિન છે મિત્રો ? આપણો શબ્દ બીજા સુધી પહોંચે ત્યાં આપણે બદલી ગયા હોઈએ છીએ. જે કહેવું હતું તેના બદલે બીજું કંઈ કહેવાય જાય છે. જે નથી કહ્યું તે ભીતર ચરચરે છે. અને એ કહેવામાં હોઠ સુકાઈ જાય છે. શબ્દ જડતા નથી. આખું આયખું આપણે આમ આપણી બહાર જીવીએ છીએ. આપણી જાત ઉંબરમાં પણ હોય છે અને જાણે હોય છે ઘરની બહાર. હું આ કરું છું તે પણ કદાચ મારે જે કહેવું છે તે નથી કહી રહ્યો.

(થોડી પળો ખામોશી. અચાનક ઓડિટોરિયમમાં તાળીઓના ગડગડાટ. જાણે યુવકે લોકોની પોતાની વાત કહી હોય. ઓડિયન્સ સ્ટેન્ડિંગ ઓવેશન આપે. આ બાજુ લાઈટ ડાયસ પરથી ઊતરતા વૃદ્ધને ફોલો કરે. ફરી તે રાઈટિંગ ટેબલ પર આવે અને લેમ્પનું અજવાળું પથરાય.

વૃદ્ધ : ખૂબ સારું લાગતું એ દિવસોમાં. કમસેકમ આમ અભિવ્યક્ત થવાતું. કંઈ લખાતું. કંઈ બોલાતું. મન મુંઝાતું તો મિત્રો તૈયાર હતા. બધું સાંભળતા અને કોઈ વસ્તુનો બોજ નહોતો મન ઉપર. સન્માનો, ઈનામો, અકરામો અને વાહવાહ. એ પણ ખુશ હતી. મારું હસવાનું, બોલવાનું પણ ચાલતું. પછી કોણ જાણે કેમ



સન્નાટો છવાઈ ગયો. ભીતર એક વેરાન પનપવા લાગ્યું. ખાલીપો નહોતો હૃદયને ચીરીને બહાર આવતો ન હૃદય ધડકવાનું બંધ કરતું. ને આ હવે કેટલું લખાશે ખબર નથી. હજુ એ દિવસ વિશે લખવાનું છે એ...

**દૃશ્ય**

યુવતી : જાઉં છું. જાઉં છું. તારા મનનો તું સમ્રાટ હોઈશ. હું જાઉં છું. આ તારા જુતાં. આ તારું મફલર. આ તારો કોટ.. આ તારી પેન.. ડાયરી..જો. ને આ મારો સામાન. બસ, આટલું જ લઈને આવી હતી. આટલું જ લઈ જાઉં છું. કશું જ નથી જોઈતું.

(ઝડપથી યુવતી દરવાજો પછાડતી બહાર ચાલી જાય. અંદરનો દરવાજો હજુ બંધ છે.)

(ડાઈનિંગ ટેબલ પર બે પ્રૌઢાવસ્થાની નજીક પહોંચેલા પુરુષો અને એક યુવાન છોકરી બેઠાં છે. જમે છે અને બહુ સહજતાથી જીવનની વાત કરે છે.)

યુવક : પપ્પાનો ગુસ્સો તો બાપ! આપણે એવો ગુસ્સો જોયો જ નથી.

યુવતી : પરંતુ એ હસમુખા પણ એવા જ હતા. બ્રિલિયન્ટ ટુ.

યુવક:૨ : હતા નહિ છે. છે હજુ જાણે ન હોય તેવા એમની દુનિયામાં.

યુવક:૧ : પણ, મમ્મીએ સારું કર્યું ધર્મના રસ્તે વળી.

યુવક:૨ : ગૃહસ્થાશ્રમ પણ ધર્મ ખરો. એ તેને ન ફાવ્યો. (ટી.વી. ઑન કરતાં)

યુવક:૧ : ઓહ ! ઈન્ડિયાનો સ્કોર '૨૦૫માં સાત વિકેટ'

યુવતી : ઓહ ગોડ! હવે રમી રહ્યા. કાંઈ નહિ થાય હવે.

**દૃશ્ય**

(વૃદ્ધ ટેબલ તરફ ધીમેથી આવી ગોઠવાય અને લેમ્પ ઓન કરે.)

વૃદ્ધ : (લખે છે.) એટલે આમ હું બોલ્યા કરું. ખુશકિસ્મતી અને બદનસીબીના પાનાં ઉથલાવ્યાં કરું. પરંતુ, આ શ્વાસના હપતા હવે લંબાય તેવું નથી. કદાચ, ગમે ત્યારે એ રાઈટિંગ ટેબલના લેમ્પની જેમ બધું ઑફ થઈ જાય. ફરી હું એ અંધકારમાં લીન થઈ જાઉં કે પછી શાસ્ત્રો કહે છે એ પ્રકાશમાં. પરંતુ, મેં આ જે લખ્યું. જે જીવ્યાં તે તમને સાચું લાગ્યું ? તમે 'હા' કહેશો કે 'ના'. એ સાંભળવા હું નહિ રહું.

(તેના દરવાજા બહાર ધડધડ અવાજો આવે છે. કોઈ પ્રત્યુત્તર મળતો નથી. કોઈ કારીગરને દરવાજો તોડવા બોલાવવા જાય છે. કોઈ પોલીસને ફોન કરે છે. યુવતી જે હવે વૃદ્ધ દેખાઈ રહી છે એ વૃદ્ધને બોલાવે છે. અવાજો કરે છે. પેલા પ્રૌઢ થતાં જતાં બે પુત્રો અને યુવાન છોકરી પણ દરવાજા બહાર એકઠાં થયાં છે.)

અવાજ : એ ખોલો. દાદા સાંભળો છો ?

પડોશી:૨ : અરે, શું કરો છો ? બધાને ચિંતા થાય છે.

વૃદ્ધ : તમને મારો અવાજ સંભળાય છે? હું બોલું છું હું. ખોલો ને ? તમારે જે કહેવું હશે હું સાંભળીશ. તમે બધું જ કહેજો. કોઈને માઠું નહિ લાગે.

પુરુષ:૧ : પપ્પા ! સાંભળો છો ?

યુવતી : ડેડી! આમ શું કરો છો ? મારા માટે એક વખત દરવાજો ખોલો.

પુરુષ:૨ : પપ્પા ! જુઓ તમારા મિત્રો આવ્યા છે. તમારી રાહ જુએ છે, Please open the door.

પડોશી:૨ : જુઓ, તમારા માટે લીલી ચા બનાવી છે. ચાલો, સાથે પીએ, મૂડ ચેન્જ થશે.

પોલીસ:૧ : (હટો બધા). એ ભાઈ, દરવાજો તોડ. (કારીગરને)

(ધડામ દઈ દરવાજો તોડે છે. વૃદ્ધ રાઈટિંગ ટેબલ નજીક બેઠો છે. લેમ્પ ઑન છે. તેના ખભા અને ગરદન ઝુકેલાં છે. બધા એક સાથે ઓરડામાં પ્રવેશે છે. કોઈ એમ્બ્યુલન્સને ફોન કરે છે. કોઈ ડૉક્ટરને લઈને આવે છે.)

ડૉક્ટર : (તપાસીને) so sorry, He is no more.

વૃદ્ધા : No impossible

પુરુષ:૧ : ડેડી !

પુરુષ:૨ : પપ્પા !

યુવતી : સાવ આમ અચાનક ? તમે બરાબર જુઓ ને ?

(ગઝલ : હસકે બોલા કરો, બુલાયા કરો, આપકા ઘર હૈ, આયા જાયા કરો - દૂરથી સંભળાય છે.)

**(પરદો)**

---

*'પ્રેમ મંગલ', બી-૧૮૯,*
*શાસ્ત્રીનગર (અજમેરા),*
*નાના મવા રોડ, રાજકોટ-૩૬૦૦૦૦*
*મો.-૯૮૨૫૬૩૧૩૦૪*

# કાવ્ય સંપુટ



રઘુવીર ચૌધરી
ચન્દ્રકાન્ત શેઠ
ભાનુપ્રસાદ ત્રિવેદી
રાજેન્દ્ર શુક્લ
માધવ રામાનુજ
ખલીલ ધનતેજવી
દલપત પઢિયાર
વિનોદ જોશી
રાજેશ વ્યાસ 'મિસ્કીન'
હરીશ મીનાશ્રુ
મણિલાલ હ. પટેલ
ધીરેન્દ્ર મહેતા
નીતિન વડગામા
યોગેશ જોષી
ધૂની માંડલિયા
કિસન સોસા
રમણીક સોમેશ્વર
મુસાફિર પાલનપુરી
શિવજી રૂખડા
સતીશ ડણાક
હર્ષદ ચંદારાણા
ગુણવંત ઉપાધ્યાય
બકુલેશ દેસાઈ
મનોહર ત્રિવેદી
સંજુ વાળા

હર્ષ બ્રહ્મભટ્ટ
કૃષ્ણ દવે
ભાગ્યેશ જહા
અંકિત ત્રિવેદી
હર્ષદ ત્રિવેદી
દિલીપ જોશી
ફિલિપ કલાર્ક
ગોવિંદ દરજી 'દેવાંશુ'
રાધેશ્યામ શર્મા
રઈશ મનીઆર
રમેશ પટેલ 'ક્ષ'
ઉર્વીશ વસાવડા
કિશોર જિકાદરા
અનંત પટેલ
અનિલ ચાવડા
ભાવેશ ભટ્ટ
ચંદ્રેશ મકવાણા
હરદ્વાર ગોસ્વામી
ડૉ. એસ. એસ. રાહી
અશોક ચાવડા 'બેદિલ'
મનીષ પરમાર
સ્નેહી પરમાર
પ્રશાંત કેદાર જાદવ
રમેશ ઠક્કર
યોસેફ મેકવાન

મનીષ પાઠક 'શ્વેત'
ભરત કવિ 'ઊર્મિલ'
ભાનુપ્રસાદ પુરાણી
પ્રદીપ સુમિરન
ભસ્માંગ માંકડ "સમ્રાટ"
નટવર આહલપરા
ડૉ. ઈશ્વર સુથાર (શિલ્પી)
પ્રફુલ્લ રાવલ
રમેશ પટેલ
મનહર ઠાકર
દિનેશ દેસાઈ
પ્રીતમ લખલાણી
રક્ષા શુક્લ
વિવેક મનહર ટેલર
નયના જાની
ચંદ્રશેખર પંડ્યા
કનૈયાલાલ ભટ્ટ
કરસનદાસ લુહાર
રમેશ આચાર્ય
ડૉ. ધૈવત શુક્લ
પારસ એસ. હેમાણી
ડૉ. મનોજ જોશી 'મન'
ડૉ. પ્રદીપ આઝાદ
હર્ષિદા દીપક ત્રિવેદી
દીપક ત્રિવેદી
પ્રજ્ઞા પટેલ
ભાવિન ગોપાણી
દર્શક આચાર્ય

સૉલિડ મહેતા
રમણ વાઘેલા
ડૉ. મુકેશ જોશી
જયંતિ ધોકાઈ
પ્રશાંત સોમાણી
વિપુલ માંગરોલીયા
શૈલેષ પંડ્યા "ભીનાશ"
રેણુકા દવે
ભૂપેન્દ્ર ત્રિવેદી, 'સ્વયંભૂ'
સંસ્કૃતિરાણી દેસાઈ
વિનોદ ગાંધી
વિનુ બામણીયા "અતીત"
પ્રતાપસિંહ ડાભી 'હાકલ'
કિરણસિંહ ચૌહાણ
જિગર જોષી 'પ્રેમ'
ડૉ. સતીન દેસાઈ 'પરવેઝ'
જિગર ઠક્કર 'ગઝલનાથ'
નટવર હેડાઉ
ઉમેશ જોશી
બેન્યાઝ ધ્રોલવી
મધુસૂદન પટેલ 'મધુ'
ભગીરથ બ્રહ્મભટ્ટ
કુમાર જૈમિનિ શાસ્ત્રી
સ્નેહલ નિમાવત
પંકજ ચૌહાણ 'કમલ'
પ્રફુલ્લા વોરા
ડૉ. રમેશ જે. મહેતા
મહેશ દેસાઈ
સાહિલ

# પંખી પાછું વળ્યું નગરથી...

- રઘુવીર ચૌધરી

પંખી પાછું વળ્યું નગરથી,
હતાં ઝાડ જે ગયાં કપાઈ, સળિયા ઊગ્યા મૂળથી.

ચણવાનું તો હતું ઘણુંયે
દાદીએ નાખેલા કણને,
પાણી શીકે હોય નહીં તો પીધું નવી ગટરથી.

સમડી હો કે ગીધ ઊડતાં,
છેક ઊંચે અવકાશ ખૂંદતાં,
હવા મહીં તરતું કો પીછું સરકી જાય નજરથી.

માળો ક્યાં કરવો ના જાણે,
તરણાં ભેગા વાયર આણે,
પારેવાં લાચાર જાય કેવાં છજા વિનાના ઘરથી ?

એ-૬, પૂર્ણેશ્વર, ગુલબાઈ ટેકરા,
અમદાવાદ-૩૮૦૦૧૫.
ફોન : ૦૭૯-૨૬૩૦૩૧૩૨





# સુંદર છે આ સમય

- ચન્દ્રકાન્ત શેઠ

સુંદર છે આ સમય, સકળને કહીએ રામ રામ,
ગગન ધરાને મળે એમ રાધાને શ્યામ શ્યામ !
દિન જો સોનાના સૂરજનો,
રાત રજતનો ચાંદ !
તમસ-તરુંનાં તારલિયાથી
તગતગ પાંદેપાંદ !
દશે દિશાનો રાસ હવે તો અંતરમાં અભિરામ ? -
મીઠી સોડમ માટીની ને
જળનો અમિયલ સ્પર્શ !
હવા મહીં લહેરાય હેતની
ફરફર આજ સહર્ષ !
દિલ ખોલી દીવા કરવાનું દેવે દીધું કામ !-

૯-બી પૂર્ણેશ્વર ફ્લેટ્સ, ગુલબાઈ ટેકરા પર,
અમદાવાદ-૩૮૦૦૧૫
ફોન : ૦૭૯-૨૬૩૦૦૯૨૮

# એક વાસંતી વાયરાને કહેજો

- *ભાનુપ્રસાદ ત્રિવેદી*

એક વાસંતી વાયરાને કહેજો -
પીટ્યો ન મારી કેડે પડે !
એને ટોકીને ટોણો દેજો -
છકેલ મારે છેડે અડે !
કૂવાને કાંઠડે નીર ભરી આવતાં
મારગડે સંતાતો સામો મળે,
ઘૂંઘટને સાચવું ત્યાં પાલવ ઉડાડતો
મૂંગાં પારેવાં મારાં નીડમાં છળે,
એનાં નખરાંને નાણી લેજો
નફ્ફટ મારે નયણે નડે !
આંબાની મંજરીશી મનડાની વાતને
એ કહી દે કોકિલાને સૂરે અડી,
ટૂંકી તે ફાગણની અંજવાળી રાતને
એ ઝાઝી લંબાવતો ઝરુખે ચઢી,
કોઈ જકડી તે જોર એનું લેજો,
જુલમી ન મુને હૈયે જડે...

*"શાલવન", ૬, વિરાટનગર સોસાયટી,*
*સેક્ટર-૨૩, ગાંધીનગર-૩૮૨૦૨૩*
*ફોન : ૦૭૯-૨૩૨-૩૩૪૮૨*





# જોવું રહ્યું મીંચાઈને !

- *રાજેન્દ્ર શુક્લ*

પ્હોંચી શકાયું ના કદી એ આપની ઊંચાઈને,
ને આપ છો કે સાંખી લો છો આ બધી અંચાઈને !

ખાલી થઈ ઊભા રહ્યા ખૂણા મહીં ખમચાઈને,
ઊડી ગયા હો અક્ષરો જાણે બધા વંચાઈને !

કરુણા નરી કે આપ આ ઊભા રહ્યા છો ચાઈને,
બાકી બધું તો ક્યારનું ચાલી ગયું ઓચાઈને !

આપ જ કહો કે ક્યાં સુધી મથતો રહું ગૂંચાઈને,
આ કોચવાવું ક્યાં સુધી કણકણ બધે કોચાઈને !

પગનું અટકવું, મારગે મન પણ ઊભું મોચાઈને,
તો આપણે અંદર લગી જોવું રહ્યું મીંચાઈને !

*૨૨/૫૨૯. સત્યાગ્રહ છાવણી, જોધપુર ટેકરા,*
*અમદાવાદ-૩૮૦૦૧૫.*
*ફોન : ૦૭૯-૨૬૮૬૧૭૬૪*

# એવું નથી

- માધવ રામાનુજ

કંઈ હવે કહેવું નથી એવું નથી -
મૌન પણ રહેવું નથી એવું નથી !
કંઈ જ કહેવાનું નથી એવું નથી -
મૌનને સહેવું નથી એવું નથી !

એમની પાસે સમય ક્યાં હોય છે -
તોય તે મળવું નથી એવું નથી,
સાંજ પડવાને હજુ તો વાર છે,
સ્હેજ પણ ઢળવું નથી એવું નથી.

વ્યર્થ લાગ્યું છે હવે જે ભૂલવાનું,
નામ એ ગમતું હશે એવું નથી.
જેને મળવાની રહે છે ઝંખના
એને એ ગમતું હશે એવું નથી !

રૂપ કેવું હોય છે ભ્રમનું કહો -
સહુને એ સમજાય છે એવું નથી !
મનમાં મનમાં કેટલું ચાલ્યા છતાં -
મન સુધી પહોંચાય છે એવું નથી !

આમ તો અક્ષર છે એ કેવળ અઢી
તોય પંડિત થઈ જવું સહેલું નથી,
પ્રેમની અભિવ્યક્તિ કંઈ અઘરી નથી -
એમનું મન હોય છે એવું નથી !

માત્ર અણસારે અમે પહોંચ્યા હતા,
કોઈને પૂછ્યુંય નહોતું ને પછી -
લાગણીની શેરીમાં ભૂલા પડ્યા -
એમનું ત્યાં ઘર હતું એવું નથી !

જે-૧૧, વિક્રમ એપાર્ટમેન્ટ,
શ્રેયસ ક્રોસિંગ પાસે, અમદાવાદ-૩૮૦૦૧૫.
મો. ૯૮૭૯૭૬૭૦૦૯





# ગઝલ

- ખલીલ ધનતેજવી

થઈને તો આવી’તી તું મહેમાન ગુજરાતી ગઝલ,
લઈ લીધું તે મોખરાનું સ્થાન ગુજરાતી ગઝલ !

તેં મને આપી નવી પહેચાન ગુજરાતી ગઝલ !
તેં મારા પૂરા કર્યા અરમાન ગુજરાતી ગઝલ !

મેં પ્રિયતમાને જે કહેવું’તું, કહ્યું જાહેરમાં,
આ રસમ માટે તારો અહેસાન ગુજરાતી ગઝલ !

બાલાશંકરથી લઈ મારી કલમ લગ આવતાં,
કેટલા સામે મળ્યા તોફાન ગુજરાતી ગઝલ !

શાહજાદાઓને તે શીખવાડી મોઘમ ગુફ્તગૂ,
છે કલાપીનું તને વરદાન ગુજરાતી ગઝલ !

તારા માથે ભલભલી તલવાર રણઝણતી રહી,
તોય તે છોડ્યું નહીં મેદાન ગુજરાતી ગઝલ !

હા, અધૂરી રહી જતી મારા જીવનની વારતા,
તેં મને આપ્યું અનુસંધાન ગુજરાતી ગઝલ !

આ ખલીલ ઉર્દૂ ગઝલને ખૂબ ચાહે છે છતાં,
થઈ ગયો તારા ઉપર કુરબાન ગુજરાતી ગઝલ

બી-૪૦૮, નિશાત કોમ્પલેક્સ,
નાગરવાડા, વડોદરા-૩૯૦૦૦૧
મો. ૯૮૯૮૨૧૫૭૬૭

# બાવો જાગે છે કે ઊંઘે છે...!

- દલપત પઢિયાર

અમે
અમારી 'ગાદી'ના
'મહંત' કહેવાઈએ છીએ... !
અહમ્ - પદનો અંત એટલે મહંત
એવું ઘટન ગમે છે !
હા, પણ
સાંભળવા પૂરતું... !

અમારા
અનુયાયીઓ અમને
'ગુરુ' તરીકે માને છે !
'ગુ' નામ અંધારું અને
'રુ' નામ પ્રકાશ એવું અમે
બાવા આદમથી ગબડાવ્યે રાખ્યું છે...!
ગાદી ઉપર પધરાવેલી પાદુકાઓને
રોજ ફૂલ ચડાવનારા અમે
હજુ, થડિયું મટ્યા નથી...!
સવારસાંજ દીવો કરનારા અમે
હજુ, કોડિયું વંટ્યા નથી !
'પાટ'માં પિતાજી કહેતા
'દીવો' એક વાત છે.
'અજવાળું' બીજી વાત છે...!
કોઈ કહેશો ?
આ અંધારું એવું શું છે ?
અજવાળું એવું શું છે ?





આ ચાંદો એવું શું છે ?
સૂરજ એવું શું છે ?
આ શબ્દ, ગગન ને છાયા જેવું શું છે ?
જીવ, ઈશ્વર ને માયા જેવું શું છે ?
આ સઘળો પૂંજો
જ્યાં સંજવાળીમાં જાય છે
એ ઉંબરાની એંધાણી કોઈ દેશો ?
... ...
સુન ભાઈ સાધો !
આ વાતું છે ઝીણીયું;
જેમ લોઢું કાપે છીણીયું... !
અમને
'સાહેબ' એવું છોગું પણ લાગે છે.
કબીર
અમને અમારા જોગું
કાયમ કંઈક કહેવા માગે છે...!
પણ
અમારે 'કાન' જ ક્યાં છે ?
બહેરો છે અમારો ગઢ અને
મૂર્છામાં પડ્યો છે આખો મઢ... !
... ....
કોઈ
કાશી નગરમાં જાઓ... ગંગા નાઓ,
મણિકર્ણિકા ધાઓ...
ખડી ખબર લે આવો કે
(બાર બાર વર્ષે)
બાવો ઊંઘે છે કે જાગે છે... !

એચ. આઈ. જી. -૯૨૩,
સેક્ટર-૨૭,
ગાંધીનગર-૩૮૨૦૨૭.

# કાવ્યારંભે સરસ્વતી પ્રાર્થના

*- વિનોદ જોશી*

વીજળિયું વેડી લેખણ કીધી, સરસવતી માતા !
કાગળનો ખાલી ખૂણો આપજો,
પાઘડિયું પડખે મેલી દીધી, સરસવતી માતા !
વૈખરિયે વળગ્યો લૂણો કાપજો.

કળતર કાંતીને વીંટા વાળ્યા, સરસવતી માતા !
અટકળ ઓળંગી ઓરાં આવજો,
અરથું નરથુંને બેવડ ચાળ્યા, સરસવતી માતા !
અખશરનાં અજવાળાં ઉપડાવજો.

પરપોટા ચીરી દરિયા બોટ્યા, સરસવતી માતા !
ટાંકાટેભાના અવસર ટાળજો,
પડછાયા પીંખી પગલાં ગોત્યાં, સરસવતી માતા !
લેખીજોખીને વળતર વાળજો.

એંઠાં પતરાળાં દૂધે ધોયાં, સરસવતી માતા !
પરવાળાં વેરી પોથી ઢાંકજો,
ઝળઝળિયાં ઝીલી તુલસી ટોયાં, સરસવતી માતા !
પીળી પાંદડિયે અભરક ટાંકજો.

પરસેવા ખૂંદી કમ્મળ ચૂંટ્યાં, સરસવતી માતા !
અમરતમાં બોલી અંજળ ચાખજો,
પડતર ઓછાયે અમને લૂંટ્યા, સરસવતી માતા !
પરથમ પૂજ્યાની લાજું રાખજો.

*'પ્રયાગ', ૩૨, શ્વેત કમલ સોસાયટી,*
*વિદ્યાનગર, ભાવનગર-૩૬૪૦૦૧.*
*મો. ૯૮૨૫૯૮૯૭૩૭*





# આવ્યા

*- રાજેશ વ્યાસ 'મિસ્કીન'*

ઘણાં વર્ષો જૂનાં આંસુ અચાનક પાંપણે આવ્યાં
નહોતી કલ્પના એવા અતિથિ આંગણે આવ્યા.

ઘણાયે તીર્થમાં એક જ અનુભવ આ થયો કાયમ,
નકામી ભીડ વધતીતી ને એમાં આપણે આવ્યા

કહે શું આંખ ? ભોળી ઊંઘ ઊડી ગઈ કયે કારણ.
બધે રખડીને પાછા સ્વપ્ન લીલા તોરણે આવ્યાં.

સતત બુદ્ધિએ પૂછ્યું સાત જન્મો કેમના ટકશે ?
ઉમળકાઓ બધા બંધાઈ કાચા તાંતણે આવ્યા.

હતી ઠંડી જ એવી, આગ બુઝાઈ જતે મિસ્કીન,
ભલું થાજો, તિખારાઓ હૃદયના તાપણે આવ્યા.

*બંગલા નંબર ૧, સરસ્વતી સોસાયટી,*
*જૈન મરચન્ટ સોસાયટી પાસે, પાલડી,*
*અમદાવાદ-૩૮૦૦૦૭. મો. ૯૪૨૬૫૯૪૯૩૯*

# ગીત

*- હરીશ મીનાશ્રુ*

અવધૂ, હમરા મન મન્સૂરી
ચિતરેલા મૃગની નાભિમાં ક્યૂં ઢૂંઢે કસ્તૂરી

કરે પાંદડી કલ્પવૃક્ષની શીદ મિથ્યા મગરૂરી
અમરતનો આભાસ ધરે પણ કંઠે તરત ડચૂરી
અમરાફળની ડાળ ઝૂકે છો,- અમને પ્રિય અનૂરી
હમરી બગિયા નિત્યબસંતી સુખસુગંધ ભરપૂરી
અવધૂ, હમરા મન મન્સૂરી

થળ પર સુખની ભ્રમણા થાપી સર્જે સરગાપુરી
હરખ શોકના વરખ ચડાવી કાળ કરે ચાતુરી
સેઠ હમાર સખી, હમ ઉનકે જી લબ્બેક હજૂરી
બિન માંગૈ વરસત હૈ સાહુ, માંગે કૌન મજૂરી
અવધૂ, હમરા મન મન્સૂરી

એક ડાળનાં વિહગ પરસ્પર રહે નિરંતર ઝૂરી
આલિંગનનું રૂપ ધરીને અધિક દાખવે દૂરી
જુગલ રૂપ જૂઠા, રતિ છલના, રંગત છિનભંગૂરી
છોડ રમૈયા કી દુલ્હનિયા અબ તો ફેલફિતૂરી
અવધૂ, હમરા મન મન્સૂરી

તરવું મેલી અમે તુંબડાની કીધી તંબૂરી
સ્વાતિજળ જો તળ તાગે મુક્તાફળ રહેશે સ્ફૂરી
તીર તૈરાક તમાશબીનોં સે અબ જો હો ગઈ દૂરી
ગહેરાઈસે હમ લૌટે ખુદ ગૌહર બનકે નૂરી
અવધૂ, હમરા મન મન્સૂરી

*૯/એ, 'સુમિરન', સૌરમ્ય બંગલા,*
*વિનુકાકા માર્ગ, બાકરોલ ૩૮૮૩૧૫, જિ. આણંદ*
*મો. ૯૮૨૪૫૧૧૯૬૧*





# "'ઘર' બનતાં વાર લાગે છે"

*- મણિલાલ હ. પટેલ*

મકાનને 'ઘર' બનતાં વાર લાગે છે
ઘીની ધાર જેવું વ્હાલ 'ઘર' બનાવે છે - 'મકાન'ને !
ઓરડે ઓરડે લાગણીઓ વાસ કરે
દીવાલ જેવા બાપા માથે મોભ તે દાદાજી
ને મા છવાઈ જાય છાપરું થઈને

ઉંબર ને બારસાખ વાટ જુવે સતત
આંગણું આવકારો થઈ જાય ને
પથરાઈ જાય પડસાળો આપમેળે
બારણાં બોલી પડે ને બારીઓ હસી ઊઠે
લીંપણની ઓકળિયો અંગે અંગે કૉળી રહે

વૃક્ષોના પડછાયા રમતા હોય ઘર માથે
ભીંતો પર વેલ ચઢી જાય બારમાસી
બારી પાસે આવી ને બેસી જાય આકાશ
વાડાની કૂઈમાં કાચબો તરતો ફરતો હોય
ઈન્દ્રગોપને ગોકળગાય મેઘધનુષ લઈ આવે

દાળનો વઘાર શેરી બહાર નીકળી જાયને
પાણી પીવા આવેલો પથિક
રોકાઈ જાય દાદા સાથે બપોરા કરવા !
ત્યારે ખુશખુશાલ હોય છે ઘર-
આંખોમાં નમીને હૈયામાં અમી લઈને...

*'સહજ', શાસ્ત્રી માર્ગ, શાન્તાબા બગીચા પાસે,*
*વલ્લભ વિદ્યાનગર, જિ. આણંદ-૩૮૮૧૨૦.*
*મો. ૯૪૨૬૮૬૧૭૫૭*

# ક્ષણક્ષણમાં - ક્ષણક્ષણથી

*- ધીરેન્દ્ર મહેતા*

પાળીપોષી એમ પછી નાતો તોડયો તે,
ઓ રે ઈચ્છાકુંવરી, ક્યાં લઈ જઈ ખોડયો તેં !

કેવો ક્ષણક્ષણમાં ક્ષણક્ષણથી આ જોડયો તેં,
ક્ષણ વીતે ને થાય ક્ષણક્ષણે આ છોડયો તેં !

જળ વચ્ચે રાખ્યો ને વિખૂટો પાડ્યો પાછો,
તરતો રાખી પરપોટો પાછો ફોડ્યો તેં !

રેખા દોરી સાવ અકળ તારાં ચિત્રોમાં ને,
એમાં મારો એક ચહેરો પણ ચોડ્યો તેં !

એ ખૂબ તારી ગઝલોની છે કે મારી ?
આપી મેં તો દાદ, વગોવ્યો, તરછોડ્યો તેં !

*"જીવનછાયા" હોસ્પિટલ રોડ,*
*પંડિત દીનદયાલ ઉપાધ્યાય માર્ગ,*
*ભુજ (કચ્છ)-૩૭૦૦૦૧. મો. ૮૯૮૦૦૧૧૦૨૫*





# એકાકાર

*- નીતિન વડગામા*

અંડ ને આકાર એકાકાર છે,
ભીતરી ધબકાર એકાકાર છે.

નાદ આઠેપ્હોર અંદર ગુંજશે,
રોમે રોમે તાર એકાકાર છે.

એક ભગવી ભાવભીની આંખમાં,
વ્હાલનો વિસ્તાર એકાકાર છે.

દશ્યને દીવો બુઝાયો આખરે,
આભ ને અંધાર એકાકાર છે.

કૈંક ઈચ્છાના ઊછળતા ઓઘમાં,
આ સકળ સંસાર એકાકાર છે.

પંથ પળભરમાં કપાતો જાય છે.
અશ્વમાં અસવાર એકાકાર છે.

શબ્દના સોનેમઢેલા દેહમાં,
અર્થ અપરંપાર એકાકાર છે.

*'તાંદુલ', ૨, સ્વાતિ સોસાયટી,*
*આત્મીય કોલેજ પાછળ, કાલાવડ રોડ,*
*રાજકોટ-૩૬૦૦૦૫. મો. ૮૦૦૦૦૦૦૨૦૭*

# ગંગા, જમુના, સરસ્વતી

*- યોગેશ જોષી*

તર્પણવેળાએ ગોર મહારાજ
બા-દાદાઓનાં નામ દઈ દઈ
કરાવે તર્પણ;
બે-ચાર પેઢી અગાઉનાં બાનું નામ
યાદના આવે તો
બોલાવે
ગંગા, જમુના, સરસ્વતી...
કેટલીક
પેઢીઓ પછી,
કેટલાક
સૈકાઓ પછી
મારી
માતૃભાષાય
શું
ગંગા,
જમુના,
સરસ્વતી ?!

*બી-૩૦૩, અર્જુન ગ્રીન્સ, મેનારવ હૉલ પાસે,*
*ઘાટલોડિયા, અમદાવાદ-૩૮૦૦૬૧*
*મો. ૯૪૨૭૬૦૯૮૨૫*





# બોલો, કેવું લાગ્યું ?

*- ધૂની માંડલિયા*

ટપકાંને વિસ્તારી જો, બોલો કેવું લાગ્યું ?
મનમાં ખાલી ધારી જો, બોલો કેવું લાગ્યું ?

ચોક્કસ થશે દર્શન સ્વયં શ્રીકૃષ્ણનાં
પીંછાને શણગારી જો, બોલો કેવું લાગ્યું ?

ડૂમાનો ખખડાવી હેઠો બેસાડી દીધો
આંસુની લાચારી જો, બોલો કેવું લાગ્યું ?

સાવ નિરર્થક દોડયાં કીધું, એ પછી સમજાશે,
મક્કમ થઈ પરવારી જો, બોલો કેવું લાગ્યું ?

પતિવ્રતાની બીજી ઓળખ છે એ અંધારું,
અજવાળાં, ગાંધારી જો, બોલો કેવું લાગ્યું ?

સંઘરવાની લાલચમાંથી ખિસ્સુ જન્મ્યું છે
કોઈ ફકીર, અલગારી જો, બોલો કેવું લાગ્યું ?

કોઈ ઋચા કે મંત્રોના સંભળાશે પડઘા,
સાંઈ, ગઝલ ઉચ્ચારી જો, બોલો કેવું લાગ્યું ?

અંદાજ તને ત્યારે જ મળશે, તારા સ્વત્વનો,
તું જ તને પડકારી જો, બોલો કેવું લાગ્યું ?

*૧૭, દેવભૂમિ બંગલો, ઝુંડાલ બસસ્ટોપ સામે,*
*રીંગરોડ સર્કલ પાસે, સાબરમતી કલોલ હાઈવે,*
*મુ.પો. ઝુંડાલ, જિ. ગાંધીનગર. મો. ૯૮૭૯૫૦૯૦૧૭*

# શું હશે એનું નામ ?

*- કિસન સોસા*

ચારેબાજુથી
ઘેર્યો છે મને
ડંખ્યો છે
કોણ હશે એ ?
મારી ઈચ્છાઓની પીંડીને
તીક્ષ્ણ દાંતે
નોંચી લીધી છે.
સ્વપ્નો સામે ભસ્યો છે
જીવતરના વસ્ત્રને ફાડી
કરી દીધું છે
લીરે લીરા !
કોઈ શેરીથી મને
નીકળવા દીધો નથી
પહોંચવા દીધો નથી
ગંતવ્યસ્થાને !
રઝળાવતો રાખ્યો છે
રાહે રાહે
બળતો રાખ્યો છે દાહે
એ કોની દાઢમાં છું,
છું, કોની નિગાહમાં ?
કોણે હશે એ ?
શ્રમથી ભાગ્યો નથી
વૈતરું કીધું છે દિનરાત
દોડાવતો રાખ્યો છે હક પાછળ
છળતો રાખ્યો છે જળને છળ
શું હશે નામ -
આ મારા માથા પર થોપેલાં 'ભારા'નું ?
"દુનિયા
મૈં તેરે તીરકા
યા તકદીરકા
મારા હું ?!"

*પ્રણામી મંદિર પાસે,*
*સૈયદપુરા, સુરત-૩૯૫૦૦૩.*
*મો. ૯૯૭૯૯૬૯૪૦૮*






# ઢેખાળું

*- રમણીક સોમેશ્વર*

ધોળું છે કે કાળું છે
અંતે તો કૂંડાળું છે

દરવાજા તો ક્યાંય નથી
તેમ છતાં આ તાળું છે

રસ્તા સૌ અટવાઈ ગયા
ને સામે ગરનાળું છે

ડાબે – જમણે જાવ ભલે
છેવટ તો ઘરઢાળું છે

સૂરજ સામે ઊભા છે
ને હાથે ઢેખાળું છે !

*C/o. ડૉ. દર્શના ધોળકિયા, ન્યુ મિન્ટ રોડ,*
*પૅરિસ બેકરી સામે, ભુજ (કચ્છ)-૩૭૦૦૦૧*
*મો. ૯૪૨૯૩૪૨૧૦૦*

# મારી તમને એ જ અરજ છે

*- મુસાફિર પાલનપુરી*

દિવસે સૂરજ થઈને ફરજો, મારી તમને એ જ અરજ છે,
રાતે ચાંદની જેમ નીરખજો, મારી તમને એ જ અરજ છે.

મુગ્ધ બની જે કાયમ તમને ભેટ ધરે છે મુસ્કાનોની
ફૂલ કદી એને પણ ધરજો, મારી તમને એ જ અરજ છે.

મોહક, મનહર મેઘધનુષો આકાશી ઉપહાર છે મિત્રો !
આંખ ને હૈયું પાવન કરજો, મારી તમને એ જ અરજ છે.

જેમ નિરંતર જળની ઉપર હળવાં થઈને ફૂલ તરે છે,
ભવ સાગરમાં એમ જ તરજો, મારી તમને એ જ અરજ છે.

ડગલે પગલે મૃગ સોનેરી આજે પણ ઊભાં છે એમ જ,
સાવધ રહીને ડગલું ભરજો, મારી તમને એ જ અરજ છે.

દૂર હિમાલયને ખોળેથી આવી લાશ ત્રિરંગો ઓઢી -
મરવું હોય તો આમ જ મરજો, મારી તમને એ જ અરજ છે.

કોઈ મુસાફિર દર્દ મઢેલી રમ્ય ગઝલ સંભળાવે ત્યારે,
ઊંડા એમાં સ્હેજ ઊતરજો, મારી તમને એજ અરજ છે.

*જૂના ડાયરા, નાની બજાર પાસે,*
*પાલનપુર ૩૮૫૦૦૧, જિ. બનાસકાંઠા.*
*મો. ૮૮૬૬૨૩૬૪૨૧*





# થાય સરવાળો પછી

*- શિવજી રૂખડા*

બેઉ સરખા હોય તો ત્યાં થાય સરવાળો પછી,
ને અભરખા હોય તો ત્યાં થાય સરવાળો પછી.

લોક પથ્થર જેમ ખોડાઈ ને ઊભા છે સતત,
કૈંક સરતા હોય તો ત્યાં થાય સરવાળો પછી.

આમ તો મળવું ગમે છે પણ છતાં અળગા રહે,
વાત કરતા હોય તો ત્યાં થાય સરવાળો પછી.

સાવ ભારેખમ થયા, વાતાવરણ ભારે થયું,
સાવ હળવા હોય તો ત્યાં થાય સરવાળો પછી.

એક હૂંફાળી જગા પર આવીને બેઠા, અને-
દૃશ્ય ગરવા હોય તો ત્યાં થાય સરવાળો પછી.

ઢાઈ અક્ષર ઘૂંટવાથી ગઈ છે પાટી ઝળહળી,
એમ લખતાં હોય તો ત્યાં થાય સરવાળો પછી.

કોઈ મીઠા તાલ સાથે ગાય છે મીઠાં ભજન,
કાન સરવા હોય તો ત્યાં થાય સરવાળો પછી.

*આંખની હોસ્પિટલ પાસે,*
*અમરપરા, બગસરા-૩૬૫૪૪૦.*
*મો. ૯૪૨૬૧૨૬૬૭૮*

# હવેલી

-

*સતીશ ડણાક*

ખર્યો
કાંકરો એક
ને
ખળભળી ઊઠી
હવેલી.

★

રંગીન કાચની આરપાર જોતી
હવેલીને થયું.
જો
હું પણ રંગીન કાચ બનું તો !

★

દૂરથી કિલ્લાની દીવાલો જોઈ
હવેલીને
યાદ આવી ગઈ
મહાભારતની વા ર  તા !

★

આ
હવેલી
હવાનો મહેલ છે
એની આસપાસ
ચોપાસ
ઊગી ગયાં છે
જંગલો
ગઈકાલનાં !

★





પૂનમની રાતે
આકાશમાં ખીલેલા ચંદ્રે
જોયું
કે
હવેલી
દૂધમલ ચાંદનીમાં
તરતી હતી...

★

બારણાંનો
કિચૂડાટ સાંભળીને
ઠકરાણાંનું રુદન સાંભરે
હવેલીને.

★

રાણીવાસનું એકાંત જોઈ
હવેલી ચામડી પર
પડી ગઈ
કરચલીઓ...
પછી
લીલુંલીલું ઘાસ
ઓઢીને
સૂઈ
ગઈ
હવેલી !
(મોનો ઈમેજ કાવ્ય)

*૧૮, સયાજી સોસાયટી,*
*કારેલીબાગ, વડોદરા-૩૯૦૦૧૮*
*મો. ૯૬૮૭૬૦૦૮૪૭*

# ''મા''

- હર્ષદ ચંદારાણા

હે... 'મા'.
મારી 'મા' તરીકેની તારી પસંદગી
મારા હાથમાં ના હતી તો પણ યથાર્થ છે.
મારું સદ્ભાગ્ય છે કે,
ઓ પારથી ! હે કંચનબહેન, તારા જેવી
સાક્ષાત વાત્સ્યલ્યમૂર્તિ માતા
મારી 'મા'ના રૂપે મને મળી.

હું તારે ખોળે જન્મ્યો,
તારો ખોળો ખૂંદીને મોટો થયો,
વિકસ્યો અને પાંચમાં પૂછાતો થયો...
આ બધ્ધું 'મા' તારા કારણે જ છે...

મારાં વૃક્ષ-વૃક્ષને તું જાણે...
...એવું હું તારું વન છું.
જે તેં સર્જ્યું ને સંવર્ધ્યું...
... એવું હું તારું ધન છું.
હું તારામાં, તું મારામાં જીવે...
... એવું હું તારું તન છું.
મા ! તારું નામ
આ સૃષ્ટિમાં સૌથી મધમીઠું નામ છે,
મારામાં તું મને ચાહી ચાહી
તારી નરી મીઠપ ભરે...
મારી કીર્તિ માટે પ્રાર્થના કરે,

તું મારી પ્રસન્નતા, તું મારો આનંદ,
તું મને તારાં નયનોથી નિરંતર
ઝરતાં નેહથી સમજાવે.

આકાશના તારા પણ તું
ચાંદો પણ તું, ચાંદની પણ તું,
તું મારી પાસે હોય ત્યારે
હેઠું ઊતરેલું આખું આકાશ મારી પાસે જ હોય...
મને મારો અહંકાર સદાય નડે છે





તેથી મેં તને કહ્યું નથી પણ,
હું પણ તને પારાવાર
પ્રેમ કરું છું... મા !
એકલતાનાં અંધારાં જ્યારે જ્યારે
મને ઘેરી વળે, કશુંય સૂઝવા ન દ્યે
ત્યારે મારું શૈશવ સાંભળું ને
તારાં હાલરડાં પાછાં સંભળાય.
હું પાછો બાળક બની જાઉં...
ઘોડિયું થઈ ગયેલા મારા પલંગમાં...

વહાલતાં વાદળાં જે ફક્ત મારા માટે
અવિરત વરસ્યાં કરે...
તે છતાં જરા પણ જળ ઘટે નહીં...
આ વર્ષોનો વરાપ ઝીલી હરખ, હું ખેતરમાં લ્હેરાતા
લીલાછમ મોલ જેવો લ્હેરાતો રહું... આઠે પ્રહર.

મારું શૈશવ મારામાં જીવે છે કારણ કે,
તું જીવે છે, મા !

સાત સૂર અને સાત રંગનો વૈભવ
મારા હાથમાં ને હૈયામાં છે
કારણ કે મારા મસ્તકે તારો હાથ છે, મા !

તું બોલે છે તે તમામ શબ્દનો
અર્થ કેવળ એક જ... 'તથાસ્તુ'
મારું પ્રતિબિંબ હશે તારી આંખોના દર્પણમાં,

પણ તું નહીં હોય ત્યારે
તારી આંખોનું દર્પણ નહીં હોય,
મારું પ્રતિબિંબ પણ નહીં હોય.

તું નહીં હોય ત્યારે
હું હોઈશ તો હોઈશ...
કદાચ અડધો,
કદાચ અડધાથી પણ ઓછો.

મા ! મને ખોળામાં લઈ લે,
હું વર્ષોથી ઊંઘ્યો નથી.

**(દીર્ઘ કવિતા 'મા' ના કેટલાક અંશો)**

*સેન્ટર પોઈન્ટ, મહાત્મા ગાંધી રોડ, પોસ્ટ બોક્સ નં. ૪૬,*
*અમરેલી-૩૬૫૬૦૧. મો. ૯૮૨૫૦૭૫૧૭૫*

# ઝીલણજી...

*- ગુણવંત ઉપાધ્યાય*

બાંધીને ઝૂલજો
આંબાની શાખ પર બાંધીને હીંચકો, આવ્યો છે
અવસર અમૂલો હો રાજ !
ધીમેકથી ઝૂલો ઝીલણજી !
ચોમાસું આવે ત્યાં નભના તારલિયા એકબીજા આંખો મીંચકારે,
આંખોમાં આંખોને મેળવીને ભીનેરાં સોણલાંનાં ગીતો લલકારે
પરભાતી સૂર લઈ ખૂલો હો રાજ !
ઝૂલો ઝીલણજી !

ઊડ ઊડ કરતાં જ્યાં પળનાં પતંગિયાં એક એક ડાળોને સૂંઘે,
પાન પાન જઈ એનાં સંવેદન માણે ત્યાં રેશમિયા સંબંધો ઊગે
ચૂંટોને ખીલેલાં ફૂલો હો રાજ !
ઝૂલો ઝીલણજી !
આવ્યો છે અવસર અમૂલો હો રાજ !
ધીમેકથી ઝૂલો ઝીલણજી !

*બી-૫/૬-૭, ઋષભ એપાર્ટમેન્ટ્સ,*
*એરપોર્ટ રોડ, મુની ડેરી, ભાવનગર-૩૬૪૦૦૧.*
*ફોન : ૦૨૭૮-૨૨૦૦૫૫૫*





# ઉખાણું

*- બકુલેશ દેસાઈ*

માણસો કોયડા સમા જાણો
કેવી રીતે દરેકને નાણો ?!

સ્પષ્ટતાની કાયમી પીડા,
કેમ કાણાને કહી દીધો કાણો ?

ઘુવડો કૂકડાને પૂછે છે,
'ભાઈ, તું પંખીઓમાં બહુ શાણો ?'

બે જ મિસરા ને બે ઘડી ઠસ્સો !
શે'ર વાસ્તવમાં રાઈનો દાણો !

લોક અચરજથી પૂછે, 'હેં શાયર !'
તારા ભાથામાં કેટલાં બાણો ?!

જાણી જોઈ મૂકું ભરોસો ને
તાકી રહું છું હું ડૂબતાં વ્હાણો

હું, અગાસી ને સાંજ 'સ્ટેચ્યૂ' શાં,
સાવ ખાલી શું યાદની ખાણો ?

*૩૦૧, 'મહર્ષિ', ભરૂચા સોસાયટી,*
*નવી ઝોન ઓફિસ સામે, નવયુગ કોલેજ પાછળ,*
*સુરત-૩૯૫૦૦૯. મો. ૯૮૨૫૧૫૨૯૨૩*

# જળપુરાણ

*- મનોહર ત્રિવેદી*

અહીં તહીં
ક્યાંય કશે ગમે નહીં
આવે નહીં ખાટી મીઠી યાદ
એક ધારો
એક સૂરે
નર્યો વરસાદ
આસપાસ
આરપાર
ભીતર ને બહાર
બસ, વરસતો લાગે જાણે નર્યો અવસાદ
એમ થાય -
નથી વાત અંગત નથી રાત અંગત
અહીં કોઈનું છે કશું ક્યાંય સલામત ?
અત્ર તત્ર જળમય
પત્ર પત્ર જળમય
જળમય ગઝલ ને ગીત
જળમય થતો જાઉં હું ય અરે, મીત
જળમય પેન કાગળ જળમય ટાંક
જળમય અક્ષરમાં જળના વળાંક
સ્મરણ આ જળમય
ચરણ છે જળમય
થળ થળ પળ પળ જળમય
જળમય થતાં જાય નગર ને ગામ
જળવશ થતાં જાય રામ અરુ શ્યામ
જળવશ દિશા અને સૂરજનું ઝળહળ તેજ
અડખે ને પડખે આ જળની Image
જળનાં જ વૃક્ષ-વેલી
જળની જ વાડ
જળનાં છે ખેતરો ત્યાં જળના પહાડ
જળની છે નદીઓ ને જળનાં જ તીર
જળમાં તણાયે જાય જળનાં શરીર
જળના જ્યાં નાંગરેલાં છૂટ્યાં રે વહાણ
જળનો વેપાર કરે જળનો સુજાણ
એને નહીં આજ યાને એને નહીં કાલ
જળના જ વાવડ દે જળની ટપાલ
જળ અખબાર સમાચાર સાતે વાર
જળનાં સૌ પાને પાને જળનો પ્રચાર
જળનો અવાજ તાજ જળનું સ્વરાજ
એ - ના એ જ નારા પ્રેરે ઊંચી જળદાઝ
જળનો વિરોધ અને જળના પ્રહાર,
જળનો બચાવ કરે જળસરકાર







જળ હડતાળ જળ બંધ કે ઘેરાવ
જળનાં નગારાં બજે જળનો ચુનાવ
બજારે દુકાન જળ
ઘર ને સ્મશાન જળ
બસવ્યવહાર જળ
સિનેમા કતાર જળ
શ્વાસ જળ ત્રાસ જળ
પાસ કે નાપાસ જળ
નભ જળ ખગજળ પથજળ
ગતજળ સતજળ જળવત્ ૐ
મૃગજળ અંજળ જળવત્ ૐ
જનગણમન હરિ જળવત્ ૐ
તનમનધન હરિ જળવત ૐ
ઝનનનઝન હરિ જળવત્ ૐ
છનનનછન હરિ જળવત્ ૐ
બનઠનનન હરિ જળવત્ ૐ
ખનખનનન હરિ જળવત્ ૐ
વાણી અને અર્થ
પાણી તથા નર્થ
જળવત્ ૐ હરિ જળળળ
પ્રાસમાં કહું તો થાય છળળળ
બોલવાનું થાય મન ? - જળળળ
છળવત્ ખોલવાનું થાય મન ? જળળળ
આથમવાનું ઊગવાનું
પૂગવાનું ચૂગવાનું
ક્યાંય ખરું ? જળળળ
હાલવાનું ચાલવનું ઊભવાનું ચૂભવાનું
સાંધવાનું બાંધવાનું રાંધવાનું
ધારવાનું મારવાનું તારવાનું સારવાનું
આપવાનું સ્થાપવાનું કાપવાનું છાપવાનું
છોડવાનું જોડવાનું
તોડવાનું ફોડવાનું ખોડવાનું
મૂકવાનું થૂંકવાનું ચૂકવાનું ફૂંકવાનું
ડૂકવાનું ભૂંકવાનું ઝૂકવાનું
સીવવાનું જીવવાનું
ખોવાનું જોવાનું રોવાનું હોવાનું
જળળળળળ
છળળળળળ

*૨૦ શિવહરિ રો-હાઉસ, ગ્લોરિનાવેલી સામે,*
*કનકપુર, સચિન, જિ. સૂરત-૩૯૪૨૩૦.*
*મો. ૯૩૨૭૭૩૯૦૬૮*

# વરખની દાબડીમાં

- સંજુ વાળા

મખમલે વીંટી રજતની દાબડીમાં મૂકી જો,
વાત વ્યવહારુ કસબની દાબડીમાં મૂકી જો.

વસ્તુ સાર્વત્રિક પદરની દાબડીમાં મૂકી જો,
થોડી અંગત સાંભરણની દાબડીમાં મૂકી જો.

તારી આંખોના ઈશારે પારિજાતક ઊઘડ્યાં,
દૃષ્ટિ મારી પણ પરખની દાબડીમાં મૂકી જો.

પૂછવા આવે છે જે પોતાનું સરનામું તને -
એમને આવા-ગમનની દાબડીમાં મૂકી જો.

છે ગઝલ આ પૂતળી તેત્રીસમીની વારતા,
લે, જરા નિજી સ્મરણની દાબડીમાં મૂકી જો.

હા, મુખોમુખ થઈ શકે તંબૂર-રવનું લઈ શરણ-
ભાવ ભીતરનો હલકની દાબડીમાં મૂકી જો.

શહેર છે, ચળકાટની ભાષા જ પરખાશે અહીં,
તારું વધતું વય, વરખની દાબડીમાં મૂકી જો.

*એ-૭૭, આલાપ એવન્યુ,*
*યુનિવર્સિટી રોડ, રાજકોટ-૩૬૦૦૦૫.*
*મો. ૯૮૨૫૫૫૨૭૮૧*





# મૂરઝાયા હતા

- હર્ષ બ્રહ્મભટ્ટ

કૈંક એવા લાગણીના ખેલ ખેલાયા હતા,
સ્મિત ને આંસુ ગરજ જોઈને વેચાયાં હતાં.

કોણ, કોના પર, ભરોસો કેટલો મૂકે કહો ?
બેઉ બાજુ લોક એના એ જ વહેંચાયા હતા !

એક ખૂણે સાવ ટીપા જેમ એ જીવી રહ્યા,
કાલ લગ જે કોઈ દરિયા જેમ ફેલાયા હતા.

કઈ વસંતોની પ્રતીક્ષામાં હશે સૌ ઉમ્રભર ?
વાત ઘરની નીકળી, હર કોઈ મૂરઝાયા હતા.

સાવ ભૂલકણી પ્રજામાં એ પ્રતિષ્ઠિત થઈ ગયા,
કોઈ છાંટા જેમ જે ઊડ્યા'તા, ફેંકાયા હતા !

*"પ્રસાદ", ૭૪/૯, જગાભાઈ પાર્ક,*
*રામબાગ ચાર રસ્તા પાસે, મણીનગર,*
*અમદાવાદ-૩૮૦૦૦૮. મો. ૯૮૨૫૦૦૦૬૨૦*

# અમને શું ફેર પડે બોલો ?

- કૃષ્ણ દવે

ઢેફું સમજીને તમે ફેંકી દ્યો ધૂળમાં કે સોનાના ત્રાજવેથી તોલો
અમને શું ફેર પડે બોલો ?

આંગળીયું પકડી ક્યાં આવ્યા'તા કોઈની તે ભૂલા પડવાથી અમે ડરીએ ?
મારગ ને પગલાંને મોજ પડી જાય એમ આપણે તો આપણામાં ફરીએ
લ્હેરખીને જોઈ ઘણાં ભોગળ ભીડે ને વળી કોઈ કહે બારીયું તો ખોલો
અમને શું ફેર પડે બોલો ?

વગડે વેરાન હારે વાતું મંડાણી ને મન થયું ઊગ્યા તો ઊગ્યા
આપણે ક્યાં માળીને કરગરવા ગ્યા'તા ભાઈ, ટોચ લગી પૂગ્યા તો પૂગ્યા
ડાળીયું પર ઝૂલે છે આખું આકાશ એમાં પોપટ બેસે કે વળી હોલો !
અમને શું ફેર પડે બોલો ?

આપણે ક્યાં પરપોટા ભેગા કરવા'તા તે કાંઠે જઈ માથાં પછાડીએ ?
એકાદો મરજીવો મૂળ લગી પ્હોંચે ને તો જ અમે બારણું ઉઘાડીએ
બાકી તો ઝાંઝવાને કરવતથી વેરો કે રંધા મારીને તમે છોલો !
અમને શું ફેર પડે બોલો ?

એ-૨૦ આદર્શ નગર, બોપલ-ઘુમા રોડ,
ઘુમા, અમદાવાદ-૩૮૦૦૫૮.
મો. ૯૪૨૬૫૬૩૩૮૮





# જીવતર શું કામનું ?

- ભાગ્યેશ જહા

દીવો પ્રગટાવું ને ખડિંગ દઈ પ્રગટે છે,
પીળું અજવાળું ક્યા ગામનું,
પૂછે છે, જીવતર શું કામનું ?
ફોટામાં બેઠેલા બાપુજી જુએ છે,
કાગળથી કેલેન્ડર ટપકે,
સામે બેઠેલા એક ઘરડાની આંખમાં
ફાનસ ફટાણાનું ભપકે,
ઘરના પરસેવાને લૂછવામાં કામ આવે,
લટકેલું પાટિયું આ નામનું.
પૂછે છે, જીવતર શું કામનું ?
રાવણના મહેલને સોનાનો દેખાડે,
એ દીવાને રાતનો ઊજાગરો,
વિભીષણની વાત કરી જાગે છે, મુંઝાયેલ,
મનનો એક મેલો મિજાગરો.
દીવા જેવી છે જેની માંજેલી આંખો,
એ શબરીને અજવાળું રામનું,
પૂછે છે, જીવતર શું કામનું ?
નાવ લઈ નીકળ્યા છે, ભીના આ શ્વાસ,
એને શામળિયો રસ્તો બતાવશે,
આંખોમાં માછલીની ખારી ભીનાશ, એને
જળચરની જાત શું સતાવશે ?
દરિયાનું અજવાળું ઉછળીને પૂછે છે,
હૈયું ખલાસીની હામનું,
પૂછે છે, જીવતર શું કામનું...

પ્લોટ નં. ૯૨૧/૧,
સેક્ટર-૪-ડી, ગાંધીનગર.

# જિંદગી

- *અંકિત ત્રિવેદી*

જિંદગી એવી જીવું જાણે ગઝલનો શે'ર છે,
કાનમાં પડતાં જ લાગે બારમાસી લ્હેર છે.

આમ અહીંયાં, આમ ત્યાંને આમ સાવ જ સ્થિર છું,
આમ દુનિયામાં ને દુનિયા આમ મારા ઘેર છે.

હું નહીં હોઉં ને તો પણ જીવવાનો છું જ છું,
ખોરડું દરબાર છે, ક્યાં કોઈનું ખંડેર છે ?

બાઈબલ, કુરાન, રામાયણ ને ગીતા શ્વાસમાં,
આપણી ઉપર બધાની એકધારી મ્હેર છે.

આંખના આંસુને પૂછી બારણું ખખડાવજો,
સાવ કાચા રસ્તે પગપાળા અમારું શહેર છે.

*૭૦૫, સાંઈનિધિ, જી. બી. શાહ કોલેજ સામે,*
*વાસણા બસ સ્ટેન્ડ પાસે, વાસણા,*
*અમદાવાદ-૩૮૦૦૦૭. મો. ૯૯૧૩૧૯૬૯૬૯*





# એક ફોટો...

- *હર્ષદ ત્રિવેદી*

એક ફોટો સ્હેજમાં થાતો બરફ,
ના હું ઉચ્ચારી શકું એકે હરફ !

ક્યારની આંધી ઊઠી છે હિમની,
જીવ ઠંડોગાર છે ચારેતરફ !

આપણા મોઘમ ઉધામા શું કરે ?
જાત પાણીની અને સપનું બરફ !

આમ મૂંગામૂંગ તો ચાલે નહીં,
કાઢ તું એકાદ મોઢેથી હરફ !

ઓગળીને બાષ્પ થાવાનું હવે,
લ્હાય ઊઠી છે હવે ચારેતરફ !

*'સુરતા', એ-૧૧, નેમીશ્વર પાર્ક, તપોવન પાસે,*
*અમીયાપુર, ગાંધીનગર-૩૮૨૪૨૪.*
*મો. ૯૭૨૩૫૫૫૯૯૪*

# આતમવાણી

*- દિલીપ જોશી*

જાસો આપ કે જલસો આપ
છાંયો આપ કે તડકો આપ
જે કૈં તારું હોય અહીં તે,
કાંટા આપ કે ગજરો આપ
તું આપે તે સઘળું થાશે જીવનભરના જાપ...

દેવામાં શું નડે કહેને ?
હું તો દઈ દઉં ચાંદ સિતારા !
આંખ ખોલતા ગુમ્મ થયા તે
આંખ મીંચતા મળે નજારા !
હૈયું આપ કે છણકો આપ
માળા આપ કે મણકો આપ
પડછાયો હડસેલ્યો ત્યારે હોય બધે સંતાપ...

દીધું ફોગટ જાય નહીં રે
દિશદિશ ગુંજે આતમવાણી !
મરુભોમમાં મરજી હો તો
છલકાવી દે પાણી પાણી !
ટીપું આપ કે દરિયો આપ
ઝરમર આપ કે દોથો આપ
તારા પર નિર્ભર છે મારા તેજતિમિરના વ્યાપ...

પંખી એના ટહુકાઓથી
હોય વિખૂટું એવું શાને ?
શહેર ઉપર હો સન્નાટા તો
સુખથી એમાં રહેવું શાને ?
મળવું આપ કે મોકો આપ
જીવતર આપ કે ધોખો આપ
તું ધારે તો ગાઈ શકાશે અવસરના આલાપ...

*૨, સૌરાષ્ટ્ર યુનિ. કર્મચારી સોસાયટી,*
*"દિનકર" ફોરેન્સિક લેબ. પાછળ, યુનિવર્સિટી રોડ,*
*રાજકોટ-૩૬૦૦૦૫. મો. ૯૪૨૮૨૦૦૨૦૨*





# તો શું કરું ?

*-ફિલિપ ક્લાર્ક*

ડાળ આ નીચી નમે તો શું કરું ?
વાયરા ઝોલે ચડે તો શું કરું ?
સંગનાયે રંગ લાગી જાય છે;
દિલ ના સમજી શકે તો શું કરું ?
રાત અંધારી ગઝલ કો ગાય છે;
ઝાળને કંઠે ધરે તો શું કરું ?
બંધનોથી દૂર હું રે'તો સદા;
બાહુઓમાં એજ લે તો શું કરું ?
નીંદ ક્યાંથી હોય વિરહરાતમાં;
ઝંખના પડખાં ફરે તો શું કરું ?
ડૂસકાં ડૂમા અને હૈયું રડે;
દર્દ પણ ના ઓળખે તો શું કરું ?
જિંદગી છે આમ તો મોટી સજા;
ડર કયામતનો રહે તો શું કરું ?
આપણી વચ્ચે સમાધાનો થતાં;
તું જ સમસ્યાઓ કરે તો શું કરું ?
સૂર્ય માફક હુંય ઝળહળ થૈ જતો;
સ્પર્શનાં ઝાકળ ઠરે તો શું કરું ?
રંગતોની સાથ એ પણ હોય છે;
કે ઉદાસી પણ મળે તો શું કરું ?
શ્વાસમાં વિશ્વાસ જેવું ના રહ્યું;
ચીભડાં વાડો ગળે તો શું કરું ?
ખુશીઓની વાત એ કરતાં ભલે;
આંખથી આંસુ સરે તો શું કરું ?

*પ્લોટ નં. ૩૪૨/૨, સેક્ટર-૨-બી,*
*ગાંધીનગર-૩૮૨૦૦૭.*
*ફોન : ૦૭૯-૨૩૨૪૩૮૮૫*

# બાવિણ

*- ગોવિંદ દરજી 'દેવાંશુ'*

અને જેવો ખોલું ઘર વતનનું બા કરગ્રહી,
રડ્યાં ભેટી ભેટી દડદડ ખર્યાં અશ્રુ પળમાં
વદીઃ 'તારા વિના ઘર-ફળિય સૂનાં મલકનાં
અરે ! નિદ્રા મીઠી તુજ સ્મરણમાં વેરણ થતી.'

પ્રવેશ્યું ત્યાં ભારે મન તરત ખાલી ઘરમહીં
પિતા-દાદા-દાદી ભગિની પણ ભોળા પ્રિય અહો !
સ્મરું વાતે વાતે બચપણ સમે સૌ ઝઘડતા,
ઊભો સામે ન્યાળું અતીત વરસો વૈભવ ભર્યાં
પરોવાઈ આંખો અરસ-પરસે ને ઝરમરી
કૂંચી રૈ ગૈ હાથે નજર મહીં તાળું લટકતું !
ઉઘાડું કૈ રીતે ? ઘર વિરહ શું બાવિણ અરે !
ગયેલી સ્વર્ગ બા, પણ હૃદયથી કેમ વિસરું ?

વળ્યો પાછો શ્હેરે દરદ સમ કૂંચીય ગજવે.
અરે ! ખાલી ખાલી ઘર ન ઠરવા દે પળપળે.

*સી-૫, તુલસીકુંજ સોસાયટી, વૈભવ હોલ પાછળ,*
*ઘોડાસર, અમદાવાદ-૩૮૦૦૫૦*
*ફોન : (૦૭૯) ૨૫૭૩૨૩૮૫*





# કારણ

*- રાધેશ્યામ શર્મા*

ના
રણમાં
વાઘ
સિંહ
મારણ
માટે
તડપે
તડકે
તપે
ગમે
તે
થાય
અમને
બધું
ખપે
કકડતી
ભૂખ
એવી
વસ
છે
એનું
અકારણ
કોઈ
વારણ
ના
હોય

*૨૫, ભુલાભાઈ પાર્ક,*
*ગીતામંદિર રોડ,*
*અમદાવાદ-૩૮૦૦૨૨*

# ગઝલ

- રઈશ મનીઆર

જિંદગી સડસડાટ ચાલે છે
હું તો ઊભો છું, વાટ ચાલે છે

બાગમાં કલબલાટ ચાલે છે
જ્યાં છે માણસ, ત્યાં હાટ ચાલે છે

બાળપણ એ જ પળ સુધી ગણજો !
જ્યાં સુધી ખિલખિલાટ ચાલે છે

શોભાયાત્રાની કોરે નિર્ધનતા !
લઈ શિરે ઝળહળાટ ચાલે છે

એક ડગ પણ ન ઊફરું ભરવા દીધું !
એનો ગરબો વિરાટ ચાલે છે

ઘરમાં બેસો છતાં બજારસમું !
સ્ક્રીન પર કૈંક હાટ ચાલે છે

કોણ કરફ્યુમાં રસ્તે ચાલે કહો ?
માત્ર મનમાં ઉચાટ ચાલે છે

જેઓ બેસી ગયા છે માર્ગ ત્યજી
એમનો વલવલાટ ચાલે છે

માણસોને નડી સદા ચોખટ
ઠાઠડી ચત્તેપાટ ચાલે છે

*૬-બી, રત્નસાગર એપાર્ટમેન્ટ,*
*પીપલોદ, સુરત-૩૯૫૦૦૭,*
*મો. ૯૮૨૫૧૩૭૦૭૭*





# આવ તું

- રમેશ પટેલ 'ક્ષ'

જાય છે દિવસો વિરહના - આવ તું,
દ્વાર ખુલ્લાં છે હૃદયનાં - આવ તું.

હું અહીં એકાન્તમાં ઝૂર્યા કરી,
ગીત ગાઉં છું પ્રણયનાં- આવ તું.

જોઈ જેને આહ હું ભરતો રહ્યો,
જોઈ લે દશ્યો પ્રલયનાં- આવ તું.

શબ્દ સૂના, અર્થ સૂના છે છતાં,
છે વિચારો તુજ વિષયના- આવ તું.

સાદ ધીમા બોય કાનો ધ્યાનાથી
સાંભળી લઈને સમયના - આવ તું.

ભાવ ભીતરના કળી લે કાવ્યના,
ને ગઝલના છંદ-લયના-આવ તું.

અસ્તની વાંચી કથાઓ કેટલી ?
છે પ્રસંગો આ ઉદયના- આવ તું.

અંત સુધી હાર પામ્યો છું ભલે,
છે હવે ઉત્સવ વિજયના- આવ તું.

તું ધમાચકડી મચાવી દે હવે,
ખ્યાલ છોડી દે વિનયના -આવ તું.

હું શિખર પરથી હવે ચિત્કારતો,
મૃગનયની ઓ સુનયના - આવ તું.

*૨૪, વ્યાપાર ભવન, ન્યાયમંદિર પાસે,*
*હિંમતનગર-૩૮૦૦૦૧.*
*મો. ૯૮૨૫૩૪૦૨૩૯*

# ગઝલ

*- ઉર્વીશ વસાવડા*

સ્હેજ ભીતર પેસવાથી કેટલી ઘટના બને છે
દશ્ય ત્યાંના દેખવાથી કેટલી ઘટના બને છે

સાંજ વેળા બાંકડે એનાં સ્મરણ ઘેરી વળે ત્યાં
પુષ્પ થોડાં મ્હેંકવાથી કેટલી ઘટના બને છે

આભને પણ કોક વેળા એ જ સમજાતું નથી કે
એક પંખી ચહેકવાથી કેટલી ઘટના બને છે

સાવ સન્નાટો પ્રવર્તે કાલ કોલાહલ હતો જ્યાં
એક પથ્થર ફેંકવાથી કેટલી ઘટના બને છે

કેટલી ઘટનાના વિશ્લેષણ પછી સમજી શક્યો છું
વાત ખોટી ખેંચવાથી કેટલી ઘટના બને છે

એક દરવાજા ઉપર મારા લખેલા નામને
કાળ આવી છેકવાથી કેટલી ઘટના બને છે

*૧૦૮, રાયજીનગર, પાંચમી શેરી,*
*મોતીબાગ પાસે, જુનાગઢ-૩૬૨૦૦૧*
*મો. ૯૮૨૪૨૯૫૨૫૯*





# શમશેર બેધારી

*- કિશોર જિકાદરા*

તમે ધ્યાને નથી લેતા કદી ફરિયાદ આ મારી,
નથી કરતો હવે આ આયનો મારી તરફદારી.

તમે એના ચલન અંગે કશું ધારી નથી શકતા,
ચલે છે જિંદગી ક્યારેક એવી ચાલ અણધારી.

કરે છે આ તરફ શ્વાસો વફાની વાત કાનોમાં,
કરી લે ખાનગી બેઠક, મરણ સાથેય પરબારી.

મને લાગી રહ્યો છે બેશરમ મારો જ પડછાયો,
હવે જોવા નથી મળતી પ્રથમ જેવી વફાદારી.

ખબર થોડી હતી કે આટલો વરવો હશે ચ્હેરો,
જરા છેટી હતી તો લાગણી લાગી હતી સારી.

સરેલા કાળમાંથી રક્ત સરખી ગંધ આવે છે,
તમારી યાદ છે કે છે પછી શમશેર બેધારી ?

ઉડાવી છે સુખી સંસારની જાતે જ મેં વાતો,
હકીકતમાં નથી લાગી કદી તસવીર એ પ્યારી.

*૧૪૨, સર્વોદયનગર, સેક્ટર-૩૦,*
*ગાંધીનગર-૩૮૨૦૩૦.*
*મો. ૯૮૭૯૪૭૫૧૩૦*

# તમારી ચાહમાં કેવળ

*- અનંત પટેલ*

જમાનાથી લડી જાશું તમારી ચાહમાં કેવળ,
સમય આવે ખપી જાશું તમારી ચાહમાં કેવળ.
ન મુઠ્ઠી લાખની ઉઘાડશું, ના કાખની કરશું,
સદા મૂંગા બની જાશું તમારી ચાહમાં કેવળ.
વસંતોથી છવાયેલાં વનો શું કામનાં મારે ?
રણોમાં પણ વસી જાશું તમારી ચાહમાં કેવળ.
મધુરાં સ્મિત જો તારાં ફસાવા માગશે અમને,
હસીને જા ફસી જાશું તમારી ચાહમાં કેવળ.
કર્યો છે પ્રેમ એવો ના વળું પાછો છતાં જ્યાંથી,
કહો ત્યાં વળી જાશું તમારી ચાહમાં કેવળ.
કરીને ત્યાગ પામી જાય, સાચા પ્રેમની એવી,
અમર ગાથા લખી જાશું તમારી ચાહમાં કેવળ.

*૨૨૧/૧/એ, આનંદવાટિકા સોસાયટી,*
*સેક્ટર-૨૨, ગાંધીનગર-૩૮૨૦૨૨.*
*મો. ૯૮૯૮૪૦૯૦૫૩*





# ગઝલ

*- અનિલ ચાવડા*

સનનસન... દઈ અને ફેંકે છે ઉંમરને સમય-ગોફણ;
પડે એ જ્યાં જઈને, તે જગાનું નામ છે ઘડપણ.
ઊગે વગડાઉ વૃક્ષો જેમ આપોઆપ ને જાતે,
ઘણા સંબંધને તો ક્યાં જરૂરી હોય છે પોષણ !
અનુભવ શીખવી દેશે બધું જે શીખવું છે તે,
ઉતાવળ બહુ ન કરવી કોઈ દાડો પામવા ડા'પણ.
પછી એણે ઘણા વિશ્વાસના તાવીજ પહેર્યાં પણ,
ન ગઈ ક્યારેય પણ વળગી હતી શંકાની જે ડાકણ;
ખરું કે વૃદ્ધ આંખે સાચવી રાખી વસંત આખી,
ખરું છે એય કે એક જીર્ણ પાલવમાં હતો ફાગણ.
છે અધ્યાહાર વર્ષો બાદ પણ એ 'પણ' પછીની વાત,
મને તેણે કહ્યું'તું કે 'તને ચાહું છું પુષ્કળ પણ...'
'છું ઉત્સાહિત જનમવા કોઈ મનમાં' બોલી એક ઇચ્છા'
કહે બીજી 'મને તો થઈ રહી છે ખૂબ ગભરામણ.'
પછી પરિણામ એનું કેવું આવ્યું એ ખબર છે નૈં,
ગટરને દઈ રહ્યું 'તું ફૂલ કૈં સુગંધનું ભાષણ.

*સી-૩૦૩, અર્જુન વિલા, કૃષ્ણ બંગ્લોઝ પાછળ,*
*આનંદ પાર્ટી પ્લોટ નજીક, ન્યુ રાણીપ,*
*અમદાવાદ. મો. ૯૯૨૫૬૦૪૬૧૩*

## ગઝલ

*- ભાવેશ ભટ્ટ*

ભલભલું કરતો રહ્યો પણ થાય ક્યાંથી આ સહન ?
આભની મીઠી નજર નીચે થયું મારું પતન !

ભૂલ થઈ લંકાદહન કરવાની, ભોગવવી પડી !
રોજ અહીં જોવું પડ્યું કોઈ અયોધ્યા દહન

હો અજંપો ભીતરે તો આ નજર પાળે છે બંધ !
હોય ખુલ્લા ને છતાંય કૈં જ દેખે ના નયન !

એક ઝૂંપડપટ્ટીને મળવા પ્હોંચી ગઈ'તી એક મશાલ
ત્યાંજ બસ ખૂણામાં ઊભો'તો અદબ વાળી પવન.

એની સામે નામ મારું ભૂલથી લેતા નહીં,
યાદ આવી જાય ના દરિયાને પોતાનું વતન.

આ સમય સંસ્કારી ઘરનો ના કદી લાગ્યો મને,
એ મળ્યો જ્યારે, મળ્યો રાખીને ખુલ્લાં બે બટન !

*એચ-૫૦૩, સ્વામીનારાયણ કેસલ-૧,*
*અર્જુન આશ્રમની બાજુમાં, ગ્રીનસિટી રોડ, નિર્ણયનગર,*
*અમદાવાદ-૩૮૨૪૮૧. મો. ૯૮૨૫૧૫૦૨૪૪*





## ગઝલ

*- ચંદ્રેશ મકવાણા*

સાવ ખુદથી અજાણ રાખ્યાં'તાં
બે'ક ભાથામાં બાણ રાખ્યાં'તાં

કોક ઝૂલતો રૂમાલ રાખેનો !
એમ ખિસ્સામાં પ્રાણ રાખ્યાં'તાં.

કોક દોડી હલેસાં લઈ આવ્યું
કોકે તૈયાર વહાણ રાખ્યાં'તાં.

બચ્ચ કહેતા જ માર્ગ ચીરી દે
એમ ઘોડે પલાણ રાખ્યાં'તાં.

તારા ખંજરની આબરૂ ખાતર
દાગ મેં લોહીઝાણ રાખ્યાં'તાં.

*૨૦૨, મહાદેવ કોમ્પલેક્સ, નવા વાડજ શાકમાર્કેટ,*
*નવા વાડજ, અમદાવાદ-૩૮૦૦૧૩.*
*મો. ૭૮૭૪૮૮૫૦૧૫*

# ખરીદું

*- હરદ્વાર ગોસ્વામી*

વૃક્ષોના હું કાન ખરીદું
ને ટહુકાનું ગાન ખરીદું.

લટકામાં પડછાયો લીધો,
લીલું લીલું ગાન ખરીદું.

ચપટી જેવું દાન દઈને,
ત્રેસઠ તાળી માન ખરીદું.

મળવું હો તો ઘર પર આવો,
દરિયા જેવી શાન ખરીદું.

સંતોનું લેબલ મારીને,
લોકોના ઈમાન ખરીદું.

નભ પાસેથી ફેસવૉશ લઈ,
વાદળ જેવો વાન ખરીદું.

શબ્દોના શરણે છે, સંતો,
ભીતરનું હું ભાન ખરીદું.

*જી-૨૦૧, ગણેશ હોમ્સ, પ્રમુખ બંગ્લોઝ પાસે,*
*ચેનપુર રોડ, ન્યુ રાણીપ, અમદાવાદ.*
*મો. ૯૮૭૯૨૪૮૪૮૪*





# અવશેષ સૂરના

*- ડૉ. એસ. એસ. રાહી*

અહીં ઠંડીગાર રાત ને ઉન્માદ ક્યાંક છે,
ઠાલા જીવનમાં આટલો અપવાદ ક્યાંક છે.

વંચાયેલા અખબાર સમું હો જીવન ભલે,
પણ મોત નામે પ્રેમની સોગાદ ક્યાંક છે.

વનફૂલની તો માવજત કીધી ન કોઈએ,
કુદરતના ઋતુચક્રમાં વિખ્વાદ ક્યાંક છે.

પીડાની રાજધાનીમાં આબાદ છે કોઈ,
સુખ નામનો પ્રદેશ પણ બરબાદ ક્યાંક છે.

'રાહી' ચલોને શોધીએ અવશેષ સૂરના,
ઘૂંટાયેલા ષડજનો મધુર સાદ ક્યાંક છે.

*બં.નં. ૧૩, ઈઝી સોસાયટી, રૂપી બેન્ક પાછળ,*
*કોંઢવા (ખુર્દ), પૂના-૪૧૧૦૪૮, (મહારાષ્ટ્ર)*
*મો. ૦૯૩૭૩૧૩૭૯૫૨*

# રાખડી આવી

*- અશોક ચાવડા 'બેદિલ'*

રહ્યાં સાથે ઉદરમાં બેઉ સાથે ચામડી આવી;
જનમ સાથે થયો જ્યારે જનમવાની ઘડી આવી.

કવરમાં રેશમી દોરો છલકતી આંખડી આવી;
અબોલા બ્હેન સાથે છે છતાં પણ રાખડી આવી.

મને ક્યારેક લાગે છે પિતા સામે જ આવ્યા છે,
અને ક્યારેક લાગે એમ જાણે માવડી આવી.

દઈને આંગળી એણે ચલાવ્યો છે મને કાયમ,
ઈશારાથી જ એનાં જીભ પર બારાખડી આવી.

શુકન કે અપશુકનમાં કોણ માને છે અહીં 'બેદિલ',
શુકન જોયાં નથી મેં સાથ જ્યારે બેનડી આવી.

*૩, મધુબન એપાર્ટમેન્ટ, ગાયત્રી જ્ઞાનપીઠ પાસે,*
*જૂના વાડજ, અમદાવાદ-૩૮૦૦૧૩*
*મો. ૯૪૨૬૬૮૦૬૩૩*





# જોઉં છું

*- મનીષ પરમાર*

રાત તૂટેલા હવે ભંગાર જેવી જોઉં છું,
ભીંત ઘરબાતા જતા અંધાર જેવી જોઉં છું.

આ સમયના છાંયડા ભેગા થઈ શકતા નથી,
ક્યાંક ખોયેલી ક્ષણો આકાર જેવી જોઉં છું.

માવઠું કોરાજ જાણે આંસુનું વરસી રહ્યું,
દર વખત ઈચ્છા સૂકા વિસ્તાર જેવી જોઉં છું.

ક્યાંક દાઝી જાય ના આ ટેરવાં સંભાળજે,
ઓસરીમાં ચાંદની અંગાર જેવી જોઉં છું.

ખેપ એની એજ મારા શ્વાસ પણ ક્યાં થાકતા ?
પાછલી હું જિંદગી ચાલી જતી વણઝાર જેવી જોઉં છું.

હાથમાં બાજી મનીષ લીધી હતી ક્ષણ જીવતા,
કેટલીયે ક્ષણ હજીયે હાર જેવી જોઉં છું.

*મુ. વાવડી (ગઢ), પો. ધરોઈ કોલોની,*
*જિ. મહેસાણા-૩૮૪૩૬૦*
*મો.૯૭૧૨૫૬૪૨૯૪*

# ઊડતું ભાળ્યું અંધારું

*- સ્નેહી પરમાર*

બહુ ખુશ થાશે દુનિયાભરનું અંધારું
ખંખેરો અજવાળા પરનું અંધારું

સિંહણટોળું ઊતર્યું જાણે ઘૂનામાં,
ધરતી પર ઊતર્યું અદ્ધરનું અંધારું

પૈસા ગણતો નોકર એનો સમજાશે
જેણે જોયું છે વાયરનું અંધારું

ભાઈ, કુંભારી ! એક કોડિયું આપી દે
ઓછું કરવું છે પથ્થરનું અંધારું

તેં ફાનસનો કાચ કર્યો છે ઊંચો, ત્યાં
મેં ઊડતું જોયું રીતસરનું અંધારું

પાછો ના કાઢીશ, કોઈ માગણ આવે તો
લઈ જાશે એ તારા ઘરનું અંધારું

મારામાંથી જનમ્યાં છે કંઈ મહાકાવ્યો
સ્નેહી ! હું તો છું શાયરનું અંધારું

*'હરિનામ', બગસરા-૩૬૫૪૪૦,*
*જિ. અમરેલી.*
*મો. ૯૪૨૭૨૮૩૩૮૧*





# ગઝલ

*- પ્રશાંત કેદાર જાદવ*

સાજણ માંડું વાત બેસો,
આવ્યો'તો વૈરાગી લઈને જુદી જ એની જાત,
સાજણ માંડું વાત બેસો
લેણ દેણ આ ભવની,
જૂના ભવનાં અંજળપાણી,
પોઠ્યો ભરીને લાયો તો,
એ જૂગજૂગની કમાણી,
કંઈ ના ખૂટ્યું એ ખૂટી ગ્યો,
એનાં ખૂટી ગ્યાં દિન રાત,
સાજણ બેસો માંડું વાત.
ભાળ્યો'તો ખૂબ ઓછાએ,
એથીયે ઓછાને મળ્યો'તો.
રણ-વંટોળની જેમ કો'કને
શોધવા ખૂબ રઝળ્યો તો
ઓચિંતો એ અલોપ થઈ ગ્યો,
મૂકતો ગ્યો જુદી જ ભાત,
સાજણ બેસો માંડું વાત...

*બી-૩૦૨, મણીભદ્ર એપાર્ટમેન્ટ,*
*સોમેશ્વરા પાર્ક-૩ પાસે, ગુલાબ ટાવર, થલતેજ,*
*અમદાવાદ-૩૮૦૦૫૪. મો. ૯૮૨૫૪૦૯૦૨૭*

# ગઝલ

- *રમેશ ઠક્કર*

વાદળી વૈભવ બનીને વિસ્તરે,
ને, છટાથી આભ આખું ચીતરે.

શ્રાવણી સાંજે અજાણી યાદમાં,
પાંદડાં માફક હવા પણ ફરફરે.

એક ટીપું છે અજાયબ કેટલું ?
સપ્તરંગોને મઢયા છે ભીતરે.

કોકદી બૌછારની રમઝટ મળે,
ને, કદી વાછટ બનીને નીતરે

ભીંજવાના કોડ છે લાખો છતાં -
ક્યાંક ઝરમર છળ બનીને છેતરે !

એક ખળખળ શોધતી રસ્તો હજુ,
નીર નકકર સાચવ્યાં છે ખેતરે !

કોક મોંઘા મૂલનું સપનું ફળે,
એમ ચોમાસુંય જાણે અવતરે !

*૧૦, પારિજાત હોમ્સ, શાન્તમ પાર્ટી પ્લોટ સામે,*
*ખ રોડ, સરગાસણ ચોકડી, ગાંધીનગર.*
*મો. ૯૮૭૯૫૨૪૬૪૩*





# દીકરી છે...

- *યોસેફ મેકવાન*

દીકરી છે ઘરઘરના શ્વાસ..
ધરતીની મીઠી સુવાસ !
છમ્મલીલું ઘાસ છમ્મલીલું ઘાસ
ફરફરતી રહેતી આસપાસ
જાણો આપણો છે હરિયાળો વાસ..!

ખાતો ઉછાળ ભલે કાળઝાળ ઉનાળો
ઝુલે ગુલમહોરની સંગ ગરમાળો
પણ લીમડાની શીળી શીળી છાંય
દીકરીની એવી છે છાંય
એની આંખ્યુંથી વ્હાલપની નીતરે મીઠાશ !
દીકરી છે ઘરઘરના શ્વાસ...
ધરતીની મીઠી સુવાસ !

ચોમાસું ધોધમાર વરસે
પણે દિશાઓ રોમરોમ હરખે
ક્યાંક ઝરમરતો વરસે વરસાદ
જાણે વિશાળા આભલાનો આછેરો સાદ !
હરખના મેઘધનુષ ઊંચે અંકાય
એવાં દીકરીનાં રૂપો મલકાય...
ભીતરિયે છલકાતો એનો ઉજાસ...
દીકરી છે ઘરઘરના શ્વાસ...
ધરતીની મીઠી સુવાસ !
(ગીત બંધારણથી બહાર મુક્તગાન)

*૩૦૨, એન્જલ ડિવાઈન, સંતકબીર સ્કૂલ સામે,*
*નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯*
*મો. ૯૮૨૪૧૭૬૬૭૫*

# તો ચાલશે ?

- *મનીષ પાઠક 'શ્વેત'*

આજના બદલે તને કાલે મળું, તો ચાલશે ?
રાહ જોવામાં હું થોડો ઓગળું, તો ચાલશે ?

એક, બે, ત્રણ કેટલાં જણને કહી શકશો તમે ?
સૌને કે'વા આપું તમને ભૂંગળું, તો ચાલશે ?

હું સરસ તૈયાર થ્યો ત્યારે કહ્યું મેં એટલું,
'તારી માફક ઓ સૂરજ, હું ઝળહળું, તો ચાલશે ?'

છે શિખામણ લાખ રૂપિયાની એની ના નથી,
આજ મારું મન કહે તે સાંભળું, તો ચાલશે ?

'શ્વેત' કંઈ જાહેરમાં કે ખાનગીમાં ના કહે,
કે અમારું પણ બનાવો પૂતળું તો ચાલશે.

*૧૩, નરોત્તમ પાર્ક, અગ્રવાલ ટાવરની પાછળ,*
*ભુયંગદેવ ચાર રસ્તા, સોલા રોડ, અમદાવાદ-૬૧*
*મો. ૯૮૨૫૦૪૬૬૮૪*





# કણસાય જિંદગી !

- *ભરત કવિ 'ઊર્મિલ'*

સૂરજની લાલીમાંથી સલુણાય જિંદગી,
ગિરિવરની કંદરાઓમાં પડઘાય જિંદગી.
વનરાજીની હરિયાળીમાં કિલ્લોલતી સદા,
ઝરણાનાં ગીત-લય મહીં નર્તાય જિંદગી.
મોલાતથી લચકતા હરેક ચાસ ચાસમાં,
કુદરતની રૂડી મ્હેરથી હરખાય જિંદગી.
જોઈને દુઃખ અવરનું દિલમાં જો ખટક થાયે,
સંવેદનાસભર બસ જિવાય જિંદગી.
શોષણ થકી બની છે જ્યાં ભવ્ય ઈમારત ત્યાં,
પરવશ બનીને કેવળ કણસાય જિંદગી.
કૈં લાખ આફતોનો ઘૂઘવે ભલે સમંદર,
મગરૂરીથી છતાં પણ જીરવાય જિંદગી.
એક જ હો નામધારી છતાંય દોન ધ્રુવ છે,
સવાલ છે નિરુત્તર... ના કળાય જિંદગી.

*પ્લોટ નં. ૬૬૧, આદર્શનગર,*
*સેક્ટર-૨૪, ગાંધીનગર-૩૮૨૦૨૪.*
*મો. ૯૮૨૫૩ ૬૫૫૮૫*

# અપેક્ષા

*- ભાનુપ્રસાદ પુરાણી*

અપેક્ષા ના રાખું, અવ જીવનમાં કૈંક મળશે.
મળ્યું તેને માણ્યું, સ્મરણ કરતાં સાંજ ઢળશે.
સમય સૌનો ક્યારેય એક સરખો ક્યાં જતો ?
દુઃખો સંભારીને તું, શીદને ભલા દુઃખી થતો.

ફૂલો જોને કેવાં કંટક વચ્ચે શ્વાસ ભરતાં,
વ્યથાને ભૂલીને જગ સમીપ સુવાસ ધરતાં.
વિચારી જોને તું, તું જ થકી તો કંઈક દુખિયાં-
જીવે છે આનંદે, વિપદ વચ્ચે થઈને સુખિયાં.

રહ્યું બાકી તેમાં, ધૂપસળી શું જીવન જીવતાં-
વીતે વર્ષો બાકી, અવર કાજે જ ધન્ય બનતાં.
ધર્યો તે દેહ માનવનો જીવે પરમાર્થને કાજે,
ભરી લે પૂણ્યનું ભાથું, ખરો અવસર મળ્યો આજે.

પ્લોટ નં. ૧૦૩-૨, સેક્ટર-૨-એ
ગાંધીનગર-૩૮૦૦૦૨
મો. ૯૯૦૪૨૫૬૧૧૪





# મોંઘેરી મિરાત મીરાં

*- પ્રદીપ સુમિરન*

તું મોંઘેરી મિરાત, મીરાં,
તું નિજથી અજ્ઞાત મીરાં !

તારી આંખોમાં લ્હેરાતી,
ભક્તિની મોલાત મીરાં !

તારા ભગવા મનમંદિરની,
શામળિયો ઠકરાત, મીરાં !

તૃષાઈ તું બંને ભવમાં,
તુજ શ્રદ્ધા નિતાંત, મીરાં !

તારી ચાહતનો જન્મારો,
મોરપિચ્છની ભાત, મીરાં !

મીઠાં કંઠે, બંસી બોલે;
'શ્રીકૃષ્ણમ્' અર્થાત્, મીરાં !

સાધુ સ્પર્શે તારા ચરણો,
તું સ્પર્શે શ્રીકાંત, મીરાં !!

મંદિરની પાવનતા બોલે,
મીરાં, મીરાં, માત મીરાં !

મંજીરાનાં તાલે ઝૂમે,
ભક્તો સૌ દિનરાત, મીરાં !

તારી દોલત છે 'ત્રિભોવન',
મારી ક્યાં, કૈં વિસાત, મીરાં ?

પદ તારા વાંચીને 'સુમિરન',
પામે છે વિશ્રાંત, મીરાં !

તું અમૂલખ સોગાત મીરાં;
તું મોંઘેરી મિરાત, મીરાં.

"મા", મંગલમૂર્તિ ટેનામેન્ટ, બ્લોક નં. ૫,
૩, સૂર્યોદય સોસાયટી, સેન્ટમેરી સ્કૂલ સામે,
કાલાવડ રોડ, રાજકોટ. મો. ૯૪૨૮૩૪૫૯૦૮

# જીદ

*- ભસ્માંગ માંકડ "સમ્રાટ"*

એ માણસ તું ઊભો થા, તું ઊભો થા,
કેમ પડ્યો છે તું ચલ જીદ બની જા.
નાદાની ને નાસમજ ના ગર કરવા દે,
કોણ શું વિચારે એની પરવા રહેવા દે.
પોતાનો વિશ્વાસ ના ક્યારેય કમ પડે,
બમણા જોશથી તું જ્યારે આગળ પડે.
સમાજની વાતો ના દિલ પર નડે,
મહેણાટોણાંથી જબરજસ્ત જોશ ચડે.
ઓળખ જ્યાં સુધી જાત ના જડે.
સમજ આવ્યે પછી પાછળ કેમ પડે,
નથી તું એકલો એ કોઈ ના કળે.
સોનામાં સુગંધ જ્યારે પોતાના મળે,
થાકે પાકે અવળે રસ્તો ભલે ચડે,
તારો જુસ્સો ક્યારેય ના કમ પડે.
રાતોરાતોની ઊંઘને તું ઉડાડી દે,
સપનાંના ઘોડા પર ચાલ ઊંચે ચડે.
જીવન ખર્ચાઈ ગયું આમતેમ અવળે,
નસીબ તું કાપ તારા હુનર વડે.
પટકાય અથડાય પણ ચાલ ના છોડે,
ધીમે ધીમે જ સફળતા સોનેરી મળે.
પૂછે છે દુનિયા માણસ ક્યાંથી ચડે ?
"સમ્રાટ"ના શબ્દોની જ્યારે હાકલ પડે,
એ માણસ તું ઊભો થા તું ઊભો થા,
કેમ પડ્યો છે તું ચલ જીદ બની જા.

*માંગલ્ય, પ્લોટ નં. ૨૫૫/૨, શ્યામલ-૧,*
*જૈન દેરાસર પાછળ, સેક્ટર-૨૨,*
*ગાંધીનગર-૩૮૨૦૨૨. મો. ૯૮૨૫૭૨૧૯૨૮*





# મારા વિચારમાં

*- નટવર આહલપરા*

મારા વિચારમાં તું રાતે રમવા આવજે,
આ ચાંદની રાતોમાં મને તું જગાવજે.
સોનલપરી આવે અહીં ફૂલથી ખેલવા,
મોસમની ડાળે-ડાળે તું કલીઓ ઉગાવજે.
છાલકથી મારું આયખું પલળી જતું ભલે,
વાદળ થૈ મારા આંગણે તું ખુદ પલાળજે.
ગીતો સજાવી હોઠે તને હું મનાવું છું,
તું પણ મને તારી કથાઓ સુણાવજે.
તારી તલાશમાં હવે હું ભૂલો નહીં પડું,
તારી મઢીનો તું મને રસ્તો બતાવજે.
પાગલ કહે છે ગામને 'નટવર'ની બાંસુરી,
ગોપી બનાવજે, મને મીરાં બનાવજે.

*'શ્રી પવનતનય', પ્લોટ નં. ૬૫-ડી/એ,*
*વિમલનગર શેરી નં. ૩, આલાપ સેન્ચુરી પાછળ,*
*યુનિ. રોડ, રાજકોટ-૫, મો. ૯૯૭૪૦૦૯૦૪૨*

# કેવું થવા બેઠું

- ડૉ. ઈશ્વર સુથાર (શિલ્પી)

કેવું થવા બેઠું
સઘળું જવા બેઠું !

ભજવા કહ્યું સૌને
પણ નિંદવા બેઠું !

વર્તન નિહાળ્યું કે
મન કોસવા બેઠું !

ફૂલો હતાં જૂઠાં
સૌ સૂંઘવા બેઠું !

આદત પડી કેવી,
સૌ ધૂણવા બેઠું !

સમજ્યાં નહીં કોઈ
તો દૂણવા બેઠું !

જોયા અગર કંકર
તો પૂજવા બેઠું !

'શિલ્પી' યતિ જોઈ
દિલ મ્હાલવા બેઠું !

૩૯, નંદ બંગલોઝ, જનતાનગર રોડ,
ઘાટલોડિયા, અમદાવાદ-૩૮૦૦૬૧.
મો. ૯૮૨૫૫૫૭૯૪૮





# મારો આલોક

- પ્રફુલ્લ રાવલ

તસવીરના ચહેરાની ભાષા
ઉકેલતાં ઉકેલતાં
ઊઘડી રહ્યો છે મારો જ આલોક ધીમે ધીમે
વાણી વિહોણી પ્રશ્નમુદ્રા મારામાં સંક્રાન્ત થઈ રહી છે
આંખ ચમકી રહી છે
થઈ રહ્યો છે જાણે
કોઈ વાસંતી સ્મિતનો અભિષેક મારા પર
છુપાયેલું પંખી કલ્લોલી રહ્યું છે
હળવાં પગલાંનો મધુર પદરવ સંભળાઈ રહ્યો છે
એકાએક જાણે તસવીરનો ચહેરો ઊતરી જાય છે મારામાં
જેમ ધરતીમાં ઊતરી ગયાં'તાં વૈદેહી,
ત્યારે કોણ સંકોરી રહ્યું છે દીવાની શગ ?
લાગે છે તસવીરના ચહેરાની ભાષા ઉકેલાઈ રહી છે
પણ ત્યાં તો મારો આલોક જાણે ફેરવાઈ રહ્યો છે ખંડેરમાં

બી-૧૨, માધવ એપાર્ટમેન્ટ, મ્યુ. ગાર્ડન સામે,
વાસણા, અમદાવાદ-૩૮૦૦૦૭
મો. ૯૮૭૯૦૧૩૧૭૦

# વૃક્ષ

*- રમેશ પટેલ*

વૃક્ષ જ્યાં વ્હેરાય છે;
પંખીઓ ગભરાય છે !
ઘર બને છે એટલે;
વૃક્ષ બેઘર થાય છે !
પંખીનો કલરવ હવે;
ક્યાં કદી સંભળાય છે?
ઘોડિયાથી ચેહની-
મિત્રતા ચર્ચાય છે.
છાંયડો મૃગજળ બન્યો;
રણ બધે ફેલાય છે !
તાપ વરસે તે છતાં
તન-તરુ લીલકાય છે.
ચેહ માટે લાકડાં...
ખૂબ મોંઘાં થાય છે.
વૃક્ષ ગોતે પંખીને;
વૃક્ષ થાકી જાય છે.
કોયલા હીરા બને
વૃક્ષ સૌ વહેમાય છે !
ગ્રીષ્મમાં ગુલમ્હોર વૃક્ષ;
ફૂલથી ટહુકાય છે !

*'પ્રાંજલ', ૩૦, આનંદ વાટિકા સોસાયટી,*
*સરદાર પુલ પાસે, અડાજણ રોડ,*
*સુરત-૩૯૫૦૦૯. મો. ૯૮૨૫૧૦૦૨૫૫*





# શબ્દ કેરા જામનો ઉત્સવ...

*- મનહર ઠાકર*

આંસુનાં શબનમ જુઓને પાથરી દે છે ગઝલ,
મીણ માફક તો બધાંને પીગળાવે તે ગઝલ.

હોય ભારેખમ ચહેરો, વાત જ્યાં ગમગીન પણ,
ત્યાં જરા મુસકાનનાં મોતીય ચમકાવે ગઝલ.

શબ્દની જે સોગઠી વાગી હશે તેને ખબર,
એ ઘડીમાં પણ અચાનક ડામ ચાંપી દે ગઝલ.

ખળખળાવી જાય જો આતંક ઉરને આકરો,
ત્રાસ લાગે ત્યાં ખફા - ખંજર ઉછાળે છે ગઝલ.

ને અહીં બેઠાં બધાં મુશાયરાની મ્હેફિલે,
શબ્દ કેરા જામનો ઉત્સવ મનાવે છે ગઝલ.

*૪૦, શ્રીનાથજીનગર-૩,*
*ભરતનગર પાછળ, ભાવનગર-૩૬૪૦૦૨.*
*મો. ૯૪૨૬૮૫૧૨૯૦*

# માનો તો છે દિવાળી રોજની

- *દિનેશ દેસાઈ*

આવે છે, આવવાનું હોય છે, જાયે છે, જે જવાનું હોય છે.
અંજળપાણી સુધીની વાત છે, મળવાનું, ભૂલવાનું હોય છે.

માનો તો છે દિવાળી રોજની, નહીં તો બસ દુઃખી થવાનું હોય છે.
પ્રસંગો શોકના, આનંદના, જીવન છે, જીવવાનું હોય છે.

બનશે નહીં, રાહ જોવાનું હવે, વીત્યું, જે વીતવાનું હોય છે,
અનુભવ દુનિયા કરાવે રોજના, માનો કે શીખવાનું હોય છે.

ભાગ્યરેખા બને જો કોઈ તો, કિસ્મતમાં પામવાનું હોય છે,
સુખ-દુઃખની આવ-જા છે કાયમી, મળ્યું એ માણવાનું હોય છે.

''ના'' પણ કેવી સિફતથી પાડતા, કારણ પણ બહુ મજાનું હોય છે,
મોટી મોટી કરે છે વાત તો, એનું દિલ સાવ નાનું હોય છે.

શોભા, કે ફૂલને જોયા કરો, મન મેલું ચૂંટવાનું હોય છે,
મન જો હો તો જવાશે માળવે, મન નહીં તો ભટકવાનું હોય છે.

સામી છાતી લડો તો ઠીક છે, યા નમતું જોખવાનું હોય છે,
ચાલાકી ક્યાં સુધી કરશો બધી, કર્મોનું ફળ બધાનું હોય છે.

*૩૧, મનીપુર ગ્રીન્સ બંગલોઝ, મનીપુર વડ બસસ્ટેન્ડ પાસે,
સંસ્કારધામ સામે, પૉસ્ટ ઑફિસ-ગરોડીયા, બોપલ-ઘુમા રોડ,
અમદાવાદ-૩૮૨૧૧૫ મો. ૮૩૨૦૪૧૯૦૭૭*





# આ લોચન

- *પ્રીતમ લખલાણી*

વરસો બાદ
આજે સામેના બંધ મકાનની
ગૅલેરીમાં
ડોસાડોસીને એકમેકને વ્હાલ કરતાં જોઈને
મારી બારી ગુલાલ થઈ ગય.
પેલા વૃક્ષની ઝુકેલી ડાળખીના માળેથી
આભ ખેડવા ઊડી ગયેલા પંખીના આભને
નિરખતી ડાળને દી' આખો ટહુકતી જોઈને
ગુંજતું મારું મન
મહિનાઓથી છાજલી પર ધૂળ ખાતાં પુસ્તકોમાં ગુંથાઈ ગયું.
ખરેબપોરે ફળિયાના લીમડાની ટગલી ડાળે
બે લીલાં પાનને પવન સાથે વાતો કરતાં જોઈને
ઓસરીના હિંડોળે હિલોળા લેતો હું હીંચકતો રહ્યો
ઢળતી સાંજે ચોરાની રણકતી ઝાલરે
સ્મિતમાં છલકતા ઠાકોરજીના બે મૃદુ હોઠ જોઈ
ધીંગામસ્તીમાં ઉછળતા પેલાં દરિયાની જેમ
ખુશ મારાં આ લોચન
આ સમી સાંજે
કોની પ્રતીક્ષામાં દીવાના અજવાળે
ઓસરીમાં ઢોલિયો ઢાળીને બેઠાં હશે !

*65, Falcon Drive,
West Henrietta,
NY 14586 (U.S.A)*

# દિવસો આવ્યા

- *રક્ષા શુક્લ*

અંધારે ઊઘડીને છાનું મલક્યા કરતી કળીઓને
જીવતે ખરવાના દિવસો આવ્યા.
સૂરજ પૂછે, 'કાં મલકી ?' 'ને અણધાર્યા મોં
સંતાડી ડૂબી મરવાના દિવસો આવ્યા.

એણે થરથર થાતી ઊભી રાંક બિચારી કળીઓને
ઓચિંતા કીધું, 'નામ લખાવો'
'છે ત્રેવડ તો કંકુ છાંટી, હથેળિયુંમાં હળને જોડી
ગુલમ્હોરી ગજરાઓ વાવો.
હોય નહીં મુઠ્ઠીમાં જો ચિતરેલું કોઈ ઘર-આંગણ,
શું વલખાં 'ને શું કરવો દાવો !
તોય અનાડી મનશા એને બાળે ભડભડ,
પોઠ ભરીને કોઈ લથબથ વાદળ લાવો.

કાટમાળ થોડો 'ને ઝાઝી ભૂતાવળને ખિસ્સે લઈ
ગુપચુપ સરવાના દિવસો આવ્યા.
અંધારે ઊઘડીને છાનું મલક્યા કરતી કળીઓને
જીવતે ખરવાના દિવસો આવ્યા.

કાલ સુધી કહેતો'તો, 'તું ના બોલ કશુંએ,
શ્વાસ મને તારા પ્રિયે, સાંભળવા દે ને !'
હવે શ્વાસનું ડગુમગુ 'ને દીવે ખૂટ્યું તેલ તો ય કાં
દૂર દૂર દેખાતો, કહે ને.
છાતીની ડમરીમાં ફંગોળાતા કેવા ભાનસાન,
તું પાગલ થઈ લ્હેરાતો, હે ને ?
મુઠ્ઠીમાં સૌ ભેદ ભરમ 'ને ચ્હેરા પર
ચ્હેરો લઈ સરકું ધીમેથી, તો ઠીક રહે ને !

સાવ પછી તો સોપો, 'ને કીધા ન્હોતા એ
ગુનાનું ભરણું ભરવાના દિવસો આવ્યા.
અંધારે ઊઘડીને છાનું મલક્યા કરતી કળીઓને
જીવતે ખરવાના દિવસો આવ્યા.

*૧૫, નંદન, શાસ્ત્રીનગર,*
*તળાજા-૩૬૪૧૪૦, જિ. ભાવનગર.*
*મો. ૯૯૭૯૨૪૪૮૮૪*






# ગઝલ

- *વિવેક મનહર ટેલર*

યુગોના વળગણોને છોડવામાં વાર લાગે છે,
જૂની હો તોય સાંકળ તોડવામાં વાર લાગે છે.
તમે તો કહી દીધું કે આવ, મારી પાસે બેસી જા,
શરમને પગ લઈને દોડવામાં વાર લાગે છે.
જુએ છે રાહ મારી જેમ આ સપનુંય આજે, પણ
તમારા સમ ! બે પાંપણ જોડવામાં વાર લાગે છે.
હજારો મન્સૂબા તૈયાર થઈ આવે છે રોજેરોજ
છતાં પણ શી ખબર, વરઘોડવામાં વાર લાગે છે !
કશું તો છે જ્યાં આવીને ભરોવાઈ પડ્યું છે મન
નકર શું કાંચળી તરછોડવામાં વાર લાગે છે ?
મને કોરાણે મૂકી ક્યારે હું નીકળી ગયો આગળ,
સ્મરણપટ પર એ દી' તાજો થવામાં વાર લાગે છે.
બૂરાઈ ઝપ્પ દઈને દોડી કાઢે આખી મેરેથોન,
ભલાઈને, ભલી ભાખોડવામાં વાર લાગે છે.
હવે સંબંધમાં ઊંડાણ ને લંબાણ ક્યાં છે, દોસ્ત ?
કહો, શું જોડવા કે તોડવામાં વાર લાગે છે ?
રદીફો-કાફિયાના વૃક્ષ નીચે છું હું સદીઓથી,
છતાં મનગમતાં ફળ ઝંઝોડવામાં વાર લાગે છે.

*આયુષ્ય મેડી-કેર હોસ્પિટલ અને કાર્ડિયાક સેન્ટર,*
*૪૭, સ્વીટી સોસાયટી, ભટાર રોડ,*
*સુરત-૩૯૫૦૦૧૫ મો. ૯૮૨૪૧૨૫૩૫૫*

# રક્ષાબંધને

*- નયના જાની*

માતૃભૂમિના રખવાળોને રક્ષાબંધન,
રક્ષાબંધન દેશના વીર જવાનોને.

કોઈ સરહદ પર બાખડતા,
કોઈ સંસદમાં રહી લડતા,
માતૃભૂમિની રક્ષાકાજે પુનિત પ્રાણ પાથરતા,
એવા માતૃભૂમિના રખવાળોને રક્ષાબંધન.

કોઈ ભગતસિંહ ને સાવરકરનું સ્મરણ લઈને,
કોઈ સુભાષ ને આઝાદ સમાણું પ્રણ લઈને
માતૃભૂમિના ગૌરવ કાજે,
માને ચરણે બધુંય ધરતા,
એવા એવા નરશાર્દુલને સહુને રક્ષાબંધન.

દેશહિતનું ક્ષણક્ષણ ચિંતવન,
'યુદ્ધસ્વ' તણું એ ગીતાગુંજન,
મુઠ્ઠીમાં લઈ મૃત્યુ,
હાથમાં મસ્તક લઈને ફરતા
એવા સહુ સપૂતો કાજ હજો ચિર રક્ષાબંધન.

પળપળ રક્ષા થજો તમારી,
નિતનિત એવી દુવા અમારી,
માતૃભૂમિને કાજ
બધું યે પોતાનું પરહરતા,
આપણા નામી-અનામી બંધુઓને રક્ષાબંધન.
માતૃભૂમિના રખવાળોને રક્ષાબંધન...

*૨૨૫૨૯, સત્યાગ્રહ છાવણી,*
*જોધપુર રોડ, અમદાવાદ-૩૮૦૦૫૪.*





# એક લગ્નોત્સુક વનવાસી કન્યાનો અભરખો

*- ચંદ્રશેખર પંડ્યા*

સાગ અને શીશમની વળીઓ ખોડી ને માથે ઓઢાડ્યા ચાર પાંચ વાંસ
શેઢે ફાલેલ ઓલ્યાં ખાખરના ફૂલડાંથી, સોહાવ્યું મારું આવાસ
મુંને ફેરા ફરવાની ઘણી આસ

એક એક ડગલે જનાવરનો ભો, જાણે ફાડીને ઊભું છે ખાવા
જંગલની વાટ નથી સીધી ને સટ્ટ, તોય હડિયું કાઢીને હું તો આવા
દલડું ધબકાર રખે ચુકે ! તેથી જ તને મીંઢળ હું દેવાને ખાસ
મુંને ફેરા ફરવાની ઘણી આસ

ડુંગરનો દેવ પૂજવાને મેં જગવ્યો છે, ડોળીના તેલ તણો દીવડો
રાંધેલી નાગલીની સાથે મેં ધરવ્યો છે, પહેલી તે ધાર તણો મહુડો
બીડીની જેમ મુંને વ્હાલી બનાવ, મેં તો આસિત્રો રાખ્યો છે પાસ
મુંને ફેરા ફરવાની ઘણી આસ

આવી જા ઓણ, લઈ મોઠી તું જાન, નકર તારી જણનારીના સમ છે
ખેસ અને ચૂંદડીના છેડા જો બાંધ, પછી જાણું કે તારામાં દમ છે
તારે મલક મુંને રે'વાના કોડ, હવે જીરવે ના જાજો વનવાસ
મુંને ફેરા ફરવાની ઘણી આસ.

*૦૦૧, વાસ્તવ એવન્યુ, મંગલમ ફ્લેટ્સ સામે,*
*સુભાનપુરા, વડોદરા-૩૯૦૦૨૩.*
*મો. ૯૮૨૫૦૩૦૬૯૮*

# આ ગાંધીનગર છે

- *કનૈયાલાલ ભટ્ટ*

છે ધબકતું સર્વદા જે શ્હેર આ ગાંધીનગર છે.
ને બધાને અહીં ખુદાની મ્હેર, આ ગાંધીનગર છે.

હોય દસ્તાવેજ બીજા નામના ને લોન પર ઘર
તો ય સૌને રોજ લીલાલ્હેર, આ ગાંધીનગર છે.

હો સિનેમા, હોસ્પિટલ, હૉટલ અને શિક્ષણ અહીંનું
કોઇ વાતે ના અહીં અંધેર, આ ગાંધીનગર છે.

છે કપટબાજી તણું આ શ્હેર, એ સૌ વાત ખોટી
ધારણા તારી બધી ખંખેર, આ ગાંધીનગર છે.

કોઇ દુનિયાનું ગણિત ના ચાલતું ગાંધીનગરમાં
દસ વત્તા બે ના કરે સૌ તેર, આ ગાંધીનગર છે.

ચીજ સૌ મોંઘી મળે તો શું થયું ? લીલોતરી જો !
શ્વાસમાં સીધો પડે છે ફેર, આ ગાંધીનગર છે.

વૃક્ષથી ભરચક વળી ટહુકા મફત, આકાશ ખુલ્લું
વાળું કરતા સૌ મજાથી ઘેર, આ ગાંધીનગર છે.

એટલે તો આંખમાં એની ચમક છે ધ્યાનથી જો !
સાંજ પડતા જૈ શકે છે ઘેર, આ ગાંધીનગર છે.

ભીડ, ટ્રાફિક, ભાગદોડી, છેડતી, દંગા કશું નૈ,
સુખ અને શાંતિ અહીં ચોમેર, આ ગાંધીનગર છે.

નૃત્ય, નાટક, રાસ ગરબા, કાવ્ય, સૂરો રોજ ગૂંજે
છે અહીંયા મનથી સૌ કુબેર આ ગાંધીનગર છે.

*પ્લોટ નં. ૧૧૮૫/૫,*
*સેક્ટર-૩/ડી, ગાંધીનગર.*
*મો. ૯૪૨૬૦૬૦૬૦૧*







# સ્વથી સમષ્ટિ

- *કરસનદાસ લુહાર*

અરે, આપણાથી જો એવા થવાશે !
હશું જીવતા ને મરશિયા ગવાશે !

હવે શબ્દમાં ક્યાં બચી છે જ લીલપ !
ખચિત ગ્રીષ્મ જેવું કવનમાં છવાશે !

સફર છે સ્વથી તે સમષ્ટિ સુધાની;
જઈ જઈને છેવટ કહો, ક્યાં જવાશે ?

અહીં પહાણ ફેંકો જો ખાબોચિયે તો -
પણે એક આખું સરોવર ઘવાશે !

હવે છંદ, શબ્દોની ઝંઝટ જવા દો,
હવે આપણાથી કવિ ના થવાશે !

સહુ પોત-પોતાને જકડી રહો બસ;
હવે કોઈથી કોઈમાં ના જવાશે !

*૩૯, 'કલ્પદ્રુમ', શ્રીજીનગર,*
*મહુવા બંદર, જિ. ભાવનગર-૩૬૪૨૯૦.*
*મો. ૯૮૨૪૨૨૫૧૨૭*

# લીંબડીની મુખ્ય બજારનાં દશ્યો

- રમેશ આચાર્ય

ઊભું છે એક સદીથી
ગ્રીનચોકમાં બાપુનું બાવલું,
સ્ટેશન રોડ પરના તેમના
બંગલાઓ સામે મીટ માંડીને,
સમય ભલે ન થંભે,
પણ તે સમય પ્રત્યે પણ સ્થિતપ્રજ્ઞ,

બાવલું છે પણ બાપુનું છે
તેમ વિચારી નિશ્ચિંત થઈ
સૂતી છે સડક,
ગામના આલા કાકાએ
સાળ પર વણેલા વેજા જેવી
ખરબચડી,
પણ રસ્તાની કાંકરી અને કપચીથી
પગની પાનીઓને રક્ષતી.

ટાવરે ઘણા સમયથી
તેના બે કાંટામાં
થંભાવી દીધો છે સમયને,
થંભાવી દીધા છે
તેના આગળના મેદાનમાં
બેઠેલાં અને રખડતાં
ઢોર-આખલાઓને પણ.

આગળ છે મહાજન પાંજરાપોળ
અને
સ્મશાન.

બજાર અહીં પૂરી થાય છે,
અર્થાત્
દશ્યો અહીં પૂરાં થાય છે.

'કવિતા', ૧૦, અંકુર સોસાયટી,
નવા જંકશન માર્ગ, સુરેન્દ્રનગર-૩૬૩૦૦૧.
મો. ૭૬૦૦૩૬૫૨૧૦





# '...આવ ને...'

- ડૉ. ધૈવત શુક્લ

આ મન વચાળે ઘાવ છે, આવી શકે તો આવને,
ક્યાં પારકી આ રાવ છે, આવી શકે તો આવને,

હા, આ જ રસ્તો એ જગા પર લઈ જશે ચોક્કસપણે,
પણ કેટલો પથરાવ છે, આવી શકે તો આવને,

એ છેક ઊંડે ખોતરીને ખાતરી કરશે ફરી,
આ દર્દનો સ્વભાવ છે, આવી શકે તો આવને,

છે શ્વાસ પણ, છે યાદ પણ, છે છે અને કંઈ પણ નથી,
આ જિંદગીનો દાવ છે, આવી શકે તો આવને,

કોને કહું, ને શું કહું, આ દર્દભીની વાતમાં,
'આનંદ'નો આ ભાવ છે, આવી શકે તો આવને,

"આનંદ", બી/૨૦૪, શ્રીનાથ હોમ્સ,
કુડાસણ, ગાંધીનગર.
મો. ૯૭૧૨૯૯૭૪૦૩

# જળ-કમળવત્

- પારસ એસ. હેમાણી

એ ખરેખર વિતાડે છે !
ઝેર આપી જિવાડે છે.

આમ તો છે ખુલ્લી બારી,
પણ નજર કાં તિરાડે છે ?

બાંધ આંખે તું બેઠો છે,
એ તો હરપળ નચાવે છે.

હો ! પરાજય નિકટ મારો,
નો મનો એ તપાસો છે !

એક દરવાજો વાસી નો,
દ્વાર અઢળક ઉઘાડે છે !

જળકમળવત્ થયો 'પારસ'
લો મન ફરી પ્રવાસો છે.

હેમાણી હોસ્પિટલ, ભક્તિનગર સોસાયટી,
કાન્તા સ્ત્રી વિકાસ ગૃહ પાસે, રાજકોટ-૩૬૦૦૦૦૨.
મો. ૯૯૦૪૯૦૦૦૫૯





# ગઝલ

- ડૉ. મનોજ જોશી 'મન'

સવાલો તીર થઈ ખૂંચે છે ! મારો જીવ લઈ લેશે !
બધા તારા વિશે પૂછે છે ! મારો જીવ લઈ લેશે !

સ્મરણ મારાં સગડ સૂંઘે છે ! મારો જીવ લઈ લેશે !
એ સ્નીફર ડૉગ થઈ છૂટે છે ! મારો જીવ લઈ લેશે !

જીવન મારું મેં એના નામે દસ્તાવેજમાં લખ્યું !
એ મારું નામ પણ ભૂલે છે ! મારો જીવ લઈ લેશે !

તું ગઈ તો પ્રાણવાયુ પણ બધો ચાલ્યો ગયો કે શું ?
તડોતડ શ્વાસ સૌ તૂટે છે ! મારો જીવ લઈ લેશે !

નશાની ટેવ છે એને સમય બંધાણી પાક્કો છે !
મને ગાંજો ગણી ફૂંકે છે ! મારો જીવ લઈ લેશે !

બધી તૈયારી સાથે હું ગયો'તો મારવા જેને !
મને ઈશ્વર ગણી પૂજે છે ! મારો જીવ લઈ લેશે !

સમજ પર પગ મૂકીને ગાળિયો મારા ગળે નાખી !
પ્રણય મારો ઘણે ઊંચે છે ! મારો જીવ લઈ લેશે !

૧૦૧, શાંતિ કૂંજ એપાર્ટમેન્ટ, ૭, પટેલ કોલોની,
મેઈન રોડ, દિપ ભવન પાછળ, જામનગર.
ફોન : ૦૨૮૮-૨૭૫૬૨૬૧

# સાવ ખાલી

- ડૉ. પ્રદીપ આઝાદ

સાત સાગર આંબવાને આવ ખાલી,
ચાલ કર પી ઝાંઝવાને સાવ ખાલી.
હાથ પળ કેરો મને દે ફરી તાલી,
સમય તું પણ આવવાનો સાવ ખાલી.
કેમ દોસ્તો મુજ ઘર તમે તો બાળતાં,
દીસતાં મંદિર મસ્જિદ તો સાવ ખાલી.
યાદ જિગરે ખૂબ રણઝણ કરતી રહી,
સાંભળ્યો બસ એ જ પગરવ સાવ ખાલી.
પી લઇને સાવ ખાલી પ્યાલી તમે,
પ્યાસને પ્યાસી કરી છે સાવ ખાલી !

પ્લોટ નં. ૧૨૪૮/૧, સેક્ટર-૭/ડી,
ચૌધરી સ્કૂલ સામે, ગાંધીનગર-૩૮૨૦૦૭.
મો. ૯૮૨૪૦૦૩૧૪૦





# પાંચ તત્ત્વ

- હર્ષિદા દીપક ત્રિવેદી

પાંચ તત્ત્વને પહેરી ઓઢી પૂતળાઓ અહીં ફરતાં...
નિજના પંડે પ્રાણ ભરીને પૂર્ણપણે પાંગરતાં...
એ સરસર સરસરસરતાં...

ચાર વેદની ચાર ઋચાઓ ચોકે ચોક ગવાણી,
નવખંડોમાં નવે જોગણી નવરાત્રિમાં જાણી,
બ્રહ્મનાદની વાણી સઘળી સાથ લઈ વિહરતાં...
એ સરસર સરસરસરતાં...

આઠ દિશાઓ આઠે કોઠે આઠ આઠ અવતારે,
વેરી માફક વેર ન વાળે પાતાળે જઈ તારે,
અરધ-પરધની અધરાતે તે અગમ થઈ અવતરતા
એ સરસર સરસરસરતાં...

'કલ્પ-દીપ', ૧, નંદનવન પાર્ક, ૯, સદ્‌ગુરુ બંગલો,
સ્ટેટ બેન્ક ઓફ ઈન્ડિયા પાછળ, સાધુ વાસવાની રોડ,
રાજકોટ-૩૬૦૦૦૫. મો. ૯૭૨૭૭૭૪૭૪૩

# કવિતાને પરણતા કવિને...

- *દીપક ત્રિવેદી*

લ્યો કરો શબ્દનો વેધ... ઉપાડો કલમ તીરની માફક રે !
ઉપાડો કલમ તીરની જેમ... ઉડાડો જળની ઊભી છાલક રે !

આમ જુઓ તો કન્યા ઊભી સરવર પાળે રોતી જી !
આંખોમાંથી શબ્દ નામના પલ પલ મોતી ખોતી જી !

લ્યો ધરો ભુજાઓ છેક... ઉઠાવો શબ્દ નામનો પાવક રે !
લ્યો કરો શબ્દનો વેધ, ઉપાડો કલમ તીરની માફક રે !

સ્મરણ-શ્વાસના દરિયા વચ્ચે છોરી તો ડગ માંડે હો !
છોરીને લઈ જાઓ પરણી કૌવત જેના કાંડે હો !

લ્યો મરો-જીવો કાં કહો... કવિતા એક રહી મનભાવક રે !
લ્યો કરો શબ્દનો વેધ... ઉપાડો કલમ તીરની માફક રે !

*૧, નંદનવન પાર્ક, ૯, સદ્‌ગુરુ બંગલો,*
*સાધુ વાસવાની રોડ, રાજકોટ-૩૬૦૦૦૫.*
*મો. ૯૭૨૭૭૭૪૭૪૩*





# ઝાલર વાગે

- *પ્રજ્ઞા પટેલ*

ઝીણી ઝાલર વાગે
વસમી ઝાલર વાગે
સૂતો જોગી જાગે
રમતો યોગી જાગે
એવી ઝીણી ઝાલર વાગે.
અડઘમ પડઘમ ઊની ઊની આંચ અધીરી
માયાના ચગડોળે સૂની સૂની આંખ બધીરી
તડાક્ તૂટે, છટાક્ છૂટે
આઘે ઊભી હરખાય ફકીરી
એવી ઝીણી ઝાલર વાગે.
એક સાંધતાં તેર તૂટ્યા, એવી જીવન કહાણી
સઘળું છૂટ્યું માંડ ત્યાં તો વળગી નવી સિતારી
સમણાં સઘળાં ખાખ થયાં
અલખ મેં અજવાશ ભયા
એવી ઝીણી ઝાલર વાગે
એવી રૂડી ઝાલર વાગે.

*'આત્મન્', પ્લોટ નં. ૧૬૮૭/૧,*
*સેક્ટર-૨-ડી, ગાંધીનગર-૩૮૨૦૦૨.*
*મો. ૯૮૨૫૪૩૮૩૯૪*

# ગઝલ

- *ભાવિન ગોપાણી*

નગરની હવામાં ખરાબી હતી,
ધુમાડાની જાહોજલાલી હતી.
દીવો, ઘંટ, મૂર્તિ, પ્રસાદી હતી,
ફકત એ દુકાને ઘરાકી હતી.
જે ખામી હતી એ જ ખૂબી હતી,
મને ભૂલવાની બીમારી હતી.
બધા સુખની વચ્ચેય પીડા હતી,
ઉદાસીની વચ્ચે ઉદાસી હતી.
હતો દોષનો ટોપલો રાત પર,
ખરેખર તો સાંજો હરામી હતી !
તમારા અને બસ તમારા લીધે,
મેં આખી ગલીને ગમાડી હતી.
એ ચહેરા ઉપર એક આંસુ હતું,
અરીસામાં ખાનાખરાબી હતી !
રડ્યો એટલે સાવ ધીમેથી હું,
પડોશીના ઘરમાં ઉજાણી હતી !
મને ખેંચતી'તી દિશાઓ બધી,
રહું છું એ ઘરની હરાજી હતી !
હતી આખા મનમાં ઉથલપાથલો,
છતાં એક ખૂણે સમાધિ હતી !

*૨૦, શ્રી ગંગાધર સોસાયટી,
સરદાર પટેલ સ્કૂલની સામે, મણિનગર,
અમદાવાદ. મો. ૯૮૨૫૬૯૯૮૬૨૮*





# આંગળી ચીંધું

- *દર્શક આચાર્ય*

પ્હાડ માથોની વાદળી ચીંધું,
પુણ્ય રળવા હું આંગળી ચીંધું.

વાત મારા સ્વભાવની કરવા,
ફૂલ લીલાં નો વાદળી ચીંધું,

મારી માટીની વાત સમજાવા,
છોડ પર ઝૂલતી કળી ચીંધું,

આભનું દશ્ય આંખમાં ભરવા,
વાદળોમાંની વીજળી ચીંધું.

તારા વાગોળવા સ્મરણ સાંજે,
ઓસારીની હું ઓકળી ચીંધું.

*'કવિતા', ૧૦, અંકુર સોસાયટી,
નવા જંક્શન માર્ગ, સુરેન્દ્રનગર-૩૬૩૦૦૧.
મો. ૭૬૦૦૩૬૫૨૧૦*

# વિકાસ જારી

*- સૉલિડ મહેતા*

અવિરત એવો
વિકાસ જારી

સૌનો નોખો
પ્રયાસ જારી

વિરામ વચ્ચે
તપાસ જારી

દૂર પણે છે
ઉજાસ જારી

સર્વાંગી છે
સમાસ જારી

સૉલિડનો છે
પ્રવાસ જારી

*સલાટ ફળી, હળવદ-૩૬૩૩૩૦,*
*જિ. મોરબી,*
*મો. ૯૯૨૫૩૩૭૩૨૫*





# અમે અમને

*- રમણ વાઘેલા*

હોજી, અમે અમને અજાણ્યા કેમ લાગીએ !
સૂરજ ને ચાંદાનું ગામ ઘણે દૂર તોયે લાગે જાણે હાથવેંત છેટું,
અડવાણે પગે ઊના રણને ખદેડ્યું તોયે લાગે જાણે ઝાંઝવુંય મેઠું,
પરભાર્યા મારગની ધૂળ હવે પૂછતી : કિયો મારગ કહો ને અમે તાગીએ !
હોજી, અમે અમને અજાણ્યા કેમ લાગીએ !

વાયકાઓ ઊડી ઊડી આવે છે દૂરથી ને ફળિયામાં સૂનો નિઃશ્વાસ,
કડવા હો વેણ તોયે અક્ષરની આરતમાં શોધું છું મધમીઠો વાસ,
વહેલી પરોઢે ઊઠી કૂકડોયે પૂછે છે : કિયા રાગથી તે જગને જગાડીએ !
હોજી, અમે અમને અજાણ્યા કેમ લાગીએ !

વલખાતાં વ્હાલ વળી તણખાતાં તાલ,
સૂના દરિયે તો દખ્ખણના વાયરા,
બધિર આ કાન સુણે આતમનાં બોલ, જાણે નાનક-કબીરના હો ડાયરા,
તરભેટે આવીને ઊભાં મુકામ પૂછે :
કિયા કલશોરને અધવચ મચાવીએ !
હોજી, અમે અમને અજાણ્યા કેમ લાગીએ !

*પ્લોટ નં. ૬૫૨/૨, સિદ્ધાર્થ પાર્ક,*
*સેક્ટર-૮, ગાંધીનગર-૩૮૨૦૦૭.*
*મો. ૬૩૫૮૭૪૦૬૧૬*

# ગઝલ

- ડૉ. મુકેશ જોશી

જો, ઊગીને આથમું છું, ઈશ તારા નામ પર,
આ જમાનાને ખમું છું, ઈશ તારા નામ પર.

થાકતો જો તું નથી તો હુંય ક્યાં થાક્યો ભલા?
લાખ ચોર્યાસી ભમું છું, ઈશ તારા નામ પર.

ના ગમે એવું કશુંયે તેં બનાવ્યું છે જ ક્યાં ?
કેટલો ખુદને ગમું છું ? ઈશ તારા નામ પર.

નમ્રતાની કે પછી શાલીનતાની વાત કર,
પથ્થરોને પણ નમું છું, ઈશ તારા નામ પર.

જીત તારી હોય કે એ હોય મારી, શું ફરક ?
હું રમત માની રમું છું, ઈશ તારા નામ પર.

શ્વાસ લઈને થાઉં છું બેઠો અચાનક હું ફરી,
શ્વાસ છોડીને શમું છું, ઈશ તારા નામ પર.

"શિવસદન", પ્લોટ નં. ૭૬૨/૨, જાગૃતિપાર્ક સોસાયટી,
સેક્ટર-૩૦, ગાંધીનગર-૩૮૨૦૩૦
મો. ૯૯૨૫૦૦૨૪૩૫





# તમે...

- જયંતિ ધોકાઈ

તમે આવ્યા તો આવો કીધું,
ચાલ્યા તો આવજો કીધું
એમાં મેં મારું શું દીધું ?
તમે હસ્યા તો હસી રહી
રડ્યા તો ચૂપ હું
એમાં મેં મારું શું કીધું ?
તમે રૂદિયાના માંયલા ખૂણે
બેસીને છાઈ લીધું
એમાં મેં મારું શું દીધું ?
તમે આવ્યા, ને ચાલ્યા, ને ખૂંપ્યા
આ જીવતરમાં, લ્યો
એમાં મેં મારું શું દીધું ?

જવાહર રોડ, ઓખા,
જિ. દેવભૂમિ દ્વારકા-૩૬૧૩૫૦.
મો. ૭૪૩૪૯૪૩૨૯૩

# જિંદગી

*- પ્રશાંત સોમાણી*

જીવવું એ પણ ગઝલ છે જિંદગી,
મોત પ્હેલાની લડત છે જિંદગી.

હારવાની ટેવ મારી છે છતાં,
તું નહીં જીતે, શરત છે જિંદગી.

મોત નામે ચોક પૂરો થાય ત્યાં,
સ્હેજ વળજે, કે તરત છે જિંદગી.

દાવ-પેચો કામ ના આવે કશા,
એવી અણધારી રમત છે જિંદગી.

તું ગમે ત્યારે જતી રે, હું નહીં,
આપણામાં બહુ ફરક છે જિંદગી.

*આઈ-૧૩૩, અભિનંદન પેલેસ, શિલ્પા પાર્ક*
*સોસાયટી, માતાવાડી, લમ્બે હનુમાન રોડ,*
*સુરત-૩૯૫૦૦૬. મો. ૭૪૦૫૧૩૭૦૦૧*





# ગઝલ

*- વિપુલ માંગરોલીયા*

પટકાયો છું, પછડાયો છું;
ખુદને ત્યારે સમજાયો છું.

વિસ્તાર નથી મારો ઝાઝો,
મધ્યાહ્નનો પડછાયો છું.

અઘરો છે ઉદ્ધાર હવે તો,
હું મારામાં ધરબાયો છું.

સૌએ આપ્યો જાકારો પણ,
દર્પણમાં હું સચવાયો છું.

મેં જ મને એક પ્રશ્ન કર્યો છે,
છેલ્લે ક્યારે હરખાયો છું ?

*૫૭, હેપી બંગ્લોઝ, હેપી પેલેસની બાજુમાં,*
*ત્રિકમનગર-૧, લંબે હનુમાન રોડ,*
*સુરત-૩૯૫૦૦૬. મો. ૯૮૨૫૧૩૨૬૧૦*

# છેટા બધા વ્હાલા થઈ ગયા...

*- શૈલેષ પંડયા ''ભીનાશ''*

પ્રશ્નો ઘસીને આપણે ઠાલા થઈ ગયા
ડૂબ્યા પછી છેટા બધા વ્હાલા થઈ ગયા

આભાસને, આઘાતને, એકાંતમાં કદી,
મીઠી નજરના કેટલા છાલા થઈ ગયા ?

દરિયા લગોલગ લાગણી આવી ગઈ ફરી,
ખારાં ઝરણને આપણે પ્યાલા થઈ ગયા.

લાવ્યા હતા કેવું સરસ વાતાવરણ ફરી,
ઘા એક બે કરવા ભલે ભાલાં થઈ ગયા.

સાચ્ચે તમારા સ્નેહનું ઝરણું ફૂટ્યું હશે,
વર્ષો થયા ''ભીનાશ'' તો ઠાલા થઈ ગયા.

*૪, આદિત્યનગર, ઘનશ્યામનગરની બાજુમાં,*
*ઓ.એન.જી.સી રોડ, માર્કેટયાર્ડ-કલોલ,*
*જિ. ગાંધીનગર-૩૮૨૭૨૧. મોઃ ૯૩૨૮૨૪૬૨૦૭*





# મજૂરણના અરમાન

*- રેણુકા દવે*

કો'ક દી એવું થાય રે સહિયર, કો'ક દી એવું થાય..!
મનમાં એવું થાય કે સહિયર, કો'ક દી એવું થાય...!

કો'ક દી એવું થાય કે નર્યા કામનું વાળી પોટલું ને,
નિરાંતનું પોચું પોત પે'રાવું જાતને,
સુખનું બાંધુ ફળિયું એમાં, દુઃખનું કરું તાપણું, પછી,
'હાશ..!'ના ટાંકું આભલા કાળી રાતને...
કો'ક દી એવું થાય...!

કો'ક દી એવું થાય કે મને કોઈ દેખી ના જાય,
હું એવી ક્યાંક છુપાવી દઉં આ મારી જાતને,
ટોપલો ભરી થાક છે માથે, ભાર ઉતારી ચાલને જરી,
આંખ ઢાળી ને બાથમાં લઉં રાતને...
કો'ક દી એવું થાય...!

કો'ક દી એવું થાય કે મેલાં ધૂળધોયાં આ લૂગડાં ફેંકી,
લે'રીયું લાલમલાલ ઓઢાડું જાતને,
હાથમાં પે'રું કડલાં રૂડાં, પગમાં પે'રી ઝાંઝરી ઝીણી,
ફૂલની ચાદર દઉં ઓઢાડી રાતને...
કો'ક દી.. એવું થાય...!

*જે-૨૦૧, કનકકલા-૨, સીમા હૉલ સામે,*
*સેટેલાઈટ, અમદાવાદ-૩૮૦૦૧૫*
*મો. ૯૮૭૯૨૪૫૯૫૪*

# સડતી હશે !

*- ભૂપેન્દ્ર ત્રિવેદી, 'સ્વયંભૂ'*

રોજ કેટલીયે અફવાઓ ઊડતી હશે,
પાંખ ફૂટવાથી ચકલીઓ ઊડતી હશે.

ભાવ શૂન્ય બની અટૂલા ફરતા પંથીને,
વાર-તહેવારે લોકલાગણી નડતી હશે.

ટેસ વાગેને ભીતર પ્રેમઝંખના જાગે,
વિરહપીડાએ આંખલડી રડતી હશે.

ફાગણની મઘમઘતી મોસમ નિહાળી,
દિલ મહીં રંગોની ભીનાશ ચડતી હશે.

ધોમધખતા સૂરજની અગન જવાળાએ,
તરસ્યા હોઠે ઝાંઝવાની ધાર પડતી હશે.

તુફાન સામે લલકાર કરતા માનવીને,
હાથ મધ્યે અનોખી ભાગ્યરેખા જડતી હશે.

વાસના ને માયા બંને સાથે રહે તો,
જિંદગીભર શોક બનીને લડતી હશે.

કોઈનું પણ સારું ન જોઈ શકનારના,
મનના ખૂણે ઈર્ષાની કણી સડતી હશે.

*'અંતરિક્ષ', પ્લોટ નં. ૩૯૩/૨,*
*સેક્ટર-૩/બી, ગાંધીનગર-૩૮૨૦૦૬.*
*મો. ૯૮૯૮૪૫૩૧૭૨*





# ઘણું બધું અજાણ્યું

*- સંસ્કૃતિરાણી દેસાઈ*

જેમ આગળ જાઉં છું
તેમ બંધ થતાં જાય છે પાછળના દરવાજા
વાગી જાય છે તાળાં
પાછળ ગયેલા દિવસ પર.

કેટલાંય તાળાં લાગી ગયાં છે,
પાછલાં મહિનાઓ, વર્ષો અને સૈકાઓ પર !
પાછળ જવું હોય
કોઈ વીતી ગયેલા દિવસ કે વર્ષમાં
તો ન જઈ શકાય...
'રિયલ એસ્ટેટ' આટલું મોંઘું હોય
ત્યારે આમ પાડી રાખી શકાય વાપર્યા વગર ?
જઈ શકાવું જોઈએને એ ભૂતકાળની ભોંય ઉપર...

'બિઝનેસ સ્ટ્રેટેજી' તરીકે
'રિડેવલપ' અને આધુનિકીકરણ કરી રહ્યા છે
ન વપરાતી ભૂતકાળની ભોંયનું.

એટલે જ કદાચ
જ્યારે પ્રવેશીએ છીએ નવા દિવસમાં
ત્યારે લાગે છે સ્હેજ જાણીતી જગ્યા
થોડુંક પરિચિત, જાણીતી સુગંધ, સ્હેજ જાણીતું વાતાવરણ.

તું અહીં જ મળ્યો'તો ને પહેલીવાર ?
આજે પણ મળીશ સૈકાઓ પછી ?
ઉત્સાહ છે રહસ્યમય વાર્તા જેવો
થોડુંક જાણીતું અને ઘણું બધું અજાણ્યું....

*૨/સી, નાનિક નિવાસ,*
*વૉર્ડન રોડ, મુંબઈ-૪૦૦૦૨૬*
*મો. ૯૮૨૦૯૬૦૭૯૮*

# ગીત

*- વિનોદ ગાંધી*

લીટીથી પણ લાંબું લખ ને ટપકાથી પણ ટૂંકું,
જળના જેવું લથપથ લખ ને ઘાસ સમું લખ સૂક્કું !

લખવું લખવું કેમ કરે છે,
લખવાની શી લ્હાય ?
મૂઠી જેવડી મટકી માંહે
દરિયાઓ ના માય,

મોર સમાણું મીઠું લખ ને કોયલનું લખ કૂકૂ,
જળના જેવું લથપથ લખ ને ઘાસ સમું લખ સૂક્કું !

કલમ, ટેરવું, કાગળ, શાહી,
લખવાનાં સહુ બહાનાં,
લખવાની જો ટેવ હોય તો
ભરાય પાનેપાનાં,

લખવા જેવું પરોઢિયે લખ અથવા લખ સાંજુકું,
જળના જેવું લથપથ લખ ને ઘાસ સમું લખ સૂક્કું !

*૮૩, સુવિધાનગર, ભુરાવાવ,*
*ગોધરા-૩૮૯૦૦૧.*
*મો. ૯૭૨૬૧૬૬૦૩૧*





# ગઝલ

*- વિનુ બામણીયા "અતીત"*

ટાંકણું પણ હાથમાં આવ્યું નહીં,
કે અણુ પણ હાથમાં આવ્યું નહીં.

ખૂબ ઊંડે હું ગયો તો પણ છતાં,
આપણું પણ હાથમાં આવ્યું નહીં.

થરથરીને દેહ ઠંડો થઈ ગયો,
તાપણું પણ હાથમાં આવ્યું નહીં.

ભૂખને આપી દીધા સૌ ડામ મેં,
ખાવણું પણ હાથમાં આવ્યું નહીં.

નાથવા માટે કર્યું'તું યુદ્ધ મેં,
ઓઢણું પણ હાથમાં આવ્યું નહીં.

ચીજ એ નાચીજ છે રંગો તણી,
આંગણું પણ હાથમાં આવ્યું નહીં.

મોતની વાતો કરી મૃત્યુ મળ્યું,
ઈંધણું પણ હાથમાં આવ્યું નહીં.

*૧૧૮, શિવશીષ પાર્ક, સ્ટેશન રોડ,*
*કોર્ટસામે, હાલોલ, જિ. પંચમહાલ-૩૮૯૩૫૦.*
*મો. ૯૭૨૭૪૫૦૭૫૪*

## ગઝલ

*- પ્રતાપસિંહ ડાભી 'હાકલ'*

ફક્ત ઝીણી નજરો જ જાણી શકે એમ,
આભેથી ગેબી ઈશારો થયો છે,
ઉપરથી ભલે લાગતી ચેહ ટાઢી,
ઊંડે રાખમાંથી તિખારો થયો છે.
કોઈ એક જનમે શરૂ થાય છે ને,
પૂરું એ જ જનમે થતું ઋણ બંધન,
છતાં કેમ લાગે કે ના ના નથી એમ,
પાછો નવો કોઈ ધારો થયો છે.
નથી રેત પાણી, ન કંકર ન પાણાં,
ન કાંઠો કિનારો, નદી નામ ખાલી,
સરકતું જતું કંઈ અદીઠું જણાયું,
અનુપમ અચાનક નજારો થયો છે.
કૂદી ખાબક્યા આંખ મીંચી ધરામાં,
વમળ આંબવાની ભીતર નેમ રાખી,
તરાશે તો તરશું નહીંતર ડૂબીશું ને,
ત્યાં તો ઊંચો એક આરો થયો છે.
ઊઠી આભ જ્વાળાઓ અડકી જરા ને,
અતીતરાગના છંદ ખોલે ઉકેલે,
નીંભાડે પકાવેલ નળિયાનો માંહે,
ફરી ઓગળી આજ ગારો થયો છે.

*૨૬, બાણજી વિલા પાર્ટ-૧, ટી.પી. નં. ૪૪,*
*ચાંદખેડા, અમદાવાદ-૩૮૨૪૨૪.*
*મો. ૯૮૯૮૧૦૦૫૫૧*





## પુરવાર કરવાનું નથી

*- કિરણસિંહ ચૌહાણ*

સ્હેજ ખાલી રાખીએ, ચિક્કાર કરવાનું નથી,
આપણે આ પાત્રને લાચાર કરવાનું નથી.

હું હવે મરજી મુજબ બોલી શકું, જીવી શકું,
કેમ કે મારે કશું પુરવાર કરવાનું નથી.

લોકને ભાવે ગળ્યું તો ઠીક છે પણ યાદ રહે,
આપણે આ શહેરને બીમાર કરવાનું નથી.

આપ ચિંતા ના કરો, સૌને મફતની ટેવ,
કોઈ આવીને અહીં વેપાર કરવાનું નથી.

મારી સામે આવીને ઊભા વિરોધીઓ બધાં,
સારું છે, પાછળથી કોઈ વાર કરવાનું નથી.

*૧૦૦, શાંતિકુંજ સોસાયટી, પાલનપુર જકાતનાકા,*
*વિવેકાનંદ ટાઉનશિપની બાજુમાં, સુરત-૯.*
*મો. ૮૧૪૧૦૩૩૩૧૦*

# મત્લા - ગઝલ : સાધો

*- જિગર જોષી 'પ્રેમ'*

એ જ સારથી; ચક્રધારણ; એ જ ઉત્તમોઉત્તમ, સાધો
એ જ ગીતાનો પાઠ કરે છે; એ જ પૂર્ણપુરુષોત્તમ, સાધો

શબદ નથી બોલાતો એક્કે બાઝી ગ્યો છે ડૂમો, સાધો
ગુરુ કર્યાનું દુઃખ કોને કહું લઇ લીધો અંગૂઠો, સાધો

દીવા થ્યા અજવાળા નો થ્યા; હતો કૈંક ગોટાળો, સાધો
નાની સૂની વાત નથી કંઈ; ચૌદ વરસનો ગાળો, સાધો

ક્ષણો આંગળી ઉપર મૂકે રોજ નવો ગોવર્ધન, સાધો
છતાં કદી ફરિયાદ કરી નૈં આપ્યું કેવું તે મન, સાધો

જીવનમાં આ બે જ વાતથી અવગત થાવા જેવું, સાધો
પહાડે આપ્યું 'સ્થિરપણું' ને નદીએ આપ્યું 'વ્હેવું', સાધો

ઝેર કટોરો અમરત કીધો; ગોપી રાસ દિખાયો, સાધો
એ જ બંસીથી સૂર વહાવે એ જ પ્રેમનો પાયો, સાધો

શબદ મને લાગે છે મોતી; હશે ભીતર મરજીવો ? સાધો
એક નવું અજવાળું થાશે; થઈ રહ્યો છે દીવો, સાધો

હુક્કો એનો, એ જ ઉડાડે, આપણ ખાલી ગોટા સાધો
બે'ક ઘડીમાં ફૂટી જાશું જીવતર છે પરપોટા સાધો

પગ વિણ એ ચાલે છે કાયમ-ક્યાંથી હોય પગેરું ? સાધો
કહો, એ ક્યાંથી મળશે તમને ? તમે શોધતા દેરું, સાધો

કૂંચી રજની એમ જડે ક્યાં જોજન લાંબાગાળા સાધો
જીવ બિચારો ઢૂંઢે છે કે ક્યાં છે તલભર તાળા સાધો





સરજન કરતાં કરતાં એને નહીં નડી હો સીમા ? સાધો
અચરજ તો એ વાતે છે કે, અલગ બધાંનાં બીબાં, સાધો

મન-મંદિરના ખૂણે બેઠું સંતપણું આ કેવું ? સાધો
કાન સુણે છે સતત યુગોથી અલખ-નિરંજન જેવું, સાધો
અઢી અક્ષરી પ્રેમ પદારથ બોલો કોણે પીધાં, સાધો
બે'ક મળે છે નામ સનાતન; નરસૈંયો ને મીરાં, સાધો

મન થાશે તો ડૂબી જાશું મન થાશે ભવ તરશું, સાધો
મિજાજ લીધો ફકીર જેવો જે ગમશે તે કરશું, સાધો

યાદ બનીને રોજ ડંખતો કોઇ અજાયબ એરું સાધો
કયાંથી દઉં જાકારો એને કાયમનો છે ભેરુ સાધો

''પણ, હું તમને ચાહું છું'' માં પ્રેમ છે સાવ નિખાલસ સાધો
''હું તમને ચાહું છું, પણ...'' માં માણસ કેવો બેબસ સાધો

નરી હકીકત સામે આવ્યે દરપણ ફોડી નાખ્યાં સાધો
બડી અભાગણ જાત હતી તે કાયમ ખુદથી દાઝયા સાધો

સુખ તો પારાવાર મળ્યું છે જીવ્યો છું અદકેરું, સાધો
દુઃખ તો છે બસ રજકણ જેવું - ફટ્ટ દઈ ખંખેરું, સાધો

આમ નિરંતર ચાલ્યા તોયે ક્યાંય નથી એ પૂગ્યા સાધો
માત્ર ઊંઘથી જાગ્યા છે સૌ ખરેખરું ક્યાં જાગ્યા સાધો

અગમપણાની પૂર્ણ શોધમાં રહી સહી પણ નાઠી સાધો
મન વાળ્યું જો હોત તો બનતે; વાળી માત્ર પલાંઠી સાધો

*૫૯, ગંગોત્રી પાર્ક,*
*યુનિવર્સિટી રોડ, રાજકોટ.*
*મો. ૯૯૨૫૧૫૭૪૭૫*

# ગઝલ

*- ડૉ. સતીન દેસાઈ 'પરવેઝ'*

આંધળા રસ્તા ઉપર, આંખો મીંચીને ચાલવાની ટેવ પાડી દે હવે.
તું અકસ્માતોથી બચવા, પગને અંદર વાળવાની ટેવ પાડી દે હવે.

સૂર્યની સાથે દિવસ આખો ગબડવાનું તને, ફાવે નહીં જો આંખ તો,
સ્વપ્નને કૈં રાતના અંધારમાં, ઉછાળવાની ટેવ પાડી દે હવે.

તું કપાળો લાખ કૂટે, ભાગ્યને તારા કશીયે ટેવ પડવાની નથી.
એને બદલે ભાગ્યને, તારા કપાળે કૂટવાની ટેવ પાડી દે હવે.

તું હજી ક્યાં બ્હાર આવ્યો, ટેવવશ જીવે મરે કોને જ કાજે હર ઘડી,
એક એવા સાવ ઠાલા, સિલસિલાને ટાળવાની ટેવ પાડી દે હવે.

સાંજ પડતા ધુમ્મસોના છાંયડાનું, ઝેર ચડતું હોય સૂરજને અહીં,
તું બચાવા જાત, તડકો ભરબપોરે ચાટવાની ટેવ પાડી દે હવે.

એક એનાં બળ વગર કેવી રીતે આરોહશે પર્વત સમયના તું કદી,
મૂળમાંથી ઝાડનાં એકાદ કીડી કાઢવાની ટેવ પાડી દે હવે.

વાંસળી હોટે લગાડી સાવ ઠંડોગાર થૈને બેસ ના એ શ્વાસ તું
વ્રજનું આખું વાંસવન લોહીમાં તારા બળવાની ટેવ પાડી દે હવે.

જાત ને ઔકાત ભૂલી, સાવ ખુલ્લે આમ આંગણમાં રમે છે બાળ થૈ,
ઓ ફરિશ્તા, એ ખુદાને ક્યાંક તો સંતાડવાની ટેવ પાડી દે હવે.

એની માફક ઊંચકીને હેઠે મૂકવા, આંગળી ''પરવેઝ'' તારી ધર નહીં,
નિત ચમત્કારો જ કરવા, પ્હાડ માથે પાડવાની ટેવ પાડી દે હવે.

*એ/૩, અભિલાષા ફ્લેટ્સ, પારિજાત સોસાયટી પાસે,*
*ફતેહપુરા, અમદાવાદ-૩૮૦૦૦૭.*
*મો. ૯૪૨૮૯૦૭૭૭૫*





# ગઝલ

*- જિગર ઠક્કર 'ગઝલનાથ'*

પ્રશ્ન એવો ક્યાં હતો કે, કોણ છાપે છે મને !
જાણવા માંગ્યું હતું કે, કોણ માપે છે મને !

ટોચ શું વધતો ગયો ને તોય ઊંચે ક્યાં ચડ્યો ?
એ અજંપો વિસ્તરે કે, કોણ કાપે છે મને !

હાથ ફેલાવી કશું માગી શક્યો ક્યાં આજ પણ,
તો વગર માગે બધુંયે, કોણ આપે છે મને !

સાવ સીધો માનવી છું, આ જગતનો હુંય પણ,
તોય ઈશ્વર જેમ દિલમાં કોણ સ્થાપે છે મને !

દુઃખ જગતનાં મેં પચાવ્યાં, તોય આવે હેડકી,
હું વિચારું, આ હદે પણ કોણ જાપે છે મને !

*૩, સેવન હેવન એપાર્ટમેન્ટ, સાંઈબાબા મંદિર સામે,*
*નારાયણનગર રોડ, પાલડી, અમદાવાદ-૩૮૦૦૦૭.*
*મો. ૭૫૭૪૦૦૧૦૦૮*

# એ વાતનો...

- નટવર હેડાઉ

એ સાચું છે તેથી એ વાતનો સ્વીકાર કરું છું,
લે, લખીને આપું તને, કે તને હું પ્યાર કરું છું.

તું એ નથી જેને ક્યારેક મેં સપનામાં જોઈ'તી,
પરંતુ છે તું મને જીવથી વ્હાલી એ સ્વીકાર કરું છું.

જરાક વાતમાં મારાથી તે કેટલી રિસાઈ જાય છે,
હું તેના રિસામણાની અદા પર, તેને પ્યાર કરું છું.

ફરવાની મજા છે તારો સાથ મળે ત્યારે,
ખૂબ પ્રબળતાથી અનુભવ તેનો હું હરવાર કરું છું.

નવા જ રૂપમાં મારી સામે તે ત્યારે આવે છે,
મજાક ખાતર પણ જ્યારે તેનાથી તકરાર કરું છું.

ઘણીવાર ક્યાંક મૂકીને હું ચશ્માં ભૂલી જાઉં છું,
પછી તેના ચશ્માં પહેરી, મારી આંખો ચાર કરું છું.

બધા કહે છે તું તેને બહુ ભાવ આપે છે,
કોણે કહ્યું કે એ વાતનો હું ઈન્કાર કરું છું.

'અરણ્યાલય', ૫, ડુપ્લેક્સ, હરિનગર સોસાયટી,
મુ. વાવોલ, તા.જિ. ગાંધીનગર-૩૮૨૦૧૬.
મો. ૯૪૨૮૪૧૭૪૦૬





# હવે

- ઉમેશ જોશી

શ્વાસ છેવટ માપવા બેઠો હવે,
જીર્ણ વસ્ત્ર કાપવા બેઠો હવે.

લાશ સાથે બાળી દીધી લાગણી,
રાખ પાસે તાપવા બેઠો હવે.

આંસુ વરસ્યાં છે કવેળા આંગણે,
વાયદાને રોકવા બેઠો હવે.

ખોલું નકશો ને મલક દેખાય છે,
હદ મમતની લોપવા બેઠો હવે.

સ્પર્શની કાંધે નનામી રાખવા,
ચંચળ મનને પૂછવા બેઠો હવે.

૧૩, ગોપાલનગર-૨, બ્રાહ્મણ સોસાયટી,
અમરેલી-૩૬૫૬૦૧.
મો. ૯૮૭૯૫૬૬૫૯૦

# મૃત્યુનો સામાન છે

*- બેન્યાઝ ધ્રોલવી*

શબ્દમાં જૂની નવી પ્હેચાન છે,
ઘેર ગઝલના પાંચ દસ મ્હેમાન છે.

સૌ પતંગા જાય ફૂલો મયકદે,
ખુશ્બૂ પી પીને લથડતી જાન છે.

વ્યોમ સંગીતે ઝૂમે છે પંખીઓ,
ટહુકે ટહુકે શું મધુરું ગાન છે.

શાયરો ઈર્શાદ કરતા હોલમાં,
અંજુમનમાં ગીત ગઝલની શાન છે.

મુક્તની ઊંડે સરોવર જોઉં છું,
ને કમળ તેગે લટકતું મ્યાન છે.

સ્મિતના પ્હાડે ખખડતું તારું સ્મરણ,
યાદ ઝરણે આંસુની પ્હેચાન છે.

જિન્દગી ''બેન્યાઝ'' ખાલી ઘર સમજ,
ચાર દીના મૃત્યુનો સામાન છે.'

*કાઝી વોચ કંપની, જેલ રોડ,*
*કાપડ બજાર, ધ્રોલ-૩૬૧૨૧૦,*
*જિ. જામનગર. મો. ૯૦૪૯૯૧૩૩૫૬*





# અણસાર

*- મધુસૂદન પટેલ 'મધુ'*

હો દયાળુ તો મને ઉત્તર ખુલાસાવાર દે,
કાં અગોચર વિશ્વનો થોડો ઘણો અણસાર દે.

જન્મ, મૃત્યુ, કર્મ નહીં તો આત્માનું મૂલ્ય શું ?
મોક્ષ કરતાં તો મને તું વૃક્ષનો અવતાર દે.

ચીર ખૂટ્યાં હોય તો આ વિશ્વની હર નારને,
તું ભલે તલવાર ના દે, ચીસમાં તો ધાર દે.

એક પણ અખબાર કોરું કોઈ દી હોતું નથી,
તો ભૂખ્યાં ને અન્ન કાં ઓજાર કાં હથિયાર દે.

જિદ્દ 'મધુ'ની છે જ નહીં કે તું ફરી અવતાર લે,
કાં પરત ગાંધી કરી દે કાં બીજા સરદાર દે.

*સી-૧૨૦૪, ક્વીશા સેલીબ્રેશન, આરોહી ક્લબ સામે, આમંત્રણ*
*બંગ્લોઝ પાસે, સાઉથ બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮.*
*મો. ૯૨૨૭૫૧૦૮૭૨*

# ગીત

*- ભગીરથ બ્રહ્મભટ્ટ*

રામનો ખેડુ રામનું ખેતર રામની ખેતી ભાઈ,
રામના ડૂંડે રામના દાણા આપણી ના કમાઈ
ખુલ્લે ખેતર બાંધવી શાને,
કેર કાંટાળી વાડ ?
મેઘની ધારા વરસ્યા કરે,
વરસે હાડોહાડ.
પરપોટામાં કોણ પૂરે છે શ્વાસોની સગાઈ ?
ભોંયને ભેદી ફણગે ફૂટે
મોલથી મઢ્યા છોડ
માટીમાંથી મલકયા કરે,
છોડવા જોડેજોડ.
મોતી જેવો મોલ મલપતો કૃપા કોની છાઈ ?

*પ્લોટ નં. ૮૬૪, ગ્રેસ મહાદેવ વિસ્તાર,*
*વલ્લભવિદ્યાનગર, જિ. આણંદ.*
*મો. ૯૮૭૯૫૨૩૨૭૬*





# ગીત

*- કુમાર જૈમિનિ શાસ્ત્રી*

માણસ નામે પરબીડિયું ને જીવતર નામે કાગળ,
લખતાં-લખતાં સાંજ પડી ગૈ, લખી શકું ના આગળ.
ટૂંકા-ટચ કાગળમાં લખવા,
લાંબાચોડા અક્ષર
લખતાં-ભૂંસતાં વહી જવાનો
મોંઘોમૂલો અવસર.
ધારો કે આકાશ લખું તો ચડી આવતાં વાદળ,
લખતાં-લખતાં સાંજ પડી ગૈ લખી શકું ના આગળ
પરબીડિયાં ને કાગળ વચ્ચે
આમ કશો ક્યાં નાતો,
કાગળ તોયે પરબીડિયામાં
ફૂલ્યો નથી સમાતો
સરનામામાં લખી દીધું બસ મુકામ પોસ્ટ 'શામળ'
લખતાં-લખતાં સાંજ પડી ગૈ લખી શકું ના આગળ

*૧૪, સમ્રાટનગર, બામરોલી રોડ,*
*ગોધરા-૩૮૯૦૦૧.*
*મો. ૯૪૨૮૫૫૦૫૪૩*

# હવે હસતાં હસતાંય રોવાઈ જશે

*- સ્નેહલ નિમાવત*

હવે હસતાં હસતાંય રોવાઈ જશે,
પ્રેમ મળશે ખૂબ તોય રોવાઈ જશે.
મળે ખૂબ ખુશી તોય રોવાઈ જશે,
મળે નઈ ખુશી તોય રોવાઈ જશે.
જિંદગીના ઘાવ જોઈ રોવાઈ જશે,
વીતેલી પળની યાદમાં રોવાઈ જશે.
કોઈનું દર્દ જોઈનેય રોવાઈ જશે,
ઈશ્વરને યાદ કરીનેય રોવાઈ જશે.
હસવું એ તો ફિતરત છે મારી,
તોય ન જાણે કેમ રોવાઈ જશે.
લોકોને તો ટેવ પડી છે રોવાની,
દેખાડે છે કેમ મગરના આંસુ ???
હવે તો હસતાં હસતાંય રોવાઈ જશે,
પ્રેમ મળશે ખૂબ તોય રોવાઈ જશે.

*૧૬, આકાર સોસાયટી, જોધપુર ચાર રસ્તા,*
*સેટેલાઈટ, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો. ૯૪૨૯૬૦૫૯૨૪*





# બની જાય છે...

*- પંકજ ચૌહાણ 'કમલ'*

જિંદગી જયારે મજાક બની જાય છે,
માનવી ત્યારે સજાગ બની જાય છે.

સાવ બસ ! એમ જ પૂછેલું : કાં, કેમ છે ?
લાખ દર્દોનો ઈલાજ બની જાય છે.

દર્દ જોઈ પારકું હૈયું જો હચમચે,
એજ ક્ષણ પૂજા-નમાઝ બની જાય છે.

ભાગ્યમાં તરવું લખાયેલું હોય છે,
એટલે તરણું જહાજ બની જાય છે.

ભૂલથી પણ, ભૂલ કોઈ સમરથ કરે,
આ જમાને તે રિવાજ બની જાય છે.

*મુ. વીરનગર, તા. જસદણ,*
*જિ. રાજકોટ-૩૬૦૦૬૦.*

# દીકરી - ચૌદ ભુવનનું તેજ !

*- પ્રફુલ્લા વોરા*

મા, એવું સાંભળ્યું છે કે -
લાખ ચોરાશી ફેરા ફરતાં માનવ જન્મ મળે છે.
દેવોને પણ દુર્લભ એવી સઘળી આશ ફળે છે.
ને મા, હું કેટલી ખુશખુશાલ છું.
આજે ફળ્યો છે મારો પુણ્યોદય
મને જરૂર મળશે અરૂણોદય,
અને... તને પણ લાગે છે ને...
દીકરી મારી લાડકવાયી ?
હા, મને ખબર છે મા !
માનું હૈયું હેત હિંડોળો,
ક્યારે પામું તારો ખોળો ?
ચૂમીઓથી ભરી દઈશને મા, મારા નાના નાના ગાલ ?
ક્યારે ભીંજાઈ રહું હું સ્નેહસભર વરસાદ ?
પણ... મા... ?
કેમ કશું બોલતી નથી ?
તું સાંભળે તો છે ને ?
કે... તને પણ લાગે છે મારા કોમળ પિંડનો ભાર ?
કે પછી... વાગે છે મારા હોવાપણાની તીણી તીણી ધાર ?
પણ...
બસ... દીકરી ?
તારી આંખો એટલે જાણે ચૌદ ભુવનનું તેજ.
તું પામીશ મારી સેજ.
દીકરી મારી વ્હાલનો વરસાદ.
તારો ક્યાંથી લાગે ભાર ?
મારો સફળ થયો અવતાર !!

*બી-૧, પલ્લવ એપાર્ટમેન્ટ,*
*રબર ફેક્ટરી સામે, ભાવનગર-૩૬૪૦૦૧.*
*મો. ૯૪૦૯૪૬૭૯૩૪*







# તારો સહારો !

*- ડૉ. રમેશ જે. મહેતા*

ખુદા, મને તારો સહારો,
ઊગતી રહે સોનેરી સવારો !
ભૂંડી ના મસલત ગમે.
આવે જીવનમાં મસ્ત બહારો !
ઝંઝાવાત સતાવે તોયે,
ઝીલી લઉં ઉગ્ર પ્રહારો !
કરે ભલે ને તું કસોટી,
આફતનો નાખીને ભારો !
ભલે આવે આંધી-તોફાન,
ડગે નહીં વિશ્વાસ અમારો !
થાઉં ભલે ને હાલહવાલ,
ગમે છતાંયે તારો ધારો !
અંતે થાઉં ભલે બેહાલ,
જોવા જેવો હશે ઠઠારો !
પંચગવ્યથી સ્નાન, નવું કફન,
અત્તર, ફૂલ અબીલ, ગુલાલનો વારો !
સ્વજન, મિત્ર, મેળાપી, દુશ્મન,
સહુની કાંધે જઈશ સાવ નોધારો !!

*બી/૫૭, જયભાનુ સોસાયટી, ચાણક્યપુરી બ્રીજ પાસે,*
*ઘાટલોડિયા, અમદાવાદ-૩૮૦૦૬૧.*
*મો. ૬૩૫૫૫૬૭૩૨૪*

# સફર

*- મહેશ દેસાઈ*

જન્મે મને આપી સફર,
છે જિંદગી એવી સફર !
જેને મળી ત્યાં વિસ્તરી
સૌને ગમે એવી સફર !
સૌ બેખબર એના વિશે,
છે કેટલી લાંબી સફર !
છે ચાલવાની ટેવ છે,
છોને મળે લાંબી સફર !
ઈચ્છા કરો મારી સફળ
મંજિલ મને એવી સફળ !
એના વગરની જિંદગી,
સૂની ડગર સૂની સફર !
અડધે રસ્તે થાકી ગયો,
બાકી હજી લાંબી સફર !
લાગ્યા કરે એવું 'મહેશ',
ખોટી દિશા ખોટી સફર !

*બી/૧૫, ત્રીજે માળ, રાજુ ફ્લેટ,*
*વિશ્વકર્મા મંદિર પાછળ, મજૂરા ગેટ પાસે,*
*સૂરત-૩૯૫૦૦૨. મો. ૮૨૩૮૫૭૪૪૫૦*





# ગઝલ

*- સાહિલ*

તૌબાના વાયદાઓ વદાડીને પી ગયો,
ભીતરના બંધ દ્વાર ઉઘાડીને પી ગયો.

મ્હેફિલની શાનને ન લાગે બટ્ટો એટલે,
ખાલી તો ખાલી જામ ઉપાડીને પી ગયો.

વેચ્યો હતો સવારે જેને ભૂતકાળ મેં,
ને સાંજ ઢળતાં એ જ કબાડીને પી ગયો.

ચૂપચાપ કાયદા પ્રમાણે પીવાનું હતું,
હું ચોક વચ્ચે વાજાં વગાડીને પી ગયો.

ક્યારેક નાની કાંકરીથી ચાતર્યો ચીલો,
ક્યારેક પૂરેપૂરી પહાડીને પી ગયો.

વાતાવરણના ખાલીપાને હલબલાવીને,
પળમાં સમયની જેવા ભરાડીને પી ગયો.

'સાહિલ' હું પી ગયો છું પરંતુ ખબર નથી,
ક્યારે ભીતરના ભયને ભગાડીને પી ગયો.

*નીલા, ૩/૧૫, દયાનંદનગર,*
*રાજકોટ-૩૬૦૦૦૨.*
*મો. ૯૪૨૮૭૯૦૦૬૯*



“ વનશ્રી ”
- પ્રશાંત એમ. પટેલ
મો. - ૯૪૨૭૫૫૯૭૮૫

